

# કર્મફળ.

(એક સામાજિક નવલકથા.)


લેખક અને પ્રકાશક:

ચત્રભુજ ભીમજી ત્રિવેદી સરપદડકર.

જોડીયા બજાર, કરાચી.


(ભીષ્મપિતામહ, બ્રહ્મતેજ, કુપ્રથાનું પરિણામ, ભારત ભક્ત દામાજી નાટક, પ્રાણહારક વિષ યાને ભયંકર ખુન આદિના કર્તા.)




વિક્રમાબ્દ ૧૯૮૨. પ્રથમાવૃત્તિ. ઈ. સ. ૧૯૨૬

"તરુણ-સાગર" પ્રેસમાં ગિરિજાશંકર બી. ત્રિવેદીએ છાપ્યું.

કેમ્પબેલ સ્ટ્રીટ, કરાચી.

કિંમત ૫-૮-૦.

# પ્રસ્તાવના.

આ સંસાર એક સુવિશાળ કર્મક્ષેત્ર છે. એ કર્મ ક્ષેત્રમ જીવ. કર્મ કરવાને માટેજ આવે છે. કોઇ ઉત્સાહથી, તો કોઇ નિરૂત્સ હથી, કોઇ ઇચ્છા પુર્વક, તો કોઇ અનિચ્છાથી, પણ પોતપોતાન કરવા યોગ્ય કર્મો કરે છે. ક્રિયા શિળતાજ આ સંસારની વ્યવસ્થા છે કોઇ નિષ્ક્રય નથી. જીવ જે સમયે, જે ઘડીએ અને જે ક્ષણે સંસા રમા પ્રવેશ કરે છે, તેજ ક્ષણે અને તેજ પળે તેને કર્મરત થવુ પ છે. જીવના સ્નેહમય માતા પિતા એક સમયે તેનો પરિત્યાગ કરી શ છે, પ્રિય મિત્ર પોતાનું સ્નેહબંધ ન તોડી શકે છે અને પ્રાણાધિક પ્રણયિની તેનો એક દિવસ ત્યાગ કરી દે છે પરંતુ કર્મ તેનો કદાિ ત્યાગ કરતું નથી. ધનવાન હો યા ગરીબ, ભિક્ષુક હો યા રાજેશ્વર મુર્ખ હો યા વિદ્વાન પરંતુ કર્મ કરવા માટેજ સર્વનો જન્મ થયો ( જે જેવાં કર્મ કરેછે તેને તેવાજ ફળ મળે છે, આજકાલ ભારત વ માં લોકોનું ધ્યાન સેવા કાર્ય તરફ વિશેષ રૂપમાં આકર્ષિત થયે જણાય છે એ શુભ લક્ષણ છે—એજ શ્રેષ્ટ કર્મ છે, એજ કર્મ અનુસરવું એ પ્રત્યેક મનુષ્યની આવશ્યક ફરજ છે.

આ દેશના ઉછરતા નવ યુવકો પ્રાણી માત્રને પોતાનાં સમ ન લે, ત્યા સુધી બીજાના દુઃખથી દુઃખી થવાનો ભાવ તેના હૃદયમ ઉત્પન્ન થવો મુશ્કેલ છે. જ્યાસુધી દેશના પ્રત્યેક મનુષ્યોનુ દુઃખ દુ કરવાને તેનું હૃદય વ્યાકુલ નથી થયું અને, જ્યાસુધી આર્તોનું આ રૂદન સાભળી તેનું હૃદય નથી રડતું, ત્યાસુધી પ્રકૃત સેવા બન મુશ્કેલ છે. પ્રકૃત સેવકને માટે નિરાભિમાની, ઉદાર, સહનશીલ, અધ વસાયી, પર દુઃખકાતર અને કષ્ટસહિષ્ણુ થવું પરમાવશ્યક જેનામાં એ ગુણો વર્તમાન છે, જે સેવા કાર્યમાં અગ્રસર છે, સમ સમય પર જે પોતાનુ સર્વસ્વ અર્પણ કરવાને પ્રસ્તુતઃ છે, જે સ ચારી, કર્તવ્ય નિષ્ટ છે, તથા જે કેવળ સહાયતા કરીનેજ પરિતૃ નથી થતા, બલ્કે ઉદ્યોગ કરી આર્ત દુઃખી જનોને એવા બના દેવાની ચેષ્ટા કરે છે કે જેથી તેવા મનુષ્યોને ફરી સહાયતાની આવશ્

કતા ન રહે. એજ સેવા કાર્યમા સફળતા મેળવી શકે છે. વાસ્તવમાં સેવા કાર્ય સર્વ સ્થળે વ્યાપક છે. એવો કોઇ પણ વિષય નથી, એવો કોઇપણ સમાજ નથી. અને એવો કોઇપણ દેશ નથી. કે જ્યા સેવા કાર્યને મહત્વ અપાતું ન હોય. સ્વયં શ્રી કૃષ્ણ ભગવાને પણ યુધિષ્ટિરના યજ્ઞમા આવેલા મહાનુભાવોનાં ચરણો ધોવાનું કાર્ય ગ્રહણ કરી સંસારની સમક્ષ સેવા કાર્યના મહત્વનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ રજુ કર્યુ છે. એજ સેવા કાર્યને—એજ શ્રેષ્ટ કર્મને લક્ષમાં રાખી આ પુસ્તક લખવાની ચેષ્ટા કરવામાં આવી છે. તેમાં હું કેટલી હદ સુધી કૃતકાર્ય થઇ શકયો છું તેનો વિચાર વિજ્ઞ પાઠકો પર નિર્ભય છે. જ્યા સુધી બન્યુ છે. ત્યાં સુધી આ પુસ્તકમાં પ્રાકૃતિક વાતોજ બતાવવામા આવી છે. પાત્રોની ભાષામાજ તેના પુર્ણ વિચારોની તુલના કરી શકાય છે. એટલુ છતાં પણ સંભવ છે, કે તેમાં ઘણા દોષો નજરે આવશે. પરતુ આશા છે કે વિજ્ઞ પાઠક મારો આ ક્ષુદ્ર પ્રયત્ન સમજી ક્ષમા કરશે.

આ પુસ્તક મારી પાસે બે વરસથી લખેલું તૈયાર પડેલું છતાં સમયની પ્રતિકુળતાને લઇ પ્રસિદ્ધ કરવામા મને કેટલીક પ્રત્યવાય નડતો હતો, રફ કોપી ફરીથી વાચી જવામા, ચિન્હો મુકવામાં, તેમજ પ્રુફ તપાસવા આદિ કાર્યને પહોચી વળવા હુ અસમર્થ હતો. મારી આ મુશ્કેલી મારા ઉદારચિત મિત્ર જગજીવનદાસ પ્રધાનના જાણવામાં આવતાં, તેમણે પોતે અત્યંત વ્યવસાયી છતાં રફ કોપી સુધારવામા, ચિન્હો મુકવામાં અને કેટલાક નવિન વિષયો દાખલ કરવાના વિચારો આપવામા, પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી, મને ઉત્સાહિત કરી મારા પર જે ઉપકાર કર્યો છે તેનો બદલો હું મારી જીંદગીભર વાળી શકું તેમ નથી, મારાં આગલાં પુસ્તકોમાં પણ એ બંધુએ તેવાજ ખંતથી મને મદદ કરી હતી. આ વખતે પણ તેમનાજ રાત્રિ દિવસના સતતશ્રમ અને પ્રોત્સાહનથી મારો આ પ્રયત્ન સફળ થયો છે, એમ કહું તો એમાં કાંઇ અતિશ્યોકિત નથી.

હું મોટો ગ્રંથકાર કે વિદ્વાન નથી, મારા ક્ષુદ્ર લેખોમા એવુ કાંઇપણ મહત્વ નથી, એટલું છતાં હું સાહિત્ય જીવનના તોફાની મોજાઓમાંથી સહેલાઇથી અને આનંદથી પસાર થઇ શકું, એમ કરવા અને મારા કાર્યમાં મને પ્રોત્સાહન આપવા અત્રના ઉદારચિત વેપારીઓએ અને સુજ્ઞ ભ્રાતાઓએ મને જે સહાયતા આપી છે એ માટે હુ તેઓનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

ગરીબ અને સાધનહીન મનુષ્યોની લાગણી હમેશાં દબાએલીજ હોય છે, એ સુત્રને મારા મરહુમ શેઠ મેઘજી ગોકળદાસ બરાબર જાણતા હતા, તેમજ પુસ્તકો લખવાનો મને શોખ હોવાની વાત તેઓના ધ્યાનમા હતી એથી હું મારી સ્થીતિ અને સંયોગોને સંભાળી શકું તેવો સરલ માર્ગ કરી આપવા સાથે મારી દબાએલી લાગણીને પણ ખીલવવાનો એ ઉદારાત્માએ ભગીરથ પ્રયત્ન કર્યો હતો. તેમનીજ કૃપાથી હું કાંઇક ગતિ કરતા શીખ્યો છું તેમના લઘુ બંધુ શેઠ પ્રેમાનંદ ગોકળદાસ અને ધરમશી ગોકળદાસનો મારા પર જે અપુર્વ ભાવ છે તે અકથ્ય છે, તેઓ પણ વારંવાર મારી ઉન્નતિ માટે બનતું કરે છે, હું તેમનો નોકર હોવા છતાં મારાપર ભ્રાતૃવત્ સ્નેહ રાખે છે, એ માટે તેઓશ્રીનો ઉપકાર માનું છું.

શ્રીયુત શેઠ રામપ્રતાપ રામચંદ્રે મારા આ કાર્યમા મને રૂા ૧૦૧)ની મદદ કરી મારા ઉત્સાહમા જે ઉમેરો કર્યો છે એ માટે તેમનો, તેમજ મારા પ્રયાસોની સફળતા માટે વારંવાર યત્ન કરતા મારા ગુરૂવર્ય પંડિત પ્રભાશંકર કાળીદાસને પણ આભાર માનવાની આ તક હું જવા દઇ શકતો નથી.

મારૂં કાર્ય અહીંજ વિરમે છે અને આ અલ્પજ્ઞ લેખક યાચે છે કે, હે પ્રભુ, આ ભારત ભુમીના જનોને શુભ બુદ્ધિ પ્રેરી, તેમની કીર્તી શોભા અને યશને વધારી, સદાચરણી કરી, સુખી રાખો અસ્તુ:

વિક્રમાર્ક ૧૯૮૨
અષાડ શુક્લ દ્વિતયા.

લી. કર્તા
ચત્રભુજ ભીમજી ત્રિવેદી

# અનુક્રમણિકા.

# અર્પણ પત્રિકા.

## સ્વર્ગવાસી શેઠ હુંદ્યામલ મોટુમલ નસરપુરીના
## અમર આત્મા પ્રતિ.

જગતમાં અનેક મનુષ્યો દ્રવ્ય સંપાદન કરી શ્રીમાન બને છે પણ તે લક્ષ્મીનો સદવ્યય તો જે પુણ્યવાન ભાગ્યવાન હોય છે તેજ કરી શકે છે. આપે સત્ય નીતિને અગ્રભાગે રાખી શ્રધા સાહસ અને ખંતથી શ્રી અને સરસ્વતિનો વિરલ યોગ પ્રાપ્ત કર્યો હતો અને એ ન્યાયોપાર્જિત પવિત્ર સંપતિનો પારમાર્થીક સ્તુત્ય કાર્યોમાંજ નિરંતર સદુપયોગ કર્યો હતો સ્વજ્ઞાતિના બંધુઓને સદબોધ મળે એવી સંસ્થાઓ સ્થાપી તે દ્વારા આપે જે જ્ઞાતિહિત કર્યું હતું તે યાદ કરી અદ્યાપિ અનેક મનુષ્યો આપની મુકત કંઠે પ્રશંસા કરી રહયા છે ત્યારે મારા જેવો ક્ષુદ્ર મનુષ્ય આપના ગુણ ગાનમાં તલિન્ન બની જાય તેમાં આશ્ચર્ય શું?

આપના જેવા ગુણવાન અને સાહિત્ય પ્રેમી નરરત્ન સાથે મારૂ નામ જોડવાની અનાયાસે મળેલી ઉમદા તક માટે હુ પોતાને ભાગ્યશાળી માનુ છું અને આ “કર્મફળ” નામક નવલ કથા આપના અમર આત્માને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું અને પરમ કૃપાળુ પરમાત્મા સ્વર્ગમાં આપના આત્માને શાસ્વત શાંતિ સમર્પણ કરે એવી અનન્ય ભાવનાસહ અહીંજ વીરમું છું.

લી. આપનું આત્મશ્રેય ઇચ્છનાર,

**ચત્રભુજ ભીમજી ત્રિવેદી સરપદડકર.**

# કર્મફળ.

લેખક—ચત્રભુજ ભીમજી ત્રિવેદી.

## પ્રકરણ ૧ લું.

### સ્નેહવશ પિતા.

" કેમરે હરિદાસ, તેં એને પૈસા શા માટે આપ્યા ?"

" ભાઇ, આશું ? એક તો બિચારા ગરીબની ગાડી ઉંધીવાળી, તેની બધી મિઠાઇ ફેંકી દીધી, અને ઉપરથી ધમકાવવો એ શું ઠીક કહેવાય ? તમારા પિતા જાણે તો શું કહે ?" હરિદાસે નમ્રતા પુર્વક જવાબ આપ્યો.

" પિતાની કોણ દરકાર કરેછે ? જા, એકદમ અહીંથી ચાલ્યો જા." એમ કહેતાજ એક, એકાદશ વર્ષીય બાળક કાળીદાસે ચાળીસ વર્ષના નોકર હરિદાસના ગાલપર એક તમાચો લગાવી દીધો.

હરિદાસ કાળીદાસના દાદાના વખતનો જુનો નોકર હતો. શેઠનું ઘણુંજ માન રાખતો હતો એટલુંજ નહિ પરંતુ તે માલિકના ભલા માટે પ્રાણની પણ પરવા કરતો નહોતો. કાળીદાસને તેણે બાલ્યાવસ્થામાં પોતાની ગોદમા રમાડ્યો હતો, પોતાના પુત્ર જેટલોજ તે તેનાપર પ્રેમ રાખતો હતો, એટલે તે કાળીદાસની ચમાટ ખાવા છતાં પણ નારાજ ન થતાં હસતા હસતા કાળીદાસનો હસ્ત પકડી લઇ તેને છાતી સરસો ચાંપતાં બોલ્યો. " એકતો બિચારા ગરીબની મિઠાઇ તમે

ફેંકી દીધી અને મેં તેના પૈસા આપ્યા તો મને પણ ચમાટ લગાવી દીધી. બસ, આજે તો તમને પિતાજી પાસે લઇ જઇ ખુબ માર ખવડાવવો પડશે." એમ કહેનોજ તે કાળીદાસનુ કાંડુ પકડી આગળ ચાલ્યો.

કાળીદાસે હરિદાસના હાથમાંથી છુટવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પરંતુ તે વ્યર્થ ગયો. આથી આખરે તેણે હારી જઇ બુમો પાડવા માંડી. લાડકા પુત્રની રાડો સાંભળતાજ, પ્રેમાળ પિતા બાહર આવ્યો. અને હરિદાસને ઉદ્દેશીને બોલ્યો "કેમ, હરિદાસ શું છે ?"

"હવે ભાઇ ઘણા મસ્તીખોર બની ગયાછે. જૂઓની બિચારા ગરીબ ફેરીવાળાની મિઠાઇ ઢોળી નાખી અને મેં તેને પૈસા આપ્યા તો મને પણ તમાચો માર્યો." હરિદાસે કાળીદાસને પોતાના હાથમાંથી છુટો કરતાં અને દરવાજા પર ઉભેલા ફેરીવાળા તરફ આંગળી બતાવતા કહ્યું.

"એમાં વળી બાપુનો ભય શુ બતાવો છે ? શું અમે કાઇ બાપુજીથી ડરીએ છીએ ? લે આ......." એમ કહેતાજ કાળીદાસ હરિદાસને એક લાત મારી ત્યાંથી દોડતો ચાલ્યો ગયો.

કાળીદાસના એ વર્તન તરફ ધ્યાન ખેંચવા હરિદાસે પોતાના માલિક સામે જોયુ પરંતુ પુત્ર સ્નેહ વશ બનેલા પિતાએ પ્રત્યુતરમા માત્ર હસી દીધું—તિરસ્કારને બદલે તે સ્નેહ ભરી દ્રષ્ટિએ જે તરફ પુત્ર ગયો તે તરફ જોઇ રહ્યો. માલિકના આ વર્તનથી હરિદાસને ઘણું લાગી આવ્યુ, તેના મોઢામાથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ અને નીચે નિહાળતો ત્યાથી ચાલ્યા જવાનો માર્ગ શોધવા લાગ્યો. પરંતુ હરિદાસના એ ભાવને જાણી ગયેલો શેઠ તેને શાંત પાડવાના ઉદ્દેશથી ઘણાજ નમ્ર શબ્દોમા બોલ્યો. "હરિદાસ, ઓછુ ન લાવતા, કાળીદાસ બાળક છે, હજુ તે નાદાન છે........"

"શેઠજી, મે આપને આગળ પણ કહ્યું હતું અને હમણાં પણ કહું છું કે કાળીદાસને મોઢે ચડાવવામા અને ખોટાં લાડ લડાવવામા ભયંકર ભુલ કરોછો. આપ પુત્ર સ્નેહવશ બનેલાછો તેથી મારૂં કહેવું આપના ધ્યાનમા આવતું નથી પરંતુ આટલુ યાદ રાખજો કે આ સ્નેહ, આ પ્રેમ એક વખત એવો ભયકર કડવા અનુભવ આપનારો અને પાગવાર પશ્ચાતાપમા ડુબાડનાર નીવડશે, કે તમોને તમારી જીંદગી પણ અકારી લાગશે. માટે અત્યારથીજ મમતાને મહત્તા ન આપતા પુત્રના ભલાને ખાતર, તેનામા દાખલ થતી નાદાનીપર અંકુશ રાખો કારણ કે આ ટેવ આગળ જતા ભયકર રૂપ પકડશે." પોતાના માલિકને બોલતા અટકાવી, ભાવિ આપત્તીનો ખ્યાલ કરી આવેશમા આવેલો હરિદાસ વચ્ચેજ બોલી ઉઠ્યો.

હરિદાસનું શેઠની પાસે ઘણુજ માન હતું. એ સત્યવકતાના એકે એક શબ્દો તે અમુલ્ય સમજતો હતો એટલુંજ નહિ પરંતુ હરિદાસને તે પોતાનો નોકર નહિ પરતુ એક વડીલ તરીકેજ માનતો હતો એટલે તેના ગમે તેવા આવેશના શબ્દો માટે તેને દીલમા કાંઇ પણ લાગ્યું નહિ. ઉલટો તે પોતાના ભવિષ્ય માટે ચિંતા કરતા સુશીલ સેવકની મનમાંજ પ્રસંશા કરતો ઘડીભર તેની સામે જોઇ રહ્યો અને બોલ્યો–

"હરિદાસ, ખરૂં છે. પુત્ર સ્નેહમા અંધ બની તેને ખોટા લાડ લડાવવામા ભૂલજ છે પરંતુ હરિદાસ મને મોટી ઉમરે પુત્ર પ્રાપ્તિ થવાથી તેની બાલ્યાવસ્થાથીજ તેને લાડ લડાવવામાજ મારૂં કર્તવ્ય માનતો આવ્યો છુ પણ હવે મને જણાય છે કે તે લાડ લડાવવામા ભુલજ થાયછે. અને તે ખોટાં લાડ ન કરવાનો બહુએ પ્રયત્ન કરૂં છું પણ કુદરત મને ફાવવા દેતી નથી. છતાંએ હું મારી ફરજ બજાવવા મા પછાત નહિ પડતાં બજાવતો રહીશ. પરતુ હું નથી ધારતો કે

કાળીદાસ પણ મારી તેના તરફની ઉદાર લાગણીનો અવળો અર્થ કરે. તેથી મને ખાત્રી છે કે જ્યારે તે મોટો થશે—ખરૂં ખોટું સારૂં નરશુ સમજવા લાગશે ત્યારે તેને આપોઆપ સમજ પડશે.

" પરંતુ માલિક આપ જાણો છો કે સંતાનોની ઉન્નતિ, અવનતિનો આધાર બાલ્યાવસ્થામાં માતા પિતાએ તેનામાં મુકેલા સંસ્કારો પર રહે છે. જ્યારે નાનું બચ્ચું પોતાની તોતડી ભાષામાં કોઇને કાંઇ અપ શબ્દ કહેછે અથવા પોતાના કુમળા હાથોથી કોઇને પ્રહાર કરેછે ત્યારે તેના માતા પિતા નજરે નિહાળતાં છતાએ, સ્નેહવશ બની પુત્રના તે અપલક્ષણ સામું દુર્લક્ષ નહિ કરતા હમે છે. આથી બાળક પોતાને પ્રોત્સાહન મળ્યું સમજી વારંવાર તેમ કરવાને લલચાય છે, અને જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ બાલ્યાવસ્થામાં પડેલી કુટેવો વધારે ભયંકર સ્વરૂપ પકડતી જાય છે. માટે જ્યારથી બાળક સમજવા લાગે, થોડું થોડું બોલવાની શરૂઆત કરે, ત્યારથી તેનામાં સારા સંસ્કારોના બીજ રોપવાની આવશ્યકતા છે. કારણ કે તેના સારા સંસ્કારોનો તે શિક્ષાકાળછે અને તે વખતે જે કાંઇ શીખેછે તેજ તેની શિક્ષા મનાયછે. અને તે શિક્ષા અનુસાર તેનું ભાવિ જીવન પ્રવાહિત થાય છે ખરૂં પુછો તો કાળીદાસ તરફ અત્યાર સુધી તમે દુર્લક્ષજ રાખ્યું છે. આપની નિરંકુશતાના પરિણામેજ કાળીદાસ હઠીલો અને હાથ છુટ બની ગયોછે. હજુ પણ તેને સુધારવાનો સમયછે નહિ તો પાછળથી આપને બહુજ પસ્તાવું પડશે." હરિદાસે બળાપો કરતા કહ્યું.

" જાણુંછું, હરિદાસ, સર્વ જાણુંછું. પરંતુ પસ્તાવાનું મારા ભવિષ્યમાંજ લખેલું હોવાથી, તે મારા કે તમારા પ્રયત્નથી કોઇ કાળે ટળવાનું નથી. જ્યારે આજે કાળીદાસનાપર અંકુશ રાખવાનું તમે

કહોજો ત્યારે હું તમને મારા પોતાના હિતેચ્છુ માની આગળની વાત કહું છુ કે, સરપદડના વતની અને કરાચીમા પ્રસિધ્ધિ પામેલા પંડિત પ્રભાશંકર કાળીદાસનુ જે વખતે અહીં આગમન થયુ હતુ તે વખતે એ સત્યવકતા જ્યોતિષી પાસે, કાળીદાસનુ ભવિષ્ય પુછતાં તેણે સત્યભિના જણાવી કે તેના પર અંકુશ રાખવાની જરૂરીઆત છે અને વધારામાં કહ્યુ હતુ કે આ તમારો પુત્ર ભવિષ્યમા તમારો ધ્રાતી, વેશ્યાગામી અને મહાન દુરાચારી થશે. તેના અનર્થોથી તમારા કુટુબની–દ્રવ્યની પાયમાલી થશે માટે તેનાથી સાવધ રહેજો. તેને ખુબ દાબમા રાખી દ્રવ્ય અને કુટુબને સંભાળજો, નહિ તો એ દ્વારા, તમારી ઉજ્વળ કીર્તિને કાળો ડાઘ લાગશે. એ ભવિષ્યવાદીના વચનો કોઇ પણ વખતે મિથ્યા થયેલા સાભળ્યા નથી એટલે એ ભવિષ્યવેતાની ભવિષ્ય વાણી નો ખ્યાલ કરી, હું કોઇ વખતે કાળીદાસને કાંઇ કેહેવાનો વિચાર કરૂં છું પરતુ સ્નેહવશ હું તેને કાંઇપણ કહી શકતો નથી. હરીદાસ, શુ કહુ કોઇ ગેબી શકિત મને તેમ કરતો અટકાવે છે તો પણ હું યત્ન કરીશ, અને તેટલી ત્વરાએ કાળીદાસને સંસ્કારી બનાવીશ." એમ કહેતોજ તે હરિદાસને પેઢીપર જવાની આજ્ઞા આપી અંદર ચાલ્યો ગયો. હરિદાસ કાળીદાસના ભવિષ્યની ચિંતા કરતો મનમાંજ બબડ્યો, બાલ્યા વસ્થામા માતા પિતાનો અણુછાજતો સ્નેહ એ પુત્રને માટે ખરેખર સ્નેહ છે કે શત્રુતા! એ કાંઇ સમજાતું નથી, ખરેખર, મનુષ્ય જ્યાંસુધી સ્ત્રી પુત્રાદિકના મોહમાં લુબ્ધ રહે છે ત્યા સુધી તેને કોઇ પણ પ્રકારનો સદબોધ લાગતો નથી. એમ બોલતો હરિદાસ કામપર ચાલ્યો ગયો.



# પ્રકરણ ૨ જું.

## —પરિચય—

ત્રીકમદાસ શાંતિપુરના એક ધનાઢય ગ્રહસ્થ છે, કાશીદાસ તેમનો એક માત્ર પુત્ર છે. તેના પર આ વખતે લક્ષ્મીની પુર્ણ કૃપા છે. તેની ઉમર અત્યારે લગભગ પચાસ વર્ષની છે તેના પરિવારમાં તેની સ્ત્રી, બે પુત્રીઓ અને એક પુત્ર છે. આ સિવાય આસપાસની સ્ત્રીઓ અને પાડોશના નાના મોટા મનુષ્યોથી તેનું ઘર હમેશાં ભરેલુંજ જણાતું હતું અને તેનું કારણ એ ધનાઢયનો સાદો અને સરલ સ્વભાવજ હતું તેનામાં અભિમાનનો અંશ માત્ર નહોતો, ગરીબો પર તેનો દયા ભાવ હતો, સમય પરત્વે તે ગરીબોને સહાયતા પણ આપતો, આથી શાંતિપુરમાં તેનું માન પાન ઘણું સારૂં હતું સર્વ કોઇ તેની પ્રસંશા કરતું.

ત્રીકમદાસની બે પુત્રીઓ પૈકી એકનું નામ શારદા હતું જેનાં લગ્ન શાંતિપુરનાજ એક જમીનદાર કુટુંબના આગેવાન ભગવાનલાલના જ્યેષ્ઠપુત્ર શાંતિલાલ સાથે કર્યું હતું. ભગવાનલાલનું કુટુંબ પુરાતન હતું, તેમના વડવાઓએ રાજ્ય ઉપર અનેક ઉપકારો કરેલા હોવાથી શાંતીપુર શહેર તેમના વડવાઓને ઇનામ તરીકે મળ્યું હતું, પરંતુ વંશ વિપુલ હોવાથી કંકાસના કારણે પરસ્પરમાં તકરારો થવાથી એક બીજા કુટુંબીઓ વચ્ચે દ્વેષ ભાવની તથા વૈર ભાવની લાગણીઓ ઉપસ્થિત થઇ હતી આ કંકાસોની પુર્ણાવૃતી નહિ લાવતાં તેઓ ઠેઠ મહારાજા સુધી પહોંચ્યા હતા; પરિણામ એ આવ્યું કે મહારાજાએ સર્વને જમીનની વહેંચણી કરી આપી તેમાં ભગવાનલાલના કુટુંબને શહેરની આવકનો અરધો હિસ્સો મળવા લાગ્યો. ભગવાનલાલના કુટુંબીઓથી

આ ન સહેવાયું. તેઓ આવેશમા આવી ગયા અને કોઇએ સમય સાધી યુકિતપૂર્વક ભગવાનલાલના પુત્ર શાન્તિલાલનું ખુન કર્યુ. આ વાતની મહારાજાને ખબર પડતાં તેની તપાસ કરવા પોલીસોને ત્યાં મોકલ્યા પરંતુ શાન્તિલાલની લાશ કે ખુનીનો પત્તો પોલીસ મેળવી શક્યા નહિ. આ દિવસથી શારદા વિધવા બની અને કેટલાક દિવસે પુત્ર વિયોગે ભગવાનલાલે પણ પ્રાણ ત્યાગ કર્યો ત્યારથી વિધવા શારદા પિતૃ ગૃહે રહેવા લાગી.

ભગવાનલાલના પિત્રાઇને એક મોહનલાલ નામનો છોકરો હતો. તેની સાથે પ્રથમ શારદાના લગ્ન કરવાનો ત્રીકમદાસ વિચાર હતો પરંતુ તેની ઉચ્છંખળતા અને ઉદ્ધતાઇનો પરિચય થવા પછી, ત્રીકમદાસે પોતાનો વિચાર બદલ્યો હતો અને શારદાના વિવાહ શાન્તિલાલ વેરેજ કર્યા હતો વિધીનું વિધાનજ એવું હતું એમા બિચારા ત્રીકમદાસનો શુ દોષ!

ભગવાનલાલના મૃત્યુ પછી તેની સર્વ સંપત્તિ અને જાગીર નો તે એકલોજ માલિક બન્યો. ભગવાનલાલની વિધવાને માત્ર તે નિર્વાહ પુરતુંજ દ્રવ્ય આપતો આથી શારદા માસુને બોજા રૂપ ન થાય એટલા માટે ઘણું ખરૂ પિતૃ ગ્રહેજ રહેતી હતી. તો પણ તેની સાસુ સેવાથી વચિત રહેતી નહોતી. નિરંતર તે તેણીને રસોઇ આદિ કરી આપ્યા પછીજ પિતાને ત્યાં જતી હતી.

મહારાજા સુરેંદ્રસિંહના ભત્રીજા સુરસિંહનો સાથે મોહનલાલને મારી મૈત્રી હતી. રાજકોટની રાજકુમાર કોલેજમાં બન્ને સાથેજ ભણતા હતા, ત્યાં કુસંસર્ગ દોષથી બંન્ને લંપટ અને દુરાચારી બની ગયા હતા, અને પરસ્પરનાં છિદ્રો જાણતા હતા. દ્રવ્ય લોભ એક બીજામા મશ્ગોળ હતો. આથી સુરસિંહે મહારાજાને સમજાવી શાન્તિપુર તાલુ-

કાના સમસ્ત ગામોનો વહીવટ કરવાનુ કામ પણ મોહનલાલનેજ સોપાવ્યું હતું. આમ કરવામાં સુરસિંહનો અંગત સ્વાર્થ સમાએલો છે એમ મોહનલાલ સારી રીતે જાણતો હતો વળી તે એમ પણ સમજતો હતો કે સુરસિંહ મારા દ્વારા પોતાનો સ્વાર્થ સાધ્ય કરવાની આશામા મારા વિરૂદ્ધની કોઇ પણ ફરીયાદ મહારાજા સુધી પહોચવા નહિ દે. આ સર્વ કારણોથી નિર્ભય બની એ દ્રવ્યલોભી મોહનલાલે પ્રજાપર અત્યંત અત્યાચારો કરવા માડ્યો. સુજ્ઞ વાચક, તેની કારકીર્દીની આલોચના આ સ્થળે અનાવસ્યક હોઇ આપને નિરાશ કરવા માટે મને ક્ષમા કરજો સમય આવતા આપને સર્વ સાફ સમજાઇ જશે.

ત્રીકમદાસની બીજી પુત્રીનું નામ કમળા હતુ, તેણીના લગ્ન શાંતિપુરના નગર શેઠ રામલાલના પુત્ર અમૃતલાલ વેરે થયા હતા પરંતુ કમળા કરતાં તે બે વરસ નાનો હોવાથી કમળા સાસરે જતી નહોતી. અમૃતલાલ બાલ્યાવસ્થાથીજ સારા સંસ્કારમા ઉછરેલો હોઇ તેનામા દેશ અને સમાજ સેવાની ભાવનાનો આવિર્ભાવ થએલો હતો. તે નિરંતર દીન દુ:ખીઓની સેવા કરવામાંજ પોતાના સમયનો વ્યય કરતો. રામલાલ તેના તે કામ પર ઘણોજ નારાજ હોવા છતા પણ અમૃતલાલ તેની દરકાર કરતો નહોતો. તે તો દિવસ અને રાત્રિ એજ કાર્યમા મચ્યો રહેતો. અત્યારે અમૃતલાલ ઉમરે પહોચેલો હતો છતાં ત્રીકમદાસ કમળાને સાસરે મોકલતો નહોતો. તેનું કારણ એ હતુ કે અમૃતલાલની માતા ગુજરી ગઇ હતી. તેના ઘરમાં વૃદ્ધ સ્ત્રી નહોતી અને અમૃતલાલ રાત્રી દીવસ બહાર ફરતો હતો. એટલે જુના વિચારના ત્રીકમદાસને યુવાવસ્થામા પહોંચેલી, કમળાને એવી સ્થીતિમા ત્યાં એકલી રાખવાનું પસંદ ન હોતું; પરંતુ ત્રીકમદાસની એ નાની ભુલનું કેવું પરિણામ આવ્યું તે આપણે આગળ જતાં જાણીશું.

ત્રીકમદાસની પત્નીનું નામ કાંન્તાગૌરી હતું. બે પુત્રીઓ થવા પછી પુત્રની અભિલાષા વાળી સાધવીએ, આ પુત્રનુ મુખ જોયુ હતું. માતા પિતા તેનુ લાડથી પાલન કરતા હતા, તેમના એ લાડકવાયા પુત્રનો પ્રથમ પરિચ્છેદમા આપણને પરિચય થઇ ગયો છે એટલે એ સંબધી પિષ્ટ પેષણ નહિ કરતા આ સ્થળે માત્ર એટલુજ કહેવુ બસ થશે કે કાળીદાસ હરિદાસને લાત મારી દીવાન ખાનામા ચાલ્યો ગયો ત્યા તેની માતા, કમળા અને નારદાની સાથે વાત ચીતમાં ગુંથાએલી હતી. પુત્રને રોડતો આવતો જોઇ સ્નેહાળ માતાએ પુછયુ "કેમ બેટા શું છે ? નાસે છે શામાટે ? "

" મને હરિદાસે માર્યો. " લાડકવાયા પુત્રે રડતા રડતાં કહ્યુ.

" હરિદાસે તને શા માટે માર્યો ? માતાએ પુત્રને ગોદમા લઇ તેના માથાપર હાથ ફેરવતા અને છાનો રાખતા પુછયું.

" મે એક ફેરી વાળાની છાબડીમાથી થોડી મીઠાઇ લઇ ખાધી અને તેમ કરતા તેની છાબડી ઉંધી વળી ગઇ એથી હરીદાસે માર્યો. " કાળીદાસ સરાસર જુઠ્ઠુ બોલ્યો,

" શું હરીદાસ એટલો બધો ફાટી ગયો છે" ? માતાએ આવેશમાજ કહ્યુ.

" હા માતા હવે એને આપણા ઘરમાંથી કાઢી મુકો. " કાળીદાસે હરીદાસનું કાશળ કઢવા માતાને ઉશ્કેરી.

" ઠીક છે, આજે તારા પીતા આવશે એટલે તેને સમજાવી હરીદાસને નોકરીમાંથી રજા અપાવીશ, એનાથી તને મરાયજ કેમ ? " એમ કહેતાંજ પ્રેમાળ માતાએ પુત્રને હૃદય સરસો ચાંપ્યો.

એટલામાં ત્રીકમદાસ ત્યાં આવી પહોંચ્યો, તેને જોતાજ કન્તાગૌરી બોલી ઉઠી " તમારા નોકરની ઉધ્ધતાઈ જોઈ ? આજે તેણે મારા પુત્રને માર્યો. "

" હા બાપુ, આ હરિદાસનુ વર્તન સારૂં ન કહેવાય. " શારદાએ પણ ભાઈનુ ઉપરાણુ કર્યું.

" અરે ગાંડી તારા પુત્રને હરિદાસે માર્યો કે તારા લાડકવાયા પુત્રે હરિદાસને માર્યો ? " ત્રીકમદાસે હસતા હસતા કહ્યું.

" પણ, પહેલા તો હરિદાસે મને માર્યોના." પુત્રે માતાની પાસે પુનઃ ફરીયાદ રજુ કરી.

"જુઓ નોકરોને મોઢે ચઢાવવા ઠીક નથી, તેમા પણ મારા આ પુત્રના ઉપર હાથ ઉપાડે એ મને જરાએ નહિ પાલવે, જો તેને મારો પુત્ર ન ગમતો હોય તો સાફ સાફ કહી દેજો કે તે મારા પુત્રને ન બોલાવે. " માતાએ પુત્રનુ ઉપરાણુ લેવા માડયુ.

" ગાંડી, હરિદાસ, તારા પુત્રને માટે કેટલુ કરે છે ? કેટલુ સહન કરે છે ? એ તુ કયાથી જાણે ? તોપણ મેં આજે કહ્યુ છે અને ફરીને તે કાળીદાસને કાંઈ નહિ કહે, હા પણ આજે વેવાઈનો કાગળ આવેલો છે અને તે લગ્ન માટે લખે છે. કેમ તારો શું વિચાર છે ? "

સુજ્ઞ વાચકોને આ સ્થળે જણાવવાની જરૂર છે કે કાળીદાસનો સબધ રાજનગરના રહીશ મનોહરલાલની પુત્રી મનોરમા સાથે થયો હતો, મનોરમાની ઉમર અત્યારે તેર વર્ષની હતી. જ્યારે કાળીદાસ માત્ર અગીયાર વર્ષનોજ હતો. લગ્નકાળ જતો હોવાથી મનોહરલાલ લગ્ન બને તેટલી ત્વરાથી કરવા વેવાઈને લખેલું હતું પરતુ પુત્રની ઉમર નાની હોવાથી, તરતમાં લગ્ન કરવાનુ ત્રીકમદાસને રૂચતું ન

હોતુ. તે એકાદ બે વરસ થોભી જવાને વેવાઇને જવાબ લખી નાંખવાના નિશ્ચય પરજ આવ્યો હતો; તો પણ જવાબ લખવા પહેલાં પત્નિની સલાહ લેવી યોગ્ય સમજી તે અહીં આવ્યો હતો. પતિના એ પ્રશ્નથી કાન્તાના હર્ષનો પાર રહ્યો નહિ, તે આનંદના આવેશમાં બોલી ઉઠી" એમાં મારો વિચાર શું પુછો છો ? પોતાના એકના એક પુત્રના લગ્નનો લ્હાવો લેવાની કોને ઇચ્છા ન થાય ? "

" એ ખરૂં છે, પરંતુ કાળીદાસની ઉમર માત્ર અગીયાર વર્ષની અને કન્યા........."

" પરંતુ મનોરમાનું કદ કાળીદાસ કરતા ઘણુજ નાનુ દેખાય છે."

" તો પણ લોક નિંદાને પાત્રતો થવાનુંજ. "

" લોક તો સબંધ કરતી વખતે પણ નિંદા કરતા હતા શું એવી લોક નિંદાના ભયથી આપણા પુત્રનો વિવાહજ ન કરીએ ? બસ; આજે ને આજેજ વેવાઇને લખી મોકલો અને લગ્નનુ નક્કી કરી નાખો. આપણી વૃદ્ધાવસ્થા છે કાલ કોણે જોઇ છે દીઠું તે સુખ અને કર્યું તે કામ, મારી હયાતિમાજ મારા પુત્રનાં લગ્ન થાય એમ કરો. વહુનું સુખ તો મારા ભાગ્યમા હશે તો જોવાશે પણ મારા પુત્રના લગ્નનો લ્હાવો તો લઉં " એમ બોલતા બોલતાં કાન્તા રડી પડી.

ત્રીકમદાસ પોતે કરેલી ભુલ માટે પસ્તાયો. સ્ત્રીની બુધ્ધિ માનીએ તેનો સાક્ષાત્કાર થયો. તેણે કાન્તાને સમજાવવા બહુએ પ્રયત્ન કર્યો પરંતુ આખરે સ્ત્રી હઠ આગળ તે હતાશ બન્યો અને વેવાઇને હકારમાંજ જવાબ વાળ્યો.

થોડાજ દિવસમા લગ્નનો દિવસ નક્કી થઇ ગયો, ત્રીકમદાસના ઘરમાં લગ્નની ધામધુમ મચી રહી.

અફસોસ ! પુત્ર સ્નેહવશ બંનેલા ત્રીકમદાસ ભલે તમે એક અગી-આર વર્ષના બાળકનું લગ્ન તેર વર્ષની કન્યા સાથે કરવામા આનંદ માનો પરંતુ એ કાઇ ખરો આનંદ નથી. જેણે આ અ સમયના અને મેળ વગળના લગ્નનાં દુષ્પરિણામો જોયા છે, અનુભવ્યા છે, તેજ તની વ્યથાને જાણે છે. શાસ્ત્રકારોનુ કથન છે કે કન્યાથી વરની ઉમર બમણી હોવી જોઇએ પરંતુ જો કોઇ કારણ વસાત તેવા જોડા ન મળે તો એ ચાર વર્ષનુ અંતર તો અવશ્ય હોવુજ જોઇએ પરંતુ આતો વર કરતા કન્યા બે વરસ મોટી છે. બે વર્ષબાદ પૂર્ણ યૌવના યુવતી બનશે. જ્યારે પતિ તેર વર્ષનો સામાન્ય બાળક રહેશે ત્યારે એવી સ્થીતિમાં ભાગ્ય હિન પત્નિ પોતાના અજ્ઞાન પતિને લાડ લડાવશે કે પતિ પોતાની પત્નીને શિક્ષા આપી સુમાર્ગપર લાવશે ? એ અત્યંત વિચારનો વિષય છે. હાય ! આજ સમાજમાં એવાજ લગ્નો થતા દ્રષ્ટિ ગોચર થાય છે. અને તેના પરિણામે હિંદના સંતાનો બળ—પૌરૂષ હીન બનતા જાય છે ભારત જેવા સતીત્વ પૂર્ણ દેશમા લાખો કુલટાઓને નિવાસ થતો જાય છે, હજારો બાળક અ સમયમાંજ કુશળ કાળના ગ્રાસ બની જાય છે. આટલું છતાંએ કેટલાક અજ્ઞાન માબાપો પોતાંના પુત્રને લાડ લડાવવામાં, આવા અ સમયમા થતા લગ્નોનો લાવો લેવામા, પોતાનાં સંતાનોના જીવનને કષ્ટમય અને અંધકાર પૂર્ણ બનાવી દે છે. જો આવાં લગ્નો કરતા પહેલાં તેના માટે થોડો પણ વિચાર કર-વામા આવે, તોજ આપણા સંતાનોની દુર્દશા અને દેશની અધોગતિ થતી અટકે.



# પ્રકરણ ૩ જું.

## —અધિક સ્નેહનું પરિણામ—

કાળીદાસના લગ્ન થયાને લગભગ બે વરસ વીતી ગયા છે મનોરમા શ્વસુરગ્રહે આવેલી છે પરંતુ કાન્તાદેવી પુત્રવધુનું મુખ જોવા આજે હયાત નથી. તો પણ સાસુની ગેરહાજરી ન જણાય અને લક્ષ્મી સ્વરૂપા ભાભીને આનંદ થાય એમ કરવા સુશીલ શારદા પોતાનાથી બનતું કરતી. ત્રીકમદાસ પણ મનોરમાને ઓછું ન લાગે તેવો સર્વ પ્રકારે પ્રયત્ન કરતો હતો. આટલું છતાંએ મનોરમાના મનોહર મુખપર વિશાદની છાયા છવાએલીજ માલુમ પડતી હતી. શારદા અને ત્રીકમદાસ તેણીની એ અપ્રસન્નતાનુ કારણ તેણીના પિતાનો વિયોગજ માનતા હતા માતા તો બિચારીની બાલ્યાવસ્થામાજ પરલોક સીધાવી ગએલી હતી.

સુજ્ઞવાચક, મનોરમા હવે બાલિકા નથી. તેના દરેક અંગમા યૌવનનો વિકાશ પ્રસ્ફુટિત થઇ રહ્યો છે. તેના રસીલા નેત્રો, રકતોતફુલ્લ ઓષ્ટાધર, ગુલાબી ગાલો, ગોળ કપોળ, જોનારના ચિત્તને આકર્ષીત કરેછે, યૌવનના આગમનથી તેના શરીરમા એક પ્રકારની મનમોહિની ચપળતાનો પાદુર્ભાવ થયોછે, ઘરનાં નાના મોટાં સર્વ તેનું સન્માન કરેછે—પ્રેમભાવથી જુએછે, મનોરમા પણ સર્વની સાથે નમ્રતાથી વ્યવહાર કરેછે.

કાળીદાસનો સ્વભાવ પ્રતિદીન ઉદ્ધત બનતો જાયછે, હમણાં તે ઘરમા બહુજ થોડો સમય રહેછે, આસપાસના ચારપાંચ સમવયસ્ક છોકરાઓની ટોળી ભેળી કરી આખો દિવસ શહેરમાં ફરવું. ઉત્પાત

કરવો એજ એક માત્ર તેનો વ્યવસાય છે, ધનવાન માતાપિતાના લાડકા પુત્રના લક્ષણથી ગામના લોકોને કષ્ટ ભોગવવુ પડેછે પરંતુ એ સબંધી ફરીયાદ કરવાનુ કે કાળીદાસને ઉચે સાદે કહેવાનું કોઇ સાહસ કરી શકતુ નથી.

કમળા પણ પ્રતિદીન પિતાની ઉદારતાનો લાભ લેતી જાયછે, શારદાની ગમે તેટલી શીખામણ છતાં તેણી કાળીદાસની પાસે આવતા યુવકોની સાથે છુટથી વાતચીત કરેછે, તેની સાથે હાસ્ય અને કોઇ કોઇ વખતે નિર્લજ ચેષ્ટાઓ પણ કરેછે. આથી શારદાએ પિતાને સમજાવી તેણીને સાસરે જતી આવતી કરીછે તો પણ બહુધા કમળા પિતાને ત્યાજ રહેછે.

ત્રીકમદાસે પુત્રને સુધારવા માટે પોતાને ત્યા આવતા એક કથાકાર ગોવિંદરામ નામના પંડિતને સોપ્યો હતો પરંતુ એ પંડિતજીએ કાળીદાસને કેવુ શિક્ષણ આપ્યું એ સવિસ્તર કહેવા કરતા એટલુજ કહેવુ બસ થશે કે બ્હેન અને પિતાના અનુચિત લાડમાં પોશાએલા કાળીદાસના જીવનને અંધકાર મય બનાવી, આ વિલાસી વ્યાસજીએ શહેરના મુર્ખ અને નીચ પ્રકૃતિના મનુષ્યોના કુસંગમા નાખી, કાળીદાસને સુધારવાને બદલે પતિત બનાવી દીધો. ત્રીકમદાસનો પુરાણીજી પર પૂર્ણ વિશ્વાસ હોવાથી, શારદાની અને હરિદાસની એ પુરાણીના સહવાસમાંથી કાળીદાસને છુટો કરવાની વારંવારની ફરીયાદો છતા તેના તરફ તેણે લક્ષ આપ્યુ નહોતું. આવા લાડનું પરિણામ શુ આવ્યું એ આપણને આગળ જતા સમજાશે.

પાણીના રેલાની માફક બીજાં પણ પાંચ વરસ પસાર થઇ ગયા, લગ્ન થયા પછી કાળીદાસ એક પણ વખત મનોરમાને મળ્યો નહોતો. રાત્રિના સમયે જ્યારે અન્ય મનુષ્યો આખા દિવસના પરિશ્રમથી

કંટાળી; નિદ્રાદેવીની ગોદમા આરામ લેતાં હોયછે, ત્યારે મનોરમા પોતાના શયનગારમા પલંગપર પડી પડી વિચાર વમળમા ગોથાં ખાતી હોયછે, તેથી તેણીનો ચહેરો નિસ્તેજ બની ગયોછે કોઇ કોઇ વખતે તે ઘુટણીએ પડી પ્રભુને વિનવતી હોયછે કે "હે પ્રભુ, હે દયામય: મેં એવા શો અપરાધ કર્યોછે કે જેથી તે મને પતિથી વંચિત રાખીછે. પ્રભુ, મારાથી હવે નથી સહેવાતું. રક્ષા કરો, દયા કરો, હવે આ જવાળા મારા માટે અસહનિય છે હું અબોધ બાળીકાછુ આ કષ્ટનો બોજો સહન કરવાનું બળ મારામાં નથી. શુ કરૂં ! કયા જાઉં ! આ ચપળ ચિત્તને કેમ સમજાવું ! હ્રદયમા બળગતી ચિંતાની અગ્નિને કેવી રીતે શાંત કરૂ ! હા પ્રભુ, હવે તો કાંઇક દયા કર." આવા ઉદગારો કાઢતી મનોરમા કોઇ કોઇ વખતે હ્રદયફાટ રડતી, જયારે મનોરમાની આ સ્થિતિ હતી ત્યારે કાળીદાસ બે વાગ્યા સુધી પોતાની બેઠકમા લંપટ મિત્રો સાથે ચોપાટ અને શેત્રજી વગેરે બાજી ખેલવામાં વખત વ્યતિત કરતો હતો. જયારે તે સમજતો કે હવે મનોરમા સુઇ ગઇ હશે ત્યારે તે ઉપર જઇ પોતાના પલંગપર સુઇ જતો બિચારી મનોરમા જો કાંઇ બોલવાનો પ્રયત્ન કરતી તો કાળીદાસ શયનગાર છોડી બહાર ચાલી જતો. ધીમે ધીમે આ વાત ત્રીકમદાસના જાણવામાં આવી. નિર્દોષ મનોરમાના ચંદ્રમુખપર વિશાદની છાયા પથરાએલી રહેવાનું કારણ હવેજ તેને સમજાયું, વાત્સલ્ય ભાવે પુત્રને સમજાવવા તેણે ઘણો પ્રયત્ન કર્યો પરંતુ સર્વ નિષ્ફળ ગયો, જયારે તેને લાગ્યું કે છોકરાને સુધારવાની સત્તા હવે હાથમાં રહી નથી ત્યારે તેને પોતાની ભુલ સમજાણી.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ કાળીદાસના સ્વભાવમાં ક્રોધ, હઠ અને નિર્દયતાનું પ્રમાણ વધતું ગયુ. ત્રીકમદાસને પણ પોતાના પુત્રની

દુષ્કૃતિનો પરિચય મળતો ગયો, તે પોતે કરેલી ભુલો માટે પશ્ચાતાપ કરવા લાગ્યો, હવેજ તે સમજ્યો કે કાળીદાસના ઉપર પ્રથમથી અંકુશ ન રાખવાથીજ તેની આ દુર્દશા થઇ છે. પુત્રને સુધારવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ જવાથી ત્રીકમદાસને હવે મનોરમાની ચીંતા થવા લાગી કે તે બિચારી પતિના અવગુણોથી બળીને અન્ધી થઇ ગઇ છે કાળીદાસ તેણીની સાથે કોઇ દિવસ સીધી વાત પણ કરતો નથી

મનોરમા સુશીલા હતી, તેણી પોતાના દુઃખની વાતો નણંદ કે શ્વસુરને સંભળાવી તેઓને વિશેષ દુઃખી કરવા ઇચ્છતી ન હોતી, ત્રીકદાસ આ સઘળું જાણતો હતો વારંવાર તે વ્યાસજીને કહેતો વ્યાસજી એજ પ્રયત્નમાં છું એવા ઉડતા જવાબો આપી તેને મનાવતો. કાળીદાસની બાલ્યાવસ્થા હતી ત્યાં સુધી તેને સ્ત્રીની પરવા ન હોતી પરંતુ હવે તેના હૃદયમાં યૌવનાવસ્થાના ભાવોનો સ્ત્રચાર થવા લાગ્યો છે અને સ્ત્રી અનુરક્ત કરવાનો એનો યોગ્ય સમય છે એ વ્યાસ સારી રીતે જાણતો હતો જો કે મનોરમા સાથે તેનો સ્નેહ બન્ધાય તેમાં ગોવીંદરામ બીલકુલ રાજી ન હોતો તોપણ પોતે જે કારણવશ કાળીદાસનો શિક્ષા ગુરૂ બન્યા હતો, તે સ્વાર્થ કાળીદાસને મનોરમાના સંસર્ગમાં લાવ્યા વગર સિદ્ધ થઇ શકે તેમ ન હોતો. વળી તે જાણતો હતો. કે મનોરમા ગમે તેવી સ્વરૂપવતી છતાં તેનુ ચિત્ત તેના તરફ આકર્ષાય તેમ નથી તોપણ તેમનો રમાડારા રમબાગી બને એમ વ્યાસજીની ઇચ્છા હતી તેથી તે કાળીદાસને મનોરમાને ચાહવા અને સંસાર સુખ આપવા હરવખત ઉપદેશ આપતો હતો પરંતુ કાળીદાસ મનોરમાને ચાહી શકયોજ નહિ. આથી સુધારસ પાસે હોવા છતા કાળીદાસના ચિત્તને શાંતિ મળી શકી ન હોતી તો પણ બીચારી મનોરમાને એ રીતે પતિદર્શનનો લાભ મળતો હોવાથી પોતાને ધન્ય માનતી.

ખરેખર આ સમયનાં, મેળ વગરનાં લગ્ન અને માતા પિતાના અનુચિત સ્નેહથી સતાનોનું જીવન કેવું અંધકાર મય બની જાય છે એ આ કાળીદાસ અને મનોરમાના ચારિત્ર પરથી સમજાય છે.

એક દિવસ વ્યાસજી કાળીદાસને મનોરમા તરફ પ્રેમ રાખવા સમજાવતા હતા ત્યારે તેના જવાબમા કાળીદાસે કહ્યું " પંડિતજી, મનને મનાવવા ઘણુંએ કરૂં છું પરંતુ કોણ જાણે શાથી મારૂં દીલ તેણીના તરફ આકર્ષાતું નથી ચિતને શાંતિ મળતી નથી દીનરાત ચિત્ ચિંતા અને અશાંતિથી બળ્યા કરે છે. " વ્યાસજી એજ તકની રાહ જોઇ રહ્યો હતો પોતાની સ્વાર્થ સિદ્ધિનો યોગ્ય સમય આવેલો જોઇ તે મનમાજ ખુશી થયો અને કેટલોક સમય વિચાર કરી તે બોલ્યો " કાળીદાસ, મનોરમા જેવી મનોહર મુર્તી તારી સામે હોવા છતાં તું ચિંતા અને અશાંતિથી બળ્યા કરે છે એથી મને આશ્ચર્ય લાગે છે. શું તે તારા ચિતને શાંતિ આપવાનો કાઇપણ પ્રયત્ન નથી કરતી ?"

" તેણીતો મને આનંદ આપવાનો ઘણોએ પ્રયત્ન કરે છે પરંતુ શું કરૂં મને તો તેણીને જોતાજ ક્રોધ ઉત્પન્ન થાય છે. ખરૂં પુછોતો પિતા અને લોક લજ્જાના ભયથીજ માત્ર હું તેની પાસે જાઉં છું નહિ તો તેનું મોઢું જોવાને પણ હુ ખુશી નથી. "

" સમજ્યો કાળીદાસ, એમાં તારો દોષ નથી કારણ કે હજુ તું પ્રેમના મંત્રો શીખ્યો નથી, મને લાગે છે કે એ મંત્રો શીખવનારી શાળામા દાખલ થયા શિવાય તુ પ્રેમની ખરી કીમત નહિ જાણી શકે, ચાલ મારી સાથે આવ, હુ તને એ શાળાના શિક્ષક પાસે લઇ જાઉં " વ્યાસજીની મામીકતાનો અર્થ નહિ સમજેલો કાળીદાસ કાઇ પણ આનાકાની વગર ઉઠયો. અને ગૌરીશંકરામની સાથે બહાર નીકળ્યો.

# પ્રકરણ ૪ થું.

---

## —પુરાણીની પ્રપંચજાળ—

સુજ્ઞ વાચક, આજે આપણે એક એવા સ્થાનમા જવુ છે કે જ્યા જવાનુ દુરદર્શીઓ પસદ કરતા નથી કારણ કે એ સ્થાનના અધિષ્ઠાતા ગણ અત્યત લોભી હોઇ આવનારનુ સર્વસ્વ હરણ કરી લેવાનુજ ઇચ્છે છે. એટલું છતા ગોવીદરામ અને કાળીદાસની મુલાકાત લેવાનુ આપણુ આવશ્યક કાર્ય એ સ્થાનમા પ્રવેશ કરવા સિવાય પાર પડી શકે તેમ નથી એટલે એ સ્થાન ગમે તેવુ ભયપ્રદ હોવા છતા આપણે ત્યા જવુજ પડશે.

હા, પણ આ શું ! મકાનના દાખલ થવાનું દ્વાર બધ કેમ જણાય છે! સમજાયુ, ઉપરથી આવતા સગિત ધ્વનિપરથી અનુમાન થાય છે કે કોઇ કુશળ ગાનારી સંગીતના શોખીન જનોના મન રંજન કરી રહી છે અને સાભળવા આવેલા ગાયન ભક્તો વિશેષ ભીડ થવાના ભયથી દ્વાર બંધ કરી, પરિણામની પરવા કરવા સિવાય, પોતાનુ ધન યૌવન આદિ સર્વસ્વ અર્પણ કરી એ ગાયિકાને પ્રસન્ન કરવામાં પ્રવૃત્ત થએલા હોય એમ જણાય છે પરંતુ ફિકર નહિ પ્રિય પાઠક ગણ, આવા થોડા સમય માટે અણિમા સિદ્ધિનું આ વાહન કરી આપણે પણ અદ્રશ્ય એ મકાનમા પ્રવેશ કરીએ

અહા કેવુ સુદર સ્થાન છે ! ચારે તરફ દિવાલોમાં ચિત્રેલા રહસ્યમય વિચિત્ર ચિત્રોથી મકાનની શોભામા અભિવૃદ્ધિ થઇ રહી છે, જમીનપર કારપેટ બિછાવેલી છે, એક બાજુ પલગ અને તેની બાજુમાં એક નાના મેજ પર બે ગુલદસ્તા શોભી રહ્યા છે, તેનાથી કેટલેક દુર

એક ગજ ગામિની પોતાના કોમળ કંઠે સંગિત લલકારી કોકિલાઓનુ માન મર્દન કરી રહીછે, બાજુમાજ એક પાનદાન અને પીકદાન પડેલા છે, આ ગાયિકાની સેવામા ચાર પાચ ગાયન ભકતો પણ ત્યા ઉપસ્થિતછે.

મારા સુજ્ઞ વાચકો, આ સ્થાન જોઇ ગભરાઇ ગયા હશે અને મારા પર ગુસ્સે થઇ કહેતા હશે કે આતો વેશ્યાનું મકાન છે. પરંતુ ગોવી-દરામ જેવા નરપિશાચ પાખંડીઓનુ તો એ સ્વાનંદ સ્થાન છે માટે ત આવ ત્યાં સુધીમા આવો આપણે એક વાર એ કોમળ કંઠી ગાયિ-કા અને ગાયન ભકતોનુ અવલોકન કરીએ. અહા કેવો મધુર અવાજ છ જાણે કોયલ ટહુકી રહી છે. " જય હો જય હો, ચંપાજાન તેરી જય હો. " ગાયનને અંતે ત્યા બેઠેના સર્વ એકી સાથે બોલી ઉઠયા

" એ રંગીલી જાન, યહ તાકાકા રીઝાઓઅજીઃ યહ બડે નામી હૈ જરાસી નિગાહ કરનેસે માલ માલ હો" જાવગી, ઇનકે નજદીક હજાર દો હજાર કોઇ ચીજ નહિ " તબલચીએ એક લાલાજી તરફ આંગળી બતાવતા કહ્યુ. " લે, લે, ચંપા લાલાજી નોટ આપેછે. લઇ લે, લાલાજી અમારો પણ કાંઇ ખ્યાલ કરજો, લો મિયાં કરીમ, લાલા તમોને કાંઇ ઇનામ આપેછે. " આ રીતે ત્યા આવેલા યાત્રાળુઓ પાસેથી કાંઇને કાંઇ પડાવવાની પેરવી થવા લાગી આવેલાઓ એમાંજ પોતાની મહત્તા માની ખુલ્લે હાથે તબલચી, સારંગીવાળા અને ચંપાના બીજા નોકરોને છુટે હાથે પૈસા આપવા માંડયા અને ખીસા ખાલી થતા સુધી તેઓએ પણ માગવાનુ ચાલુ રાખ્યુ. આખરે જયારે કોઇની પાસે કાંઇ રહ્યુ નથી એમ જયારે ઉસ્તાદજીને જણાયુ ત્યારે તેણે નેત્ર પલ્લીદ્વારા ચંપા તરફ ઇશારત કરી. ચંપા તેનો ભાવ સમજી ગઇ અને ત્યાં આવેલાઓ તરફ ફરીને તે બોલી. " આજ તમો સર્વએ મારા

પર મોટી મહેરબાની કરીછે, હજુ હું વધારે સમય તમારી સાથે બેસવાને આતુરછું પરંતુ લાચારછું કે મારે આજે એક ઠેકાણે મુજરો કરવા જવાનુંછે, અને તેનો સમય પણ ભરાઇ ગયો છે, કૃપા કરી આવતી કાલે આપ અવશ્ય પધારજો તે વખતે હું આપને એકાદ બે સારી ચીજો સંભળાવીશ."

કોમળકંઠી ગાયિકાની આજ્ઞાનું ઉલંઘન ગાયન ભકતોથી કેમ થાય? તેમજ ભાડુતી સારંગીવાળા અને તબલચીથી પણ હવે ત્યાં શી રીતે થોભાય? ભકતજનો સાથે તેઓએ પણ વિદાય લીધી.

સર્વના જવા પછી કેટલીક વારે બે યુવકોએ એ મંદિરમાં પ્રવેશ કર્યો. આ બે યુવકો બીજા કોઇ નહિ પરંતુ આપણા પુર્વ પરિચિત કાળીદાસ અને ગોવિંદરામ વ્યાસજ હતા. અંદર પ્રવેશ કરતાજ કાળીદાસનો ભાવ બદલાઇ ગયો, તેણે ગોવિંદરામનો હાથ પકડી આગળ જતો અટકાવી દીધો, તેના એ વર્તનથી આશ્ચર્ય ચકિત થયેલો ગોવિંદરામ બોલ્યો "કેમ શું છે?"

"અરે યાર, આતો વેશ્યાનું મકાનછે! અહી આપણે કયાંથી આવી ચડયા?" કાળીદાસે નિર્દોષ ભાવે અચકાતા કહ્યું.

"હા હા, એજ પ્રેમ શીખવાનુ પરમધામ છે. તું અંદરતો ચાલ પછી તને સર્વ સમજાશે." એમ કહી કાળીદાસનો હાથ પકડી ગોવિંદરામ નિર્ભયપણે અંદર ચાલ્યો, કેટલેક દુર જવા પછી કાળીદાસે જોયુ કે એક તકીયાને અઢેલી એક ષોડસવર્ષીયા નખશીખ આભુષણોથી સજેલી, યૌવનના ઉમંગથી ભરેલી, મદમાતી યુવતી બેઠેલી છે. કાળીદાસ મંત્ર મુગ્ધની માફક તેની રૂપ સુધાનું પાન કરવાની શરૂઆત કરવા લાગ્યો. એ સુંદરીએ પણ કટાક્ષપાત કરતા ઘણુંજ આકર્ષક નખરાંથી

પધારો શેઠ સાહેબ," કહી સ્મિત વદને બન્ને મિત્રોનુ સ્વાગત કર્યુ અને પોતાનીજ બાજુમાં પડેલા તકીયાપર બેસવાને સ્થાન આપ્યું.

કાળીદાસ મકાનની શોભા યુવતીની સુંદરતા, તેનું સમ્મોહન કટાક્ષ, ઓષ્ટાગ્ર સ્પર્શી મધુર મુસ્કરાટ અને પ્રેમ સભાષણ જોઇ સાંભળી અવાક બની ગયો. કેટલોક સમય તો તેને પોતાના શરીરની પણ શુદ્ધિ રહી નહિ થોડી વાર શાંતિ પ્રસરી રહી.

"કેમ ચપા, તું આને ઓળખે છે ?" કેટલીક વારે શાંતિનો ભંગ કરી ચંપાને ગુપ્ત સકેત કરતો ગોવીંદરામ બોલ્યો.

"હું એવા ધનવાન અને રૂપવાનને ઓળખું એવું મારૂ ભાગ્ય ક્યાંથી હોય ?" ચપાએ ગોવીંદ રામનો ભાવ સમજી જઇ તેવાજ રૂપમા જવાબ આપ્યો.

"એ અહીંના ધનાઢય ત્રીકમદાસ શેઠના પુત્ર છે, ઘણા શોખીન અને પ્રેમમંત્ર શીખવાના ઉમેદવાર છે." ગોવીંદરામ બોલ્યો.

"પણ; એ ઓ આટલા બધા શરમાય છે શા માટે? ચપા કાળીદાસ તરફ કટાક્ષ ફેકતી બોલી.

"હજુ શરૂઆત છે એટલે શરમાય કેમ ખરૂં ના કાળીદાસ ?" ગોવીદરામ કાળીદાસને ઉતેજીત કરવા બોલ્યો.

આ વખતે કાળીદાસનાં હૃદયમા અનેક વિચારોની ઉથલપાથલ થઇ રહી હતી. તે એટલો બધો તો ધ્યાનમાં મગ્ન હતો કે તેણે એ બન્ને વચ્ચે થયેલી વાતચીત બિલકુલ સાંભળીજ નહતી. જ્યારે ગોવીંદરામે તેનો હાથ પકડી ઢંઢોળ્યો ત્યારેજ તે ધ્યાન ભંગ થયો અને આશ્ચર્ય ચકિત દ્રષ્ટિએ તે બંન્નેની તરફ જોઇ રહ્યો. અને પોતાની સ્થિતિનું ભાન થતાં શરમાઇ ગયો. ગોવીંદરામ તેના એ ભાવને સમજી વાતનું સ્વરૂપ બદલતાં ચંપાને ઉદ્દેશીને બોલ્યો ' ચંપા કાળીદાસને પાન તો આપ."

ચંપાએ તરતજ પોતાની સામે પડેલો પાનનો ડબો ખોલ્યો અને તેમાંથી ત્રણ સુંદર પાન બહાર કાઢી પોતાના હાથે બનાવ્યા અને બન્નેને એકેક આપ્યુ અને પોતે પણ ખાધુ.

કેટલીક વારે ગોવીંદરામના કહેવાથી ચંપાએ હારમોનિયમ પર બેસી ગાવાનો આરંભ કર્યો તબલચી ચાલ્યો ગયેલો હોવાથી સ્વયમ ગોવીંદરામેજ તબલા વગાડવાનુ શરૂ કર્યું.

એક તો રાત્રિનો નિસ્તબ્ધ સમય, બીજો યુવતી સ્ત્રીનો કોકિલ કંઠ થી નીકળતો સુમધુર સ્વર અને તે સાથે તેણીની ગાન વિદ્યાની નિપુણતા પછી પુછવુજ શુ. આખા મકાનમા સંગિત લહરી પ્રતિધ્વનિત થવા લાગી લગભગ એક કલાક સુધી ગાવાનુ કામ ચાલ્યું પરંતુ તેમા કાળીદાસને કશો આનંદ મળ્યો નહિ તે ચુપ ચાપ ચંપાના સૌંદર્ય મુખનું નિરક્ષણ કરતો જ્યાંનો ત્યા બેસી રહ્યો. ગોવીંદરામ અને ચંપાની અનેક ચેષ્ટાઓ છતા વાત ચીત કરવાને તેનુ મુખ ખુલ્યુ ન હતું તેનુ કારણ તેના સબંધમા આ પહેલોજ પ્રસંગ હતો વળી તે ઉચ્છ્ખળ હોવા છતાં હજુ સુધી તેનામા દુરાચારે પ્રવેશ કર્યો ન હતો આથી લજ્જાવશ તે કાંઇ બોલી શકતો નહોતો પરંતુ હવે જવાનો સમય થયો એ વખતે પણ નહિ બોલવાથી ગોવીંદરામ પોતાને બીકુ સમજશે અને ચંપા પણ મશ્કરી કરશે એમ ધારી તે બોલ્યો 'ચંપા તમો ઘણુજ સરસ ગાઇ જાણો છો હો..."

"અરે કાળીદાસ, હજુ તો તેં ચંપાના સંગીતની મધુરતાનો સંપુર્ણ સ્વાદ ચાખ્યો નથી નહિ તો તને અહીંથી ઉઠવાનુ પણ મન ન થાય". ગોવીંદરામે ચંપાની પ્રશંસા કરતા કહ્યું.

"વળી કોઇ બીજી વખતે આવીશું અને ચંપાનું સંગીત સાંભળીશું અત્યારે તો રાત્રિ ઘણીજ વ્યતિત થઇ ગઇછે માટે ત્વરિત જવું જોઇએ"

"હા, પણ જવા પહેલા બીજી વાર આવવાનુ મને વચન મળવું જોઈએ." એમ કહેતાંજ ઉભા થએલા કાળીદાસનું કાંડુ ચંપાએ પકડી લીધુ. ચંપાના કોમળ કરનો સ્પર્શ થતાંજ કાળીદાસ પાણી પાણી થઈ ગયો ને સ્મિત કરતો બોલ્યો "જરૂર આવીશ, હાલતો અમોને જવા દો.' ચંપાએ કાળીદાસનું કાંડુ છોડી દીધુ બન્ને બહાર આવ્યા.

તેઓના જવા પછી ચાલાક ચંપાને કાંઇક વિચાર આવતા ગોવીંદરામને પાછો બોલાવ્યો, કાળીદાસને બહાર ઉભા રહેવાનુ કહી ગોવીંદરામ અંદર ગયો,

"ગોવીંદરામ, શું તમો મને આ કાળીદાસની પ્રેમજાળમા ફસાવવા માગો છો ? સંગીતથી લોકોને રીઝવવાનો ધંધો તો મેં તમારી આજ્ઞાનુસાર સ્વીકાર્યો પરંતુ આવું નિંદ્યકામ—"

"ગાંડી, આને નિંદ્યકામ કહેવાયજ નહિ આનો એક વેપારછે."

" ગોવિંદરામ, મારે કહેવું ન જોઇએ પરંતુ માફ કરજો. હુ તમારા પ્રેમમાં અંધ બની, મારા પતિને સુતો મુકી, શ્રીનગરથી તમારી સાથે નાસી આવીછું તમોએ મને બહુ બહુ આશાઓ આપી હતી પરંતુ અહીંયા તો હું જોઉંછું કે તમે મને સંગીત શીખાવી એક વેશ્યા બનાવવા ચાહોછો. શું આમ કરીને મારી જીંદગી ધુળમા મેળવવાનો તમારો વિચાર છે ? ગોવીંદરામ, કૃપા કરી એવા નીચ ધંધામા મને ન નાખો. મને અહીથી કોઇ સારા મકાનમાં લઇ જાઓ હું આવનારા શોખીનોને જો કે તમારા ભયથીજ રીઝાવવાનો પ્રયત્ન કરૂંછું પરંતુ મારૂં હૃદય મને ડંખેછે, આજ સુધી મેં મારા પતિ અને તમારા શિવાય બીજા કોઇના પણ શરીરને સ્પર્શ કર્યો નથી. આજે તો મેં તમારાજ આગ્રહથી—તમારાજ ગુપ્ત સંકેતથી કાળી-

દાસનું સ્વાગત કીધુ છે પરંતુ હવે પછી મારાથી એ નહિ બને." ચંપાએ ગોવીંદરામને સંભળાવી દીધું.

ચંપા અને ગોવીંદરામનો શો સબંધ હતો, ગોવીંદરામનુ ચારિત્ર્ય કેવું હતું અને ત્રીકમદાસના કુટુંબ સાથે આટલો બધો ગાઢો સબંધ તે શા માટે રાખતો હતો એ સર્વ મારા સુજ્ઞ વાચકોના સમજવામાં આવી ગયું હશે. આ શિવાય આ પાખંડી પુરાણીએ શહેરની કેટલીક સ્ત્રીઓના શીયળનું, ધર્મનુ, ધર્મના બહાને સત્યાનાશ વાળ્યુ હતું. તેની વકૃત્વ શકિત એટલી બધી તો અપુર્વ હતી કે લોકોને તેનાપર સંદેહ લાવવાનું એક પણ કારણ અદ્યાપિ મળ્યું નહોતુ. ચંપાને પણ તે ભોળવીને ઉપાડી લાવ્યો હતો અને હમણા આપણે જાણ્યુ તેમ એ દ્વારા દ્રવ્ય લાભપણ મેળવતો હતો ચંપાના ઉપરકત શબ્દો સાંભળી તે બોલ્યો "જ્યારે એક વખતે તુ પતિત થઇ ચુકી છે ત્યારે આ અનાયાસે ઉડી આવેલા સ્વર્ણ પક્ષીને પ્રેમ પિંજરમા સપડાવવાને શુ હરકત છે? એ દ્વારા આપણને ઘણો લાભ થવા સંભવ છે."

"લાભ હોય કે નહોય પરંતુ હવે હુ તમારા શિવાય અન્ય કોઇને નહિ ચાહી શકુ." ચંપાએ સ્પષ્ટ શબ્દોમા કહી દીધું.

"ત્યારે તો ચંપા, ચાહનાર પોતાના પ્રેમીને નિરંતર પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરે છે એ પણ તું જાણતીજ હોઇશ?"

"હા, હું બરાબર જાણું છું."

"તો સાભળ મારી પ્રસન્નતા એમાં છે કે તુ કાળીદાસને તારી પ્રેમજાળમાં ફસાવી તેની અતુલ સંપતિ મેળવવાનો પ્રયત્ન કર."

ચંપા ગમે તેવા નીચ ધંધામાં હોવા છતાં, ગોવીંદરામના એ શબ્દો તેણીને તીરસમાન લાગ્યા, ગોવીંદરામ પર તેણીને અત્યંત તિરસ્કાર

ઉપજ્યો અને તેણી સમજી ગઇ કે નીચ ગોવીંદરામની દ્રષ્ટિ હવે ત્રીક-મદાસના ઘર તરફ વળીછે તેની પ્રપંચ જાળમા ફસી પતિને ત્યાગવામા ભયકર ભૂલ થએલીછે એમ પણ તેણીને હવે સમજાયું પરંતુ હવે કાંઇ ઉપાય નહોતો, રાંડયા પછીનું ડહાપણુ નકામું હતું તોપણ તેણીએ પોતાને પતિત બનાવનારનો કેવી રીતે બદલો લેવો તેનો મનમાજ નિશ્ચય કરી લીધો અને કેટલીક વારે કંઇક પુખ્ત વિચાર કરી તે બોલી "ભલે તમારી ઇચ્છા છે તો તેમને પ્રસન્ન રાખવા માટે હું તેમ પણ કરીશ પરંતુ ગોવીદરામ, તમારી પ્રેમાંગનાને અન્યની સાથે આલિંગન કરતી જોઇ તમને તો ક્ષોભ નહિ થાયના ?"

' નહિ, બિલકુલ નહિ. અરે ગાંડી તું તો મારી એક પ્રેમાંગના છે પરતુ તું જાણેછે કે આજકાલ લોભને વશીભૂત થયેલા મનુષ્યો પોતાની અર્ધાંગિનીને પણ બીજાને સોપતા શરમાતા નથી."

"એવુ નીચ કામ કરનારાઓ મનુષ્ય નહિ પરતુ રાક્ષસ હોવોજોઇએ."

એવા રાક્ષસોની પણ દુનીયામા ખોટ નથી. ચંપા, અત્યાર સુધી તો મેં માત્ર નિર્બળ સ્ત્રીઓનેજે ફસાવી છે પરંતુ હવે હું તને એવા નર રાક્ષસોનો પણ અનુભવ કરાવીશ. હું અત્રેનો એક પ્રતિષ્ઠિત પુરાણી હોવાથી મોટા ઘરોમાં મને સારૂં માન મળે છે અને ઘણે ભાગે આવા બનાવો મોટા ઘરોમાંજ બનેછે એટલે હું થોડા સમયમાજ ગ્રહસ્થ કુટુંબના એવાજ નરપિશાચોને તારી સમક્ષ ઉભા રાખીશ અને તને ખાત્રી કરાવી આપીશ."

જોયું, સુજ્ઞ વાચક સાંભળ્યું, પુરાણ અને શાસ્ત્રો જાણનાર એક પવિત્ર બ્રાહ્મણના ઉદગારો સાંભળ્યા ખરેખર આવા નીચ બ્રાહ્મણોને ચાંડાળ કહેવામાં પણ દોષ નથી. આવા કર્મ ભ્રષ્ટ કુલાંગારોએજ

બ્રાહ્મણ કોમને કલંક લગાડયું છે. બિચારા કર્મનીષ્ટ બ્રાહ્મણોની પવિત્રતા પર આવા પાખંડી પૂરાણીઓએજ પાણી ફેરવ્યું છે. આવા બ્રાહ્મણોને પવિત્ર માની ધનવાનો પુજ્યભાવે પોતાને ત્યાં પધરાવે છે, તેમનો ઉપદેશ સાંભળે છે પરંતુ અફસોસ આવા લંપટ નીચ અધમ પુરાણીઓ ગુરૂપદ ધારણ કરી. આશ્રય આપનારનીજ પુત્રી કે પુત્ર વધુઓને ધર્મને બહાને ફસાવે છે, તેની સાથે વ્યભિચાર કરે છે અને જો સમય મળે તો સાથે લઇ પોબારા પણ ગણે છે બિચારી ચંપા પણ એક ગ્રહસ્થની પત્નિ હતી, ગોવીંદરામ કર્મ કાન્ડને લગતું તેના ઘરમાં કામકાજ કરતો હતો બોલવામાં વાચાળ અને શાસ્ત્રના સિધ્ધાંતોને ઉલટા સમજાવવાની શકિત તેનામાં અપુર્વ હોવાથી ચંપાને ફસાવવામાં તે ફાવ્યો હતો.

ચેતો, ચેતો, ઓ અંધશ્રધાથી અંધબનેલા ઉપાસકો આવા અધમ ઉપદેશકોથી ચેતો. આવા પાખંડી પુરાણીઓને ઉત્તેજન ન આપો, તેના દુષ્કર્મો તરફ દુર્લક્ષ નરાખો, અરે મંદિરમાં નિત્ય કથા સાંભળવાને બહાને જતી તમારી વહુ દીકરીઓને આવા પુરાણીઓના સંસર્ગમાં આવતી અટકાવો, આવા અધમ પુરાણીઓએ અનેક શ્રીમંતોની પતિવ્રતા સ્ત્રીઓને ઉલટો ઉપદેશ આપી પતિ કરતા પુરાણીનુ વધારે મહત્વ બતાવી ધર્મ ભ્રષ્ટ કરી વ્યભિચારિણી બનાવી દીધી છે. અજ્ઞાન ભોળી બાળી ગરીબ વિધવા વિદુષીઓને કર્મ ધર્મ અને નીતિથી ભ્રષ્ટ કરી પતિત બનાવી દીધી છે. પ્રભુ અમારા સતીત્વ પુર્ણ આ ભારત દેશને આવા કર્મ ભ્રષ્ટ કુળાંગારોથી બચાવ ગોવીંદરામ પરણેલો હતો પરંતુ પત્નિપર તેનો બિલકુલ પ્રેમ નહતો, જેનો વ્યભિચાર એજ વ્યવસાય હોય તે પત્નિને કેવી રીતે ચાહી શકે ? બીજાને સારો ઉપદેશ કયથી આપી શકે ? કાળીદાસને આવા નીચના સંસર્ગમાં મુકી ત્રીકમે પોતાના હાથેજ પોતાના પગમા કુહાડી મારી હતી.

નીચ ગોવીંદરામને શુ જવાબ આપવો તેના વિચારમા ચપા ઘડીભર ચુપ રહી તેણીને એવી સ્થીતિમા ઉભેલી જોઇ "શું મારા બોલવા પર તને વિશ્વાસ નથી આવતો ? ચપા, એવા એક નહિ પરંતુ એકસો મનુષ્ય હું તને બતાવી શકીશ. પ્રથમ તુ એ કાળીદાસને તારા પ્રપંચી પ્રેમમાં ફસાવી દે—તેની પાસેનુ દ્રવ્ય લુટી તેને રસ્તાનો એક કગાલ ભિખારી બનાવી દે, પછી જોકે એ ધનવાનનો પુત્રજ હું કહું છુ તેવુ કામ કરે છે કે નહિ. તેમજ એ તને જોતાંજ પાગલ બની ગયોછે માટે તેને ફસાવવામા કાઇ ફરેબ કરવો પડે તેમ નથી સમજી!"

"ખેર, જો તમારી એવીજ ઇચ્છાછે તો હું તમારી આજ્ઞાનું યથાસ્થિત પાલન કરીશ." ચપાએ કેટલોક પુખ્ત વિચાર કરી જવાબ આપ્યો.

"વારૂ ત્યારે હુ જાઉંછું આવતી કાલે બીજીવાર હું તેને મારી સાથે લાવીશ તે વખતે તુ તેને તારા પ્યારમાં ફસાવી દેજે" એમ કહેતોજ ગોવીંદરામ બહાર નીકળ્યો. કાળીદાસ આતુરતાથી તેની રાહ જોતો મકાનની સામેજ દ્રષ્ટી કરીને ઉભેલો હતો, વિલબ થવાનુ કારણ ગોવીંદરામે એવી યુક્તિથી સમજાવ્યું કે કાળીદાસને તે સત્ય લાગ્યુ અને વિશેષ પ્રશ્નો કરવાની જરૂર જણાઇ નહિ હવે બન્ને મિત્રો પોત પોતાના મકાન તરફ વળ્યા.



# પ્રકરણ ૫ મું.

## —શાંતિપુરના શયતાનો—

ગોવિંદરામ વિદ્વાન હતો, તેનીવિદ્વતા માટે શાંતિપુરના પ્રતિષ્ઠિત પૂરૂષોને સારૂં માન હતું, તે વાતચીતમા ચતુર અને સાહસિક હતો, ધાર્મીક અને સામાજિક કુરીતિઓપર સભા—સમિતિઓમા જોરદાર વ્યાખ્યાનો કરી જનતામા તેણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી પરંતુ એ સર્વ તેનો બાહિક આડંબર હતો એ આપણે ગત પ્રકરણમા બનેલા બનાવ પછી જાણી ગયા છીએ. એટલે તે ગમે તેવો વિદ્વાન હોવા છતા આપણે તો તેને સુંદર પોશાકમા છુપાએલો શયતાનજ કહીશુ. એ પિશાચે પુરાણના ધંધા સાથે વૈદ્યકનો વેપાર પણ શરૂ કર્યો હતો, જો કે વૈદ્યકનો તેને બિલકુલ અનુભવ નહોતો તો પણ સ્ત્રીઓના ગુપ્ત દરદોના ખાસ વૈદ્ય તરીકે તે પોતાની વકૃત્વ શકિતથી વૈદ્યશાસ્ત્રની ઉપાધિ મળવવામાં સફળ થયો હતો. આ બન્ને ધંધામા ખાસ કરીને સ્ત્રી વર્ગમા તેણે સારી ખ્યાતિ મેળવેલી હતી અને એ સ્ત્રી વર્ગની સહાનુ ભુતીથીજ ત્રીકમદાસ અને એવાજ બીજા શાંતિપુરના શ્રીમંતોના ઘરમા પ્રવેશ કરી શકયો હતો. શ્રેયની ભાવના તેના હૃદયમાં કેવી અને કેટલી હતી એનો થોડો પરીચય આગળ વાચકોને મળી ગયો છે. તેમાંએ ખાસ કરીને કાળીદાસના કલ્યાણ માટે તો તેને સહજ પણ કાળજી નજ હતી

કાળીદાસથી છુટો પડી ગોવીંદરામ પોતાની દવાશાળા તરફ વળ્યો, એ દવાશાળા ત્રીકમદાસના મકાનની બરાબર સામેજ હતી. જે વખતે તે ત્યાં પહોંચ્યા તે વખતે એક માણસ તેની માર્ગ પ્રતિક્ષા કરતો આમ

તેમ આંટા મારી રહ્યો હતો. ગોવીંદરામે તેને ઓળખી લીધો. તે શાન્તિપુરનો જમીનદાર મોહનલાલ હતો જો કે તે કાળીદાસનો મિત્ર હતો તોપણ ગોવિંદરામ અને મોહનલાલ વચ્ચેનો સબંધ કોઇ જુદોજ હતો. તેઓ એક બીજાના છિદ્રો જાણતા હતા. જયારે કાળીદાસથી કાંઇ ગુપ્ત વાતો કરવાની હોય ત્યારે તેઓ આ રીતે રાત્રિના એકાંતમાં મળતા હતા એટલે આવી મોડી રાત્રે મોહનલાલને પોતાના દવાખાના પાસે આંટા મારતો જોઇ ગોવીંદરામને કાંઇ નવાઇ લાગી નહિ. તે તો મોહનલાલને જોતાંજ ઘણો ખુશી થયો કારણ કે તે પણ તેની સાથે એકાન્તમાં કેટલીક વાતો કરવાને ઇન્તેજાર હતો તે બોલ્યો "અહો ! મોહનલાલભાઇ, આજે તો અત્યારે આતરફ આવવા કૃપા કરી ?"

"શું કરૂં; દિવસના તો તમે કાળીદાસ સાથેજ હો એટલે કાંઇ વાતચીત થઇ શકતી નથી."

"તો પછી રાત્રીએ કેમ આવતા નથી?" ગોવીંદરામે કહ્યું.

"આવવાનો વિચાર તો ઘણોએ કરૂં છું પરતુ કામના બોજાને લઇ આવવાનું બની શકતું નથી. ગોવીંદરામ, અંદર ચાલો મારે તમારી સાથે કેટલીક અગત્યની વાતો કરવાની છે." મોહનલાલે પોતાની મુશ્કેલી જણાવતાં જવાબ આપ્યો.

ગોવીંદરામે દવાખાનું ખોલ્યું અને બન્ને અંદર દાખલ થયા. યથાસ્થાને બેઠા પછી મોહનલાલ બોલ્યો "ગોવીંદરામ, મારી સ્ત્રીના સ્વર્ગવાસ થયો એ હકીકત તો તમારા જાણવામાં હશે."

"હા, અને મેં એમ પણ સાભળ્યું હતું કે તમારૂં લગ્ન બીજે થવાની વાત ચાલતી હતી પરંતુ તમે લગ્ન કરવાની અનેચ્છા બતાવી હતી."

"હા, એ વાત ખરીછે. કારણ કે મારા માજી હવે વૃદ્ધ થયા છે એટલે તેને મદદ આપી શકે—ઘરનો સઘળો કારોભાર ઉપાડીલે એવી સ્ત્રીની સાથે લગ્ન કરવાનો મારો વિચાર છે."

"પણ, એવી મોટી કન્યા તમને ક્યાંથી મળશે. બારથી વધારે ઉમરની કન્યાને અવિવાહિત રાખવામા અધર્મ છે એ તમે ક્યાં નથી જાણતા? હા જો: પુનર્લગ્ન કરવા ઇચ્છા હશે તો કોઇ મોટી ઉમરની વિધવા મળી આવશે ખરી" ગોવીંદરામે હસતા હસતા કહ્યું.

"આપણનેતો એમ કરવામા પણ કાંઇ વાંધો નથી જો કોઇ લાયક વિધવા મેળવી આપો તો પુનર્લગ્ન કરવાને પણ હું તૈયાર છુ." મોહનલાલે પણ તેવાજ ભાવથી કહ્યુ.

જોકે હું પુનર્લગ્નનો હિમાયતી નથી તેમજ મારા જેવા એક વિદ્વાન બ્રાહ્મણના મુખે એ વિષય ચર્ચાય એ પણ વ્યાજબી નથી તો પણ જો તમે પુનર્લગ્ન કરતા હશો તો હું તમારા સ્નેહને ખાતર જન સમાજમા સચોટ દાખલો બેસાડવા માટે તમોને મારાથી બનતી મદદ કરીશ.

"જો જો ગોવિંદરામ પછી ફરી ન જતા, હુ ખરૂંજ કહુ છું અને હુ એવો નિશ્ચય કરીનેજ આવ્યો છું. એટલુજ નહિ પરંતુ જે બે પાત્રો મે ધ્યાનમા રાખ્યાંછે તે પૈકી એકની સાથે મારા લગ્ન થાય તોજ મારે ફરી ગ્રહસ્થાશ્રમ માંડવો અન્યથા નહિ એવો મે દ્દઢ સંકલ્પ પણ કર્યો છે." મોહનલાલ કે જે ગોવીંદરામના સ્વભાવને સંપુર્ણ પણે જાણતો હતો તેણે મુળ વાત પર આવતાં કહ્યું.

ગોવીંદરામ મોહનલાલનો નિશ્ચય જાણી પ્રથમ તો જરા ગભરાયો પરંતુ બોલીને ફરવુ એ તેને માટે હિણપત લગાડનારૂ હતુ એટલે હવે તો મોહનલાલની હાએ હા કરવા શિવાય છુટકોજ નહોતો આથી તે

કેટલોક સમય વિચાર કરી મોહનલાલને ઉદ્દેશી તે બોલ્યો 'એ બે પાત્રો કયા છે ?"

'એક તો તમારી બહેન યમુના અને બીજી ત્રીકમદાસની પુત્રી શારદા." મોહનલાલે જવાબ આપ્યો.

મારા સુજ્ઞ વાચકોને આ સ્થળે જણાવવાની જરૂર છે કે ગોવીદ-રામનો પરિવાર રાજનગરમા રહેતો હતો. તેના પરિવારમા તેની વૃદ્ધ માતા, તેની સ્ત્રી, એક વિધવા બહન અને બે બાળકો હતાં. બહેનનુ નામ યમુના હતુ. તેણીની ઉમર સોળ વર્ષની હતી, યમુના સૌંદર્ય વતી હતી, તેની રૂપરાશી નિર્દોષ અને ઉજ્વળ હતી ગોવિંદરામે ઘણા વર્ષોથી તેનો ત્યાગ કરી દીધો હતો એટલુજ નહિ પરંતુ કોઇ પણ વખતે તે તેઓના પોષણ માટે કાઇપણ મોકલતો નહોતો આથી તેઓ મહાન કષ્ટે પોતાનુ ગુજરાન ચલાવતાં હતાં. તેઓ દુખ, દારિદ્રય અને મનસ્તાપ હોવા છતાં પણ યમુનાનું લાવણ્ય અવર્ણનિય હતું. વૃધ્ધ માતાની પરિચર્યા અને ગોવીદરામના અબોધ બાળકનું લાલન પાલન એજ યમુનાના જીવનનુ પ્રાધાન્ય કર્તવ્ય હતુ. તેણીનુ ચારિત્ર્ય અદ્યાપિ નિશ્કલંકજ હતુ.

મોહનલાલ પોતાની સ્ત્રી મરી જવા પછી એક વખત રાજન-ગરમા ગયો હતો અને ત્યાં તેણે યમુનાને જોઇ હતી, ત્યારથીજ તેણે ગોવીદરામને સમજાવી યમુનાને મેળવવાનો નિશ્ચય કરેલો હતો પરંતુ તે સાથે તે શારદાને પણ ચાહતો હતો. કારણ કે પ્રથમ શારદાનો સબંધ તેની સાથેજ થવાનો હતો પરંતુ તેના વિરૂદ્ધની કેટલીક વાતો ત્રીકમદાસને કાને આવવાથી તેણે શારદાનો સબધ શાંતિલાલ વેરેજ કર્યો હતો. પરંતુ શાન્તિલાલ આજેઆ દુનિયામા નહતો એટલે જો શારદા સાથે પોતાના પુનઃર્લગ્ન થાય તો તેમાં તે વધારે ખુશી હતો. મોહનલાલ

સારી રીતે જાણતો હતો કે ત્રીકમદાસ અને ગોવીંદરામ વચ્ચે સારી મૈત્રી છે. ધાર્મીક મતભેદ શિવાય બન્ને વચ્ચે અ ભિન્ન હૃદય અને મિત્રોના જેવો વ્યવહાર છે એટલે જો ગોવીંદરામ ધારે તો ત્રીકમદાસને શારદાના સબંધમા સમજાવી શકે તેમ છે. મોહનલાલનું એ અનુમાન અક્ષરશ સત્ય હતું. જો કે ગોવિંદરામનાં ચારિત્ર્યને જાણી ગયેલા કેટલોક મનુષ્યો તેને નાસ્તિક, લંપટ અથવા એવાજ બીજાં ઉપનામોથી અલંકૃત કરતાં અને તેનો સંસર્ગ છોડી દેવાને ત્રીકમદાસને સમજાવતા પરંતુ ગોવિંદરામની ભાષા શૈલીનો ત્રીકમદાસ પર એટલો બધો પ્રભાવ પડી ગયો હતો કે, તે કોઇનું કાંઇ ન સાભળતાં અદ્યાપિ. ગોવિંદરામની તરફ માનની નજરે જોતો હતો, એ મોહનલાલ સારી રીતે જાણતો હોવાથી આજે તેની પાસે આવ્યો હતો.

મારા સુજ્ઞ વાચકોને એ મોહનલાલનો થોડો ઘણો પરિચય પહેલા પ્રકરણમા મળીગયો છે તોપણુ આ સ્થળે થોડો વિશેષ પરિચય આપવાનું વ્યાજબી સમજું છુ. યુવાન મોહનલાલને જમીનદારીનો હિસ્સો અને સત્તા મળવા પછી થોડો સમયનો તેણે કાર્યતંત્ર પ્રમાણિકપણે ચલાવ્યું, પરંતુ છેલ્લાં પાચ વરસોથી તેના વર્તનમા ઘણોજ ફેરફાર થઇ ગયો હતો અને તેનું કારણ તેને મળેલી સ્વતંત્રતાજ હતી તેણે જોયું કે પોતાના કાર્યથી મહારાજા સુરેંદ્રસિંહને સતોષ મળ્યો છે અને સુરસિંહ પણ તેનો મદદગાર છે એટલે તેને પુછનાર કોઇ નથી. આવા કારણોથી તેની વૃતિ બદલી, તેણે ધીમેધીમે પોતાનું ઘર ભરવા નો આરંભ કરી દીધો. જેમજેમ ધનની વૃધ્ધિ થતી ગઇ તેમ, તેમ, લોભ વૃતિ પણ વધતી ગઇ. પ્રથમતો તે રાજાના ખજાનામાંથી સામાન્ય ચોરી કરતો હતો પરતુ હવે તો પ્રજાની ગરદન પર છરી ચલાવી તે દ્વારાપણ દ્રવ્યોપાર્જન કરવા માંડયું. શાંતિપુરમા પોતાનેજ અનુકુળ

વિચારના નોકરોની વ્યવસ્થા કરી અને તે દ્વારા પ્રજાનાં ઘરબાર લુટવા અને પ્રજાનાજ ધનથી પોતાનો ધન ભંડાર ભરપુર કરવો એજ તેનો મુખ્ય ઉદ્દેશ હતો. જ્યારે મુખ્ય અધિકારી અથવા સત્તાધીશ ચોરી કરે છે, પ્રજાને પીડે છે અને તેનુ ધન હરે છે તો પછી અમો શા માટે ન કરીએ એવા વિચારવાળા બીજા નોકરો પણ પ્રજાનાં ઘર બાર લુટવામાં પોતાના હાથ સાફ કરવા લાગ્યા. પરંતુ મોહનલાલના હિમામાથી ખાઇજવું એ ઘણુંજ કઠીન હતું આથી એ લોકો પણ પોતાનું પેટભરવા પ્રજાના લોહી ચુસવા લાગ્યા. નિત્ય નવા નવા કરો દાખલ કરી, નવા નવા કાયદાઓ ઘડી, તેની સહાયતાથી લોકોને અપરાધી બનાવી, દડવા અને જો કોઇ બિચારો ગરીબ તેના નિયમાનુ-સાર કાર્ય કરવામા અસમર્થ નિવડે તો તેના પર મનમાન્યો અત્યા-ચાર કરવો એજ માત્ર મોહનલાલનુ મુખ્ય કર્તવ્ય હતુ. શાતિપુરમાં ઘોર અશાતિ ફેલાએલી હતી. રોગ, શોક, સતાપ આદિથી ચારે તરફ ત્રાહિ ત્રાહિના પોકારો થતા હતા પરંતુ બિચારી ગરીબ પ્રજાનો આ આર્તનાદ સાભળી તેના દુખો દુર કરનાર કોઇ નહોતું. જો કોઇ સાહસિક પુરૂષ આ અધિકારીના નિયમોનું ઉલંઘન કરી તેની સામે થવા પ્રજા બળ મેળવવાનો પ્રયત્ન કરતો તો તેને કાયદાની બારીકીમા લઇ,સુરસિંહની સહાયતાથી વગર ભાડાની કોટડીમાં મોકલી દેતો. આટલું છતાં એ ત્રીકમદાસની નાની પુત્રી કમળાનો પતિ અમૃતલાલ આ અધિકારીનાં છીદ્રો ખુલ્લાં પાડવાનો યથા સાધ્ય પ્રયત્ન કરી રહ્યો હતો જોકે હજુ તે જોઇએ તેવુ બળ મેળવી શક્યો નહોતો. તો પણ તે નિર્ભયપણે પોતાના કાર્યને આગળ ચલાવ્યે જતો હતો. મોહનલાલને તે કટક સમાન ખુંચતો હતો; પરંતુ તેનાપર અત્યાચાર કરવાનું તે સાહસ કરી શકતો નહોતો. ગોવીંદરામ આ સઘળું જાણતો હતો, અમરતલાલ

અને હરિદાસ તેને પણ ખુંચતા હતા. કારણ કે તેઓ તેની વિરૂદ્ધ કેટલીક ફરીયાદો કરી ત્રીકમદાસને ત્યાંથી તેને ખમનો કરવાની વેતરણ કરી રહ્યા હતા. પરંતુ ગોવીંદરામની વાકય ચાતુર્યતાને આધિન થયેલો ત્રીકમદાસ તેમનું કશું સાંભળતો નહોતો તો પણ એ બન્નેની હાજરી ગોવિંદરામને કંટક રૂપ જણાતી હતી. મોહનલાલને મળી તે દ્વારા એ બન્ને કટંકોને દુર કરી પોતાના માર્ગને સાફ કરવાના વિચારમાંજ તે હતો અને એથીજ તેણે આજે મોહનલાલને કાર્ય કરી આપવાનું વચન આપી, તેને પોતાના ઉપકાર તળે લેવાનો ઇરાદો કર્યો હતો. પરંતુ પોતાની બહેન યમુનાના પુનર્લગ્ન મોહનલાલની સાથે કરવાની વાત તેને પસંદ આવી નહિ. તે જો કે બ્રાહ્મણ હતો, ધર્મના સિદ્ધાંતોને સંપુર્ણપણે જાણતો હતો, મંદિરો અને જાહેર સભાઓમાં તે ધર્મને લગતા વ્યાખ્યાનો આપતો હતો, મનુષ્યનાં મન હરણ કરવાની તેનામાં અપુર્વ શકિત હતી, તદપિ તે સ્વાર્થી હતો. જ્યા જેવી જરૂર પડે ત્યાં તેવા સિધ્ધાંતોને સામે રાખી પોતાનો સ્વાર્થ સાધ્ય કરી લેવામા એકકો હતો, કોઇ સ્થળે તે વિધવાઓને વૈધવ્ય ધર્મનું પાલન કરવાનો બોધ આપતો, તો કોઇ સ્થળે વિધવાઓને પુનઃ લગ્ન કરવાનો શાસ્ત્ર સિધ્ધ હક હોવાનું જણાવતો, તાત્પર્ય એ કે તે પુનઃર્લગ્નનો નિષેધક છતા જરૂર પડે ત્યા પુનઃર્લગ્નનો હિમાયતી પણ બની જતો. તો પણ તે દ્રવ્યનો ઉપાસક હતો એટલે યમુના જેવી સૌંદર્યવતી બહેનને વિના મુલ્ય કોઇના હાથમા સોપી દેવા તે બીલકુલ રાજી નહોતો. તેની ઇચ્છા તો યમુનાને ચંપાના જેવાંજ પૈશાચિક કાર્યમાં જોડી તે દ્વારા દ્રવ્યોપાર્જન કરવાની હતી. સુરસિંહ શોખીન અને સ્ત્રી લંપટ હતો, યમુના સૌંદર્યવતી હતી, એટલે જો તે એક વખત પણ યમુનાને જૂએ તો તેણીના સૌંદર્યનો શિકાર બની જાય તેમ હતું. એથી કેટલોક પુખ્ત વિચાર કરી ગોવીંદરામે પોતાના પરિ-

વારને રાજનગરમાંજ રાખ્યો હતો. જે બીજાની સ્ત્રીઓનાં શીયળ ભ્રષ્ટ કરે તે પોતાની સ્ત્રી બહેન કે પુત્રીને બીજાનું પ્રેમ પાત્ર બનાવવાથી શા માટે ડરે ! એવા નીચ મનુષ્યોનો એ અભ્યાસજ પડી ગયેલો હોવાથી, ગમે તેવા નિંદ્ય કામો કરવામા પણ તેઓને શરમ આવતી નથી. ગોવિંદરામ એજ કોટીનો મનુષ્ય હતો. શાંતિપુરમાં તો તેના કાર્યની શરૂઆત હતી પરતુ રાજનગરમા તેણે અનેક સ્ત્રીઓને ફસાવી હતી. એટલુંજ નહિ પરતુ પોતાનીજ સ્ત્રી અને બહેનની સમક્ષ નિર્લજપણે પરસ્ત્રીના હાથે પોતાની પગચપી પણ કરાવી હતી. અરે આલિંગન સુધ્ધાં પણ કર્યું હતું. આવી નિર્લજ ચેષ્ટાની પોતાની બહેન અને સ્ત્રીના પર શી અસર થશે તેનો પણ એ પિસાચને ખ્યાલ આવ્યો નહોતો. તેની સ્ત્રી સુશિક્ષિત માતાના સુસંસ્કારમાં ઉછરેલી હોઇ, પતિના એ વર્તન તરફ તેણીને તિરસ્કાર આવવા સિવાય બીજા નબળા વિચારોએ તેના હૃદયમાં સ્થાન લીધું નહોતું. પરંતુ તેની વિધવા બહેન યમુનાના હૃદયમાં ભાઇના એ વર્તને ઘર કરી લીધું હતું. તોપણ અદ્યાપિ તેણીનું ચારિત્ર્ય નિશ્કલંકજ હતું.

યમુના સાથે પુનઃર્લગ્ન કરવાના મોહનલાલના વિચારોને કેવી રીતે બદલાવવા તેના વિચારમાં ગોવીંદરામ કેટલોક સમય ચુપ રહ્યો; પરતુ એકાએક કાંઇ વિચાર આવતા તે બોલ્યો "મોહનલાલ ભાઇ, મારી બહેન યમુનાનાં પુનઃર્લગ્ન તમારી સાથે થાય એવાં મારાં ભાગ્ય કયાંથી હોય? તમે શાતિપૂરના એક પ્રતિષ્ઠત જમીનદાર અને અધિકારી છો, વળી ખાનદાન કુળમા જન્મેલા છો અટલે મારા જેવા એક ગરીબ બ્રાહ્મણની બહેન સાથે પુનઃર્લગ્ન કરી તમારી ઉજ્વળ કીર્તિને કલંક લગાડો એ હું માની શકતોજ નથી."

"ગોવીંદરામ, જો ખરૂં પુછો તો મારી ઇચ્છા શારદા સાથેજ પુનઃર્લગ્ન કરવાની છે પરંતુ ત્રીકમદાસ જેવો એક ધર્મ ચુસ્ત માણસ

શારદાના પુન:ર્લગ્ન કરવાનું કબુલ કરશે કે નહિ એ ઘણોજ ગંભિર સવાલ છે."

"ત્રીકમદાસ ગમે તેવો ધર્મચુસ્ત હોવા છતા, તેને સમજાવવો એ કાંઇ મુશ્કેલ નથી પરંતુ મને અમૃતલાલ અને હરિરામનો ઘણોજ ભય છે." ગોવીંદરામે સમય સાધી એ બન્ને વિરૂદ્ધ મોહનલાલને ઉશ્કેરવાના ઇરાદાથી એ પ્રશ્ન કર્યો.

"હા, એ બન્ને બદમાશો મારા ધ્યાનમાંજ છે, આજકાલ શાંતિપૂરમાં એ ઘણોજ ઉપદ્રવ મચાવી રહ્યો છે. હું તેને કાયદાની બારીકીમા લેવાનો ઘણોએ પ્રયત્ન કરૂં છું; પરંતુ તેઓએ મેળવેલી લોક લાગણી આગળ લાચાર બની જાઉંછુ. તોપણ મે એક એવી યુક્તિ રચી છે કે થોડા દિવસમાજ અમૃતલાલ તો આ દુનિયામાથી કુચ કરી જશે, મારા અને તમારા માર્ગની વચ્ચે આવતો એ કંટક સદાને માટે દુર થશે." મોહનલાલ અમૃતલાલનું નામ સાભળતાંજ બોલી ઉઠયો.

"હેં ! શું ખરૂં કહો છો ? અરે મોહનલાલ, જો એમ થાય તો તમારો બેડો પાર થયોજ સમજો પછી તો તમને શારદાની પણ જરૂર નહિ રહે કારણ કે....................."એમ કહી ગોવિંદરામે મોહનલાલના કાનમાં કાંઇક કહ્યુ. શું કહ્યું તે અમારા સાંભળવામાં આવ્યું નહી પરંતુ ગોવિંદરામની વાત સાભળી મોહનલાલ આશ્ચર્ય ચકિત મુદ્રાએ ગોવીંદરામની સામે ઘડીભર જોઇ રહ્યો. ઘડીભર શાંતિ પ્રસરી રહી.

"ગોવિંદરામ, આ ગુપ્તભેદ તમારા જાણવામાં કયાંથી આવ્યો?" કેટલીક વારે મોહનલાલે શાંતિનો ભંગ કરતાં કહ્યું.

"વાહ ! જો એટલું પણ ન જાણીએ તો પુરાણી થયા શા કામના? મંદિરો અને ગ્રહસ્થોના ઘરમાં રહ્યા શા કામના ?"

"ત્યારે તો તમને પુરાણી નહિ પરંતુ ખટપટી કહેવા જાઇએ " મોહનલાલે મજાક કરતા અને હસતા હસતાં કહ્યું.

"મોહનલાલભાઇ, માફ કરજો આ જમાનોજ ખટપટનો છે ખટપટ કર્યા શિવાય પૈસાની પ્રાપ્તિ થતીજ નથી. તમેજ વિચાર કરી જૂઓની કે જો તમે ખટપટ કર્યો નહોત તો આટલા બધા ધનવાન કયાંથી થયા હોત—શાંતિપુરના જમીનદાર બન્યા નહોત. જે રીતે તમે શાંતિપુરના જમીનદાર અને અધિકારી હોઇ સત્તાના બળે પ્રજા પાસેથી પૈસાની પ્રાપ્તિ કરો છો અને ગ્રહસ્થના મિત્ર બની તેનીજ વહુ દીકરીઓનાં મન હરણ કરોછો, તેવીજ રીતે અમો પણ વિદ્યાના બળે પુરાણ આદિદ્વારા ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરીએ છીએ સમજ્યા?" ગોવીંદરામે પણ તેવાજ ભાવથી કહ્યું.

"પણ તમે તો બ્રાહ્મણ એટલે જગતના નેતા છો, લોકોને ઉપદેશ કરવો એજ તમારૂં કર્તવ્ય છે."

"એ વાત ખરી છે પરંતુ જમાનો બદલાઇ ગયો છે. આજે જેવો પવન તેવીજ પુંઠ આપનાર પંડિતો પુજાય છે."

"એટલે શું? તમારૂં કહેવું એવું છે કે સંતોષ વૃતિથી રહેનારો કર્મનિષ્ટ બ્રાહ્મણ નિંદાય છે."

"નહિ, તોપણ તે ધનના અભાવે દરિદ્રતા દેવીની ગોદમાં ગોથાં ખાતો દૃષ્ટિગોચર થાય છે. તેઓ ધનવાનોના ઘરમાં નિત્યકથા નિમિતે નિરંતર જાય છે; પરંતુ દ્રવ્ય પ્રાપ્તિ કરાવનારૂં સ્થાન કયાં છે, તેનું તેઓને બીલકુલ જ્ઞાન હોતું નથી. ખરી રીતે મંદિરો, એજ પુરાણીઓ માટે સર્વોપરી સ્થાન છે. મંદિરોમાં ઘણે ભાગે સ્ત્રીઓની આવ

ભાવ વિશેષ હોવાથી, તેમજ સ્ત્રીઓનાં હૃદય કોમળ હોવાથી, તેના પર પુરાણીઓનો ઘણોજ સારો પ્રભાવ પડી શકે છે. તેથી પૈસાની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળા પુરાણીઓ, પ્રથમ મંદિરમાંજ નિત્ય કથાની શરૂઆત કરે છે અને પોતાની મનમોહક વાણીથી માનિનીના મન હરે છે. મોહનલાલ, ખરૂં પૂછો તો પાખંડ કરવાથી જે પુરાણી ડરે છે તે ભુખે મરે છે. મારા અહીં આવ્યા પછી બીજા પુરાણીઓ પરથી શાંતિપુરની તમામ સ્ત્રીઓની શ્રદ્ધા ઉડી ગઇ છે. જોકે મારી કથા સાંભળવા આવનાર પુરૂષોની સંખ્યા ઘણીજ થોડી છે તો પણ હું બીલકુલ દરકાર કરતો નથી, કારણકે સ્ત્રીઓદ્વારા પૈસાની પ્રાપ્તિ થવા સાથે મારી બીજી ઇચ્છાઓ પણ તૃપ્ત થાય છે શાસ્ત્રી શાસ્ત્રી કહેતાં ભિખારીઓના મોઢાં સુકાય છે. કથાથી શ્રમિત થઇએ તો પગચંપી પણ થાય છે. કથાને અંતે મધુર મીઠાં ગીતો ગવાય છે અને શાસ્ત્રીજીપર પંખાથી વાયુ ઢોળાય છે. ખરૂં પુછો તો શાંતિપુરના સર્વ સ્થાનોમા આપણી વાહ વાહજ બોલાય છે હમણાં વળી પુરાણ સાથે વૈદ્યકનો વધારો કર્યો છે. જ્યોતિષનો જરાપણ અનુભવ નહિ હોવા છતા સ્ત્રીઓને અષ્ટમ પષ્ટમ સમજાવી અહીંના જ્યોતિષીઓ અને પુરાણીઓનો વ્યાપાર બિલકુલ બંધ કરાવ્યો છે ખરૂં પુછોતો મારી કથા સાંભળવવા આવનાર સ્ત્રીઓના હૃદયમા મે એવુજ ઠસાવી દીધુ છે કે પતિ કરતાં પુરાણીનો દરજ્જો વિશેષ છે. ત્રીકમદાસના ઘરમા મારૂં આટલું બધુ માનપાન હોવાનું કારણ પણ તેની સ્ત્રીજ છે." ગોવીંદરામે પોતે ફેલાવેલી પ્રપંચ જાળનું દિગ્દર્શન કરાવતાં કહ્યું.

"એટલે શું? ત્રીકમદાસની સ્ત્રીનું ચારિત્ર્ય સારૂં નહોતું?" મોહનલાલે ગોવીંદરામની વાતો સાંભળી લીધા પછી કાંઇક શંકાશીલ હૃદયે એ પ્રશ્ન કર્યો.

" નહિ; કાન્તાદેવી પરમ સાધ્વી હતી. તેણીના સર્વ ગુણો સંપુર્ણ પણે શારદામાં ઉતરેલા છે." ગોવીંદરામે જવાબ આપ્યો.

" ગોવીંદરામ, જ્યારે કાન્તાદેવી પરમ સાધવી હતી ત્યારે એ માતશ્રીના લાડકવાયા પુત્ર કાળીદાસને પતિત બનાવવામા તમારો શું હેતુ છે એ કાઇ સમજાતું નથી."

" મોહનલાલ, આજ સુધી મે તમારાથી કાઇ છુપાવ્યુ નથી. જેમ તમે મને તમારા સઘળા ભેદોથી જાણીતો રાખ્યો છે, તેમ મે પણ મારાં છિદ્રો તમને જણાવ્યા છે. શું કહું, કાળીદાસને ચપાના પ્રેમમા ફસાવી મે..........." બાકીના શબ્દો ગોવીંદરામ એવા ધીમા સ્વરથી બોલ્યો કે જે અમારા સાભળવામા આવ્યા નહી. પરતુ ગોવીંદરામના શબ્દો સાભળી મોહનલાલના ચહેરાનો રંગ બદલાઇ ગયો. તે ગમે તેવો નીચ અને લંપટ હોવા છતા તેને ગોવીંદરામની નીચ વૃતિ પર અત્યંત તિરસ્કાર ઉપજ્યો. જો મોહનલાલની જગ્યાએ કોઇ બીજો હોત તો પુરાણીને તેના કર્મનું ફળ અવશ્ય ચખાડત; પરંતુ આતો જેવો પુરાણી તેવોજ પોતે હોવાથી અને તેના કેટલાંક છિદ્રો તેમજ કારસ્તાનની કલ ગોવીંદરામના હાથમાં હોવાથી,તેનાથી કાઇ થઇ શકે તેમ નહોતુ તેની હા માં હા મિલાવ્યા શિવાય છુટકોજ ન હતો. કેટલીક વારે તે બોલ્યો " જો કે એ કાર્યમાં સફળતા મળે એમ હું ધારતો નથી તો પણ અત્યારે એ વિષયને વિશેષ ચર્ચવાની આવશ્યકતા પણ જોતો નથી. સમય આવતા સર્વ જોઇ લેવાશે. પણ હવે મારા કાર્યની શરૂઆત કયારે કરશો? શારદાના સબધમાં ત્રીકમદાસને કયારે સમજાવશો? ગોવીંદરામ; જો તમે મારૂ આ કામ કરી આપશો તો હું તમારો જન્મભરનો રૂણી રહીશ."

" વાહ! મોહનલાલ; આશું બોલો છો? આપણે તો એક બીજાના રૂણીજ છીએ. તમારૂં કામ કરવું એ હું મારી ફરજ સમજું છુ.

આવતી કાલેજ હું ત્રીકમદાસને મળીશ તેને સમજાવીશ અને બનશે ત્યાં સુધી શારદાનાં પુનર્લગ્ન તમારી સાથે કરાવી આપીશ "

"ગોવીંદરામ, તમારી બુદ્ધિકૌશલ્ય માટે મને માન અને વિશ્વાસ છે. જ્યારે તમો આટલી આશા આપો છો ત્યારે મને ખાત્રી છે કે મારૂં કામ અવશ્ય સિદ્ધ થશે. હવે હું આવતી કાલે તમોને મળીશ, તે વખતે તમો મને તમારા પ્રયત્નનું પરિણામ જણાવજો." એમ કહેતાંજ મોહનલાલ ઉઠ્યો અને ગોવીંદરામની રજા લઇ રસ્તે પડ્યો.

ગોવિંદરામને પોતાની કાર્ય કુશળતા પર વિશ્વાસ હતો, વળી પોતે જે કાર્ય હાથમા લે તે સારૂં હોય કે નઠારૂં પરંતુ તેનો છેડો લેવા શિવાય છોડવુ તેને ગમતુજ નહિ એટલુજ નહિ પરંતુ **शुभस्य सीघ्रम्** એજ તેનો સિદ્ધાંત હતો. આવી ઘોર રાત્રીએ ત્રીકમદાસને જગાડવો એ તેને વ્યાજબી લાગ્યુ નહિ, આથી મોહનલાલના જવા પછી કેટલીક વારે દવાખાનુ બંધ કરી તે આરામ ગ્રહમાં ગયો.

---

# પ્રકરણ ૬ ઠું.

## -કુસંગતનું પરિણામ-

જે વખતે કાળીદાસ ગોવીંદરામથી છુટો પડ્યો તે વખતે રાત્રિના ત્રણ વાગી ગયા હતા મનોરમા તેની માર્ગ પ્રતિક્ષા કરતી પોતાના શયનગારમા ઊંડા વિચારમા બેઠેલી હતી. વખતે તે બેઠકમાં તો નહિ સુઇ રહ્યા હોય એવા વિચારથી એક વખત ત્યાં જઇ તપાસ કરવાનો તેને વિચાર થયો પરંતુ બીજીજ પળે તે બદલાઇ ગયો. કારણ કે આજ કાલ કાળીદાસના સ્વભાવમા ઘણું પરિવર્તન થઇ ગયું છે. મનોરમા સાથે તે હસીને વાત કરતો નહોતો એટલુંજ નહિ પરંતુ તેણી કાંઇ વાત

કરવાનો પ્રયત્ન કરતી, તો તેને મારવા દોડતો હતો. મનોરમા આ સર્વ સહન કરીને પણ પોતાનુ કર્તવ્ય પાલન કરતી હતી. આજે પતિને આવવામા આટલો બધો વિલંબ થએલો જોઇ તેના હૃદયમાં અનિષ્ટની આશંકાઓનો આવીર્ભાવ થયો, તે બેઠી હતી ત્યાંથી ઉઠી અને શારદા જે રૂમમાં સુતી હતી ત્યાં ગઇ. મનોરમા શારદાને સાસુના જેટલુંજ માન આપતી હતી, શારદાનો પણ તેણીના પર ઘણોજ પ્રેમ હતો. મનોરમાને આટલી મોડી રાત્રે પોતાના રૂમમાં આવેલી જોઇ શારદાને આશ્ચર્ય લાગ્યું, તે પોતાના પલંગ પરથી એકદમ ઉઠી અને બોલી "કેમ, ભાભી શુ થયુ છે ? તમે ગભરાએલા કેમ જણાઓ છો ?"

"શું કહું દેવી, હજુ સુધી એ આવ્યા નથી." મનોરમા શરમાતા શરમાતાં માત્ર એટલુંજ બોલી.

"હેં ? શું હજુ સુધી કળીદાસ આવ્યો નથી ? અત્યાર સુધી એ કયા ગયો હશે !" શારદાએ આશ્ચર્ય પામતાં કહ્યું.

"પ્રભુ જાણે સાંજના ફરવા ગયા છે ત્યાંથી પાછા ફર્યાજ નથી."

"ગોવીંદરામ પણ તેની સાથેજ હશે."

"નહિ દેવી, અહિંથી તો તે એકલાજ ગયા છે."

શારદા કાળીદાસની ચાલ ચલણ માટે પ્રથમથીજ શંકાશીલ હતી, તેણીએ એ સંબંધી પિતાને પણ ઘણીવાર કહ્યું હતુ પરંતુ ત્રીકમદાસનો કાળીદાસ પર ઘણોજ પ્રેમ હોવાથી શારદાની વાતો પર ધ્યાન આપ્યું નહોતું. આજે અનાયાસે પિતાને ખાત્રી કરી આપવાનો સમય ઉપસ્થિત થએલો જોઇ તે એકદમ પિતા પાસે ગઇ અને સર્વ વર્તમાન કહ્યા. ત્રીકમદાસના ક્રોધનો પાર રહ્યો નહિ. કાળીદાસના પર પહેલીજવાર તેને ક્રોધ ઉત્પન્ન થયો શારદાને રજા આપી તે કાળીદાસની માર્ગ પ્રતિક્ષા કરતો દરવાજા પાસેજ બેઠો.

કેટલીક વારે કાળીદાસે મકાનમા પ્રવેશ કર્યો, તે પોતાના શયન-ગારમાં જવાની તૈયારીમાં હતો એટલામાંજ ત્રીકમદાસે તેને પોતાની પાસે બોલાવ્યો. ત્રીકમદાસને જોતાંજ કાળીદાસનો ચહેરો નિસ્તેજ બની ગયો.

" આટલી મોડી રાત્રી સુધી કયા હતો' કાળીદાસના નજીક આવવાપછી ત્રીકમદાસે ક્રોધાવેશમા પ્રશ્ન કર્યો.

મનુષ્ય ગમે તેવો પાપી હોય પરતુ જયારે તે કાંઇ નવુ પાપ કરે છે ત્યારે તેનું આત્મબળ એક દમ ક્ષીણ થઇ જાય છે, અને પ્રગટ થવાના ભયથી તે હોશ હવાશ બની જાય છે. કાળીદાસની પણ એવીજ સ્થીતિ થઇ, પિતાને જવાબ આપવા માટે તેના મોઢા માથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ

કાળીદાસને ચુપ રહેલો જોઇ ત્રીકમદાસે પુન પુછયું "કેમ, બોલતો શામાટે નથી?"

"મેદાનમા ફરવા ગયો હતો." કાળીદાસે તુટક શબ્દોમા જવાબ આપ્યો.

" શું આ ફરવા જવાનો સમય છે કે? નાલાયક, જેમ હુ કાંઇ બોલતો નથી તેમ તુ માથે ચડતો જાય છે, જેકામ કરવાની હું મના કરૂ છું તેકામ તું જાણી જોઇને કરે છે.

લાડમાનમાં ઉછરેલા કાળીદાસના હૃદયમાં પિતાના આઠપકાની અસર કાંઇ ઉલટીજ થઇ, જીંદગીમાં પહેલીજ વાર પિતાથી અપમા-નિત થએલા પુત્રના હૃદયમાં ક્રોધનો આવીર્ભાવ થયો તે આવેશમાં એકદમ બોલી ઉઠયો "પિતાજી, આ સબંધમા તમારે એક શબ્દ પણ બોલવાની આવશ્યકતા નથી."

"કેમ ?"

"મારી મરજીમાં આવશે તેમ હું કરીશ. આપનો એક બોલ પણ હું નહિ સાંભળીશ." કાળીદાસે કહ્યું.

"એમ છે?"

"હા, હા, એમ છે."

પુત્રને આ રીતે પોતાનું અપમાન કરતો જોઇ ત્રીકમદાસના ક્રોધની સીમા રહી નહિ. તેણે ક્રોધાવેશમા કાળીદાસના ગાલ પર એક થપડ લગાવી દીધી અને બોલ્યો 'નાલાયક, જા અહીંથી દુરથી. તારા જેવા કપુતનું મોઢું જોવુ પણ ઉચિત નથી."

કાળીદાસ જન્મથીજ લાડમા ઉછર્યો હતો, ત્રીકમદાસે તેને આ પુર્વે કોઇ દિવસ કાંઇ કહ્યું નહોતુ. આજે એકાએક પિતાને હાથે જીવનમા પહેલીજવાર માર ખાવાથી કાળીદાસના ક્રોધની માત્રા વધી ગઇ, તેના ઉધ્ધત સ્વભાવે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું તે ક્રોધથી દાત પીસતો બોલ્યો "બસ, હવે જો તમે તમારૂં ભલું ચાહતા હો તો એકદમ અહીંથી અંદર ચાલ્યા જાઓ નહિતો હવે માન નહિ રહે."

પ્રિય પાઠક, ત્રીકમદાસે અહીં જબરી ભૂલ કરી. જયારે તે જાણતોહતો કે મારીજ ભૂલથી પુત્રનો સ્વભાવ ઉધ્ધત બની ગયો છે. હવે તેને મારો જરા પણ ભય રહ્યો નથી, ત્યારે એકાએક તેના પર હાથ ઉપાડવો એ ઉચિત નહોતુ. એતો નિર્વિવાદ વાત છે કે જો કોઇ નિરકુશ વ્યકિતને તેના કોઇ અનુચિત કાર્ય માટે બે મનુષ્યો સમક્ષ લજ્જિત કરવામા આવે તો, એક તો એ અનુચિત કાર્યના પ્રભાવથી તેના આત્મામાં એક પ્રકારની ગ્લાની થયેલીજ હોય છે. અને વધારે લજ્જિત કરવામાં આવે તો તેનું મન એવુ તો ખરાબ બની જાય છે કે તે અપરાધ સ્વીકૃત કરવાને બદલે, ધૃષ્ટતાથી ઉતર પ્રત્યુતર કરવાને તેમજ લડવાને તૈયાર થઇ

જાય છે. પણ જો કેટલીક સમય વિત્યા પછી એકાતમા, શાન્તિથી તેના અપરાધના પરિણામને સમજાવવામાં આવે તો સંભવ છે કે તે પોતાની ભુલ સ્વીકારી ભવિષ્યમાં એવું ન કરવાની પ્રતિજ્ઞા કરી લે પ્રથમ તો માતા પિતાએ બાલ્યાવસ્થાથીજ પુત્રને ઉચિત શિક્ષા આપવી જોઇએ; પરતુ જો કોઇ કારણવશ એમ ન બની શક્યુ હોય, અને પુત્રનું આચરણ ખરાબ થઇ ગયું હોય, તો મોટી ઉમરે સુધરવાનો માત્ર એકજ રસ્તો છે. અને તે એ કે તેની સાથે મિત્રના જેવું વર્તન કરવું. એવા વર્તનથીજ માતા, પિતા, બહેન અથવા ગુરૂજન એ નિરંકુશ ઉધ્ધત પુત્રને સુધારી શકે છે તેના પર ગુસ્સો અથવા પ્રભુતાનો ઉપયોગ કરવા જતા પરિણામ ઘણુંજ ભયકર આવે છે.

શારદા શાંત અને સુશીલ હતી. વૈધવ્ય પ્રાપ્ત થયા પછી અને માતાના સ્વર્ગવાસ પછી તેણીને બહાર નીકળવાનું, તેમજ આવશ્યક કામો શિવાય કોઇની સાથે કાઇપણ વાત કરવાનું ગમતુ નહિ. ભાઇના ઉદ્ધત સ્વભાવને તે જાણતી હતી છતાં તેના પર તેણીનો અપુર્વ સ્નેહ હતો. પિતા અને પુત્ર વચ્ચે થયેલી તકરાર તેણીએ દરવાજાની આડમા ઉભી રહી સાભળી હતી. જ્યારે તેણીએ જોયું કે કાળીદાસ નારાજ થઇ ગ્રહત્યાગ કરી જવાની તૈયારી કરી રહ્યો છે, અને ત્રીકમદાસ તેના એ વર્તનને શાતિથી જોઇ રહ્યો છે, ત્યારે તેણી બહાર આવી અને કાળીદાસનું કાડું પકડી તેને બહાર જતો અટકાવતાં બોલી. "ભાઇ કયાં જાય છે?"

"જ્યા મારી મરજીમાં આવશે ત્યાં હવે હું આ ઘરમાં નહિ રહું."

"શા માટે ભાઇ?"

"હું નાલાયક છું, પિતાજી મારૂં મોઢું જોવા રાજી નથી. એટલા માટે."

"પણ ભાઇ, ત્યારે તું પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરે છે."

"મારી મરજી"

'ભાઇ'. એવુ નબોલીએ."

" બસ, તારે એવાતમા વચ્ચે આવવાની કાંઇ જરૂર નથી." કાળીદાસે શારદાએ પકડેલુ કાંડું છોડાવતા આવેશમાંજ કહ્યું

કાળીદાસના આ ઉધ્ધત જવાબથી અને અયોગ્ય વર્તનથી શારદાને ઘણુજ લાગી આવ્યુ, તે આખમા આંસુ લાવતી બોલી "ભાઇ, શુ આ અભાગિણી બહેનની તને જરા પણ દયા નથી આવતી?"

દયાનો હવે મારા હૃદયમા અંશ માત્રપણ રહ્યો નથી." કાળીદાસે નફટાઇથી જવાબ આપ્યો.

શારદાને કાળીદાસે આપેલા આ જવાબથી ત્રીકમદાસનું મગજ તપી ગયું, વળી કાઇ બોલાઇ જવાશે એવા ભયથી તે ક્રોધાવેશમાંજ અંદર ચાલ્યો ગયો.

કાળીદાસના આ અનિષ્ટ વર્તનથી શારદાને દુઃખતો થયું તો પણ તેણીએ મનોરમાની ખાતર સહન કર્યું અને શાંતિથી બોલી "ભલે ભાઇ, તું અમારા પર દયા નકરજે પરંતુ આ ઘર છોડીને બહાર ન જજે. હું પિતાજીને સમજાવીશ. હવે તે તને કાંઇ નહિ કહે." એમ કહી તેણી કાળીદાસનો હાથ પકડી અંદર લઇ ગઇ.

કાળીદાસ ઘરમાં તો ગયો, પરંતુ મનોરમાની સામે તેણે આડી નજરે પણ જોયું નહી. આજની ઘટના મનોરમાની ફરીયાદથીજ ઉપસ્થિત થયેલી તેણે માનીલીધી, તે મનોરમાપર અત્યંત ગુસ્સે થયો હવે તેણીની સાથે બોલવાનું પણ બંધ કરી દીધું. પિતા અને બહેનની કાંઇ પણ દરકાર કર્યો શિવાય નીરંકુશ પણે તે દુરાચારના પથપર અગ્રસર થવા લાગ્યો.

બીજે દિવસે નિત્ય કર્મથી પરવારી જે વખતે ગોવીંદરામ, ત્રીક-મદાસની પાસે જવાની તૈયારી કરી રહ્યો હતો. તે વખતે કાળીદાસ ત્યા જઇ પહોંચ્યો અને તેને રાત્રે બનેલી સર્વ હકીકત નિવેદન કરી. પ્રપ-ચી પુરાણીએ કાળીદાસને પિતાની વિરૂધ્ધ ઘણોજ ઉશ્કેર્યો, એટલુંજ નહિ પરંતુ પિતાને માટે સમય આવતા યોગ્ય રસ્તો કરી લેવાની પ્રતિજ્ઞા પણ લેવડાવી.

જોકે કાળીદાસ ચંપાના પ્રથમ દર્શને સહજ શરમાયો હતો, તોપણ તેના હૃદયપર ચંપાની મોહિની મુર્તી અંકિત થઇ રહી હતી. ગઇરાત્રે બનેલા બનાવ પછી તેણે ચંપાના સહવાસમાજ રહેવાનો નિશ્ચય કર્યો હતો, અત્યારે તે ગોવીંદરામ પાસે એટલા માટેજ આવ્યો હતો. ગોવીંદરામ તો એવા કામો માટે તૈયારજ હતો. મોહનલાલના કાર્યને સમય મળવા પર મુલતવી રાખી તે કાળીદાસની સાથે ચંપાના ઘર તરફ જવા બહાર નીકળ્યો.

ગોવીંદરામે અગાઉથી ચંપાને સાવચેત કરેલી હોવાથી આજે તેણી સંપુર્ણ આભુષણો સાથે સુમજ્જિત થયેલી હતી, અત્યારે તેણી ઇંદ્રની અપ્સરા સમ શોભતી હતી, કાળીદાસ તેણીને જોતાજ મોહિત થઇ ગયો. કાળીદાસ અને ગોવીંદરામને આવતા જોઇ ચંપાએ આસન પરથી ઉઠી તેઓનો ઘણાજ આદર સહસત્કાર કર્યો. કાળીદાસ પ્રસન્નચિત્તે ચંપાની બાજુમા બેઠો.

'ચંપા, તે તો મારા મિત્રને એકદમ પાગલ બનાવી દીધો છે." યથાસ્થાને બેઠા પછી ગોવીંદરામે વાતની શરૂઆત કરતાં કહ્યું.

"વાહ, મે પાગલ બનાવ્યા છે કે તમારા મિત્રે મને દિવાની બનાવી છે? ગોવીંદરામ; આતો તમે ચોર કોટવાલને દંડે એવી વાત કરો છો." ચંપાએ સ્મિત કરતા કહ્યુ.

બીજી વખતના આગમનથી કાળીદાસની શરમ કાંઇક ઓછી થઇ હતી, તે વચ્ચમાંજ બોલી ઉઠયો "એમ કેમ ?"

'આપેજ મારા ચિતની ચોરી કરી છે, અને તમારા મિત્ર મને ચોર ઠરાવે છે. સમજયા?" ચંપાએ કટાક્ષ ફેંકતાં કહ્યું.

"એટલે શુ, હુ ચોરછું ?" કાળીદાસે પણ નેવાજ ભાવથી કહ્યું.

"મારૂ માનવુ તો કાંઇક એવુ છે." ચપા બોલી અને કાળીદાસની સામે જોઇ રહી.

"લ્યો ગોવીંદરામ, અહી આવવાથી આ સિરપાવ મળ્યો." કાળીદાસે ગોવીંદરામને ઉદ્દેશીને કહ્યું.

"અહીં તો જેવું કહેશો તેવુ સાભળશો." ગોવીદરામે જવાબ આપ્યો.

કાળીદાસ કાંઇક કહેવા જતો હતો, એટલામાં ઉસ્તાદજીએ આવી સલામ કરી ગોવીંદરામના ઇશારાથી તે એક બાજુ બેસી ગયો, ચંપાએ પોતાનું હારમોનિયમ મગાવ્યું અને સંગિતનો આરંભ થયો

સંગિત અને હાસ્યયુકત વાર્તાલાપ બન્ને સાથેજ ચાલતું હતું.. લગભગ બે કલાક સંગિત અને સુરાની મોજમાં વિતી ગયા. અંતે કાળીદાસના 'બસ' એ શબ્દ સાથેજ ચંપાએ ગાનું બંધ કર્યું.

"ચંપા, આજના તારા સંગિતમાં એટલી બધી મધુરતા હતી કે જેનુ વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી." કાળીદાસે ચંપાની પ્રસંશા કરતાં કહ્યું.

"મારા સગિતથી તમોને સંતોષ થયો એ મારૂં સૌભાગ્ય માનું છું." ચંપાએ નમ્રભાવે જવાબ આપ્યો.

"ચંપા, તારી એક એક વાતો મારા ચિત્તને ચંચળ બનાવી મુકે છે."

"અરે ! પણ, હવે તુ અહીં વાતોજ કર્યા કરશે કે ઘેર પણ ચાલશે ? ગોવીંદરામે ખીસામાંથી ઘડીઆળ કાઢી કાળીદાસની સામે રાખતા કહ્યું. ઘડીઆળ પર દ્રષ્ટિ પડતાજ કાળીદાસ ચમકયો. અને બોલી ઉઠયો.

"હે ! સાડાચાર, અરે વાતોમાને વાતોમા તો ઘણો સમય વ્યતિત થઇ ગયો, ચાલો હવે આપણે અહીંથી જલદી જવું જોઇએ." એમ કહી કાળીદાસ ઉઠયો. પરતુ ચપા તેનો હાથ પકડી નીચે બેસાડતા બોલી. "એમ તે કેમ જવાશે ? પહેલા મારૂ ચોરેલુ ચિત મને પાછું આપતા જાઓ, પછી ખુશીથી અહીંથી રવાના થાઓ. વાહ ગોવીંદરામ, પહેલા છરી ચલાવી પછી નીમક છાંટવાનુ કામ તમે ઠીક કરી જાણો છો. જાઓ તમારે જવું હોય તો ખુશીથી જાઓ પરંતુ તમારો મિત્ર તો અહીંજ રહેશે."

"ભલે, એમની ઇચ્છા હોય તો મારી કયાં ના છે. હુ તો આ ચાલ્યો" એમ કહી કાળીદાસના પોકારવા છતા પણ ગોવીંદરામ ત્યાથી પલાયન કરી ગયો. ગોવીંદરામના જવા પછી ચપાએ કાળીદાસને પોતાના બાહુપાશના બંધનથી બાધી લીધો. સુજ્ઞ વાચક, ચાલો હવે આપણે પણ અહીં રહેવુ ઉચિત નથી.



# પ્રકરણ ૭ મું.

## –ગોવીંદરામનો પ્રયત્ન.–

ચંપાને ત્યાંથી નીકળી ગોવીંદરામ પરબારો ત્રીકમદાસને ઘેર ગયો. આ વખતે ત્રીકમદાસ મહાભારત વાંચી રહ્યા હતા અને શારદા પિતાના મુખમાંથી નીકળતા શબ્દો શાન્ત ચિત્તે સાંભળતી હતી. ગોવીંદરામને આવતો જોઇ શારદા ઉભી થઇ, તેણીને જવાને તૈયાર થયેલી જોઇ ગોવીંદરામ બોલ્યો 'કેમ શારદા, મારા આવવાથી કાંઇ ક્ષોભ થયો બેસો તમારૂં અધ્યયન પુરૂં કરીલો".

"નહિ, હવે ગ્રહકાર્યનો સમય થયો છે એટલે રાત્રે નિવૃતિના સમયમાં સાંભળીશ." એમ કહેતીજ શારદા અંદર ચાલી ગઇ. તેણીના જવા પછી કેટલીક વારે ગોવીંદરામ ત્રીકમદાસને ઉદ્દેશીને બોલ્યો " અહા, બિચારી કેવી સુશીલ અને શાણી છો કોણ જાણે કયા અપરાધથી વિધાતાએ બિચારીને વિધવા બનાવી છે. ત્રીકમદાસ, હું જ્યારે શારદાને જોઉં છુ ત્યારે મારા હૃદયમાં અતિશય કષ્ટ થાયછે. "

" કષ્ટતો મને પણ થાય છે, પરંતુ આપણાથી બીજું શું થાય. તેના પતિની શોધ કરવામાં મેં કાંઇપણ ખામી રાખી નથી છતાં અદ્યાપિ તેનો પતો લાગ્યોજ નથી."

" શું હજુ પણ આપ શાંતિલાલ જીવીત હોય એમ માનો છો?"

" મારૂં અંતઃકરણતો વારંવાર મને એમજ કહે છે. "

ત્રીકમદાસના એ શબ્દો સાંભળી ગોવીંદરામના ચહેરાનો રંગ બદલાઇ ગયો. જો ત્રીકમદાસે તેના ચહેરા સામે જોયું હોત તો તેના

નિરતેજ મુખપર ભયનાં સ્પષ્ટ ચિન્હો તે જોઈ શકત. કેટલીક વારે ગોવીંદરામ સાહસ એકઠું કરતા બોલ્યો "એ તમારી ભ્રમણા છે. આટલા વર્ષ સુધી શાંતિલાલ જીવતો હોય અને એકપત્ર સરખો પણ ન લખે એ કેમ મનાય ? ત્રીકમદાસ તમો સમજુ છતાં બિચારી નિર્દોષ શારદાને દુઃખના દાવાનળમાં સળગાવો છો."

"ત્યારે એ નિર્દોષને સુખી કરવાનુ મારી પાસે સાધન પણ શુ છે."

"ભૂલો છો, શારદાને સુખી કરવા હજુ પણ એક ઉપાય છે." ગોવીંદરામે પોતાની મુળ વાત પર આવતાં કહ્યું.

"ગોવીંદરામ, એ કયો ઉપાય છે."

"ત્રીકમદાસ તમો સમજો છો, છતાં મારે મોઢેથીજ સાભળવા માગો છો ?"

"નહિ; હું તમારી મતલબ સમજી શકતો નથી."

ક્યાંથી સમજો, ત્રીકમદાસ આ વીસમી સદી છે. આ સમયના આવડી મોટી છોકરીને આવી દશામા રાખવી એ દેશ અને સમાજને હાની કર્તા છે. મારૂં માનો તો આપ આ પ્રાચીન પ્રથાને છોડી નવીન વેશ ધારણ કરો, સમાજનો સરકાર કરો અને પ્રતિદીન અધોગતીના ઉંડાગારમા ગબડાતી જતી હિંદુ જાતિનો ઉદ્ધાર કરો."

"સમજ્યો, ગોવીંદરામ તમારી મતલબ હું બરાબર સમજ્યો. તમો મને શારદાનાં પુનર્લગ્ન કરવાનુ કહો છો એમજ કેની?"

'હા મારી તો એજ ઇચ્છા છે. પરંતું તમો મારી વાત માનોજ ક્યાં છો."

"અફસોસ ! તમારા જેવા એક વિદ્વાનના મુખે આવી વાત સાભળી મને આશ્ચર્ય લાગે છે. ગોવીંદરામ, આમ કહેવામાં તમારો

ગમે તે હેતુ હોય પરંતુ તમારી એ વાત માનવી એ મારા સામર્થ્યના બહારનુ કામ છે. કારણ કે મારો એજ સિધ્ધાંત છે કે
**"स्वधर्मे मरणं श्रेयः परधर्मो भयावहः"**

"ધર્મનુ પરિવર્તન તો થયાજ કરે છે. વળી કળિયુગમા તે લંગડો થઇ ગયો છે. એ લંગડા ધર્મની પાછળ કાં બિચારી ગરીબ ગાય જેવી દીકરીને દુઃખી કરોછો પોતાના આત્માને કષ્ટ આપો છો"

"આત્માને શા માટે કષ્ટ આપું છુ એનો હું તમોને શુ ઉત્તર આપું ! પરંતુ મને સપુર્ણ વિશ્વાસ છે કે ઇશ્વરનાં દરેક કાર્યો મંગળ ભાવનાથી ભરેલા છે. એ નિર્દોષીઓને કદી દુખમાં નાખતોજ નથી સર્વ પોત પોતાના કર્માનુસાર કષ્ટ ભોગવે છે. શારદા પણ પોતાના કર્મનું ફળ ભોગવી રહી છે. પછી તે આ જન્મનું હો કે પર જન્મનું એતો ઇશ્વર જાણે"

'આપનું કહેલુ અક્ષરશઃ સત્ય છે. તોપણ કર્મ રેખાને ટાળ-વાનો આપણે ઉદ્યોગ કરવો જોઇએ."

"કર્મરેખા ટાળવાનું સામર્થ્ય આપણા હાથમા નહિ પરંતુ ઇશ્વરના હાથમાં છે. ધર્મની ગતી અતિ સુક્ષ્મ છે. એટલે ધર્મ અને અધર્મના સંબંધમાં કાઇપણ નિર્ણય કરવો એ ઘણુંજ મુશ્કેલ છે. તો પણ મારૂં તો એજ માનવું છે કે પોતાના કુળ અને સમાજના પ્રાચીન કાળથી ચાલતા આવેલા નિયમોનું યથા સાધ્ય પરિપાલન કરવું એજ ખરો ધર્મ છે. જ્યાં સુધી બનશે ત્યાં સુધી હું એજ ધર્મનું પાલન કરીશ."

"ત્રીકમદાસ, આપ બુદ્ધિશાળી છો. વિચાર કરી જુઓ મનુ અને પારાશર સ્મૃતિમાં જણાવ્યું છે કે સ્ત્રીનો પતિ કલિબ હોય

અથવા મરી ગયો હોય તો સૃષ્ટિની ઉન્નતિને ખાતર તેણે બીજો પતિ કરી લેવામાં કાંઇ પણ દોષ નથી."

"મનુ અને પારાશર સ્મૃતિ સમજવા જેટલી મારામાં શકિત નથી. હું તો કેવળ એકજ વાત જાણું છું કે આજ સુધી જે ધર્મ અને કુળના નિયમોનું પરિપાલન કરતો આવ્યો છું તેનો ત્યાગ કરવો એ અધર્મ છે. વળી ઇશ્વરી મહિમા પર મને અટલ વિશ્વાસ છે."

"પરંતુ એ અંધ શ્રદ્ધામાં, ખોટા વિશ્વાસમા એક બિચારી નિર્દોષ બાળાના સસારનું સત્યાનાશ વાળો છો નાહક દુખી કરો છો તેનું કેમ?"

"ગોવીંદરામ, સુખ પ્રાપ્ત કરવાનો કાંઇ એકજ પ્રકાર નથી કોઇ પુણ્યકાર્ય કરી પોતાના શરીરને સુકાવવામાજ સુખ માને છે, કોઇ પાપ પંકમાં ડુબી દિનરાત પોતાની વિલાસ વાસના તૃપ્ત કરવામાંજ સુખ માને છે. સુખ મનુષ્યની રૂચિપર નિર્ભર છે. વળી એપણ કેમ મનાય કે પતિના પરલોક ગમન પછી બીજું લગ્ન કરવાથી સ્ત્રી સુખીજ થશે ? અલબત કેટલીક અબુદ્ધ સ્ત્રીઓ તેમાં સુખનો આભાસ જુએ છે. પરંતુ કેટલીક એવી પણ સ્ત્રીઓ છે કે જે પોતાના પતિના જ નામની માળા જપતી, એ પ્રેમને પરમેશ્વરમા લિન કરી, સંસારિક સુખ દુખને તુચ્છ સમજી, પોતાનું જીવન એક નિષ્ઠા અને પતિવ્રત ધર્મમાં વ્યતિત કરી, પોતાને પરમ સુખી સમજે છે. તમે જેને બાળ વિવાહ કહોછો તે વાસ્તવમા બાળ વિવાહ નથી. કારણ કે આજે પંદર વર્ષની બાળાને આપણે બે બચ્ચાંની માતા થયેલી જોઇએ છીએ એટલે બાર અને તેર વર્ષની અંદર લગ્ન કરી નાખવાની પ્રણાલી પ્રશંસનિયજ છે. વળી વિધવા વિવાહ નહિ થવાના કારણેજ સૃષ્ટિની ઉન્નતિ થતી અટકે છે. એ પણ તમારૂં કથન વાસ્તવિક નથી.

કારણકે વિધવાઓના વિવાહ કરી સૃષ્ટિની વૃધ્ધિ કરવાનો તમારો ઉદ્દેશ હશે પરંતુ ઇશ્વરની ઇચ્છા નહિ હોય તો પ્લેગ આદિ ઉપદ્રવો દ્વારા એ મનુષ્ય પ્રયત્નો નિષ્ફળજ જશે. ભાઇ, એ માયા મયની અપાર લીલા છે. એ કયા ઉદ્દેશથી શું કરે છે એ કોણ સમજે છે?"

"તમારી ભગવદ્ ભક્તિ નિસંદેહ પ્રશંસનિય છે; પરંતુ જરા વિચાર કરવાથી માલુમ પડશે કે મારૂં કથન કેટલે અંશે સત્ય છે. જે શાસ્ત્રકારોના મતને માની આપ વિધવા વિવાહને દુષિત સમજો છો, એજ શાસ્ત્રકારો કહે છે, કે સ્ત્રીઓમાં પુરૂષો કરતાં વિષય વાંછના વધારે છે એટલે પતિથી વિખુટી પડેલી સ્ત્રીઓ વ્યભિચારિણી બની જવાનો વધારે સંભવ છે."

"ગોવીંદરામ, સ્ત્રીઓનાં મહાન ગૌરવને તમો જાણતા નથી. સ્ત્રીઓનું મહત્વ કાંઇ સાધારણ નથી. શું તે સહજમાં વ્યભિચારિણી બની જાય છે? તેને કુપથ ગામિની બનાવનારા પણ પુરૂષોજ છે. સ્ત્રીઓના મહત્વને નષ્ટ કરવાનો મિથ્યા પ્રયત્ન ન કરો. ઘડીભર માની લઇએ કે અત્યારે ધર્માંધ પણાને લઇ સ્ત્રીઓ પણ પુરૂષોની માફક લંપટ થઇ ગઇ છે; પરંતુ જો તેમાંથી એક પણ સતી રહી ગઇ તો તેના આદર્શની આખા સમાજ પર છાપ પડશે, તેની પુજા થશે. ગોવીંદરામ, ભારતિય સ્ત્રીસમાજનું મસ્તક અન્ય સમસ્ત દેશોથી એજ કારણથી ઉન્નત છે કે આપણા સ્ત્રી સમાજમાં પતિવ્રત બળ વિશેષ છે. એ પતિવ્રત બળ આગળ સમસ્ત સંસારનું માથું નમે છે. સ્ત્રીઓના એ મહત્વને નષ્ટ કરવું, એ કદાપિ ઉચિત નથી. ઘડીભર માની લઇએ કે એક સ્ત્રીએ પોતાના પતિના મરવા પછી બીજો વિવાહ કર્યો, દૈવ ઇચ્છાથી જો એ પણ મરી જાય તો ત્રીજો વિવાહ કરે. એ રીતે જેમ જેમ વિધવા થતી જાય તેમ તેમ જો તે વિવાહ કરતી રહે, તો એ વિધવા અને વેશ્યામાં કાંઇ તફાવત રહે ખરો કે? ધારો કે એક સ્ત્રીને

એક પુત્ર છે, પતિના મરવા પછી તેને બીજો વિવાહ કર્યો, તેનાથી પણ એક પુત્ર થયો હવે તમેજ કહો કે પિતૃ કર્મનો અધિકારી કોણ થાય ? ગોવીંદરામ, આવા અનેક દાખલાઓ છે. આપ બુધ્ધિશાળી છો, બ્રાહ્મણ છો આ પ્રગતિને છોડી દો, વિધવાઓને આદર્શ બનાવવાની ચેષ્ટા કરો, સૃષ્ટિની વૃધ્ધિ માટે અનેક સધવાઓ છે. હજુ પુ:નર્લગ્નની પ્રથા પ્રચલિત થઇ નથી. તો પણ ભારતમાં મનુષ્યની સંખ્યા દિન પ્રતિદીન વધતીજ જાય છે." ત્રીકમદાસના આ આવેશ પૂર્ણ શબ્દો સાંભળી ગોવીંદરામ સ્તબ્ધ બની ગયો. ઘડીભર તે ત્રીકમદાસની સામે જોઇ રહ્યો. કેટલીક વારે કાંઇક વિચાર આવતા તે બોલ્યો "મેં તો સ્ત્રી સમાજ અને ખાસ કરીને તમારા ભલા માટેજ આ વાતો કરી છે, જો એથી આપને કાઇ માઠું લાગ્યું હોય તો માફ કરો."

"મારા ભલામાટે શું મારી શારદા પોતાના પતિવ્રતની રક્ષા નહિ કરી શકે?" બોલતા બોલતાં ત્રીકમદાસની આંખમા આસુઓ ભરાઇ આવ્યા. તે મનમાજ બબડયો ઇશ્વરની ઇચ્છા હશે એમ થશે હું એવી અપમાન જનક ધર્મ વિરૂદ્ધ વાતપર તર્કપણ કરવા નથી ચાહતો.

ગોવીદરામના ચહેરા પર મલિનતા પથરાઇ ગઇ, તે કાંઇ કહેવાનું કરતો હતો એટલામાં એક મનુષ્ય ત્યા દોડતો આવ્યો અને ગોવીંદરામને ઉદ્દેશીને બોલ્યો" જલદી ચાલો એક વ્યાધિ ગ્રસ્ત દરદી તમારી દવાખાના પાસે આતુરતાથી રાહ જોઇ રહયો છે, તેની તબીયત ઘણીજ ખરાબ છે."

લાચાર, ગોવીદરામ તેજ વખતે ત્રીકમદાસની રજા લઇ બહાર નીકળ્યો. ત્રીકમદાસ પણ શિવ શિવ ઉચ્ચાર કરતો અંદરના રૂમમાં ચાલ્યો ગયો.

# પ્રકરણ ૮ મું.

## —નરપિશાચ—

ગોવીંદરામનો ચાલ્યો ગયો પરંતુ ત્રીકમદાસને એક પ્રકારની ચિંતામા નિમગ્ન બનાવતો ગયો. આજે ગોવીંદરામની વાતો એ ત્રીકમદાસના મનમા એક પ્રકારની કુશંકાએ સ્થાન લીધું હતું, તેનું હૃદય વારવાર ધબકતું હતુ, એમ થવાનું કારણ તે સમજી શકતો નહોતો ત્રીકમદાસ એક સાધુ પુરૂષ હતો. તેની પ્રત્યેક વાતો અને હરેક કર્યોમાં ઇશ્વર પર અવિચળ ભકિત ઝળકતી હતી. એટલુંજ નહિ પરંતુ તેના હૃદયમા અસાધારણ સાત્વિકતા ભરેલી હતી, તે સાથે તેનુ હૃદય કોમળ હતું, એ કોમળતા સમય, સમય પર પરદુ:ખ કાતરતાનુ સ્વરૂપ ધારણ કરી તેને લોક સેવાના કર્યમા અગ્રસર કરતી હતી. અને વિપતિમાં પણ નાખતી હતી. એ પરદુ:ખ કાતરતા કોઇ કોઇ વખતે એ શ્રેણી પર પહોંચી જતી કે, ત્રીકમદાસ પોતે નહી સમજી શકતો હતો કે જેની કરૂણા ભરી ભાષા અને દીનના ભર્યા ભાવોને લક્ષ્ય કરી. તે સહાયતા કરવા જાય છે. તે વાસ્તવમાં સહાયતાને પાત્ર છે યા નહિ અથવા એ જે ભાવ પ્રદર્શીત કરી રહયો છે તેમાં સત્યની માત્રા કેટલી છે. આવાંજ કારણોથી કોઇ કોઇ વખતે તેને આર્થિક, માનસિક અને શારીરિક હાનીઓ સહન કરવી પડતી હતી, આજે ગોવીંદરામે શારદાના પવિત્ર ચારિત્ર્ય પર સંદેહ પકટ કરી; ત્રીકમદાસના હૃદય પર જબરો આઘાત કર્યો હતો, તેના હૃદયને દુ:ખિત, મર્માહીત બનાવી દીધું હતું.

ત્રીકમદાસ અનેક વિચાર વમળમાં ગોથા ખાતો અને નિશ્વાસ નાંખતો પોતાના સ્થાન પર બેઠો હતો. એટલામા શારદા ત્યા આવી પહોંચી.

"કેમ શારદા, અત્યારે અહી શા માટે આવી ?" શારદાને એકાએક ત્યાં આવેલી જોઇ ત્રીકમદાસે પ્રશ્ન કર્યો અને ઘડીભર શારદાની સામે જોઇ રહ્યો તેણીના નિષ્કલંક ચહેરા પર એક વિલિક્ષણ પ્રતિભા ઝળકી રહી હતી.

ત્રીકમદાસે માત્ર એકવાર દ્રષ્ટિપાત કરી પોતાનુ માથુ નીચુ નમાવી દીધું અને મનમાંજ બબડયો કોણ જાણે કયા દુર્ભાગ્યને લઇ બિચારી આ પ્રતિકૂળ ભોગવી રહી છે, તેણીના ચહેરા પર તો કલંકની એક પણ રેખા જણાતી નથી.

"પિતાજી, શુ વિચાર કરો છો ? આજે ભોજન નથી કરવુ કે શું ?" શારદાએ પિતાને વિચારમાં બેઠેલા જોઇ નિર્દોષ ભાવે સહજ સ્મિત કરતા કહ્યું

"કાંઇ નહિ બેટા, ચાલો આવું છું." એમ કહેતાંજ તે ઉઠયો અને શારદાની સાથે ઘરમાં ચાલ્યો. જતાં જતાં તે મનમાંજ બબડયો હા, વિધતા આ તારી કેવી લીલા, ગોવીંદરામ જેવા વિદ્વાન બ્રાહ્મણના વિચારોમાં આટલું બધું પરિવર્તન થવું, એ કળી પ્રભાવ નહિ તો બીજું શું? ગોવીંદરામ માને છે કે યુવતી સ્ત્રીઓ પોતાના યૌવનના આવેગને રોકી શકતી નથી, પરંતુ હું જોઉં છું કે ભારતિય રમણીઓ પોતાના યમ નિયમ અને સંયમના કારણથી સર્વ દેશોમાં અગ્રણી અને પુજનિયા બની રહીછે. જો કે વિધવાઓનો કર્તવ્ય ભાર ઘણોજ ગુરૂતર છે, પરંતુ તે સાથે તેણીને ઇશ્વરે સંયત રહેવાની અસીમ શકિત આપી

છે. એટલે શારદાના ચારિત્ર્ય પર હું કેવી રીતે અવિશ્વાસ કરી શકું? એમ બોલતાં બોલતા તેણે એકવાર ફરીને શારદાના ચહેરા સામે જોયું અને બોલ્યો "ચાલો બેટા, ઇશ્વર પર અવિશ્વાસ કરવો એ મહાન પાપ છે. એ મંગળમય છે. કોણ જાણે કયા પાપથી અત્યાર સુધી મારા હૃદયમા સંદેહે પ્રવેશ કર્યો હતો."

ત્રીકમદાસના ઉપરોકત શબ્દોનો અર્થ શારદા સમજી શકી નહિ, તોપણ તે એટલુ અનુમાન તો અવશ્ય કરી શકી કે પિતાજી આજે કાંઇ ઘોર ચિંતામા નિમગ્ન છે. આથી તેણી પિતાની ચિંતાનું કારણ જાણવાનો યત્ન કરતી બોલી "પિતાજી, આજે તમારો ચહેરો નિસ્તેજ કેમ જણાય છે? શું ભાઇએ વળી કાંઇ કહ્યું છે?"

"નહિ બેટા, કાળીદાસની ચિંતા કરવાનું મેં છોડી દીધું છે એ ઉદ્ધત છોકરાને સુધારવો હવે મુશ્કેલ છે. પરંતુ બેટા મારાથી તારૂં આ દુઃખ જોઇ શકાતું નથી." બોલતા બોલતાં ત્રીકમદાસની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"પિતાજી મને તો કાંઇ દુઃખ નથી." શારદાએ પિતાને આશ્વાસન આપતા કહ્યું.

"બેટા, ઇશ્વર કહેતું સુખી રહે." ત્રીકમદાસે પણ પુત્રીના આશ્વાસનથી સંતોષ માન્યો અને શારદાનો હાથ પકડી અંદર ચાલ્યો ગયો.

પિતાને ભોજન કરાવ્યા બાદ શારદાએ મનોરમાની સાથે ભોજન લીધું અને પછી પોતાના શયન ગારમાં ચાલી ગઇ.

જ્યારથી શાંતિલાલના ખુન થવાના ખબર ફેલાયા હતા, અને તેની લાશનો પતો લાગ્યો નહોતો, ત્યારથી શારદા પુજા પાઠમાંજ

પોતાનો વિશેષ સમય વ્યતિત કરતી હતી સવારે ચાર વાગે ઉઠી. નિત્યકર્મોથી નિશ્ચિત બની, દેવસેવામાં બેસવાનો હમેશનો તેનો નિયમ હતો. ત્રીકમદાસે શારદાને માટે એક અલગ પુજનગ્રહ બનાવી આપ્યું હતું, એ ગ્રહમાં રાધાકૃષ્ણની એક જુગલ જોડી, શાલીગ્રામની મુર્તી, શીવ તથા અન્ય દેવતાઓની પણ મુર્તીઓ હતી શારદા સવારના લગભગ બે કલાક પુજામાંજ વ્યતિત કરતી હતી. જે વખતે તેણી પ્રેમસહ રાધાકૃષ્ણનું પુજન કરતી. તે વખતે જોનારને એમ થતુ કે જાણે તેણીએ પોતાનુ સમસ્ત હૃદય, પ્રાણ એ દેવના ચરણોમા સમર્પીત કરી દીધું છે. જે વખતે તેણી તેના ચરણોમા અર્ઘ્ય પ્રદાન કરતી તે સમયે એવું પ્રતિત થતુ હતું કે જાણે તેણી પોતાના હૃદયના અન્તર્ગત પ્રદેશમાં, કોઇ અનિવર્ચનીય પ્રેમ મુર્તીને, પોતાના હૃદયનો સમસ્ત પ્રેમ અર્પણ કરી રહી છે. એ રીતે સુર્યોદય થતાં સુધી તેણી પાઠ પુજામાં નિમગ્ન રહેતી હતી. તત્પશ્ચાત રામાયણ, મહાભારત, ભાગવત આદિ ગ્રથોનુ અધ્યયન કરતી. રાત્રીએ પણ દશ અગીયાર વાગા સુધી તે દેવસેવામાજ નિમગ્ન રહેતી હતી.

શારદાની એજ દીનચર્યા હતી, પિતાને ભોજન કરાવી તેણી પુજન ગ્રહમા ગઇ પરંતુ આજે તેણીનુ ચિત વ્યાકુળ હોવાથી દેવ સેવામા ચિત લાગ્યું નહિ. પિતાની ચિંતાનું કારણ શુ હશે, એજ ખ્યાલો તેણીને દેવ સેવાનું કાર્ય પુરૂ થતા સુધી આવ્યા કર્યા પરંતુ તેનો તે કાઇ નિર્ણય કરી શકી નહિ. એકા એક નીચેના શબ્દો તેના શ્રવણપુટ પર અથડાયા.

"નહિ, નહિ. શારદાના સબંધમા એવો સંદેહ કરવો એ મહા પાપ છે." શારદાએ ત્રીકમદાસનો અવાજ બરાબર ઓળખ્યો પરંતુ ઉપરોકત શબ્દો બોલનાર કોણ હતું એ તે બરાબર જાણી શકી નહિ.

પરંતુ એ શબ્દો સાંભળી શારદા સંદેહમાં પડી, તેણીને એકવાર ચુપ ચાપ એ બન્ને વચ્ચે ચાલતી વાતચીત ધ્યાન પુર્વક સાંભળવાની ઇચ્છા થઇ, પરંતુ બીજીજ પળે તે બદલાઇ ગઇ. કારણ કે બે મનુષ્યોની ગુપ્ત વાતો છુપાઇને સાભળનામા તેણી મહાન પાપ સમજતી હતી; તોપણ ઉપરોક્ત શબ્દોથી તેણીએ જાણી લીધું કે પોતાને મારા ચારિત્ર્ય માટે કોઇએ શંકિત કરેલા છે. કોણે અને શામાટે એ તેણી સમજી શકી નહિ. તે મનમાંજ બબડી હાય ! આ પતિહીન સ્ત્રી જીવન કેટલુ ઘ્રણ્ય છે! કેટલી આપદાઓથી ભરેલુ છે! હા વિધાતા, તેં મને શા માટે વિધવા બનાવી ?

બોલતાં બોલતા તેણીની આખમાં અશ્રુ ભરાઇ આવ્યાં, તેણીને સમસ્ત સસાર અધકારમય અને ઘ્રણ્ય દ્રષ્ટિગોચર થવા લાગ્યો, તેના હૃદયમાં ભયાનક વિચાર યુદ્ધ મચી રહ્યું. તેનુ માથુ ઘુમવા લાગ્યું, તે પોતાના પલંગ પર પડી પરંતુ તેના હૃદયમાં જે વિકળતાએ ભયાનક તરંગોનો ઉદ્‌ભવ કર્યો હતો, તે વિકળતાએ તેણીને નિદ્રા આવવા ન દીધી. ચિંતા સાગરના તરંગોમા નિદ્રા દેવીની સુખભરી ગોદ તેણીને માટે કંટકમયી બની ગઇ અને વિષમ વેદનાથી તે અત્યંત વ્યાકુળ બની ગઇ. તે વારવાર હાથ જોડી પોતાના આરાધ્ય દેવને પ્રાર્થના કરવા લાગી કે "પ્રભુ, આ દુખિણીને કલંકથી બચાવો, રમણી જીવનનું વાસ્તવિક આદર્શ આ સંસારમાં ચિરસ્થાયી રહે એવા ધર્મનું પાલન કરવાનું મને બળ આપો." અશ્રુપૂર્ણ નેત્રે શારદા ઇષ્ટદેવના ધ્યાનમા લિન થઇ ગઇ. એ દેવ સ્મરણે તેણીના હૃદયમાં કંઇક શાંતિ પ્રદાન કરી અને લગભગ રાત્રિના બે વાગે નિદ્રાદેવીએ તેણીને પોતાના આશ્રયમાં લીધી. પરંતુ એકાએક કોઇના પગરવના ધીમા અવાજથી શારદાની નિદ્રા ભંગ થઇ ગઇ, તેણીએ દરવાજા સામે જોયું તો એક મનુ-

બ્ય તેની નજીક આવતો જણાયો. શારદા ચમકી, કંપિ, ભયભિત થઇ ગઇ. તેણી પલંગ પર એકદમ બેબાકળી બેઠી થઇ ગઇ. તેણી બુમો પાડવાનો કાંઇ પણ પ્રયત્ન કરે તે પહેલાં આગતુકે ધીમા સ્વરથી કહ્યું " ખબરદાર, એક પણ શબ્દ મોઢાંમાંથી નીકળ્યો તો સમજ કે તારૂં શ્રેય નથી."

હવેજ શારદા સંપુર્ણ જાગ્રતિમાં આવી. આંગતુકનો અવાજ ઓળખ્યો, એટલુંજ નહિ પરંતુ તેણી તેને બરાબર ઓળખી શકી " હેં ? કોણ મોહનલાલ ભાઇ," એકાએક તેણીના મુખમાંથી એ ઉદ્દગારો નીકળી ગયા.

સુજ્ઞ વાચક, શારદાનું અનુમાન સત્ય હતું. એ મોહનલાલજ હતો. ગોવીંદરામ અને ત્રીકમદાસ વચ્ચે થયેલી વાતચીત તેણે ગુપ્ત રહી સાંભળી હતી અને ત્રીકમદાસના અંતિમ ઉદ્ગારો પછી એ સમજી ગયો હતો કે શારદાનાં પુનઃર્લગ્ન કોઇપણ રીતે ત્રીકમદાસ કરે તેમ નથી. આથી તેણે જાતેજ બની શકે તો શારદાને સમજાવવાનો નિશ્ચય કીધો હતો. તે ધારતો હતો કે સત્તા સર્વથી શ્રેષ્ટ બળછે અને એ બળના પ્રભાવે શારદાને તે પોતાના વશમાં લઇ શકશે.

"શારદા શું કહું, તારો સંબંધ મારી સાથેજ થવાનો હતો પરંતુ મારા પિત્રાઇ ભાઇ શાંતિલાલે મારા વિરૂદ્ધ કેટલીક વાતો તારા પિતાને જણાવેલી હોવાથી, તેણે તારો સબંધ શાંતિલાલ વેરેજ કર્યો હતો. પરંતુ એ ઉધ્ધત શાંતિલાલે પોતાની ઉધ્ધતાઇમાંજ પ્રાણ ગુમાવ્યાં અને તને વિધવા બનાવી. એટલું છતાં હજુ પણ હું તને ભૂલી શકયો નથી. શારદા દયા કર, દેવી મારી સાથે પુનઃર્લગ્ન કરી મને સુખી કર." મોહનલાલે શારદાના પ્રશ્નનો પ્રત્યુતર આપતાં અને પ્રાર્થના કરતાં કહ્યું

મોહનલાલ ભાઇ, આ શુ ? તમે એક ખાનદાનના ફરજંદ છો. શાંતિપુરના જમીનદાર તેમજ સુરેંદ્રસિંહ મહારાજના એક આબરૂદાર અધિકારી છો, હું આપની ભાતૃવધુ છું, એક કુળ વધુના શયન ગ્રહમા આ રીતે ચોરી છુપીથી દાખલ થવું એ આપની ઉજ્વળ કીર્તીને કલંક લગાડનારૂં નથી શું ?

"શારદા, હું અવશ્ય અપરાધી છું પરંતુ શું કરૂં! તારા આ સૌંદર્યે મને પાગલ બનાવી દીધો છે ક્ષમા કર મારી પ્રાર્થનાનો સ્વીકાર કર હું તને મારૂં સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર છું."

" ભાઇ, તમે હજુ સ્ત્રીઓના હૃદયને નથી જાણતા. જેઓ દુરાચારિણી છે તેઓને માટે તો કાંઇ કહેવાનું રહેતું નથી. પરંતુ પતિ પરાયણા સતીઓ તો આવી વાતો સાંભળવામાં પણ પાપ સમજેછે, કારણ કે તે ત્યાગના મહત્વને જાણે છે. વળી તમે જે રૂપપર આટલા મુગ્ધ બની ગયા છો, એ રૂપ ચિરસ્થાયી નહિ પરંતુ ક્ષણુ સ્થાયી છે. રૂપ યૌવન નષ્ટ થવા પછી હું આપને કાંઇપણ કામની નહિ રહું. તો પછી હું આપના એ પ્રસ્તાવનો કેવી રીતે સ્વીકાર કરી શકું ?" શારદાએ શાંતિથીજ જવાબ આપ્યો

પરંતુ મુર્ખ મોહનલાલને તેણીના શબ્દોમાં અભિષ્ટ સિદ્ધિનાં લક્ષણો જણાયાં તે બોલ્યો "નહિ, નહિ, શારદા હું માત્ર તારા રૂપનેજ નહિ પરંતુ તારા ઉતમ ગુણોને પણ સંપુર્ણ રીતે જાણું છું. કૃપાકર આ દાસને તારા હૃદયમા સ્થાન આપ."

" શું તમો મારા ગુણો પર મુગ્ધ થયા છો ? નહિ, મોહનલાલ ભૂલો છો. જો તમે મારા ગુણો પર મુગ્ધ થયા હોતતો મને પાપ પંથપર અગ્રસર કરવાની ચેષ્ટા ન કરત; તમને કેવળ મારા ક્ષણુ સ્થાપી રૂપપરજ મોહ થયો છે. પરંતુ મોહનલાલ, આ સૌંદર્ય-

મય જણાતુ શરીર માંસનો એક પિંડ હોવા સાથે મળ મુત્રથી ભરેલું છે. તેના પર આટલો બધો મોહ રાખવો એ આપના જેવા બુદ્ધિમાનોને છાજતું નથી. ભાઇ, પ્રભુએ આપેલા નેત્રો કાઇ કામ પિપાસા તૃપ્ત કરવા માટે નથી પરંતુ ઇશ્વરની સૃષ્ટિનું સૌંદર્ય નિહાળી, તેના પ્રતિશ્રવા કરવા માટે છે. અને મુખ કેવળ પોતાના ઇષ્ટ દેવનું સ્મરણ કરવા માટે છે. એ સિવાયના અન્ય અંગો કે જે બાહિક દ્રષ્ટિથી સૌંદર્ય મય જણાય છે, એ સર્વ પણ નાશવંતજ છે. એટલું છતાં જો તમોને મારાં કોઇપણ અંગો મેળવવાથીજ તૃપ્તિ થતી હોય તો કહો, કહો, તમોને મારા કયા અંગોની આવશ્યકતા છે? જો નેત્રોની દરકાર હોયતો લાવો શસ્ત્ર તે હુ હમણાજ તમોને કાઢી આપુ, વદન અને સ્તનોથી આનંદ મળતો હોય તો તેપણ શસ્ત્રા ઘાતથી અલગ કરી આપું. કહો, કહો, મોહનલાલ મારા શરીરની કઇ વસ્તુથી તમોને સંતોષ મળે તેમ છે ?" એમ કહેતી અને કંપતી શારદાએ પોતાના પોલકામાં છુપાવેલી એક ચળકતી છરી બહાર કાઢી અને પોતાના સૌંદર્યમય જણાતા શરીર સામે તાકી.

શારદાનું આ વર્તન જોઇ મોહનલાલ ભયભિત બની ગયો, શારદાની નજીક જવાની તેની હિંમત ચાલી નહિ તે દુરથીજ બોલ્યો " સબુર; શારદા. સાહસ ન કર. હું તને મારી અર્ધાંગિની બનાવવાની આશાથી અહીં આવ્યો છુ, મને નિરાશ ન કર. શારદા હું તને મારૂં સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર છું. "

"બસ મોહનલાલ, અયોગ્ય શબ્દોથી તમારી જીવ્હાને અપવિત્ર ન કરો. હું વિધવા છુ, વિધવાઓ ત્યાગના મહત્વને બરાબર સમજે છે, આત્મ સંયમ કરી જાણેછે. એટલુંજ નહિ પરંતુ તે જાણેછે કે હૃદય એ મનુષ્યોને આપી શકાતું નથી. એક હૃદય સિંહાસનના એ અધિકારી

બની શકતાજ નથી. હુ જેને મારા હૃદય મદિરમાં એકવાર સ્થાન આપી ચુકી છુ, તે મુર્તીનું પુજન આજ પણ કરૂં છું અને જીવન-પર્યંત કરતી રહીશ. તમે અનધિકાર પુર્વક મારા ગ્રહમાં પ્રવેશ કર્યોછે એટલે હું ધારૂ તો હમણાંજ મારા પિતાને બોલાવી તમને બે ઇજત કરી શકું છું, પરતુ તમો મારા ભાઇના મિત્ર હોવાથી મારા પણ ભાઇજ છો. એટલે હું તેમ કરવા ઇચ્છતી નથી." શારદા હૃદયના આવેગથી શું શુ બોલી ગઇ તેનુ તેણીને સ્મરણ રહ્યું નહિ. મોહન-લાલ તો શારદાની તીવ્ર પ્રભા અને તેની વાતો સાભળી મુઢ જેવો બની ગયો. પરંતુ શારદાનો અવાજ બાજુના રૂમમાં બરાબર સંભળા-તો હતો.

શારદા બે ત્રણ દિવસથી સાસુ પાસે ગયેલી ન હોવાથી, તેની સાસુ આજે તેણીને મળવા આવી હતી, પરંતુ શારદા પુજન ગ્રહમાં, દેવ સેવાના કાર્યમા રોકાએલી હોવાના ખબર મળતાં તેણીના એ પવિત્ર કાર્યમા વિઘ્ન ન પડે એટલા માટે તેણી શારદાનું એ કાર્ય સમાપ્ત થતા સુધી ત્રીકમદાસની પાસે બેસવાનુ યોગ્ય વિચારી ત્યાં ગઇ હતી. ત્રીકમદાસને વિચારમાં બેઠેલો જોઇ, તેની એ સ્થીતિનું કારણ જાણવા માગતાં ત્રીકમદાસે એ વૃદ્ધા પાસે શારદાના સબંધમાં શંકાશીલ થયેલા હૃદયનો ઉભરો ખાલી કર્યો હતો, જેના જવાબમા શારદાના શ્રવણ પુટ, પર અથડાએલા "નહિ, શારદાના સબંધમાં એવો સદેહ કરવો એ મહા પાપ છે." એ શબ્દો તે વૃધ્ધાના મુખમાંથીજ નીકળ્યા હતા ઘણી મોડી રાત્રી સુધી એ બન્ને વચ્ચે શારદાના સબધમાં અનેક વાતો ચાલી પરંતુ પરિણામે બંન્નેએ શારદાને શુધ્ધ અને પવિત્રજ હોવાનું સ્વીકાર્યું. લગભગ ચારેક વાગે શારદાની સાસુ ત્રીકમદાસની પાસેથી ઉઠી અને શારદાના શયનગાર તરફ વળી હજુ તો તેણી ત્યા

જઇ પહોંચે તે પહેલા મોહનલાલને લપાતો છુપાતો શારદાના શયનગારમાં પ્રવેશ કરતો તેણીએ જોયો. તેણીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, એક પછી એક એવા અનેક વિચારો તેણીના હૃદયમાંથી પસાર થઇ ગયા. આખરે તેણી એ રહસ્યને જાણવાની ઇચ્છાથી શારદાના શયનગારના દ્વાર પાસે ઉભી રહી અને બંન્ને વચ્ચે ચાલતી વાતચીત સાભળવા લાગી. શારદા કે મોહનલાલ તેણીની હાજરીથી બિલકુલ અજાણ હતા.

મોહનલાલને ચુપ ઉભેલો જોઇ કેટલીક વારે શારદા બોલી "મોહનલાલ, ચુપ કેમ થઇ ગયા ? હું તમારી ભાતૃ વધુ છું. તમો મારા સ્વામીથી નાના હોઇ મારા પુત્ર સમાન છો, એટલું છતા તમારૂં આજનું વર્તન એટલું બધુ નિંદનિય છે કે તમોને તમારા કર્મનું ફળ ચખાડવુંજ જોઇએ, તમારા જેવા કુળાગારોને યોગ્ય શિક્ષા આપવીજ જોઇએ. અત્યારે તમે મારા હાથમા છો; જો હું ધારૂં તો તમને એવા સ્થીતિમાં મુકી દઉં કે ફરીને તમો શાંતિપુરમાં કોઇને મોઢું બતાવી શકો નહિ. પરંતુ નહિ તેમ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી, તોપણ હું ઇચ્છુ છું કે તમો એવી પ્રતિજ્ઞા કરો કે આજથી કોઇપણ સ્ત્રીને કુપથગામીની બનાવવાની ચેષ્ટા નહિ કરૂં. ઇશ્વરે આપને અતુલનિય ધનરાશી આપી છે, શાંતિપુરની જમીનદારી સાથે સમસ્ત તાલુકાઓનો અધિકાર પણ મળ્યો છે, એટલે એ દ્વારા જો આપ ધારો તો દેશનો ઘણો ઉપકાર કરી શકો તેમ છે. લાખો વિધવાઓ એવી દુર્દશા ગ્રસ્ત છે કે જેને ખાવાને અન્ન કે પહેરવાને કપડું પણ મળતું નથી. મોહનલાલ ભાઇ, એવી વિધવાઓની રક્ષા કરવામાજ તમારી સતા અને ધનનો ઉપયોગ કરો તેમાંજ તમારૂં કલ્યાણ છે."

મોહનલાલના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ, તોપણ તે શારદાના શયનગારને છોડવાની હિંમત કરી શકયો નહિ.

તેને ચુપચાપ ઉભેલો જોઇ શારદા બોલી "મોહનલાલ હવે જો તમે તમારૂં ભલું ચાહતા હો તો એકપણ ક્ષણનો વિલંબ કર્યા સિવાય અહીંથી ચાલ્યા જાઓ, નહિતો પરિણામ વિપરીત આવશે."

મોહનલાલે જોયું કે હવે વિશેષ થોભવામા સાર નથી, તે જવાની તૈયારી કરતો હતો એટલામાંજ બહાર ઉભેલી શારદાની સાસુએ શયનગારમા પ્રવેશ કર્યો. તેણીને જોતાંજ મોહનલાલ ભયભિત બની ગયો શારદા પલગ પરથી નીચે ઉતરી સાસુની સોડમાં ભરાઇ ગઇ મોહનલાલને જોતાજ શારદાની સાસુ ક્રોધિત સ્વરે બોલી 'કેમરે કુલાગાર અહીં શા માટે આવ્યો છે ?"

"માતા ક્ષમા કરો, એને જવાદો. એ પણ આપનો પુત્રજ છે" શારદાએ સાસુને પ્રાર્થના કરતાં નિર્દોષ ભાવે કહ્યું'

"મારો પુત્ર, નહિ. અમારા પવિત્ર કુળમા આવો કુળાંગાર પાકેજ નહિ, શહેરનો રક્ષક થવા પછી કદાપિ ભક્ષક બનેજ નહિ. બોલ શારદા એ અહીં શા માટે આવ્યો હતો ?"

શારદા શું ઉતર આપે પોતાના સૌન્દર્ય પર તેને મોહ થયો છે એમ જણાવતા શારદાને સકોચ થયો, તે કાંઇ પણ જવાબ આપી શકી નહિ

શારદાને ચુપ ઉભેલી જોઇ તેની સાસુ બોલી "હું ઘણા સમયથી તમારા બંન્નેની વાતો સાભળી રહી છું એટલે એ નરપિશાચના આગમનનું કારણ હું જાણી ગઇ છુ. તુ એને છોડી દેવા માગે છે. પરંતુ હું તેને છોડી શકતી નથી. તે મારા કુળમાં કલંક લગાડવા ચાહતો હતો, આ કળિયુગમાં પોતાના ધર્મ પર સ્થીર રહેવું એ અતિ કઠિન છે. પરંતુ તેં આ કળિયુગના અવતારથી તારો બચાવ

કરી મારા કુળને ઉજ્વળ કર્યું છે. શારદા, તારા જેવી સાધ્વીઓને લાખોવાર ધન્ય છે.'' એમ કહેતી અને આખમા આંસુ વરસાવતી પ્રેમાળ સાસુએ શારદાને ઘણાજ પ્રેમસહ હૃદય સાથે ચાંપી.

પોતાની કાકીના ઉપરોકત શબ્દો સાભળી મોહનલાલ ભય-ભિત બની ગયો, તેણીનું ભૈરવી સ્વરૂપ જોઇ તેનુ આખું શરીર કપવા લાગ્યું. તે ગમે તેવો શયતાન છતા અહી કંઇ પણ કરવાની તેની હિમત ચાલી નહિ. તે દયાર્દ્ર દ્રષ્ટિથી ઘડીભર શારદા સામે તો ઘડી-ભર કાકીની સામે જોવા લાગ્યો. પરંતુ બંન્નેની દ્રષ્ટિમા તેણે કોપ પ્રજ્વલિત થયેલો જોયો.

કેટલીક વારે શારદા સાહસ એકઠું કરી બોલી ''માતા મોહન લાલ આપનો પુત્ર છે, તેમનો આ પહેલોજ અપરાધ છે, વળી મારા દ્વારા તેનું ઘણું અપમાન થઇ ચુકયુ છે, હવે તેને ક્ષમા કરો, મને ખાત્રી છે કે તે હવે કુપથપર અગ્રસર નહિ થાય.''

''શારદા, શા માટે આ શયતાનને છુટો કરે છે ? એ નરપિશા-ચના નિર્દય પણે પ્રજાપર થતા અત્યાચારો શું તારા ધ્યાનમાં નથી?''

''દેવી, સૌ પોત પોતાના કર્મનું ફળ ભોગવશે. આપણે મનુ-ષ્યોએ તો બને તેટલી ક્ષમા ભાવના રાખવી જોઇએ.''

''ખેર, જ્યારે તારી એવીજ ઇચ્છા છે તો હુ તેને જવા દઉં છું. પરતુ યાદ રાખજે મોહનલાલ, જો ફરીને મેં તને મારી શારદા પર કુદ્રષ્ટિ કરતા જોયો છે. તો હુ તારી પૂરેપૂરી ખબર લઇશ. જા અહીંથી એકદમ ચાલ્યો જા.''

પાપીઓના હૃદયમાં સાહસ હોતુ નથી. મોહનલાલ ખરતા આંસુએ ક્ષમા માગતો ચુપચાપ ત્યાંથી પસાર થઇ ગયો. તેના જવા

પછી શારદાની સાસુએ અશ્રુપાત કરતાં શારદાને હૃદય સાથે ચાંપી. શારદાની આંખોમાં પણ આંસુઓની ધારા વહેવા લાગી. કેટલીક વારે એ રીતે રડતા રડતાં બન્નેના હૃદયનો બોજો ઓછો થયો. વૃદ્ધા શાંત થઇ અને ગદગદિત સ્વરે બોલી "બેટા, તું મારા ઘરની લક્ષ્મી છે. હું આટલા દિવસ તારૂં મહત્વ સમજી શકી નહોતી પરંતુ તુ વાસ્તવમાં દેવી છે. શારદા હું મારૂ પુત્રધન ગુમાવી બેઠી છું પરંતુ તને જોઇ એ ધનને હું ભુલી જાઉં છું. તને શું આશીર-વાદ આપું બેટા મને ખાત્રી છે કે તારા પુણ્ય પ્રતાપથી હું મારા ખોવાઇ ગયેલા ધનને પાછું મેળવી શકીશ."

# પ્રકરણ ૯ મું.

## -ભારતનો સાચો સપુત.-

સવારના દશ વાગી ગયા છે, ભોજનાદિ કાર્યોથી નિવૃત થઇ નોકરી કરનારો વર્ગ નોકરી પર અને દુકાનદારે પોતાના ધંધાપર જવાની વ્યવસ્થા કરી રહ્યા છે, બાળકો પોતપોતાની બુકો બગલમા મારી પાઠશાળાની તરફ જતા જણાય છે. એવા સમયમાં શાંતિપુરની બજારમા બે મનુષ્યો કે જે આકૃતિ પરથી પોલીસ જેવા જણાય છે તે એક સાઠ વરસના બુઢા ખેડુતને ધકા મારતા લઇ જતા નજરે પડે છે બિચારો ખેડુત એ નરપિશાચના ધકાથી એકદમ શિથિલ બનીગયો છે, તેનામા ચાલવાની બિલકુલ શકિત રહી નથી, તેનું આખું શરીર પસીનાથી તરબોળ થઇ ગયું છે, પગમાં કોઇ કોઇ સ્થળે રકત નીકળેલું જણાય છે. એ વૃદ્ધની આવી હાલત છતાં એ નિર્દય પોલીસો તેની

પરવા નહિ કરતાં, ધક્કા મારતા, આગળ ચાલવાની ધમકી આપતા જાયછે. બિચારા વૃદ્ધ ખેડુત એ નિર્દયનો માર સહન નથવાથી આંખમાં આંસુ લાવનો બોલ્યો: 'ભાઇ મને મરેલાને શા માટે મારો છો ?"

"ચુપ કર, બદમાસ. સીધે સીધો ચાલ્યો આવ. નહિતો હાડકા ભાંગી જશે" એમ કહેતાજ એ નિર્દય નરપિશાચોએ એક એવા જોરથી તે વૃદ્ધને ધક્કો માર્યો કે તેના આઘાતથી તે બિચારો વૃધ્ધ ખેડુત જમીન પર પડી ગયો તેનાં કલાન્ત શરીરમાં ઊઠવાની શકિત રહી નહિ, ક્ષણ ભર તે મુર્છીત બની ગયો.

ખેડુતની એ સ્થિતિ પર પણ એ નરપિશાચોને દયા નઆવી, તેઓ તેને આશ્વાસન આપવાને બદલે પગની ઠોકરોથી ઉઠાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, આસપાસના દુકાનદારો અને ત્યાં એકત્રિત થયેલા લોકો આ પિશાચોનું કૃત્ય જોતા હતા પરંતુ તેમને રોકવાની કે તેઓના પૈશાચિક કાર્યને અટકાવવાની કોઇ હિંમત કરી શકતુ નહોતું એકા એક પચીસ વર્ષનો એક યુવાન ત્યા દોડી આવ્યો. પોલીસોનુ નૃશંસ વર્તન અને વૃધ્ધ ખેડુતની શોચનિય સ્થીતિ જોઇ તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તે બંન્ને પોલીસોને પકડી લાલ નેત્રો કરી બોલ્યો "અરે ઓ પાપીઓ, તમે મનુષ્ય છો કે રાક્ષસ ! આ બિચારા મુર્છીત થયેલા વૃધ્ધ ખેડુતને આ રીતે નિર્દય પણે મારતાં તમને જરા-પણ શરમ નથી આવતી ?"

"અરે ! જા જા નહિતો તારા પણ એવાજ હાલ થશે" પોલી-સોએ બે પરવાઇથી જવાબ આપ્યો.

'એટલે શું તમો આ બિચારા વૃધ્ધ ખેડુતને મારી નાંખવા ધારો છો ?"

"તેના ભાગ્યમાં લખ્યું હશે તો તેમ થશે તારે તેની શી પંચાત છે?"

એક સાધારણ પોલીસના આવા નિર્લજ જવાબથી ત્યા ઉભેલાઓ પૈકી કોઇનામાં શૌર્ય ઉત્પન્ન થયુ નહિ. કોઇ કાંઇ બોલ્યું નહિ. આથી તે યુવકને ઘણો ક્ષોભ થયો; ત્યા ઉભેલા સમુદાયને ઉદ્દેશીને તે ગંભિર સ્વરે બોલ્યો અફસોસ, આટલા બધા મનુષ્યો આ સ્થળે ઉભેલા છતાં એક વૃધ્ધ ખેડુતને આ સાધારણ નોકરોના હાથનો વિના અપરાધ માર ખાવો પડે છે એ ખરે ખર શોચનિય છે. શુ આવા ગરીબોને સહાયતા કરવી એ આપણો મનુષ્યનો ધર્મ નથી ?"

યુવકની ટુકી પણ યોજસ્વી વકૃત્વતાએ ત્યા ઉભેલા મનુષ્યો પર જાદુના જેવી અસર કરી ક્રોધના આવેશમાં આવેલા પોલીસો તે યુવકને દુર ખસેડવા તેના પર પ્રહાર કરવાને આગળ વધ્યા પરતુ કેટલાક માણસોએ તેને તેમ કરતા અટકાવ્યા. યુવકનું સુંદર મુખ ક્રોધથી લાલ બની ગયું હતું, આવેશથી તેનું આખું શરીર કપતું હતુ. તે પોલીસોને ઉદ્દેશીને બોલ્યો " જો તમે તમારૂં ભલું ચાહતા હો તો આ વૃધ્ધ ખેડુતને અહી છોડી તમારા માર્ગપર ચાલ્યા જાઓ."

"નહિ, એ નહિ બને. મોહનલાલ સાહેબની આજ્ઞાનો અમલ કર્યા વગર અમારાથી એક પગલું પણ આગળ નહિ વધાય."

"શું આ વૃધ્ધ ખેડુતનો પ્રાણ લેવાની મોહનલાલે તમોને આજ્ઞા કરી છે ?"

"એ પોતેજ મરવાનો ઉપાય કરશે તેમાં અમે શું કરી શું."

"બસ ચુપ રહો મેં તમારૂં દુષ્ટ કૃત્ય દુરથી જોયું છે. બિચારા વૃધ્ધના પર તમોએ ન સહન થાય તેવો અત્યાચાર કર્યો છે. હા પણ એનો જણાવો કે આ વૃધ્ધ નો અપરાધ શું છે ?"

"મોહનલાલ સાહેબની આજ્ઞા વગર આ ખેડુતે એક બાવળનું ઝાડ કાપી બાળી નાંખ્યું છે."

"ઝાડ કોનું હતું ?"

"ઝાડ તેનાજ ખેતરનુ હતું તેથી શું ? તેને કાપવાનો કે બાળવાનો શું હક હતો ?"

"વાહ ! તેની પોતાની ચીજ પર તેનો નહિનો બીજા કોનો અધિકાર હતો ?"

વૃધ્ધ ખેડુત કાંઇક શુધ્ધિમા આવ્યો હતો. તેનામાં ઉઠવાની શકિત નહોતી તોપણ તે ચાલતો વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. પોતાના કાર્યના સમર્થનનો યોગ્ય સમય જોઇ તે ધીમે ધીમે યુવકનો હાથ પકડી ઉભો થયો, તેના હૃદયમા બળનો સચાર થયો પરંતુ તે યુવકને પોતાની કહાણી સંભળાવે તે પહેલા પોલીસે એક દંડો તેના વાસા પર અજમાવી દીધો ખેડુત બિચારો વાંકો વળી થયેલા પ્રહારને પંપાળતો હૃદય ફાટ રડવા લાગ્યો. આથી ગુસે થયેલા પોલીસે બીજો પ્રહાર કરવા ડંડો ઉપાડયો પરતુ આવેશમા આવેલા યુવકે એ પિશાચને એક પાટુ મારી તેના હાથમાથી ડંડો ઝુંટાવી લીધો અને ખેડુતને પોતાના હૃદય સાથે ચાપી દીધો કેટલીક વારે તે ખેડુત રડતો રડતો યુવકને ઉદ્દેશીને બોલ્યો "બાપુ અમારા પાડામા પ્લેગનો ઉપદ્રવ ચાલુ થયેલો હોવાથી ".................

'હે શું શાતિપુરમા પ્લેગની શરૂઆત થઇ ચુકી છે ? " તે યુવકે આશ્ચર્ય પામતાં વૃધ્ધને બોલતો અટકાવી વચ્ચેજ પુછયું.

હા બાપુ સાહેબ, એજ પ્લેગના ભયંકર દર્દનો મારો એકનો એક યુવાન છોકરો ભોગ થયો—મરી ગયો. હુ ગરીબ હોવાથી તેને અગ્નિ સસ્કાર કરવા માટે લાકડા મેળવવાનો મે બહુ પ્રયત્ન કર્યો, પરંતુ પૈસાના અભાવે હુ કાંઇપણ બંદોબસ્ત કરી શકયો નહિં. મોહનલાલ સાહેબ પાસેથી પણ કાંઇક મદદ મેળવવાની મેં કોશીષ કરી જોઇ પર-



પોલીસે બીજો પ્રહાર કરવા દંડો ઉપાડ્યો પરંતુ આવેશમાં આવેલા યુવકે એ પિશાચને એક પાટુ મારી તેના હાથમાંથી દંડો ઝુંટાવી લીધો. (પૃષ્ઠ ૭૦)

તુ તેમા પણ હુ નિરાશ થયો, આખરે લાચાર બની મારા ખેરતમા ઉભેલું એક સુકા બાવળનું ઝાડ મેં કાપી નાંખ્યું અને તેના ટુકડા કરી મારા પુત્રને અગ્નિ સરકાર કરવાના ઉપયોગમાં લીધું એજ અપરાધ માટે મને પકડવામાં આવ્યો છે. બાબુ સાહેબ, પ્લેગને લઇ અમારા પાડાના માણસો નાસભાગ કરી રહ્યા છે, અમારાં કેટલાંક સગાઓ તો બહાર ગામ કે જંગલમાં ચાલ્યા ગયાં છે. એટલે હું એ બાવળના નાણાં તરતમાં મોહનલાલ સાહેબને ભરી શકયો નહી, તોપણ પ્લેગ શાંત થવા પછી અને અમારા જાતવાળાઓ પોતાના મુળ સ્થાન પર આવી ગયા પછી કોઇ પણ પાસેથી કરજે મેળવી મેં એ નાણાં ભરી આપવાની ખાત્રી આપી. પરંતુ આ લોકોએ માન્યું નહિ તાબડતોબ પૈસા આપવાની ધમકી આપી મને આ દશાએ પહોચાડયો છે, શું કહું બાબુ સાહેબ, મારા એકના એક પુત્રના મૃત્યુથી હું અર્ધ મુઆ જેવો તો બની ગયો છું તેમા વળી માંદગીના બીછાના પર પડેલા પુત્રની માવજતમાં રોકાએલો હોઇ આજે બે દિવસથી મેં અન્ન સુધ્ધાં લીધું નથી, એ સર્વ આ ભાઇઓ જાણે છે છતાં મને નાહક હેરાન કરે છે, બાબુ કૃપા કરી, આને સમજાવો, હું અરૂંજ કહું છું કે મારી પાસે એક રાતી પાઇ પણ નથી અરે ઘરમા ખાવાને અન્ન પણ નથી, આવી દશામાં હું એને પૈસા કયાથી આપી શકીશ ?"

"તારી પાસે ખાવાને અન્ન છે કે નહિ, તેની સાથે અમારે કાંઇ કામ નથી. લાકડાના પૈસા તો તારે આજેજ આપવા પડશે, અને નહિ આપે તો જમીનદાર સાહેબ પાસે ચાલવું પડશે."

વૃધ્ધની શોચનિય સ્થીતિ છતાં પોલીસોનો નિષ્ઠુર વ્યવહાર જોઇ ત્યાં ઉભેલા સર્વ મનુષ્યોના હૃદયમાં ક્રોધનો આર્વાભાવ થયો તે

ઓ સર્વ વૃધ્ધને ઘેરી વળ્યા. પ્રજા બળની પુષ્ટિ મળતા યુવકના ઉત્સાહમાં ઉમેરો થયો તે સક્રોધ પોલીસોને ઉદ્દેશીને બોલ્યો "નહિ. એ નહિ બનશે. આ વૃધ્ધને તમો નહિ લઇ જઇ શકો. એનો માગી સાથેજ આવશે. તમારા જમીનદાર સાહેબ મોહનલાલ ભાઇને કહેજો કે શાંતિપુરના નગર શેઠનો પુત્ર અમૃતલાલ એ વૃધ્ધને પોતાની સાથે લઇ ગયો છે. મારૂ રહેઠાણ તેના ધ્યાનમાજ છે." એમ કહેતાંજ તેણે વૃધ્ધ ખેડુતને પોતાના હૃદય સાથે ચાપી દીધો.

પ્રિય વાચક, આ અમૃતલાલ બીજો કોઇ નહિ પરંતુ ત્રીકમદાસની નાની પુત્રી કમળાનો પતિ અને શાંતિપુરના નગરશેઠ રામલાલનો પુત્ર હતો. જેનો થોડો ઘણો પરિચય આપણે પ્રથમ પ્રકરણમા મેળવી ચુકયા છીએ.

અમૃતલાલના હાથમાથી વૃધ્ધ ખેડુતને છોડાવવાને પોલીસો ઝપા ઝપી કરી રહ્યા હતા, એટલામા દૂરથી અવાજ આવ્યો "ખબરદાર આ શી ધાંધલ મચાવી છે ?"

સર્વએ જે તરફથી એ અવાજ આવ્યો તે તરફ દ્રષ્ટિ કરી જોયું તો જણાયુ કે શાંતિપુરના જમીનદાર મોહનલાલજ એ તરફ આવતા હતા. પોલીસો અને ત્યા ઉભેલા માણસો તેને જવાનો માર્ગ આપતા એક બાજુ ખસી ગયા પરંતુ અમૃતલાલ પેલા વૃદ્ધને પોતાના હૃદય સાથે ભીડી જયાનો ત્યાજ ઉભો રહ્યો. તેના એ વર્તનથી મોહનલાલને ગુસ્સોનો આવ્યો પરંતુ એક શબ્દ પણ બોલવાની તેની હિમત ચાલી નહિ. તે પોલીસોને ઉદ્દેશીને બોલ્યો "કેમ આ શું ધાંધલ છે ?"

પોલીસોએ થથરતે અવાજે ટુંકામાજ સર્વ મોહનલાલને સમજાવી દીધુ. પોલીસોની વાત સાંભળી આવેશમાં આવેલો મોહનલાલ લાલચોળ થતો અમૃતલાલને ઉદ્દેશીને બોલ્યો "કેમરે અમૃતલાલ, આ અપરાધીને પોલીસો પાસેથી જબર જસ્તી શા માટે છોડાવ્યો ?"

"મોહનલાલ. શાંત થાઓ. આપ જેને અપરાધી માનો છો તે વાસ્તવમા અપરાધી નથી. ખરા અપરાધી તો આ તમારા પોલીસ કર્મચારીઓજ છે કારણ કે તેઓએ આ બિચારા વૃદ્ધના પર અત્યંત અત્યાચાર કર્યો છે."

"જુઓ અમૃતલાલ, તમારૂં આ વર્તન સારૂં નથી. તમે રામલાલના પુત્ર તેમજ શાન્તિપુરના એક ધનાઢ્યના જમાઇ છો એટલે તમને વિશેષ કાંઇ પણ કહેતો નથી, કૃપા કરી એ ખેડુતને અમારે હવાલે કરો."

"નહિ, એ નહિ બની શકે."

"અમૃતલાલ, આ અનુચિત વ્યવહારનું પરિણામ સારૂં નથી."

"પરંતુ મેં કાંઇ અનુચિત કાર્ય કર્યું હોય એમ હું માનતોજ નથી"

"શાન્તિપુરના સમસ્ત લોકોને ઉશ્કેરી વિદ્રોહ કરવાનો પ્રયત્ન કરવો, એને તમે ઉચિત કાર્ય માનતા હશો ખરું ના ?"

"ત્યારે મોહનલાલ, જે પ્રજાની મહેરબાનીથી તમે આવો આનંદ અને ઐશ્વર્યનો ઉપભોગ કરો છો તેજ પ્રજાપર મન માન્યો અત્યાચાર કરવો એજ ઉચિત કાર્ય હશે ખરૂં ના ?"

"બસ, વિશેષ બકવાદ નહિ કરો નહિતો ....."

"નહિતો શું તમે મને શુ કરવાના હતા ? મોહનલાલ જરા વિચાર કરો હમશાં કોઇના એક સરખા દિવસ નથી રહેતા, કયારેને કયારે સમય બદલાય છે અને જયારે સમય બદલાય છે ત્યારે મિત્રો પણ શત્રુ બની જાય છે."

"અમૃતલાલ, તું કોની સાથે વાત કરે છે તેનું તને કાંઇ ભાન છે ?"

"હા સંપુર્ણ ભાન છે. જે અમારાજ ધનથી પોષાઇ, પ્રતિદીન પ્રભુતા મેળવતો જાય છે. જેનું મહત્વ એક સામાન્ય કર્મચારી કરતા વિશેષ નહોવા છતા, પોતાને સર્વનો સ્વામી સમજે છે જે પોતાના ભોજન કરવાના સાધનમા પોતાના હાથેજ છેદ પાડવાનો પ્રયત્ન કરે છે અને જે પોતાના સ્વાર્થને માટે પ્રજા પર ઘોર અત્યાચાર કરવાથી પણ ડરતો નથી તે નરાધમ શાન્તિપુરના એક નર પિશાચની સામે હુ વાત કરી રહ્યો છું. મોહનલાલ, હુ તમારી ધમકીથી ડરી જાઉ તેવો ડરપોક નથી. જો તમે તમારૂ ભલુ ચાહતા હો તો પ્રજા પર થતો અત્યાચાર અટકાવો, નહિતો તમારા હકમા સારૂ નથી."

અમૃતલાલની આવેશભરી ઉગ્રમુર્તી જોઇ તેમજ ધિક્કાર યુક્ત વચનો સાંભળી, પોતાના છિદ્રો ખુલ્લા પડી જવાના ભયથી, મોહનલાલ ચુપ રહ્યો અવાક બની ગયો થોડીવાર શાન્તિપ્રસરી રહી.

"ઠીક છે, અમ્રતલાલ હુ જોઉ છુ કે એ વૃધ્ધ ખેડુતને કયા સુધી આશ્રય આપી શકો છો." પોતાના માન્યની ત્યા ઉભેલાઓને માઠી અસર ન થાય તેમજ પોતાનુ સતાબળ નરમ પડી ન જાય, એટલા માટે ત્યા ઉભેલાઓ ઉપર પોતાનો પ્રભાવ પડે એવા આવેશ પુર્ણ શબ્દોમાં મોહનલાલ અમ્રતલાલને ઉદ્દેશીને બોલ્યો

"અને હું પણ જોઉં છુ કે તમો પણ આ વૃધ્ધને કેવી રીતે અપરાધી ઠરાવી શકો છો." અમૃતલાલે પણ તેવાજ ભાવમાં જવાબ આપ્યો અને મોહનલાલની સહજ પણ પરવા નહિ કરતાં, નિર્ભય પણે વૃધ્ધનો હાથ પકડી ત્યાંથી ચાલતો થયો. મોહનલાલ પણ પોતાના માણસો સાથે પંથે પડયો અને ત્યા એકઠા થયેલાં માણસો પણ અમ્રતલાલના સાહસની પ્રશંસા કરતાં વિખરાઇ ગયા.

અમૃતલાલ વૃધ્ધને પોતાની સાથે લઇ પોતાના નિવાસ સ્થાન પર આવ્યો, ત્યાં કેટલોક સમય આરામ લીધા પછી તે વૃધ્ધ ખેડુત બોલ્યો "બાબુ, આજે તમે મારા પ્રાણ બચાવ્યા છે. જો તમે આવી પહોચ્યા નહોત તો એ યમદૂતો મારો જરૂર જીવ લેત. તમારા ઉપકારનો બદલો હું જીંદગીભર પણ ભુલી શકીશ નહિ."

"કાકા, આપ આ શુ બોલો છો ? આમા મેં ઉપકાર જેવું શું કર્યુ છે ? મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે." અમૃતલાલે નમ્ર ભાવે કહ્યું

"ભાઇ, એ તમારી લાયકી છે. પરતુ સભાળજો એ બદમાસ તમારા આજના વર્તનથી અત્યંત ગુસ્સે થઇ ગયો છે."

"ગભરાઓ નહિ, તેના ગુસ્સાની મને મહજ પણ પરવા નથી, તેઓ મને કાઇ કરી શકવાના નથી."

"નહિ ભાઇ, તમોને તેના જોહુકમી અમલનો અનુભવ નથી એથીજ આમ બોલો છો. તેના નિયમ વિરૂધ્ધ વર્તન કરનારા ઘણા ઓ એ પિશાચના ક્રોધના ભોગ થઇ પડયા છે અને હજુ સુધી કેદ-ખાનામા મડે છે."

" એ સર્વ હુ જાણું છું અને ઘણા સમયથી જોતો આવું છું કે એ અત્યાચારી અધિકારીના અન્યાયથી આ શહેરની પ્રજા હાહા-કાર કરી રહી છે. સ્ત્રીઓને સતીત્વ, માનિયોનેમાન, અને ધનિકોને પોતાના ધનનું રક્ષણ કરવુ અતિ કઠિન થઇ પડયું છે. શહેરની આવી સ્થાતિ જોઇ મે નિશ્ચય કર્યોછે કે જ્યા સુધી એ અત્યાચારીના અન્યાયને દૂર ન કરી શકું ત્યા સુધી બ્રહ્મચર્ય પાલન કરવું. મારૂ ગમે તે થાય, એ કાર્યમાં ઝંપલાવતા કદાચ મારો પ્રાણ જાય, તોપણ તેની પરવા નહિ કરતાં હું એ અન્યાયી અધિકારીને તેના કર્મનુ ફળ

અવશ્ય ચખાડીશ. હાલતો મહારાજા સુરેંદ્રસિંહ વિલાયત ગયેલા છે અને રાજનગરની મતા જેના હાથમા છે તે સુરસિંહ પણ મોહનલાલના જેવોજ અત્યાચારી અને સોગતી છે એટલે કાઇ થઇ શકે તેમ નથી તોપણ જ્યારે મહારાજા વિલાયતથી પધારશે ત્યારે એ પિશાચના વિશેષ અપરાધોનો સામટો જથ્થો મહારાજા પાસે રજુ કરી તેને અહીંથી રજા અપાવી શાંતિપુરની પ્રજાને તેના અત્યાચારમાથી મુકત કરીશ તોપણ ત્યાં સુધી આપણે તેના દાબમા રહેવાની કાંઇપણ આવશ્યકતા નથી કારણ કે જો આપણે અત્યારથીજ તેના અન્યાયને રોકવાનો પ્રયત્ન નહિ કરીએ, તો મહારાજા અહીં આવશે ત્યા સુધીમા શાંતિપુરની પ્રજા, પાંજરાના પક્ષીની માફક બની જશે. અને એમ થયું તો પછી આપણાથી કાંઇ થઇ શકશે નહિ.

અમ્રતલાલની આવેશ ભરી વાતો સાભળી, તેમજ દેશ પ્રતિ તેમની અસીમ ભકિત જોઇ વૃધ્ધનાં આંખમાથી આનંદાશ્રુ સરવા લાગ્યા. તે અમ્રતલાલને ગળે લગાવતો ગળગળિત સ્વરે બોલ્યો "ખરેખર ભાઇ, તુંજ ભારત માતાનો સાચો સપુત છે. તુ નિશ્ચય અમારાં દુઃખો દૂર કરવામાં સમર્થ થશે પરમાત્મા તને દીર્ઘાયુઃ આપે અને તારા સર્વ મનોરથ સફળ થવામાં સહાયતા આપે એજ મારો વૃધ્ધનો અંતઃકરણ પુર્વકનો આશીરવાદ છે"

"પણ કાકા, મારૂં કાર્ય તમારી સહાયતા વગર સફળ થવુ મુશ્કેલ છે"

'હુ મારા જાત ભાઇઓને સમજાવી તારા પક્ષમાં મેળવીશ. અમો ખેડૂત વર્ગ તું જેમ કહેશે તેમ કરવાને તૈયાર છીએ."

"બસ, મને તમારા જેવા સહાયકોનીજ જરૂર છે. કાકા, જો મને તમારી સહાયતા મળશે તો થોડાજ સમયમાં મોહનલાલને આ શહે-

રનો ત્યાગ કરવો પડશે અને શાંતિપુરની પ્રજામાં આનંદ આનંદ વર્તાશે. હાં પણ, ચાલો તમો શ્રમિત થયા છો થોડો સમય આરામ લો એટલામાં હું નિત્ય કર્મથી પરવારી ભોજનની વ્યવસ્થા કરૂં છું. આજે તો આપણે અહીં સાથેજ ભોજન કરીશું.

વૃદ્ધની ઇચ્છા નછતા અમૃતલાલને તે ના કહી શક્યો નહિ, બંન્ને ત્યાંથી ઉઠયા અને અંદરના રૂમમા ચાલ્યા ગયા.

# પ્રકરણ ૧૦ મું.

## -કમળાની કુટિલતા-

પાખંડી પુરાણીની પ્રપંચ જાળમા ફસેલો કાળીદાસ જેમ દુરાચારને સેવતો હતો, તેમ સ્વચ્છંદી કમળા માતાના સ્વર્ગવાસ પછી કુચ્છંદી ભાઇના કર્મો નજરે નિહાળી કુપથગામિની બની ગઇ હતી. શારદાની ગમે તેટલી ધમકી છતા તેણી કાળીદાસના મિત્રો સાથે બોલવા ચાલવામા ઘણી છુટ લેતી હતી, એટલુજ નહિ પરંતુ નિરંકુશ બનેલી કમળા, કોઇ કોઇ વખતે મોટરમાંકે ગાડીમા એકલી ફરવા પણ જતી હતી. ત્રીકમદાસને એ રૂચતું નહતુ તદપિ ઉદ્ધત કમળાને વિશેષ કહેવા જતાં પરિણામ ઘણુંજ લજ્જાસ્પદ આવશે, એમ ધારી તે ચુપ રહેતો. કમળાને શ્વસુર ગ્રહે વળાવી હતી તોપણ તેણી હમેશની પડી ગયેલી આદત મુજબ, કંઇને કંઇ બહાનું કાઢીને પિતૃ ગ્રહે આવતી હતી. ત્રીકમદાસ એથી નારાજ હતો તદપિ તે બિચારો કશું બોલી શકતો નહોતો. કાળીદાસ ગમે તેવો કુચ્છંદી છતા બહેનના એ વર્તન તરફ તેને તિરસ્કાર આવતો. કોઇ વખતે એ સબંધમા તેણીને એ

શબ્દો કહેતો પણ ખરો, પરંતુ કમળાને કાળીદાસના શબ્દોની કશી **અસર થતીજ નહિ.** કાળીદાસનુ પોતાનુ ચારિત્ર્ય સારૂં હોય, તો તે બ્હેનનાપરસારી છાપ પાડી શકે ના ! કાળીદાસનું ચારિત્ર્ય આદર્શ કિંવા પવિત્ર અને નિર્મળ હોત તો અવશ્ય તેની શિક્ષા, તેનો ઉચિત ઠપકો, કમળાને અસર કરી શકત. પરંતુ આતો ભાઇ પોતેજ પાપાચારી–શાસ્ત્રની પવિત્ર આજ્ઞાપર પગ મુકનારો અને પતિપ્રાણા સતિ સાધ્વીને ઠોકરે મારનારો, એટલે તે પોતાની કુળવંતી બ્હેનને પાપાચારમાં પગ મુકતી ક્યાથી અટકાવી શકે. કાળીદાસના ઉપદેશનો જવાબ કમળા તરફથી માત્ર એટલોજ મળતો કે, હું મારી ઇચ્છામા આવે તેમ કરીશ. તમે તમારૂં સંભાળો, પછીજ બીજાને ઉપદેશ દેવા આવો કમળાના આ શબ્દોમા કુદરતે કાંઇક રહસ્ય મુકેલુ હતુ પરંતુ કુળાંગાર કાળીદાસ એ ક્યાથી સમજે ! કમળાના આ જવાબ પછી તેણે કમળાને કાંઇ પણ ન કહેવાંના સોગન લીધા. કમળાને વિશેષ સ્વતંત્રતા મળી, તે નિરંકુશ પણે પતિ, પિતા કે ભાઇની કશી પણ દરકાર કર્યા વગર કાળીદાસના મિત્રો સાથે વધારે છુટ લેવા લાગી. પરિણામ એ આવ્યુ કે કુકર્મી ભાઇના કનિષ્ટ કર્મોની ટુંક સમયમાજ તેણીએ તાલીમ લઇ લીધી. કમળાપર ગોવીંદરામની આંખ ફરી હતી પરંતુ કમળા, ગોવીંદરામની સાથે પોતાના ભાઇની પાસે આવતા, શાન્તિપુરના જમીનદાર અને મારા સુજ્ઞ વાચકોના જાણીતા મોહનલાલને વિશેષ ચાહતી હતી. વાત ચીતમા પણ તેણી કાળીદાસના અન્ય મિત્રો કરતા તેની સાથે વધારે છુટ લેતી હતી. મોહનલાલ પણ તેણીના રૂપમા મુગ્ધ બની ગયો હતો, કમળા પણ તેની દ્રષ્ટિનો વિકાર પામી ગઇ હતી. તેનો હાર્દીક ભાવ જાણી ગઇ હતી, પરંતુ અદ્યાપિ બન્નેને એકાંતમા મળવાનો કે વાતચીત કરવાનો પ્રસંગ મળી શકયો નહોતો. અનાયાસે એક દિવસે એ પ્રસંગ બન્નેને મળી ગયો.

શાતિપુર દરિયા કિનારે આવેલુ હતુ. મુબઇમા ચોપાટી ઉપર જેમ પચરંગી પ્રજા ઉભરાઇ જાય છે તેમ શાતિપુરની પ્રજા દરિયાની થડી લહેર અનુભવવા ઉભરાઇ જતી હતી. મોહનલાલ ત્યાં હેમશા જતો હતો, એમ કમળાએ કાળીદાસ સાથે થયેલી વાતચીત પરથી જાણી લીધું હતુ. એથી ત્યાજ મેળાપ કરવાને નિશ્ચય કરી કમળા એક દિવસ મોટરમા બેસી એ તરફ ફરવા નીકળી. આજે તેણીએ અપટુડેટ પોશાક પરિધાન કર્યો હતો. કિનારે પહોંચ્યા પછી મોટરને એક બાજુ ઉભી રાખવાનુ કહી તે કિનારા તરફ વળી અને દરિયાના તરંગોને નિહાળતા યુવકોના ચહેરાનું અવલોકન કરતી, તેણી છેક છેડા પર જનશુન્ય સ્થાનમા જઇ પહોચી. આ સ્થળે કોઇપણ મનુષ્યની વસ્તી નહિ હોવા છતા એક સુંદર પોશાકમાં સજ થયેલો યુવક સમુદ્રના ઉછળતા વારી તરંગોને એકાગ્ર ચિત્તે જોતો ઉભો હતો કમળા કોઇ અનેરા આકર્ષણે ખેંચાતી ત્યા પહોચી અને તે યુવકની પેઠે પોતે પણ દરિયાને નિહાળવા લાગી.

સુજ્ઞ વાચક, આ યુંવક બીજો કોઇ નહિ પરંતુ મોહનલાલજ હતો. મોહનલાલના પર દ્રષ્ટિ પડતાજ કમળાના હૃદયમાં કોઇ અવનવા ભાવનો આવીર્ભાવ થયો. તેણીની અત્યાર સુધી જળવાઇ રહેલી પવિત્રતા પર માનસિક દુષ્ટાકાક્ષાના પાપની છાયા પડી, તેણીનું ચિત મોહનલાલની સાથે વાતચિત કરવાને લોભાયુ. પરંતુ જે ભાવ જેઇચ્છા પ્રગટ કરવાને તેણી અહી સુધી આવી હતી તે ભાવ પ્રગટ કરવાને અથવા તેની સાથે આવા નિર્જન એકાત સ્થાનમા વાત કરવાની તેણીની હીમત ચાલી શકી નહિ. મોહનલાલની દરિયાના મોજાઓ ઉપર ચોટેલાં ચક્ષુઓ તરફ કમળા વારવાર જોવા લાગી પરતુ મોહનલાલની દ્રષ્ટિ જરા પણ ચલાયમાન થઇ નહિ. થોડો સમય લગભગ

એવીજ સ્થિતિમાં વીતી ગયો. સુર્યાસ્ત થવાની તૈયારી થઇ, સમુદ્રના પાણીમાં પડેલો રકત સુર્યનો રકત પ્રકાશ અત્યંત દીપવા લાગ્યો, પ્રભાકરનો પ્રકાશ વાયુ બહારથી ઉત્પન્ન થતા તરંગોની સાથે હિંચોળા ખાવા લાગ્યો, અને તેની સાથે મોહનલાલ અને કમળાનાં અંતર પણ હિંચોળા ખાવા લાગ્યાં. મોહનલાલનું અંતર કુદરત કૃતિની અગમ્યતા જોતું હતુ, જ્યારે કમળાનું અંતર મદનના મારથી અપવિત્ર આકાક્ષાંને કેવી રીતે પરિપુર્ણ કરવી તેના વિચારમા ઝોકા ખાતુ હતુ. સ્ત્રી ચરિત્ર ચલાવ્યા સિવાય કદાચ પોતાના મનગમતા મોહનની સાથે પ્રેમ ભરી વાતચીત નહિ થાય એમ તેણીને લાગ્યુ. સ્ત્રીચરિત્ર કેવુ ચલાવવું એ માટે પા કલાક તેણીએ મનમા વિચાર કર્યો પરંતુ તેને એક પણ વિચાર એવો ન જડયો કે જેથી સહેલાઇથી મોહનલાલ પોતાની સાથે પ્યારના વમળમાં પડે. આમ જ્યારે મોહનલાલ સૃષ્ટિ સૌંદર્ય જોવામા લિન્ન હતો ત્યારે તેની બાજુમાજ ઉભેલી કમળા પાપાચારમાં પ્રવૃત થવાના વિચારમાં હતી. અહા ! સ્ત્રી હૃદય કેટલું કુટીલ હોય છે. સેવા ધર્મને પોતાનું જીવન ગણનાર સાધુ ચરિત્ર અમૃતલાલની ધર્મ પતિની અને ત્રીકમદાસ જેવા સાત્વીક વૃતિના પિતાની પુત્રી કમળાના આ કેવા કુટીલ વિચાર પતિપ્રાણા સતી કાન્તાના ઉદરે પાકેલા રત્નમા આ કેવા કુસસ્કાર, ખરેખર સ્નેહવશ બનેલા માબાપો બાળકોને હદથી વધારે છુટ આપી તેમની ઇચ્છા મુજબ કાર્ય કરવા દે છે તેનું આવુંજ ભયંકર પરિણામ આવે છે. ત્રીકમદાસે જો પ્રથમથીજ કાળીદાસને કાબુમાં રાખ્યો હોત, ગોવીંદરામ જેવા નર પિશાચની સોબતથી છોડાવ્યો હોત, સુશીલા મનોરમાની મનોવ્યથા જાણ્યા પછી પણ કાળીદાસને કુમાર્ગે જતો અટકાવ્યો હોત, અરે કુળાંગાર કાળીદાસનો સંસર્ગ દોષ કમળામા દાખલ થતો જોયા પછી પણ જો તેણે કમળાને નિરંકુશપણે

ફરવા દીધી નહોત, શારદાના શબ્દો પરં ધ્યાન આપી સમય પર તેણીને શ્વસુર ગ્રહે વળાવી હોત, તો આવું પરિણામ ન આવત. કમળા આટલે હદ સુધી પાપ પંકજમા ડુબેલી છે એ બિચારો સરલ હૃદયનો અમૃતલાલ કયાથી જાણે. તેનો માત્ર એટલુજ જાણતો હતો કે માતા પિતાના અધિક સ્નેહથી કુમળા હૃદયની કમળા, કંઇક ઉદ્ધત સ્વભાવની બની ગઇ છે. તેણીની એ ઉદ્ધતાઇ ઠપકાથી નહિ પરંતુ વર્તનથીજ અમૃતલાલે દુર કરવાનો નિશ્ચય કરેલો હતો, અને એથીજ તે તેણીની દરેક ઇચ્છાઓને માન આપી જોઇતી વસ્તુઓ લાવી આપતો હતો. તેણીને કોઇ પણ જાતની ન્યુનતા ન જણાય તેવી દરેક વ્યવસ્થા અમૃતલાલે કરી હતી. પરંતુ કુચ્છદી ભાઇના કુકર્મોનાં દ્રશ્યો નિરંતર જેની દ્રષ્ટિ સમીપ દ્રશ્યમાન થતા હતા, કુત્સિત વાસનાઓ અને કુટીલ કામનાઓથી જેનું હૃદય હળાહળ વિષમય બની ગયુ હતું, તેને અમૃતલાલનો નિર્દોષ ભાવ તેનો એ સ્તુત્ય પ્રયત્ન અને આડકતરી રીતે મળતો અમૃતોપદેશ શીરીતે અસર કરી શકે. પતિના એ ઉદાર આશયનો અર્થ એ પાપિણીએ પતિને નિર્માલ્ય સમજવામાંજ કર્યો અને પરિણામે તે પોતાની પવિત્રતાનું લીલામ કરવા પણ તૈયાર થઇ. મોહનલાલની સાથે વાતચીતનો પ્રસગ લાવવા, તેના અંગને સ્પર્શ કરવા તેણીએ અનેક વિચારને અંતે એક યુક્તિ શોધી કાઢી. અને તે પાણીના ઉછળતા મોજા તરફ ચાલી. મોહનલાલની દ્રષ્ટિ હજુ એમજ તલ્લિન્ન હતી, પોતાની બાજુમાં કોણ છે અને તે શું કરે છે તેનું તેને ભાન નહોતુ, કમળા પાણીની સપાટી પર ગઇ અને હાથ ધોવાના ઇરાદાથી જાણે તે પાણી તરફ ગઇ હોય તેમ હાથ ધોવા લાગી. મોહનલાલનું ધ્યાન પોતાના તરફ ખેંચવા માટે તેણીએ સ્ત્રી ચરિત્ર ચલાવ્યું,

હાથ ધોતાં ધોતાં ઇરાદા પુર્વક તે લપસી પડી હોય તેમ પાણીમાં પડી ગઇ, તેણીએ શરીર પર બહુ મુલ્યવાન વસ્ત્રો પરિધાન કર્યાં હતાં પરંતુ મોહનલાલ તરફ ખેચાયેલા દીલને એ વસ્ત્રોની જરાપણ કીંમત રહી નહિ અને પાણીમા ભીજવવા દીધા. જોકે તે પાણીમા પડી ગઇ પણ તે એવી રીતે પડી કે તેને પાણીમાથી કાઢવાની મોહનલાલને ફરજ પડે. પણ કદાચ મોહનલાલને દયા ન આવે યા પાણીમા પડવા જેટલી હિમત નહોય, તો તેણીના શરીરને કશી પણ ઇજા થવા પામે નહિ અથવા પાણીમા તણાઇ જાય નહિ પાણીમા પડતાજ તેણીએ બચાવ માટે બુમો પાડવા માડી.

કમળાની બુમ સાભળી કિનારે ઉભેલા મોહનલાલનુ ધ્યાન ભંગ થયુ. પાણીમા ડુબકા ખાતી કમળા પર દ્રષ્ટિ પડતાજ તેના હૃદયમાં અનુકપાનો આવીર્ભાવ થયો. કમળા હાથ લબાવતી પાણીના કોગળા કરતી જાણે ડુબવાની તૈયારીમા હોય તેવી ચેષ્ટા કરવા લાગી. મોહનલાલે ત્વરિત કપડા ઉતારી પાણીમાં ઝપલાવ્યું, કમળા પોતાના ચારિત્ર્યને સફળતા મળેલી જોઇ આનદમા આવી ગઇ પરતુ કમળાને નહી ઓળખેલા મોહનલાલના ચહેરાપર આનદનો ભાવ તે જોઇ શકી નહિ

મહા મહેનને મોહનલાલે કમળાને હાથ પકડી બહાર કાઢી જ્યારે મોહનલાલના હાથમા પોતાનો નાજુક અને કોમળ હાથ ગયો ત્યારેજ તેના હૃદયમા ઝણઝણાટી થઇ કિનારે આવ્યા પછી જ્યારે મોહનલાલે જાણ્યું કે જેણીનો તેને જીવ બચાવ્યો છે તેતો પોતાના પ્રેમ પિજરનુ પક્ષી કમળાજ છે; ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. તે આનંદના આવેશમાં થથરતે અવાજે બોલી ઉઠયો "કોણ કમળા?"

"હું શું, મોહનલાલ?" કમળા પણ જાણે મોહનલાલને હમણાજ જોતી હોય અને આશ્ચર્યમા ગરકાવ થઇ ગઇ હોય તેવો ભાવ

કરતી માત્ર એટલાજ શબ્દો બોલી, બંન્ને એક એકની સામે જોઇ રહ્યા થોડી વાર શાંતિ પ્રસરી રહી.

"મોહનલાલ, આજે તમે મને જીવત દાન આપી જન્મભરની રૂણી બનાવી છે. આ આભારનો બદલો હું તમોને શી રીતે વાળી આપુ?" કેટલીક વારે શાંતિનો ભંગ કરતી કમળા પોતાના ભીંજાએલાં વસ્ત્રો ઠીક કરતી અને આભાર પ્રદર્શીત કરતી બોલી. અને એક એવું તો કટાક્ષ મોહનલાલ તરફ ફેંક્યુ કે તે પાણી પાણી થઇ ગયો.

"મળી દ્રષ્ટો દ્રષ્ટ" એ ન્યાયે બન્નેની આંખ મળતા કમળાના અંતરમા મદનની આગ ભયંકર રૂપમા પ્રજ્વલિત થઇ મોહનલાલ પણ મદનના માર પાસે દીન બની ગયો. કમળાની મુખાકૃતિના ભાવો વાચી તે મર્મમાજ બોલ્યો ' કમળા, એમાં આભાર શાનો? તારો ભાઇ મારો મિત્ર છે એટલે તુ પણ મારી મિત્રજ ગણાય. મે મારો મિત્રધર્મ બજાવવા સિવાય વિશેષ કાંઇપણ કર્યું નથી."

"મિત્ર શબ્દનો ઉચ્ચાર કરવાનુ તો સર્વ કોઇ જાણે છે પરંતુ મિત્ર ધર્મને અંતસુધી વળગી રહેવાનુ બળતો કોઇ વિરલામાંજ હોય છે." મોહનલાલની માર્મીકતાને પામી ગયેલી ચાલાક કમળા પણ એવાજ ભાવથી બોલી

"કમળા, શું તું મારા સબંધમાં પણ એવુંજ અનુમાન કરે છે?" મોહનલાલે કહ્યુ.

"એમાં આશ્ચર્ય પણ શુ છે?" કમળાએ જવાબ આપ્યો.

"ખરૂં છે. મારી અને તારી વચ્ચે વાતચીતની વિશેષ છુટ લેવાનો આ પહેલોજ પ્રસંગ છે એટલે તને એવી કલ્પના થાય એ સ્વભાવિક છે. પરંતુ સમય આવતાં અને વિશેષ પરિચય થતાં તુ આ મોહનલાનના હૃદયને બરાબર ઓળખી શકીસ."

"પુરૂષોના શબ્દોમાં સરલતા હોય છે પરંતુ તેના હૃદય તો પથ્થરથી પણ કઠોર હોય છે." મોહનલાલનુ બોલવુ પુરૂ થાય તે પહેલાં કમળા વચ્ચેજ બોલી ઉઠી.

"પરિક્ષા કર્યા વગર દરેક પુરૂષોને એક સરખા ગણવામા તારી ભયકર ભુલ થાયછે. કમળા, પુરૂષોને કઠોર માનવાનુ તારી પાસે કાંઇ પ્રમાણ છે ખરૂં ?" મોહનલાલે હસતા અને પ્રત્યુતર આપતા કહ્યુ

"પ્રમાણ વાહ મોહનલાલ! તમારા સાથે એકાંત લેવાને આતુર થયેલી એક અબળાને વારવાર નિરાશ કરવા છતાં પ્રમાણનુ પુછો છો ?" મોહનલાલના મુખેજ પ્રેમની યાચના કરાવવાની ઇચ્છા વાળી પાપીષ્ટ કમળા, આખરે પોતાના આવેગને ન રોકી શકવાથી બોલી ઉઠી

"કમળા, શું કહું જો ખરૂ પુછે તો હું પણ તારી પાછળ દીવાનો બન્યો છુ. પરતુ તુંજ કહે કે તારા ભાઇ અને પિતાની રૂબરૂ તેમજ ગોવીંદરામ આદિ મિત્રોની સમક્ષ, મારાથી તારી સાથે છુટ કેમ લેવાય ? વળી તારી ઇચ્છા જાણ્યા વગર મારાથી તારી પાસે એવી માગણી પણ કેમ થાય ?" મોહનલાલે ખુલાસો કરતા કહ્યું.

"બસ મોહનલાલ, આ સર્વ તમારા ખુલા બચાવો છે. ખરી-વાતતો એ છે કે તમે મને ચાહતાજ નથી."

"નહિ કમળા, હુ તને ઘણાજ પ્યારથી ચાહુ છું. તારા સમા-ગમને હું મારો સુર્યોદય માનુ છું."

"તો પછી મારા શ્વસુરને ત્યા આવી માત્ર દર્શન આપી જવામા શું હરકત છે ?"

"હરકત એજ કે કાંઇ કારણ વગર આવવાથી તારો શ્વસુર વહેમાય અને લોકોને પણ નિંદા કરવાનો સમય મળી જાય"

"છટ, એવી લોક નિંદાથી ડરીશું તો આપણે આપણા પ્રેમ-રાજ્યમાં નિષ્કંટક કેવી રીતે થઇશુ."

"એટલે શું તું એ પ્રેમ રાજ્યની રાજરાણી થવા માગે છે?"

"અલબત."

"કમળા, એ રાજ્યની રાજરાણી થવાનો માર્ગ ઘણોજ વિકટ છે."

"એ વિકટ માર્ગને સમય આવતા કમળા સરલ કરી બતાવશે"

"જો જે, કમળા સભાળજે. બોલવા કરતાં કરી બતાવવું ઘણુ જ મુશ્કેલ છે તેનો વિચાર કરજે."

"વિચાર કરીનેજ બોલુછુ. પણ તમે પાછા ફરી ન જતા. મને એ પદ પરથી પદ ભ્રષ્ટ ન કરતા."

"નહિ કમળા, આજથી તું મારી હ્રદયરાણી છે અને તે જીવન પર્યંત રહેશે. પરતુ કમળા આ કઠીન શમશ્યાની કડવાશનો તે ખ્યાલ કર્યો છે કે?"

"હા મોહનલાલ, ગમે તેવી કડવાસને ઉરમા ઉતારી જવાનું કમળામા આત્મબળ છે. પરંતુ આ કમળા રૂપી દુર્ગનો કિલ્લો સર કર્યા પછી તમે એ દુર્ગનું રક્ષણ કરશો કે સ્વાર્થ સિધિ થવા પછી નિરાશાના આઘાતથી તોડી પાડશો, એ કંઇક વિચારનો વિષય છે ખરો" મોહનલાલનું મનોબળ જાણવા કમળાએ તેને કસોટીએ ચડાવવા માડયો.

પરંતુ મોહનલાલ અનેક કસોટીમાથી પસાર થયેલો હતો, અનેક પાપાચરણો કરી પિશાચ બની ગયો હતો. જો કે તેના હ્રદયમાં કમળાના સૌંદર્યનો, તેણીની સરલતાનો જોઇએ તે કરતાંવિશેષ પ્રભાવ પડી

ગયો હતો; તોપણ તે સ્વાર્થાંધ હતો. સ્વાર્થ સાધ્ય કરવા ગમે તેવા કરપીણ કામો કરવાથી તે ડરતો નહોતો. પાપીયસી કમળાના વિચારો પોતાની ભાવિ ઇચ્છાને અનુકુળ થયેલા જોઇ તે તેણીને પોતાની પ્રણ-યીની બનાવવાને ખુશી થયો, પરંતુ તે સાથે હૃદયમા એક દુરાકાક્ષાએ પણ પ્રવેશ કર્યો. પ્રણય અને સ્વાર્થ બન્ને એક સાથે સાધ્ય કરવાના ઇરાદાથી, પિશાચે પોતાના માર્ગમાં કંટક રૂપ જણાતા કમળાના પતિ અમૃતલાલનું નામ નિશાન નાબુદ કરવા જરૂર પડેતો, ભવિષ્યમાં કમ-ળાનેજ હથિયાર બનાવવાનો મનમાજ નિશ્ચય કરી લીધો અને કેટલીક વારે કઇક વિચાર કરી કમળાના મનનું સમાધાન કરતા તે બોલ્યો ગાંડી, જે દુર્ગને હસ્તગત કરવાનો ઘણા દિવસથી પ્રયત્ન કરી રહ્યો હતો તે દુર્ગ અનાયાસે હાથ આવ્યા પછી તેને તોડી પાડું એવો હુ મુર્ખ નથી. વળી જો તારી સહાયતા મળશે તો એ દુર્ગના માલિકને પણ હુ મહાત કરીશ."

"ઘણીજ ખુશીથી હુ તમોને તેમાં મદદ કરીશ એ વિષયમાં તમારોજ વિજય થાય એવો હુ. પરોક્ષ રહીને પણ પ્રયત્ન કરીશ." મોહનલાલના અન્તર્ગત ભાવોને નહિ જાણતી કમળાએ નિર્દોષ ભાવે જવાબ આપ્યો.

"બસ, તારી એટલી મદદ મારા વિજય માટે પુરતી છે પરં-તુ જો જે જરૂર પડે ત્યારે ફરી ન જતી" મોહનલાલે કમળાને બાંધી લેવાનો પ્રયત્ન કરવા માડ્યો.

"મોહનલાલ, પ્રેમીના એક એકબોલ ઝીલવામાં કમળા પ્રાણ-ની પણ દરકાર કરે તેવી નથી સમજ્યા?" કમળાએ ખાત્રી આપ-તાં કહ્યું.

"શુ એટલે હદ સુધી તું મને ચાહે છે ! તારા પતિ કરતા મને વિશેષ માને છે?" મોહનલાલે કમળાને વિશેષ શુર ચડાવવા એ પ્રશ્ન કર્યો.

"હા એમજ છે. મોહનલાલ, શુ કહુ મારો પતિ ગમે તેવા ગુણવાન છતાં રમજ્ઞ નથી. મારા પર તેમનો અપુર્વ સ્નેહ છતા મને સંતોષવાની તેનામા શક્તિ નથી. ગરીબો પ્રતિ મમતા સાદાઇ અને નમ્રતા આદિ અનેક ગુણો તેનામાં છે પરતુ સ્ત્રીનું હૃદય જીતવાનું ઓળખવાનું તેનામા સામર્થ્ય નથી. એટલે તે ગમે તેટલા શ્રીમંત છતાં મારો સ્નેહ તેના પ્રતિ વળતોજ નથી" કમળાએ બાળાપો કરતાં અને પોતાની દુષ્ટ વૃતિનું દીગદર્શન કરાવતાં કહ્યુ.

"ખરેખર કમળા તારા પિતાએ તમો બન્ને ભાઇ બ્હેન માટે પાત્રો મેળવવામા ભયકર ભુલ કરેલી છે કારણ કે"...... ..........

"નહિ મોહનલાલ, મારી ભાભીના જેવી સરલ હૃદયારમણી આ શાંતિપુરમા ભાગ્યેજ કોઇ મળી આવશે. ખરૂં પુછો તો એ સતી સાધ્વીના સદગુણોની કીંમત એ નિષ્ટ વિચારનો કાળીદાસ કરી શકયોજ નથી." સુશીલ મનોરમાના સબધમા કમળાને સારૂં માન હોવાથી, તેણીના પર થતો આરોપ તે સહન કરી શકી નહિ અને મોહનલાલનું બોલવું પુરૂ થાય તે પહેલાજ તે વચ્ચે બોલી ઉઠી.

"હશે, તોપણ કમળા તારા બોલવાનો અર્થ એવો નો અવશ્ય થાય છે કે પરસ્પરના સ્વભાવની વિરૂધ્ધતાને લઇ તું પતિથી અને તારો ભાઇ પત્નિથી કંટાળ્યા છો કેમ ખરૂં ના?" મોહનલાલે સહજ સ્મીત કરતાં કહ્યુ.

"મોહનલાલ, એ વાતને જવાદો અવકાશે હું સર્વ તમને સમજાવીશ. હાલતો રાત્રિ પડવા આવી છે માટે મારે ઘેર જવુ જોઇએ."

મોહનલાલની માર્મીકતા ભરી મજાકને સમજી ગયેલી ચાલાક કમળા વાતનું વળું બદલતા બોલી.

"ભલે સુખેથી સીધાવ પરંતુ કમળા ફરીને પાછી ક્યારે અને કયા મળીશ એતો જણાવ." કમળાના મનોભાવને જાણી ગયેલા મોહનલાલે પણ ટુકામાજ પતાવ્યું.

"ચાલો મારી સાથે આવો, મોટરમા હું તમોને સર્વ સમજાવું છું."

"એ કેમ બને કમળા, મારાથી તારી સાથે કેમ અવાય ? મોટરમાં એક સાથે કેમ બેસાય ? તું જાણે છે કે તારા પતિ અને મારા વચ્ચે વૈરનો અગ્નિ સળગે છે, શાંતિપુરની સમસ્ત પ્રજાએ સર્વ જાણે છે. વળી એજ કારણ માટે તારા શ્વસુર પણ મારી સાથે બોલતા નથી, આવી સ્થીતિમા આપણુ બન્નેએ મોટરમાં એક સાથે બેસવું એ ઉભયની પ્રતિષ્ટાને હાની પહોચાડનારૂં છે."

"પ્રતિષ્ટાની હાની મોહનલાલ, એમાં વળી પ્રતિષ્ટાની હાની થવા જેવું શું હતુ ? મારા પતિ સાથે તમારો વૈરભાવ છે એથી મારા શ્વસુર ભલે તમારી સાથે નથી બોલતા પરંતુ જ્યારે તેઓ જાણશે કે તમે મારા પ્રાણ બચાવ્યા છે, ત્યારે એ તમારા પર અત્યંત પ્રસન્ન થશે. તમારી પ્રતિષ્ટામાં પણ વધારો થશે. મારા શ્વસુર અને તમારા વચ્ચે સ્નેહ સબંધ જોડવાની આ ઉતમ તક છે એમ શું તમને નથી લાગતું ? મોહનલાલ, તમે સમજુ છો વધારે શું કહું લોક નિંદાના ભયને પરહરો અને મારી સાથે ચાલો."

"બસ કમળા, હું તારી બધી મતલબ બરાબર સમજી ગયો. ચાલ હું તારી સાથે આવું છું." એમ કહી તેણે કમળાનો હાથ પકડી લીધો અને બન્ને જ્યાં મોટર ઉભી હતી તે તરફ ચાલ્યાં.

અંધારૂં થઇ ગયું હતું, મોટર ડ્રાઇવર મોટરમાં ઉંઘતો હતો. તેને જાગ્રત કરી કમળાએ કેટલાક પૈસા તેના હાથમાં મુકયા અને મોહનલાલ મ'થેના પ્રણય પ્રસંગને ટુંકામાં સમજાવી. એ હકીકત કોઇને પણ નહિ કહેવાની તાકીદ આપી, બન્ને મોટરમાં બેઠાં અને મોટર ઘર તરફ લઇ જવાનો હુકમ આપ્યો. પૈસાનો પુજારી ડ્રાઇવર, મળેલા નાણાં ખીસામાં સેરવતો અને ભવિષ્યમા એ પિશાચો પાસેથી પૈસા કેમ કઢાવવા તેની મનમાં યુક્તિઓ ગોઠવતો નીચે ઉતર્યો અને મોટરને ચાલુ કરી. થોડીજ વારમાં ભોં ભોના અવાજ સાથે મોટર ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ.

કિનારા પર કેટલેક દુર છુપાઇને ઉભેલા અને બન્નેની પ્રણયલીલા નિહાળી રહેલા ગોવીંદરામે આ દ્રશ્ય જોયું, તેના હૃદયમાં વૈરનો અગ્નિ સળગી ઉઠ્યો. એ પિશાચની ઇચ્છા કમળાને પોતાના પિશાચી પ્રેમમા ફસાવવાની હતી અને એટલા માટેજ તે તેની પાછળ આવેલો હતો. પરંતુ જયારે મોહનલાલની સાથે તેણીને જોઇ ત્યારે તે નિરાશ, હતાશ બની ગયો અને પરિણામ નજરે જોયા પછી તો મોહનલાલના પર તેને અત્યંત ક્રોધ ઉપજ્યો. પરંતુ મોહનલાલની પાસે તેનું કાંઇ પણ ચાલી શકે તેમ નહોતું કારણ કે તે શાંતિપુરનો જમીનદાર અને સતાધીશ હતો. વળી કેટલાંક કુટીલ કામોમા તે તેનો હિસ્સેદાર હતો. જોકે તેણે જાતે તો કોઇ એવું કામ કરેલું નહિ હતું, તોપણ મોહનલાલનાં દરેક દુષ્કર્મોમા તે મદદગારતો હતોજ એટલે મોહનલાલની સામે થવા જતાં સર્વ ગુન્હાઓનો આરોપ હાથે કરીને પોતાના પર ઓઢી લેવા જેવું હતું. તેની પાસે એવો એક પણ પ્રત્યક્ષ પુરાવો નહતો કે જેમાંથી તે પોતાનો બચાવ કરી શકે અને હોય તો સતા

પાસે શાણપણ નકામું છે એ સુત્રનો શાક્ષાત્કાર મોહનલાલના કેટલાક કાર્યો દ્વારા તેને થઇ ગયો હતો. વળી તે મોહનલાલની મદદથીજ પોતાનું પાખંડ ચલાવી રહ્યો હતો, એટલે એ પોકળ પ્રકાશમાં આવી જવાનો તેને ભય હતો. આ સર્વ કારણોથી તેને મોહનલાલનાં પર ગમે તેટલો ક્રોધ આવેલો છતાં તરતને માટે તે ઝેરનો ગોટ ગળી ગયો અને મોટર જવા પછી મનમા કાઇ બબડતો કિનારો છોડી જે તરફ મોટર ગઇ તે તરફ ચાલ્યો ગયો.

જે વખતે કમળાની મોટર ઘેર આગળ પહોચી તે વખતે ત્રીકમદાસની મોટર બહાર ઉભેલી મોહનલાલે જોઇ, એથી તે કમળાને ઉદ્દેશીને બોલ્યો "કમળા તારા પિતા પણ અંદર હોય એમ જણાય છે એટલે મારે તારી સાથે આવવું સલામતી ભરેલુ નથી."

"નહિ નહિ મોહનલાલ, મારા પિતાની હાજરી હશે તો વળી કાંઇ નવોજ રંગ આવશે. તમારા માટે તેમને કાઇ ઉંચોજ મત બંધાશે."

કમળાના આગ્રહથી મોહનલાલ મોટરમાથી નીચે ઉતર્યો અને બંન્ને અંદર દાખલ થયાં.

નિરંકુશ બનેલી કમળા. શ્વસુર ગ્રહમા પણ શ્વસુર અને પતિની ગેરહાજરીમા નવ યુવકો સાથે વધારે છુટ લે છે માટે તેને તેમ કરતી અને ફરવા જતી અટકાવવાની સુચના આપતી ચીઠીઓ વારવાર ત્રીકમદાસને મળતી હતી, એ ચીઠીઓ કોણ મોકલે છે એ ત્રીકમદાસ જાણતો નહોતો એટલુંજ નહિ પરંતુ એ ચીઠીઓ પર ને ધ્યાન પણ આપતો નહોતો. એ ચીઠીઓને તે અમૃતલાલના દુશ્મનોનું કારસ્થાનજ માનતો હતો પરતુ આજે કમળાના સબંધમાં વિશેષ કલંકિત શબ્દોમાં લખાએલી ચીઠી પર ત્રીકમદાસનું ધ્યાન ખેંચાયું હતું અને એથીજ તે ખાત્રી કરવા અત્રે આવેલો હતો. રામલાલની સાથે થયેલી

વાતચીત પરથી એ ચીઠીની સત્યતા તેને જણાઇ આવી હતી, એટલે તે કમળા પર ગુસ્સે થયેલોજ હતો. તેમાં વળી મોહનલાલની સાથે કમળાને આવતી જોઇ તેનો ક્રોધ હદ ઓળંગી ગયો, તે લાલચોળ નેત્રે કમળાની સામે જોઇ રહ્યો. ચાલાક કમળા સમજી ગઇ કે હમણાંજ પિતા ક્રોધના આવેશમાં કાંઇક બોલી જશે એથી તેને શાંત પાડવા, ત્રીકમદાસ કાંઇપણ બોલે તે પહેલાં તે બોલી ઉઠી "પિતાજી, આજે હું આ મોહનલાલની મદદથી પાણીમાં ડુબતી બચવા પામી છું. જો ત્યા તે આવી પહોચ્યા ન હોત, તો આજે તમારી કમળા પરલોક પ્રયાણ કરી ગઇ હોત".

ભીજાએલા કપડામાં કમળાને જોઇ ત્રીકમદાસનો ક્રોધ સમી ગયો, સ્નેહવશ પિતા પુત્રીનો પ્રાણ બચાવનાર મોહનલાલ તરફ ઉપકાર ભરી દ્રષ્ટિએ જોઇ રહ્યો. મોહનલાલ, કમળાના સ્ત્રી ચરિત્રની મનમાજ પ્રશંસા કરતો બાજુમા પડેલી એક ખુરસી પર બેસી ગયો. એટલામાં રામલાલ પણ અંદરથી બહાર આવ્યો, કમળા ઘુમટો તાણી પિતાની બાજુમા ઉભી રહી ત્રીકમદાસે કમળાના મુખે સાંભળેલી સઘળી બીના રામલાલને જણાવી. રામલાલ મોહનલાલને પોતાનો શત્રુ માનતો છતા આજના તેના પ્રશંસનિય કાર્યથી ઘણોજ પ્રસન્ન થયો એટલુંજ નહિ પરંતુ આવા એક ઉદાર ચિત જમીનદાર પર અમૃતલાલ દ્વેષ રાખેછે એ વ્યાજબી નથી એમ પણ તેને લાગ્યું. તે આભાર પ્રદર્શીત કરતો મોહનલાલને ઉદ્દેશીને બોલ્યો "મહાશય, આપનો મહદ ઉપકાર થયો. આપના ઉદાર હ્રદયની આજેજ મને ખાત્રી થઇ. મારા પુત્ર અને તમારી વચ્ચેના વૈરભાવને લઇ હું તમારા માટે અત્યાર સુધી જે અનુમાન કરતો હતો એ મારી ભયંકર ભુલ હતી, એમ હું આજે સમજી શક્યો છું તમારા જેવા સામે બંડ જગાવવા, લોકોને ઉશ્કેરવા

એ કોઇ પણ રીતે વ્યાજબી નથી જો કે અમૃતલાલને હું વારૂંછું તદપિ સ્નેહવશ તેને વિશેષ કહિ શકતો નથી, પરંતુ હવે હું તેને એ કાર્ય નહિ કરવા. ઠપકો આપીને સમજાવીશ."

"રામલાલ માફ કરજો તમારા ઠપકાની અસર અમૃતલાલના પર થાય એમ હું ધારતો નથી કારણ કે નીચ લોકોના સંસર્ગ દોષથી તે ઘણોજ ઉદ્ધત અને સ્વચ્છંદી બની ગયો છે." કમળાની કલ્પના અનુસાર રામલાલને પોતાને માટે થયેલા સદભાવથી, પ્રસન્ન થયેલા મોહનલાલે મળેલી તકનો લાભ લઇ, રામલાલને અમૃતલાલની વિરૂદ્ધ ઉશ્કેરવાનો પ્રયત્ન કરવા માડયો.

"નહિ મોહનલાલ, મારો અમૃતલાલ મારી અવજ્ઞા કરે એવો નાદાન નથી" રામલાલે ખાત્રી આપતા કહ્યું.

"હા, અમૃતલાલના સબંધમા તો મારો પણ એવોજ મત છે, શાંતિપુરના સમસ્ત નાગરિકો તેને એક પિતૃભક્ત તરીકે ઓળખે છે." ત્રીકમદાસે પણ ટાપસી પુરી,

"પરંતુ સુરસિંહ અને બીજા રાજ્ય કર્મચારીઓ અમૃતલાલને એક રાજદ્રોહી તરીકે ઓળખે છે. આપની સાથેના સ્નેહને લઇ, સુરસિંહ તરફથી મળતા સખ્ત હુકમોનો પણ હું અમલ કરતો નથી પરંતુ જો લાંબો સમય આમને આમ ચાલશે તો લાચાર મારે રાજાજ્ઞાને માન આપવુ પડશે. હું ઇચ્છું છું કે એવો સમય આવે તે પહેલા આપ વડીલો અમૃતલાલને સમજાવી સીધી રાહ પર લાવો તો ઠીક." પોતાની મહત્તા વધારવા, અનાયાસે મળી ગયેલો લાભ લેવા મોહનલાલે કાંઇક નમ્રતા અને કાંઇક સત્તાસુચક શબ્દોમા પ્રત્યુતર આપ્યો.

"તમારી એ ઉદારતા માટે હુ આપનો આભાર માનું છું, અને તે સાથે માગી લઉં છું કે કેટલાક ઉચ્છંખળ અધિકારીઓ

અમૃતલાલને ઉશ્કેરવાનો પ્રયત્ન કરે છે, તેને તમારે અટકાવવા." રામલાલે પ્રાર્થના કરતાં કહ્યું.

"જો કે એક હાથે તાલી પડતી નથી, તોપણ હું એવા ઉચ્છં-ખળોને તેમ કરતા અટકાવીશ. રામલાલ શેઠ, ખરૂં પુછો તો આપણ ઉભયની પ્રતિષ્ટા સુલેહ અને શાંતિ જાળવવામાજ સમાએલી છે." મોહનલાલે કહ્યું.

"ખરૂં છે મોહનલાલ, હું આજેજ અમૃતલાલને સમજાવીશ અને બનશે તો તેને એ કાર્ય કરતો અટકાવીશ." રામલાલે જવાબ આપ્યો.

"જો એમ થશે તો આજના દિવસને હું એક મહોત્સવ જેવા માનીશ, પરતુ અમૃતલાલ સમજે એનો મને બિલકુલ વિશ્વાસ નથી." મોહનલાલે રામલાલમાં કાઇક જુસ્સો લાવવા ફરીને પણ એજ પ્રશ્ન કર્યો.

"મોહનલાલ, હું તમોને ખાત્રી આપું છું કે એક અઠવાડીયા ની અંદર હું અમૃતલાલને તમારો મિત્ર બનાવીશ."

"પરંતુ તે તમારી અવજ્ઞા કરશે તો"... ........

"અમૃતલાલ જો મારી અવજ્ઞા કરશે તો સમજો કે તે પૈતૃક સંપતિથી વંચિત થશે, રસ્તામા રખડતો એક ભિખારી બનશે, મારા તરફથી તેને એક કોડી પણ નહિ મળશે. અમૃતલાલ જેવા એક પિતૃ ભકત પુત્ર પર થતો આરોપ સહન નહિ થઇ શકવાથી રામલાલ લાલ પીળો થતો આવેશમાં બોલી ઉઠયો.

"ઠીક છે, જોઇશું. હાલતો સમય થયોછે મારે ઘણે સ્થળે જવાનું છે એટલે હું રજા લઉં છું. પુનઃ એક વખત ફરીને આપને

મળીશ" એમ કહેતો મોહનલાલ ઉઠયો રામલાલ અને ત્રીકમદાસ તેને દરવાજા સુધી વળાવવા ગયા, ત્યા પણ તેઓ વચ્ચે અમૃતલાલના સબંધમાં કેટલીક વાતચીત થઇ, આખરે અમૃતલાલના વિરૂદ્ધ રામલાલને ઉશ્કેરી મોહનલાલ જુદો પડયો. ત્રીકમદાસ પણ કમળાને બે શીખામણના શબ્દો કહી રામલાલની રજા લઇ પથે પડયો.

---

# પ્રકરણ ૧૧ મું.

## -પાખંડી પુરાણી-.

કાળીદાસનો સ્વભાવ પ્રતિદીન બગડતો જાય છે. પહેલા તે રાત્રિના દશવાગે ચંપાને ત્યાં જઇ રાત્રે બે વાગે ઘેર આવતો હતો પરંતુ પિતાની સાથે તકરાર થવા પછી, તો તેણે ઘેર આવવાનુ બિલકુલ બંધ કરી દીધું છે. આખો દિવસ તે ચંપાને ત્યાજ પડયો રહે છે, કોઇ વખતે પૈસાની જરૂર પડતાં કલાક બે કલાક આવી જાય છે. ત્રીકમદાસને પુત્રની એ સ્થીતિ જોઇ ઘણુંજ લાગી આવે છે, પરંતુ તેને સુધારવાનો કાંઇ પણ ઉપાય શોધી શકતો નથી. નિરંકુશ બનેલો કાળીદાસ, ખુલે હાથે ખજાનો ઉડાવી રહ્યો છે. એક દિવસે ત્રીકમદાસે તેને એક પાઇ પણ આપવાને ના પાડી તેથી કાળીદાસે વિષપાન કરી પ્રાણ ત્યાગ કરવાનો ભય બતાવ્યો, હતાશ બનેલા ત્રીકમદાસનો કાંઇ પણ ઉપાય ન ચાલ્યો, સ્નેહવશ તે પોતાના એકના એક પુત્રને વિશેષ કહી શકયો નહિ.

અફસોસ ! જો ત્રીકમદાસ ધારે તો પુત્રને હજુ પણ સુધારી શકે તેમ છે. પુત્ર સ્નેહનો ત્યાગ કરી તેને માટે કઠોરમાં કઠોર વ્યવસ્થા

કરે તો હજુ પણ કાળીદાસ રાહ પર આવી શકે તેમ છે. પરંતુ પુત્ર સ્નેહને લીધે તેનાથી કાંઇ બની શકે તેમ નથી, એથી કાળીદાસ પોતાની ઇચ્છાનુસાર દ્રવ્ય દુકાન પરથી જબરજસ્તી લઇ જાય છે અને વૈશ્યાના મંદિરમાંજ તેનો વ્યય કરે છે

પ્રપંચી પુરાણી એક બાજુ કાળીદાસને ચંપાના પ્યારમાં ફસાવવાનો પ્રયત્ન કરતો હતો અને બીજી બાજુ ત્રીકમદાસને સારૂં લગાડવા તેની રૂબરૂ કાળીદાસને ઠપકો પણ આપતો હતો. વ્યાસજીના આ વર્તનથી ત્રીકમદાસ તેનાપર ઘણોજ પ્રસન્ન રહેતો હતો અને કોઇપણ રીતે કાળીદાસને સુમાર્ગ પર લાવવાને સમજાવતો હતો.

મનોરમાને જોકે ગોવીંદરામના પર બિલકુલ વિશ્વાસ નહોતો; તોપણ ત્રીકમદાસની પાસે કાળીદાસને સુધારવાના સબંધમાં તે જે બડાઇ મારતો હતો તે સાભળી મનોરમા તેને પોતાના પતિનો શુભેચ્છક માનતી હતી. એટલુંજ નહિ પરંતુ તેણી તેની લજ્જા રાખતી હોવા છતાં ગોવીંદરામનો ઘણોજ આદર કરતી હતી. કમળાને મેળવવામાં નિરાશ થવા પછી પાખંડી પુરાણીની આંખ મનોરમા તરફ ફરી હતી. તેણીની લટકતી ચાલ, સુંદર શરીર, યુવાવસ્થા અને સરલ સ્વભાવ જોઇ એ નીચ પુરાણીના હૃદયમાં ધીમે ધીમે એ દેવી સ્વરૂપા રમણીના પ્રતિ કુવાસનાના કુત્સિત ભાવોનો વિકાશ થવા લાગ્યો. તે વારંવાર મનોરમાને કોઇને કોઇ બહાને બોલાવતો. મનોરમા આવશ્યકતા અનુસાર તેના પ્રશ્નોનો જવાબ આપતી પરંતુ એમ કરવામાં તેણીને ઘણોજ સંકોચ થતો. કારણકે પરપુરૂષની સાથે વાત કરવી એ પતિપરાયણ સતીના ધર્મથી ઉલટું હતું તો પણ અપમાન જેવું ન લાગે એટલા માટે તે વ્યાસની સાથે શરમાતી પણ વાત કરતી હતી.

આજે એકાદશી હોવાથી વ્યાસને ફળાહર કરવાનું નિમંત્રણ કરેલું છે. વ્યાસજી જમે ત્યાર પછીજ જમાય એમ હોવાથી વ્યાસને ફળાહાર કરાવવાનું મનોરમાને સોંપી શારદા પુજન અર્ચમાં દેવ સેવાના કાર્યમા રોકાએલી છે; અને ત્રીકમદાસ સર્વથી ઉપલે માળે પોતાના શયનગારમા ભાગવત વાંચતો બેઠો છે. મનોરમા ઘરમાં એકલીજ છે. આજે ગોવીંદરામને, શારદા અને ત્રીકમદાસની ગેરહાજરીમા ભોજન કરાવવાનું હોવાથી મનોરમાએ એક દાસીને પોતાની પાસેજ રહેવાની આજ્ઞા કરી છે એટલુંજ નહિ પરંતુ ગોવીંદરામ ફળાહાર કરીને જાય ત્યાં સુધી ગમે તેવા કાર્ય માટે પણ બહાર ન જવા સમજાવેલુ છે

બરાબર નિયત સમયે ગોવીંદરામ આવી પહોચ્યો. શારદા અને ત્રીકમદાસ એ બન્ને ઉપર દેવ સેવાના કાર્યમા રોકાએલા હોવાની દાસી મારફતે ખબર મળતાંજ ગોવીંદરામના આનંદનો પાર રહ્યો નહિ. તે કપડા ઉતારી ફળાહાર કરવા બેઠો અને ઘરમાં બેઠેલી દાસીને કાંઇક સંકેત કર્યો. દાસી ઉઠી અને જવાને તૈયાર થઇ મનોરમાએ તે જોયું. ગોવીંદરામના આ વર્તનથી તેણી ભયભિત થઇ ગઇ. દાસીને ન જવા માટે તેણીએ નેત્ર પલ્લીદ્વારા સંકેત કર્યો પણ જાણે તેણી કાંઇ જાણતીજ ન હોય તેવા ભાવથી ત્યાંથી ચાલી ગઇ.

લાચાર, મનોરમા કાંપતી કાંપતી ઉઠી અને ફળહાર પીરસેલી થાળી હાથમાં લઇ રસોડામાંથી બહાર આવી. પરંતુ આજે ગોવીંદરામની સમીપ જવામાં તેણીને ભય લાગતો હતો, કોણ જાણે શાથી તેનો અંતરાત્મા ગોવીંદરામથી દુર રહેવા કહેતો હતો, તેણી સંકોચાતી જે સ્થળે ગોવીંદરામ બેઠો હતો ત્યા આવી અને થોડે દુર ભોજનનો થાળ મુકી પાછી વળી તેણીનું આ વર્તન જોઇ ગોવીંદરામ બોલ્યો "મનોરમા જો તને સંકોચ થતો હોય તો આ થાળ પાછો લઇ જા. આ રીતે ચુપચાપ ભોજન થાળ મુકી ચાલ્યા જવું એ શું વ્યાજબી ગણાય ?"

મનોરમા નિરૂત્તર રહી,

"મનોરમા જો મારા પ્રશ્નનો જવાબ નહિ આપે તો આજે હું ફળાહાર નહિ કરીશ"

"ભાઈ, શું કહું...શું બોલું......" મનોરમા માત્ર એટલુંજ બોલી શકી,

"આ રીતે ચિંતામાં તું તારા સૌંદર્યને નષ્ટ કરી દેશે, ધીરજ રાખ, ઇશ્વરની ઇચ્છા હશે તો થોડાજ સમયમાં તું સર્વ સુખની ભોક્તા બની જશે." વ્યાસજી વ્યંગમાંજ બોલ્યો.

મનોરમા ચુપ રહી અને રસોડામા જવા લાગી. ગોવીંદરામે તેણીને બોલાવી નહિ પરંતુ તેણી સાંભળે તેમ તે મનમાજ બબડયો 'હરિ, હરિ, કેવી સરલ ચિત અબળા છે. પરંતુ એવા દુષ્ટને પાલે પડી છે કે બિચારીની જીંદગી દુઃખમાજ પસાર થાય છે. એક દિવસ પણ બિચારીએ સુખનો અનુભવ કર્યો નથી."

વ્યાસજીના શબ્દો મનોરમાના શ્રવણ પુટપર અથડાતાંજ તે પાછી વળી અને બોલી "ક્ષમા કરો વ્યાસજી, મારા પતિના સંબંધમાં એક પણ કટુ શબ્દ ન બોલતા. ગમે તેવા તોપણ તે મારા પરમેશ્વર છે. પતિની નિંદા મારાથી સાંભળી શકાશે નહિ. જો હવે પછી તેમના વિરૂદ્ધ એક પણ શબ્દ બોલશો તો હું તમારી સાથે વાત પણ કરીશ નહિ, એટલુંજ નહિ પરંતુ જ્યાં તમે હશો ત્યાં ઉભી પણ રહીશ નહિ.

"ધન્ય છે. મનોરમા તને ધન્ય છે. આટલું કષ્ટ ભોગવવા છતાં પતિની નિંદા સાંભળવા ઇચ્છતી નથી, તારા જેવી સ્ત્રી જો મને મળી હોત તો હું તેને મારી આંખો પર બેસાડત. મારા હૃદય

મંદિરમાં વસાવત." ગોવીંદરામ મનોરમાની પ્રશંસા કરતા બોલ્યો.

વ્યાસના આ શબ્દોથી મનોરમા ચમકી, કંપિ. ભયભિત થઇ ગઇ તે શંકિત્ ચિતથી વ્યાસની એ વાણી પર વિચાર કરવા લાગી, તેણીને વિચારમાં પડેલી જોઇ પોતાની વાણીનો મનોરામા પર પ્રભાવ પડયો છે એમજ વ્યાસજીએ માની લીધું. તે પુનઃ બબડયો દેવી સ્વરૂપ સ્ત્રી પ્રાપ્ત કર્યા છતા, નાલાયક વૈશ્યાને ત્યા મોઢુ કાળુ કરવા જાય છે.'

ગોવીંદરામના મુખમાંથી નીકળેતા ઉપરોક્ત શબ્દોથી મનોરમા વધારે શંકાશીલ બની. તેણીએ પ્રપંચી પુરાણીનો મનોભાવ સમજી ગઇ, તેની દુષ્ટ ઇચ્છાને તે જાણી ગઇ. તેણી ક્રોધના આવેશમા લાલ ચોળ બની ગઇ પરંતુ અત્યારે કાંઇપણ કહેવું ઉચિત ન સમજી તે ત્યાંથી ત્વરિત ગતિથી ચાલી ગઇ મનોરમાનો એ ભાવ ગોવીંદરામના સમજવામાં ન આવ્યો, તે પણ ભોજન સમાપ્ત કરી હાથ મોઢું ધોઇ તેણી જે ઓરડામાં ગઇ હતી ત્યા તેની પાછળ ગયો. મનોરમાએ તેને દુરથી જોયો. તેણીનું હૃદય ધબકવા લાગ્યુ તે બાજુના રૂમમા જવા આગળ વધી પરતુ "સબુર મનોરમા, મારી એક વાત સાભળી લે." એ ગોવીંદરામના મુખમાથી નીકળેલા શબ્દોએ તેણીને આગળ જતી અટકાવી દીધી. તેણી ચુપચાપ એકબાજુ ઉભી રહી

"મેં તને ઘણી વાર કહ્યુ કે તું મારી શરમ નકર, પરતુ તું સાંભળતીજ નથી. આજે હું તને સ્પષ્ટ કહુ છું કે તારૂ આ વર્તન તને કોઇ વખતે મહાન દુઃખમાં નાંખશે." ગોવીંદરામે નજીક જવા પછી કહ્યું.

મનોરમાનું મુખ ક્રોધથી લાલ બની ગયું પરંતુ તેણીએ તરતજ પોતાનો ભાવ બદલી નાંખ્યો અને ગોળથી મરે તો વિષનો ઉપયોગ ન કરવો એવા વિચારથી તે ઘણાજ ધીમાસ્વરથી બોલી. "ગોવીંદરામ,

આ રીતે એક અબળાની સાથે એકાંત લેવી એ તમારા જેવા વિદ્વાન પુરૂષોને વ્યાજબી નથી. તમે મારા પતિથી મોટા છો એટલે તમારી શરમ રાખવી એ મારો ધર્મ છે. જાઓ અહિંથી ચાલ્યા જાઓ. કોઇ આવી સ્થીતિમા આપણને જૂએ તો શું ધારે ?"

"મનોરમા હુ સત્ય કહું છુ કે તારા પ્રેમે મને અંધ બનાવ્યો છે. કૃપા કરી આ પ્રેમ પિપાસી પપૈયાને, પ્રેમામૃતથી તૃપ્ત કરી શાત કર." એમ કહેતો ગોવીંદરામ ધીમે ધીમે મનોરમાની નજીક જવા લાગ્યો, મનોરમા એ પગલાં પાછળ હઠી, ગોવીંદરામે તેણીનો હાથ પકડવા પોતાનો હાથ લંબાવ્યો. પરંતુ મનોરમાએ સિંહણની માફક પોતાના પાષાણ પંજાથી તેના હસ્તને દુર હઠાવ્યો અને ગર્જના કરતી બોલી "દુર થા દૃષ્ટ, જો તું તારૂં ભલુ ચાહતો હોય તો એકદમ અહીથી ચાલ્યો જા હું નહોતી ધારતી કે તું આટલો બધો નીચ છે."

" શાત, મનોરમા શાતથા. પહેલાં તું તારા ભવિષ્યનો વિચાર કરી લે, પછીજ આવા તિરસ્કારના શબ્દોનો વરસાદ વરસાવ."

"મેં મારા ભવિષ્યનો પુખ્ત વિચાર કરી લીધો છે, તારા જેવા કામી કુતરાની કૃપા દ્રષ્ટિની મને કાંઇપણ જરૂર નથી. દુર થા, નહિ તો હમણાજ હું મારા સસરાને બોલાવું છું."

મનોરમાને અત્યંત ક્રોધાવેશમાં જોઇ ગોવીંદરામ તેના ચરણમાં ઢળી પડયો અને ઘણાજ નમ્રભાવે બોલ્યો "મનોરમા, તારી નહિ તો મારી સ્થીતિનો કાંઇક ખ્યાલ કર."

"નરાધમ નારકી, તને તારી કન્યા સમાન મિત્ર પત્નિ પર કુદ્રષ્ટિ કરતાં જરા પણ શરમ નથી આવતી ;"

"શું કરૂં મન માનતું નથી."

"એવું નીચ મન, કે જે તને નર્કની તરફ લઇ જાય છે તેને ભસ્મ કરી દે."

મનોરમાના આ શબ્દો ગોવીંદરામને તીરની માફક ખુંચ્યા. તેણે અત્યાર સુધી ધારણ કરેલો શાન્ત ભાવ ક્રોધના સ્વરૂપમાં ફેરવાઇ ગયો. તે અત્યંત કઠોર શબ્દોમાં બોલ્યો "ઠીક છે હવે હું મારા મનમા આગજ લગાડીશ. જોઉં છું કે તને કોણ બચાવે છે એમ કહેતોજ તે પોતાના બંન્ને હાથો ફેલાવતો અને દાંત કચકચાવતો મનોરમાને બાથમાં લેવા આગળ વધ્યો. મનોરમા બીજો કાંઇપણ ઉપાય ન જોતાં મદદ માટે બુમો પાડતી મોટેથી રડવા લાગી. મનોરમાના રડવાનો અવાજ સાંભળી શારદા કે જે ઉપરનાજ ઓરડામાં સેવા કરતી બેઠી હતી, તે ગભરાતી ગભરાતી નીચે આવી જોયુ તો મનોરમાનો ઓરડો અંદરથી બંધ હતો, ધક્કો મારતાજ તે ખુલી ગયો અને શારશાએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. શારદાને જોતાજ ગોવીંદરામ ગભરાયો, મનોરમા દોડતી તેણીની સોડમાં ભરાઇ ગઇ અને રડવા લાગી. શારદા ગોવીંદરામને પ્રથમથીજ ઓળખતી હતી પિતાને તેણીએ તેના સબંધમા બહુ સમજાવ્યા હતા પરંતુ ત્રીકમદાસે તેના પર બિલકુલ ધ્યાન આપ્યું નહોતુ તેથી શારદાએ પિતાને કહેવાનુ બંધ રાખ્યું હતુ તોપણ તેણી તેનાથી સાવચેત રહેતી હતી. મનોરમા પર બળાત્કાર કરવાની ઇચ્છાથીજ ગોવીંદરામ અહીં આવેલો છે એ શારદા તેના વર્તન પરથી સમજી ગઇ. તે લાલચોળ નેત્રો કરતી બોલી "ખબરદાર, જો એક પગલું પણ આગળ વધ્યો તો સમજ કે તારો પ્રાણ પરલોક પહોંચી જશે. લુચ્ચા, પાપીષ્ટ; મારા પિતાએ તને અમારા ઘરમા સ્થાન આપ્યું, ભાઇના કરતાં વિશેષ

અન આપ્યું, તેનો આજ બદલો કે ‘ ધિક્કાર છે, પાપી તારા જેવા નરપિશાચને લાખોવાર ફિટકાર છે”

સમયને ઓળખવામા અને પોતાનો બચાવ કરવામા ગોવીંદ-રામ બડો ચાલાક હતો, પરંતુ અહી પોતાનુ પાપ પ્રકાશમાં આવી ગયેલુ હોવાથી ક્ષમા, માગ્યા સિવાય બચાવ થઇ શકે તેમ નહોતો. આથી તે શારદાના ચરણોમાં ઢળી પડ્યો અને આસુ લાવતો બોલ્યો “બહેન ક્ષમા કરો, મારાથી ભયકર ભુલ થઇ ગઇ છે.”

“પાપી તારૂં મોઢું જોવામા પણ પાપ છે. મનોરમા તારી બહેન સમાન છે તેના પર આ રીતે અત્યાચાર કરતાં તને જરાપણ શરમ ન આવી ?” શારદાએ ક્રોધાવેશમાંજ કહ્યું.

“શારદા, કૃપા કર આ એક ભુલની મને ક્ષમા આપ. હું સોગન પુર્વક કહું છું કે ફરીથી આવું કામ નહિ કરૂ.”

“નહિ, કદાપિ નહિ તારો આ અપરાધ ક્ષમાને યોગ્ય નથી. તું ઘણો નીચ છે. તારા કર્મની સજા હું તને પુરેપુરી અપાવીશ”

“ મનોરમા, તુ મારી માતા છે દયાકર, મારો અપરાધ ક્ષમા કર, હવે હું આવું નીચ કામ કોઇપણ દિવસ નહિ કરૂં, આજથી હુ તને મારી બહેન અથવા માતાજ ગણીશ. ”

શારદાનું ઉગ્ર સ્વરૂપ જોઇ બચાવની એકપણ બારી ન જણાયાથી ગોવીંદરામ મનોરમાના ચરણો પકડી ગદગદિત સ્વરે પ્રાર્થના કરતો બોલ્યો.

ગોવીંદરામની કરૂણા મય પ્રાર્થનાની અસર મનોરમા પર સચોટ થઇ, તેણીએ કરૂણા ભરી દ્રષ્ટિએ શારદાની સામે જોયું શારદા તેણીનો ભાવ સમજી ગઇ અને મનોરમાના કોમળ ચિતની મનમાંજ પ્રશંસા કરવા લાગી.

ગોવીંદરામની તરફ ઘૃણાની દ્રષ્ટિ કરતી તે બોલી " જા પાપી આજે તો હું તને ક્ષમા કરૂં છું પરંતુ જો ફરી કોઇ દિવસ આ સ્થળે જોયો છે તો મારા પિતાને કહી તને અમારા ઘરમાંથી બહાર કઢાવીશ."

"નહિ શારદા બહેન, એમ ન કરતાં તમારા પીતાને આ વાત ન જણાવતાં હુ સોગન પુર્વક કહું છું કે ભવિષ્યમાં હું હવે આવું નિંધ કર્મ નહિ કરૂં." ગોવીંદરામે પ્રાર્થના કરતાં કહ્યું

ઠીક છે, આ સબધી એક અક્ષર પણ હું મારા પિતાને નહિ કહીશ પરતુ આજથી તું અમારી રજા મેળવ્યા સિવાય ઉપર નહિ આવી શકે." શારદાએ કેટલીક વારે કાઇક વિચાર કરી કહ્યું.

"કબુલ છે, તમારી સર્વ આજ્ઞાનું પાલન કરીશ......"

"પરંતુ તે પહેલાં હું તને તારા અપરાધોનો પુરેપુરો દડ આપીશ. અત્યાર સુધી મારા ઘરમા ચલાવેલા પાખંડનો હું પુરેપુરો બદલો લઇશ." ગોવીંદરામનુ બોલવું પુરૂં થાય તે પહેલા આવેશમાં આવેલા ત્રીકમદાસે ઉકત શબ્દોનો ઉચ્ચાર કરતાં એ ઓરડામા પ્રવેશ કર્યો.

અત્યાર સુધી ચાલેલી વાતચીત પરથી ગોવીંદરામની નીચતાનો તેને સંપુર્ણ ખ્યાલ આવી ગયો હતો કાળીદાસને તેની સોબતમાં રાખવામા ભયંકર ભુલ થયેલી છે એ તેને હવેજ સમજાયુ. શારદાના શબ્દો પર ધ્યાન ન આપવાથીજ આ પરિણામ આવ્યું છે એ પણ તેને જણાયું. તે લાલચોળ નેત્રો કરી ગોવીંદરામને ઉદ્દેશીને બોલ્યો "પાપી નીચ, તું બ્રાહ્મણના વેશમા છુપાએલો એક ચાંડાળ છે. સરપદડના વતની પંડિત પ્રભાશંકર કાળીદાસના દ્વેષી દુષ્ટારમા, તે દિવસે તેં મને તારી પ્રપંચ જાળમાં ફસાવી એ નિર્દોષ બ્રહ્મ દેવનો સત્કાર કરતાં અટ૦

ફાવ્યો, એ ઉદાર જ્યોતિષીએ શાંતિ પકડી તેમા તું ફાવ્યો, પરંતુ આખરે તારા નીચ કર્મોએજ તને ફસાવ્યો જા ચાડાળ તારૂં કાળું કર. તુ બ્રાહ્મણ છે એટલે તને વિશેષ કાંઇપણ કહેતો નથી પરંતુ જો ફરીને તને મારા મકાન પર જોયો છે તો યાદ રાખજે કે તું સંપુર્ણ સજાને પાત્ર થશે જા........... ”

“ મજુર ત્રીકમદાસ, આવા નીચ અને ખુની માણસને કાંઇપણ સજા કર્યા વગર જવા દેવો એ મહા પાપ છે. આ બ્રાહ્મણ નહિ પણ ઝેરી સાપ છે. ” ત્રીકમદાસનું બોલવું પુરૂં થાય તે પહેલાં ઉપરોકત શબ્દોનો ઉચ્ચાર કરતા, એક મહા બળિષ્ટ કાય જટાધારીએ ત્યાં પ્રવેશ કર્યો. ગોવીંદરામ અને ત્રીકમદાસ તે આવનાર વ્યકિતના તેજોમય ભાલ પ્રદેશ તરફ ઘડી ભર એકી ટસે જોઇ રહ્યા. મનોરમાની પણ એજ સ્થીતિ થઇ.

એ યોગીના દર્શનથી શારદાના હ્રદયમા કોઇ દૈવી ભાવનાનો આવીર્ભાવ થયો, તેણી પણ અનિમેષ નેત્રે જટાધારીના સામું જોઇ રહી. થોડીવાર શાન્તી પ્રસરી રહી.

“ કેમરે શયતાન, શાંતિપુરના જમીનદારનું ખુન કરાવ્યા છતા હજુ પણ તારી સ્વાર્થ તૃપ્તિ થઇ નથી કે ! ભગવાનલાલનું નીમક ખાઇ તેનાજ પુત્રની હત્યા કરવામાં મોહનલાલના મદદગાર મદાંધ, તું હજુ પણ તારી શયતાનીયત છોડતો નથી કે ? ” એમ કહેતાં અને શાંતિનો ભંગ કરતાં એ પ્રૌઢ કાય જટાધારીએ ગોવીંદરામને એક લાતનો પ્રહાર કર્યો. તેની એ એકજ લાતના પ્રહારથી ગોવીંદરામ પરશાળના પગથીયા પરથી રડ રડતો જમીનપર ચતોપાટ ઢળી પડયો.

લાતના પ્રહારથી ગોવીંદરામને જે દુઃખ થયું, તેના કરતાં આ એક અજાણ્યા જટાધારીના મુખે શાંતિપુરના જમીનદારના ખુનની વાત

સાંભળી તેને વિશેષ આશ્ચર્ય થયું. પંદર વર્ષ પુર્વે બનેલી વાત એ જટાધારીના જાણવામાં શી રીતે આવી એવા વિચારમાં ઘડીભર તે પોતાનું દુઃખ ભુલી ગયો. એ વાત જટાધારી પ્રસિદ્ધિમાં લાવે તો શું પરિણામ આવે એ ખ્યાલે તેને ભયભિત બનાવી દીધો. જટાધારીના પ્રહારથી તેમજ પથરાવાળી જમીનમાં પટકાવાથી તેને ઘણું લાગ્યું હતું. તેનામાં ઉઠવાની શક્તિ નહોતી પરંતુ ભયે તેને એવો તો બહાદુર બનાવી દીધો હતો કે તે ત્યાંથી ઉઠયો. અને યોગી નીચે આવી તેને પકડવાનો પ્રયત્ન કરે તે પહેલાં મુઠીઓ વાળી ત્યાંથી દોડતો પલાયન કરી ગયો

ક્રોધાવેશમાં લાલચોળ નેત્રો કરી ગોવીંદરામ તરફ જોઇ રહેલા જટાધારી, હજુ પણ ગોવીંદરામને મારશે એવો ત્રીકમદાસ શારદા અને મનોરમાને ભય હતો. એ દ્રવિત હૃદયનાં આત્માઓના હૃદયમાં દયાનો સંચાર થયો હતો. તેઓ જટાધારીને વિજ્ઞપ્તિ કરવાની તૈયારીમાંજ હતાં પરંતુ એટલામાં ગોવીંદરામ નાઠો અને તેઓ પ્રસન્ન થયા. કેટલીક વારે જટાધારી શાન્ત થયો, તેનો હાથ પકડી ત્રીકમદાસે ઉપર આવવાની પ્રાર્થના કરી યોગી કાંઇપણ આનાકાની વગર ઉપર ગયો ત્રીકમદાસે તેને યોગ્ય આસને બેસાડી, તેના સત્કારને લગતી સામગ્રીઓ તૈયાર કરવાની મનોરમાને અને શારદાને ઇશારત કરી પોતે યોગીની સાથે વાતે વળગ્યો.



# પ્રકરણ ૧.૨ મું.

---

## —એ યોગી કોણ હતો ?—

શારદા અને મનોરમાના ચાલી જવા પછી ત્રીકમદાસ ઘણાજ નમ્ર શબ્દોમાં એ જટાધારીને ઉદ્દેશીને બોલ્યો " પ્રભુ આપ કોણ છો ? મારા પ્રતિ આટલી બધી મમતા રાખવાનું શું પ્રયોજન છે ? "

" ત્રીકમદાસ, પ્રાણી માત્ર પર દયા કરવી એ અમો યોગીઓનું પરમ કર્તવ્ય છે. મને અહીં આવ્યાં લગભગ એક વરસ થઇ ગયું છે એટલું છતા મારા નિવાસની કોઇને માહિતી નથી. અરે ! તમારી પાડોશમા રહેતો છતાં અને તમારા મકાનમા નિરતર મારૂં આગમન થતુ છતાં એ તમારા ધ્યાનમા નથી...... .. .."

" હે શુ ! મારી પાડોશમા એક વરસથી રહો છો અને નિરંતર મારા ગ્રહમા પ્રવેશ કરો છો ! આશ્ચર્ય મહારાજ, મેં તો આ પુર્વે આપને કોઇ વખતે જોયેલા નથી. " યોગીનું બોલવું પુરૂં થાય તે પહેલાજ ત્રીકમદાસ વચ્ચે બોલી ઉઠયો

" તમારી સામે પ્રત્યક્ષ થવાની મારી ઇચ્છાજ નહોતી પરંતુ જ્યારે મેં જોયું કે તમારા દુશ્મનો, તમારી ભોળાઇનો લાભ લઇ, તમોને પાયમાલ કરવાની ગોઠવણ કરી રહ્યા છે. શારદા અને હરિદાસનુ કહેવુ તમારા ધ્યાનમાં આવતું નથી ત્યારે મેં જાતેજ તમને સમજાવાનો નિશ્ચય કર્યો અને આજે અહીં આવ્યો. ત્રીકમદાસ સંભાળજો, તમારા દુશ્મનોનું દળ વધી ગયું છે. કરાચીના પ્રસિદ્ધ પંડિત

પ્રભાશંકર કાળીદાસે તમારા સબંધમાં ભાખેલા ભવિષ્યનો સાક્ષાત્કાર થવાનો સમય આવી પહોંચ્યો છે. તમારા પુત્રને હથિયાર બનાવી ગોવીંદરામ આદિ પાપીષ્ટો તમારા કાસળનું કાંઇ નવુંજ કારસ્થાન રચી રહ્યા છે. જો સાવચેત નહિ રહો તો હેરાન થશો." યોગીએ જવાબ આપ્યો.

"પ્રભુ અત્યાર સુધી મારી આંખો પર અંધશ્રદ્ધાનો પડદો હતો, આજે તે આપની કૃપાંથી ખુલી ગયો છે. આપ અહીંના ભોમીયા જણાઓ છો, શાંતિપુરનો ઇતિહાસ આપના ધ્યાનમાં હોય એમ લાગે છે, એટલુંજ નહિ પરંતુ આ પુર્વે પણ આપ શાંતિપુરમાં ઘણો સમય રહ્યા હો એવુ અનુમાન થાય છે."

"ખરૂં છે. ત્રીકમદાસ, મેં મારો બાલ્યકાળ મારા ગુરૂ સાથે અહીંજ ગુજારેલો છે. હું અહીંના દરેક પ્રતિષ્ઠિત પુરૂષોને ઓળખુ છું. તેમાં પણ ખાસ કરીને ગોવીંદરામ અને મોહનલાલને તો હું બરાબર પિછાણું છું. એ બન્ને પાપાત્માઓ તમારા કટા દુશ્મન છે. કમળાને કુમાર્ગપર દોરી જવામાં પણ એ પિશાચોનુંજ કારસ્થાન છે ત્રીકમદાસ તમોએ ભોળપણમા તમારી પાછળ બનતા બનાવો તરફ લક્ષ આપ્યુંજ નથી. અરે ! કમળાને સુરાહ પર લાવવા ચીઠીઓ દ્વારા થતી સુચનાઓ પર પણ તમારૂ ધ્યાન ખેંચાયુંજ નથી."

"હેં ! શું, એ ચીઠીઓ આપના દ્વારાજ મોકલવામાં આવતી હતી ?" જટાધારીને બોલતા અટકાવી ત્રીકમદાસ વચ્ચેજ બોલી ઉઠયો અને આશ્ચર્ય ચકિત મુદ્રાએ તે યોગીના ભવ્ય ભાલ પ્રદેશ તરફ નીહાળી રહ્યો.

"હા, પરંતુ જ્યારે મેં જોયું કે મારી સુચનાઓ તમારા ધ્યાનમાં આવતીજ નથી ત્યારે રૂબરૂમાં સર્વ બીના નીવેદન કરવાનો નિશ્ચય

કરી હું અત્રે આવ્યો. સારૂં થયું કે ગોવીંદરામની દુષ્ટ વૃતિનું તમોને દીગ્દર્શન થઇ ગયુ, નહિતો કોણ જાણે એ દુરાત્મા હજુ કેટલાએ અનર્થ કરત. મારી ઇચ્છા આપને એ બદમાશથી દુર રાખવાનીજ હતી તે આજે પુરી થઇ છે. કમળાના સમંધમાં જે કાંઇ કહેવું હતું તે મે ચીઠીઓ દ્વારા જણાવ્યું છે. હવે તેના પર અંકુશ રાખી સુરાહપર લાવવી અને સાધુ ચરિત અમ્રતલાલના જીવનને ખારૂં થતું અટકાવવું એ તમારી મુખ્ય ફરજ છે. જો કે તે હજુ પતિત થઇ નથી પરંતુ તે પતિત થવાના માર્ગમા પગ મુકી ચુકી છે."

',પ્રભુ, હવે હું એ માટે હમેશાં સાવધ રહીશ, એટલુંજ નહિ પરંતુ તેણીને મારે ઘેર તેમજ બહાર ફરવા જતી અટકાવીશ. એ ઉપરાત તેના શ્વસુરને પણ ભલામણ કરીશ."

"હા, એમ કરશો ત્યારેજ તે પતિત થતી અટકશે." યોગીએ જવાબ આપતાં અને ઓરડામા દ્રષ્ટિ ફેરવતાં કહ્યું.

એકાએક તેની દ્રષ્ટિ એક છબી પર પડી, તેના તરફ આંગળી કરી તે ત્રીકમદાસને ઉદ્દેશીને બોલ્યો "આ ગ્રહસ્થને મેં કોઇ સ્થળે જોયા છે, પણ કયાં તે સ્મૃતિમાં નથી. તેનો ચહેરો શાંતિપૂરના જમીનદાર શાન્તિલાલને કાંઇક મળતો છે"

"ખરૂ છે પ્રભુ, એ મારા જામાત્ર અને મારી અભાગિણી શારદાનું સર્વસ્વ શાંતિલાલનીજ પ્રતિમા છે. હા ! તેમના અકાળ મૃત્યુ પછી મારી નિર્દોષ શારદાએ શ્વસુર ગ્રહમાં એક વરસ સુધી જે સંકટો સહન કર્યા છે. તેની યાદ મારૂં હૃદય ભેદી નાંખે છે." બોલતાં બોલતાં ત્રીકમદાસની ચક્ષુઓ અશ્રુથી ભીંજાઇ ગઇ તેનો કંઠ રૂંધાઇ ગયો.

"શાંત ત્રીકમદાસ," ગતંન શોચયામી "ગયેલી વસ્તુનો શોચ કરવો વૃથા છે." યોગી ત્રીકમદાસને આશ્વાસન આપતાં બોલ્યો.

"પ્રભુ, એ મંત્રને હું યથાર્થ સમજુ છું પરંતુ જ્યારે જ્યારે મને એ વાતનું સ્મરણ થાય છે ત્યારે ત્યારે મારી શારદાના સમસ્ત દુઃખો મારી સમીપ મુર્તીમંત થઇ મારા હૃદયને વ્યથિત કરી દે છે. કહેવા દો પ્રભુ, મારી શારદા પર એક વર્ષ પર્યંત વિતેલા વિતકને કહેવા દો, એ કહ્યા સિવાય મારા હૃદયનો બોજો ઓછો થવાનો નથી. શું કહું પ્રભુ મારો જમાત્ર શાંતિપુરની જમીનદારીનો મુખ્ય ભાગીદાર હતો, શારદા શાંતિપુરની રાજરાણી હતી. પરંતુ એ વૈધવ્ય દશાને પામ્યા પછી તેણીની જમીનદારીનો હિસ્સો મોહનલાલે પચાવી પાડયો. પોષ્ય પુત્ર લેવાની શારદાની ઇચ્છાનો પણ એ પાપાત્માએ ઉચ્છેદ કર્યો. સુરસિંહના સ્નેહને લઇ તેમાં તે ફાવ્યો અને મારી નિર્દોષ પુત્રી અને તેની સાસુ નિરાધાર બની ગયાં. આપની કૃપાથી મારી પાસે અખુટ ધન છે પરંતુ એક વર્ષ વિધવાઓને શ્વસુર ગ્રહે ગુપ્તવાસ કરવા પડતો હોવાથી, મારી શારદા અને તેની સાસુ ત્યાં રહ્યા પરંતુ તેણીને તિરસ્કૃત શ્વસુરાલયમાં દાસીની માફક કામ કરવુ પડતું હતુ, બે વખત તેને પેટ પુરતું ભોજન પણ મળતુ નહોતું. અપમાન ભરેલું ભોજન તેઓને વીષ સમાન લાગતુ હતું, લોકોની નિંદા તે શાંતિથી સહન કરતી હતી, મોહનલાલ અને તેની પત્નિ વારંવાર ધમકાવતા હતા એટલુંજ નહિ પરંતુ નિર્લજ મોહનલાલ તેણીની કોઇ કોઇ વખતે અભિસિત ચેષ્ટા પણ કરતો હતો. આવી દુઃખદ અવસ્થામાં તેણીએ એક વર્ષ પસાર કર્યું, આખરે હું મારે ઘેર તેડી લાવ્યો તેણીના મુખે સાંભળેલી તેના વીતકની વાતોથી મારૂં હૃદય વ્યથિત થયું અને ત્યારથી મેં તેણીને મારી સાથેજ રાખી. શું કહું મહારાજ, એ મારી સુસીલ શારદા નિરંતર સેવામાંજ પોતાનો સમય વ્યતિત કરે છે. હમેશાં એક વખત ભોજન કરી જમીન પર સુઇ રહેવાનું

પસદ કરે છે, કોઇ પણ વખતે ઉતમ વસ્ત્રો તેણીએ પોતાના અંગ પર પરિધાન કર્યાં નથી. મારા પુત્રના લગ્ન સમયે પણ મારો અત્યાગ્રહ છતાં એક પણ સ્વર્ણાલંકારનો સ્વીકાર કર્યો નહોતો હાય. હું જ્યારે મારી એ દુર્ભાગી શારદાની સ્થીતિનો ખ્યાલ કરૂં છું ત્યારે મને ઘણુંજ લાગી આવે છે." ત્રીકમદાસે એક ઉડો નિશ્વાસ નાંખતાં અને પોતાની અશ્રુપુર્ણ અ ખો લુચ્છતા પોતાનું બોલવું પુરૂ કર્યું. એટલામાં શારદા હાથમા ફળથી ભરેલા એક થાળ સાથે ત્યાં આવી ઉભી રહી. અને થાળ તથા હાથમાંનો લોટો નીચે મુકી દઇ એક બાજુ ઉભી રહી. યોગી ઘડીભર તેણીના સામે જોઇ રહ્યો. તેની દીન અવસ્થા જોઇને તેના નેત્રોમાથી આસુઓ ટપકી પડયાં.

"દેવી, તું ઘણીજ દયાળુ દેખાય છે. સાધુ અને દરિદ્રના પ્રતિ તારૂ હૃદય અત્યત દયા દ્રષ્ટિ દર્શાવે છે મારા માટે આ ભોજ્ય વસ્તુ આણી તે મારી ઘણી સેવા કરી છે. ભગવાન તારૂં કલ્યાણ કરશે, આ જીવનમા તેં ઘણું દુઃખ સહન કર્યું છે પરંતુ પરમ કૃપાળુ પરમાત્મા હવે ત્વરાથી તારા દુઃખને દુર કરશે. તારી દુઃખ રાત્રિનો અંત થઇ ને હવે વિના વિલંબે સુખ સુર્યનો ઉદય થશે." બોલવાની ઇચ્છા નહિ છતા શારદાની સ્થીતિ જોતાજ યોગીથી એ આશીરવચનો બોલી જવાયા.

શારદાના હૃદયમા તે યોગીને માટે કોઇ દૈવી ભાવનાનો સંચારતો પ્રથમથીજ થયો હતો, તેમા યોગીના આશીરવચનોનો ઉમેરો થતાં તેણીની મમતા વધી પડી. તેણીએ સ્વહસ્તે લાવેલાં ફળો સાફ કરી યોગીના હાથમાં આપ્યાં. યોગીએ તે પ્રેમથી આરોગ્યાં. જળપાન આદી સમાપ્ત થવા પછી યોગી ઉઠયો અને ત્રીકમદાસ પાસે જવાની રજા માગી.

'પ્રભુ, હવે હું આપને અહીંથી જવા દેનાર નથી. આપ હવે અહીંજ નિવાસ કરો. આ મકાન તમારૂંજ છે." ત્રીકમદાસે યોગીને જતો અટકાવતા કહ્યું.

"ત્રીકમદાસ, મારૂં અત્રે રહેવું જોખમ ભરેલું છે, હું નિરંતર તમોને મળતો રહીશ પરંતુ મારૂં રહેઠાણ તો ગુપ્ત સ્થાનમાંજ કરીશ." યોગીએ વાંધો રજુ કર્યો.

"ગમે તેવા જોખમને હું સહન કરીશ પરંતુ તમોને અહીથી નહિ જવા દઇશ" ત્રીકમદાસે પોતાનો આગ્રહ ચાલુજ રાખ્યો.

"શારદા તું સમજુ છે, વૈધવ્ય ધર્મનું યથાર્થ પાલન કરતી હોઇ તું યોગીના ધર્મને બરાબર જાણે છે. તારા પિતાને સમજાવ અને મને રજા અપાવ, મારૂં અત્રે રહેવું કોઇ પણ રીતે નીરાપદ નથી." ત્રીકમદાસનો દુરાગ્રહ જોઇ યોગીએ શારદાની મદદ માગી.

પરંતુ કોણ જાણે શાથી શારદાનું હૃદય તે યોગીને ત્યાંથી જવા દેવાને ના પાડતું હતું, યોગીના શાંત્વના સુચક શબ્દોથી શારદાને સદભાવ ઉત્પન્ન થયો હતો, એ મહાત્મા પાસેથી કઇક ઉપદેશ સાંભળવાની તેણીની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ યોગીના પ્રશ્નનો પ્રત્યુતર આપવાને તે લાચાર હતી, તેણીએ માત્ર ભાવના સુચક દ્રષ્ટિએ પિતાની સામે જોયું.

ત્રીકમદાસ કાંઇપણ બોલે તે પહેલાં "ત્રીકમદાસ ઘરમા છે કે?" એવા શબ્દો કાને પડયા, હજુ કાંઇ જવાબ અપાય તે પહેલા બે પોલીસના માણસોએ એ મકાનમા પ્રવેશ કર્યો. આશ્ચર્ય ચકિત થયેલા ત્રીકમદાસે આવેલા માણસોને પુછ્યું "કેમ, શું છે? શામાટે આવ્યા છો?"

" જમીનદાર સાહેબના હુકમથી આ યોગી મહાત્માને અમારી સાથે તેડી જવા આવ્યા છીએ. " પોલીસમાંના એકે જવાબ આપતાં કહ્યું.

" કેમ, એ મહાત્માનું ત્યાં શું કામ છે ?' ત્રીકમદાસે કાંઇક કડક થઇ જવાબ આપ્યો.

"ત્રીકમદાસ: આ સઘળું પેલા ગોવીંદરામનુંજ કારસ્થાન છે. મને પહેલેથીજ ખાત્રી હતી કે એ બદમાસ આવુંજ પરિણામ લાવશે અને એથીજ હું તમોને જવા માટે આગ્રહ કરતો હતો. ખેર. જે થવાનું હતું તે થયું..........."

" હવે એ બધી લાંબી વાતોને છોડી દઇ, અમારી સાથે ચાલો. નહિતો જબરજસ્તીથી લઇ જવા પડશે. " પોલીસોએ યોગીને બોલતો અટકાવી ધમકી આપતા વચ્ચેજ કહ્યું.

"એમ, એટલી બધી વીરતા ! વારૂ, ત્યારે આવો, જો હિમત હોયતો મને પકડો." એમ કહેતોજ યોગી પોતાના આસન પરથી ઉઠયો અને દુર ઉભેલા બન્ને પોલીસોનાં કાંડા પકડી તેને મકાનની અંદર ખેંચતાં બોલ્યો 'દુરાત્માઓ જાઓ તમારા દુષ્ટ સ્વામીને કહેજો કે શાંતિપુરની જમીનદારી તારી નથી પરંતુ શારદાની છે. શારદાજ આ શાંતિપુરની માલીક છે. એટલે તમને કોઇના પર કાંઇ પણ હક ચલાવવાનો અધિકાર નથી." એમ કહેતાંજ તે બન્ને પોલીસોને એક સાથે જમીનપર પટકયા.

"હાં હાં પ્રભુ, આપ આ શું બોલો છો ? મને શાંતિપુરની માલિક કેમ કહો છો ? શાંતિપુરના જમીનદાર તો મોહનલાલભાઇ છે. અત્યારસુધી ચુપ રહેલી શારદાથી યોગીના એ શબ્દો સહન ન થઇ શકવાથી, તેમજ મોહનલાલના ભયથી એકાએક બોલી જવાયું."

"નહિ શારદા, હુ તો તનેજ આ શાંતિપુરની ગજયરાણી સમજુ છુ."

"હતી મહારાજ, હું એક સમયે આ પ્રશસ્ત જમીનદારીની ધણીઆણી હતી, પરંતુ મારા દુર્દૈવને લીધે અત્યારે હું મારા પિતાના આશ્રયમા મારો સમય વ્યતિત કરૂં છું. મારી યોગ્યતા ઘટી ગઇ છે. મારી સંપતી મારા હાથમાંથી ચાલી ગઇ છે.'' શારદાએ ખરતે આસુએ જવાબ આપ્યો.

"આ જમીનદારી તારા શ્વસુરની છે માટેજ તું તેની ધણી-આણી છે." યોગીએ શારદાનુ મોઢું બંધ કરવા ટુંકામાંજ પતાવ્યું.

શારદા કંઇ બોલી નહિ, પોતાના કૃશ થઇ ગયેલા બે હસ્ત વડે તેણે પોતાનું મ્હો ઢાંકી દીધુ. ઘણા સમય સુધી તે આ પ્રમાણે શાંત ઉભી રહી. તેનુ શરીર ધ્રુજતું હતુ. તેનામા એક અપુર્વ ભાવ ઉદય થયો હતો. તે કાંઇ બોલવા ઇચ્છતી હતી પરંતુ તેનાથી બોલી શકાતુ નહતું. કેટલીક વારે તે સાહસ એકઠું કરી બોલી " હુ સંપતિની વાત શું જાણું ?"

" હું તારી સંપતિની વાત જાણું છું, હુંજ તારી એ સંપતિનુ રક્ષણ કરીશ." યોગીએ નિશ્ચય પુર્વક જવાબ આપ્યો.

" મોહનલાલભાઇની પ્રભુતા અને પ્રતાપની સીમા નથી; આપ સંસાર ત્યાગી તેમની વિરૂદ્ધ થઇ મારી સંપતિનું કેવા રીતે રક્ષણ કરી શ શો ? મારૂં રક્ષણ પણ આપનાથી કેવી રીતે થઇ શકશે ?"

" દુર્બળોની રક્ષા કરવી એજ અમો યોગીઓનો ધર્મ છે. ધર્મના કાર્યમાં ઇશ્વર સહાયતા કરે છે, અનાથનો નાથ રંકનો બેલી શ્રી વ્રજ વિહારીજ મને મારા કાર્યમાં મદદ કરશે." યોગીએ કહ્યું.

'લાચાર ત્યારે, આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. આપ મહાત્મા છો, અમારા દેવતા છો. હું અબળા છું, વધારે શું કહું ?" શારદાએ આખરે હારી જઇ કહ્યું.

"ચિંતા નકર, પ્રભુ સર્વ સારૂ કરશે" પછી તે ત્રીકમદાસ તરફ ફરીને બોલ્યો "ત્રીકમદાસ, આ વૃદ્ધ અમલદારોને ઓળખો છો કે ? આ નરપિશાચોએ ભગવાનલાલનુ ઘણો સમય સુધી નીમક ખાધું છે. હું મારા ગુરૂ સાથે અહીં આવ્યો તે વખતે ભગવાનલાલની સાથે આ પાપના પુતળાઓને મેં જોયા હતા કેમ ખરૂંના પાપાત્માઓ ?" ત્રીકમદાસને યાદ આપતાં અને એક બાજુ થરથર કાપતા વૃધ્ધ પોલીસો તરફ ડોળા ધુરકાવતા યોગીએ કહ્યું.

"હા, અમે એ વયોવૃધ્ધ જમીનદારના વખતના નોકર છીએ. તેનું નીમક હજુ અમારા મોઢામાં છે. પ્રભુ અમને માફ કરો." ભયથી કાપતા પોલીસોએ હાથ જોડી કહ્યું.

"માફ, તમારા જેવા ઉપદ્રવ કરનાર કૃતઘ્નીઓને માફ, નહિ, કદાપિ નહિ. આજે હું તમોને અહીંથી જીવતા જવા દેનાર નથી." યોગીએ ભય સુચક શબ્દોમાં કહ્યુ.

"મહારાજ આમાં અમારો દોષ નથી, અમે તો જમીનદાર સાહેબની આજ્ઞાને આધિન છીએ."

"પરંતુ મારા જેવા એક સંસાર ત્યાગીને સતાવવાથી તમારા માલિકનું શું કલ્યાણ થશે ?"

અમે તો તેને બહુ સમજાવ્યા, પરંતુ ગોવીંદરામ પુરાણીએ તેને એવાતો ભમાવ્યા કે તેઓએ અમારી એક પણ વાત સાંભળી નહિ."

"જાઓ ફરીને પણ તેને સમજાવો અને કહો કે ગરીબો પર અત્યાચાર કરવાથી ઘણુંજ અમંગળ પરિણામ આવે છે."

"પ્રભુ, અમોએ એક વખત નહિ પણ બહુ વખત સમજાવ્યા, પરંતુ અમારા વચનો પ્રતિ તેઓએ દુર્લક્ષજ કર્યું અને આપને પકડી લાવવાની અમોને આજ્ઞા કરી." પોલીસોએ સાફ અને સ્પષ્ટ કહી દીધું.

"ત્યારે તમે તેને એક વાત પુછી જોજો ફરીને તે તમોને કાંઈ આજ્ઞા કરશે નહિ"

"કઇ વાત ?"

"તમારા મરહુમ માલિક ભગવાનલાલના પુત્ર શાંતિલાલનું મૃત્યુ કેવી રીતે થયું, એ તેઓ જાણે છે કે નહિ ?"

યોગીના આ શબ્દોથી શારદા કંપી ઉઠી, પોલીસો પણ ભયભિત થયા પુર્વ વાતનું સ્મરણ થતા મોહનલાલના કારસ્થાનો તરફ તેઓને તિરસ્કાર આવ્યો, તે ઘણાજ નમ્ર શબ્દોમા બોલ્યા" પ્રભુ મૃત્યુ પામેલા મનુષ્યની ચર્ચા કરવાથી શુ ફળ ? અમારાથી તેમને એ વાત કેમ પુછી શકાય ?"

"જો તમારાથી એ વાત ન પુછી શકાય તો પછી મારા જેવા યોગીને તમારાથી દુઃખ પણ કેમ દેવાય ? તમે વૃધ્ધ થયા છો કયા સુધી આવા કાળા કામો કર્યા કરશો ? ભાઇ હવે તો કાંઇ જીવનનું સાર્થક કરો મોહનલાલના ત્રાસથી પીડાતી પ્રજાને મદદ કરવામાં તમારી વીરતાનો ઉપયોગ કરો ગરીબોને દુ:ખ દેવાનું છોડી દઇ તેને મદદ કરવામા જો તમારી શકિતનો ઉપયોગ કરશો તો પ્રભુ તમોને સહાય થશે. આમ કરવાથી કદાચ મોહનલાલ તમોને નોકરીમાંથી રજા આપશે પરંતુ એ દયાઘન ગરીબોનો બેલી તમોને નહિ છોડશે. જ્યારે

એ હજાર હાથવાળો આપવા માંડશે ત્યારે એ હાથ વાળાનું સામર્થ્ય નથી કે તે તમારા હાથમાંથી ઝુટાવી શકે. હું તો તમારા ભલા માટે કહું છું. ધ્યાનમાં ઉતરે તો ઠીક નહિ તો પછી પાપનું પરિણામ વધી જતાં પ્રાયશ્ચિત કરવું પડશે."

યોગીના ઉપદેશની પોલીસોને કંઇક અસર થયેલી જણાઇ. તેઓ પોતાના પાપી જીવનને ધિક્કારતા અને મોહનલાલ જેવા પાપાત્માની નોકરી છોડી દઇ અમૃતલાલ જેવા સાધુની સેવા કરવાનો સંકલ્પ કરતા ત્યાંથી પલાયન કરી ગયા. તેમના જવા પછી ત્રીકમદાસ અને યોગી વચ્ચે કેટલીક વાતચીત થઇ. યોગીને પોતાને ત્યાં રાખવો એ યોગીએ સમજાવેલી બાબતો પરથી ત્રીકમદાસને પણ અનુચીત જણાયું, તોપણ આજનો રાતવાસો યોગીએ ત્યાંજ કરવો એમ નક્કી થયું. પોલીસો અને યોગી વચ્ચે જેજે વાતચીત થઇ તે સઘળી શારદાએ સાંભળી હતી. અને અનેક શંકાઓથી તેણીનું મગજ ભ્રમિત થઇ ગયું હતું એટલે તેણી અંદર ચાલી ગઇ હતી. ત્રીકમદાસે તેણીને પાછી બોલાવી યોગીરાજ માટે બિછાનું તૈયાર કરવાની આજ્ઞા કરી, ત્રીકમદાસની આજ્ઞાનું પાલન થયું. યોગી બિછાના પર ગયા અને છેક મોડી રાત્રિ સુધી ત્રીકમદાસ સાથે વાતો કરી પરંતુ શારદા તેઓની પાસે આવી નહિ, તદપિ મધ્ય રાત્રિએ ઉઠીને યોગીએ જોયું હોત તો તેને માલુમ પડત કે તેના મસ્તક પાસે બેસીને શારદા રૂદન કરી રહી છે.

પ્રાતઃકાળે જ્યારે શારદા પાણી લઇને આવી ત્યારે યોગીએ સ્મિત કરી કહ્યું કે "હું તો તમોને પહેલાજ કહેતો હતો કે અમારા જેવા સંસાર ત્યાગીઓએ તમારા જેવાના સંસર્ગમાં વધારે સમય રહેવું નહિ જોઇએ. તમારા ઘરનાં મનુષ્યો ઘણા સજ્જન જણાય છે.

કોણ જાણે કે રાત્રે કોઈએ આવીને મારી ઝોળીનો મધ્યનો સામાન અસ્થવ્યસ્થ કરી નાખ્યો છે."

શારદા શીર નીચું નમાવી શાંત રહી, થોડા સમય પછી તે બોલી 'અમારા ઘરનાં મનુષ્યની તો કદાપી એવી લુચ્ચાઇ સાંભળી નથી, આપના કોઇ શીષ્યેજ અહીં આવી તમારી ઝોળીની એ દશા કરી હોય તો કાંઇ કહેવાય નહિ."

"હશે, ગમે તેમ હોય તોપણ એટલુ તો મને સમજાયુ કે સંસારીનો સમાગમ મોહમા નાખનારો છે માટે યોગીએ તેવા સ્થાનનો ત્યાગ કરવો જોઇએ."

"એમા હુ કાઇ ન સમજું, મારા પિતાજીને હમણાજ મોકલું છું, તેમને મળીને જેમ તમોને યોગ્ય લાગે તેમ કરો" એમ કહે-તીજ શારદા પાણીનો લોટો ત્યાં મુકી ચાલી ગઇ. કેટલીકવારે ત્રીક-મદાસે ત્યાં આવી જોયુ તો યોગી ત્યા હતો નહિ. શારદાને બોલાવી પુછતાં તેણીએ હમણાજ બેઠેલા જોયાની ખાત્રી આપી આથી ભૈયા ને બોલાવી ત્રીકમદાસે આખા મકાનમા તપાસ કરાવી, બહાર બગી-ચામાં પણ ફરી વળ્યો, પરંતુ યોગીનો પતો કયાય ન મળ્યો આ ચમત્કારથી યોગી અદ્રષ્ય વિદ્યા જાણતો હોવાનુ ત્રીકમદાસે અનુમાન કર્યું. તેના પર તેને સંપુર્ણ શ્રધા બેઠી. બે ચાર દહાડા સુધી તેણે યોગીને શોધી કાઢવાનો યત્ન કર્યો, પરંતુ તેમા પણ તે નિસ્ફળ થયો. તે વારવાર શારદાને પુછતો કે બેટા, હું તો અજ્ઞાન એટલે ન જાણી શક્યો પરંતુ તું પણ ન જાણી શકી કે "એ યોગી કોણ હતો ?"



# પ્રકરણ ૧૩ મું.

## -પિતૃગ્રહે પ્રયાણ.-

ગત પ્રકરણમા બનેલા બનાવને બીજેજ દિવસે ત્રીકમદાસને એક તાર મળ્યો. તેમાં મનોરમાના પિતા ભયંકર માંદગીના બિછાને પડેલા હોવાની ખબર સાથે મનોરમાને ત્વરિત મોકલી આપવાની સુચના કરેલી હતી. ત્રીકમદાસે એ તાર શારદાને વચાવી. એ સબંધમાં તેણીની સલાહ લીધી. શારદાએ બને તેટલી ઉતાવળે મનોરમાને ત્યા મોકલી આપવાની અનુમતી આપી. મનોરમાને એ વાતની ખબર પડતાં તેણી જોકે દિલગીર તો થઇ, પરંતુ પતિ આજ્ઞા વગર પિતૃગ્રહે જવું તેણીને રૂચ્યુ નહિ. આથી તે શારદા પાસે ગઇ અને બોલી "દેવી મેં સાંભળ્યુ છે કે તમો મને મારા પિતાની પાસે મોકલવાની તૈયારી કરી રહ્યા છો જો કે આપની આજ્ઞાનું ઉલંઘન કરવાની મારામા શકિત નથી તોપણ............"

શારદા મનોરમાનો ભાવ સમજી ગઇ. તે તેણીના કર્તવ્ય જ્ઞાનની મનમાજ પ્રશંસા કરતા બોલી "ધન્ય છે, મનોરમા, તારા પતિ પ્રેમને ધન્ય છે. ખરેખર તુ એક સાધ્વી છે. તારા જેવી પતિપ્રાણા સતીને પરમાત્મા સીઘ્ર સહાનુભુત થશે. તારા પતિવૃતના પ્રભાવથી તારા પતિની—મારા ભાઇની શુદ્ધિ અવશ્ય ઠેકાણે આવશે બહેન, તારા કષ્ટોનો જલદીથી અંત આવે એવો મારો તને અંતઃકરણ પુર્વકનો આશીરવાદ છે." પછી તે મનોરમાને ઉદેશીને બોલી "મનોરમા, તમે મારા ભાઇની આજ્ઞા વગર ત્યા જવાને ખુશી નથી એ તમારા

અન્તર્ગત ભાવોને હુ જાણું છુ પરંતુ મારા ભાઇનો કોઇક વખતેજ ઘરમા આવેછે એટલે આવી સ્થીતિમા તેની અનુમતીની રાહ જોવા થોભવુ એ લોક નિંદાને પાત્ર થવા જેવું છે. વળી શાસ્ત્રમાં માતુ અને શ્વસુરની આજ્ઞાને પણ મહત્વ આપેલુ છે એટલે પિતાની સમતિથી ત્યા જવામાં તમને કાઇપણ દોષ લાગવાનો નથી."

"ભલે બહેન, જો તમારી એવીજ ઇચ્છા છે તો હું જવાને તૈયાર છું પરતુ જતા પહેલા જો એક વખત તેમનાં દર્શન કરવાનો લાભ મળે તો હુ પોતાને કૃતાર્થ સમજુ. શારદા, શું તમે એટલો પણ બંદોબસ્ત નહિ કરી શકો ?" મનોરામાથી વિશેષ બોલી શકાયુ નહિ, તેનો કંઠ રૂંધાઇ ગયો. શારદાએ તેણીને હૃદય સરસી ચાંપી અને આશ્વાસન આપતા બોલી.

"બહેન, જો કે કામ ઘણુજ કઠીન છે તોપણ હુ મારાથી બનતો પ્રયત્ન કરીશ. પિતાને સમજાવી હરિદાસને ત્યાં મોકલાવીશ પરંતુ તે પહેલાં તમે જવાની સર્વ તૈયારી કરી રાખો."

મારે બીજી શું તૈયાર કરવી છે ? હુ તો તમે જ્યારે કહેશો ત્યારે જવાને તૈયાર છુ પરતુ શું કહું દેવી મારૂં અતઃકરણ મને ત્યા જવાને ના પાડે છે. અને મને એવો ભાસ થાય છે કે હુ ફરીને આ પવિત્ર સ્થાનના દર્શન પણ નહિ કરી શકું. જો જતાં પહેલા એક વખત તેમના દર્શન થાય એવો બદોબસ્ત કરાવી આપો તો હુ તમારી જન્મ ભરની રૂણી રહીશ. દેવી, હું સમજુ છું કે આપ વડીલ છો અને વડીલ પાસે આવી યાચના કરવી એ અવિનય છે પરંતુ હું તમોને મારી માતા સમજું છું. માતા પાસે ગમે તે પ્રકારની યાચના કરવામાં પુત્રીને સંકોચ થતો નથી. એથીજ—એવી ભાવ-

નાથીજ, આ જન્મ અભાગિણી આપનાં ચરણો પકડી આવી યાચના કરી રહી છે. શુ એ માટે તમે મને ક્ષમા નહિ કરો ?"

"ક્ષમા, અરે ! મનોરમા તું પોતેજ સાક્ષાત ક્ષમાની દેવી છે. તારો ભવ્ય ભાલ પ્રદેશજ ભવિષ્યમા તારે હાથે અનેક નો ઉદ્ધાર થવાનુ સુચન કરી રહ્યો છે. તુજ મારા પિતાના ઘરની લક્ષ્મી છે. તું છે ત્યા સુધી મારા પિતા ધનવાન છે. તું ગઇ એટલે પિતા ભાઇ સર્વ કગાળ છે. એ બીજાઓ ભલે ન સમજે પરતુ હુ બરાબર સમજુ છું જે અમગળની આશકાઓ તને થાય છે, તેવાજ આવિર્ભાવ મને પણ થાય છે. પરતુ લાચાર આવી સ્થીતિમાં તને રોકવી એ બિલકુલ વ્યાજબી નથી તોપણ હુ તારી ઇચ્છા તૃપ્તીનો ઉપાય કરૂ છું." એમ કહેતીજ શારદા ત્યાંથી ઉઠી અને પિતા પાસે ગઇ.

શારદાએ ત્રીકમદાસને ઘણાજ કરૂણા જનક શબ્દોમા મનોરમાની મનોવ્યથા જણાવી. જે સાભળી ત્રીકમદાસનું હૃદય પણ દ્રવિત થઇ ગયું. તેણે તરતજ હરીદાસને બોલાવ્યો અને ઉપસ્થિત ઘટના કાળીદાસને સમજાવી, તેને ઘેર બોલાવી લાવવાની આજ્ઞા કરી. માલિકની આજ્ઞાનો અમલ કરવા હરિદાસ ગયો તો ખરો પરંતુ થોડીજ વારમા તે વિલે મુખે પાછો ફર્યો. પુત્રના એ વર્તનથી ત્રીકમદાસને ઘણુજ લાગી આવ્યું. તે પોતે કરેલી ભૂલો માટે પસ્તાયો. પરંતુ પુત્રના પતિત થવા પછીનો એ પસ્તાવો નકામો હતો. લાચાર આખરે બિચારી મનોરમાને પતિ દર્શનની અભિલાષામાજ પતિગ્રહનો ત્યાગ કરવો પડ્યો. શારદાનું અતઃકરણ દુઃખાયું પરંતુ એ બિચારી શું કરે !

મનોરમા પિતૃગ્રહે ગઇ એવા ખબર જ્યારે કાળીદાસને મળ્યા. ત્યારે તેના આનદનો પાર રહ્યો નહિ. જ્યારથી પિતાએ તેનું અપમાન કર્યું હતું ત્યારથી સર્વ કારસ્થાનનું મુળ તે મનોરમાનેજ માનતો હતો.

મનોરમા તેને કંટક સમાન ખુંચતી હતી અને કોઇપણ રીતે એ પોતાના માર્ગની વચ્ચે આવતા મનોરમા રૂપી કટકને સદાને માટે દુર કરવાના વિચારમાંજ હતો. પરંતુ પિતાની સમક્ષ કાંઇપણ કરી શકતો નહોતો. હવે પિતૃગ્રહે ગયેલી મનોરમા પાછી ન ફરે એવી એક યુકિત તેણે શોધી કાઢી. તે સમજતો હતો અને શારદા પણ તેને સમજાવતા વારવાર કહેતી હતી, કે પતિની આજ્ઞાને પરમેશ્વર તુલ્ય માનનાર મનોરમાને દુઃખી કરવામા તારૂં કોઇ પણ કાળે શ્રેય થવાનું નથી. શારદાના એ શબ્દો કાળીદાસને યાદ આવ્યા, તેણે એજ ઔષધનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો. અરે ! કહેવા દોને કે એ પિશાચ પતિએ પોતાની સાધ્વી પત્નિ પર એક આજ્ઞાપત્ર પણ મોકલી આપ્યુ.

જતી વખતે પતિ દર્શન ન થવાથી મનોરમાને જે ખેદ થયો હતો, તે પતિનુ આજ્ઞા પત્ર મળતાંજ આનદના રૂપમા બદલાઇ ગયો તેણીને પતિના સ્વહસ્તે લખાયલા પત્રથી પતિ દર્શન જેટલો સંતોષ થયો.

એ ત્રણ માસમાંજ મોકલાએલા આજ્ઞા પત્રનો અમલ થયો છે એવા ખબર કાળીદાસેને મળ્યા, એ ખબરથી તે જેમ ખુશી થયો, તેમ એક પતિપ્રાણા સતીને ગેર ઇન્સાફ આપવા માટે ખિન્ન પણ થયો. પરંતુ એ વિષયાધના હૃદયમા એ ખિન્નતા બહુવાર ટકી નહિ હવે તે નિશ્ચિત પણે ચપાની સાથે રહેવા લાગ્યો ત્રીકમદાસ અને શારદા મનોરમાના સબંધમાં મળેલી મંડી ખબરથી ઘણાજ દીલગીર થયાં.



# પ્રકરણ ૧૪ મું.

## -કાર્યારંભ.-

રાત્રિનો લગભગ એક પ્રહર વિતી ગયો છે. ચારે તરફ અંધકારનો અધિકાર ફેલાએલો છે. આ વખતે એક યુવક શાંતિપુરના સીમાડા પર આવેલા એક તળાવની પાળપર કાંઇ ઉંડા વિચારમાં બેઠેલો છે. ચચળ પ્રકૃતિ દેવી ક્રીડા કરતી અને હસતી દ્રષ્ટિ ગોચર થાય છે પરંતુ યુવક ઘોર ચિંતામાં નિમગ્ન છે. ડાબા હાથની આંગળી ગાલ પર રાખી કોણ જાણે કેવા વિચારમાં તે નિશ્વાસ નાંખતો આસપાસ દ્રષ્ટિ ફેંકે છે.

સુજ્ઞ વાચક, આ યુવકને તમો ઓળખો છો. ? એ યુવક બીજો કોઇ નહિ પરંતુ આપણો પુર્વ પરિચિત અમૃતલાલજ હતો. મારા સુજ્ઞ વાચકોને આ સ્થળે જણાવવાની જરૂર છે કે મોહનલાલની મુલાકાત પછી રામલાલના વિચારોમાં અસાધારણ ફેરફાર થઇ ગયો હતો. મોહનલાલ પ્રતિ તે દ્વેષને બદલે માનની લાગણીથી જોતો હતો, મોહનલાલ સાથે વૈર નહિ બાંધવા અને તેને મિત્ર બનાવવા તે પોતાના પુત્રને વારંવાર સમજાવતો, પરંતુ મોહનલાલના ફરેબમાં આવી ગયેલા પિતાને એ પાપાત્માના પિશાચી કાર્યોમાં વચ્ચે નહિ આવવા અમૃતલાલ પ્રાર્થના કરતો, તદપિ મોહનલાલ તરફથી મળતી ધમકીઓના પરિણામે રામલાલ પુત્રના દરેક કાર્યોને અનુચિત ગણતો હતો. રામલાલના ગમે તેટલા પ્રયત્નો અને ધમકીઓ છતાં, અમ્રતલાલ પોતાના કાર્યથી કિંચિત માત્ર પણ વિચલિત થયો નહિ. આથી ગુસ્સામાં

આવેલા રામલાલે મોહનલાલની ઉશ્કેરણીથી, રાજ્ય ભયથી, અથવા માટે પોતાના એકના એક પુત્રનો ત્યાગ કર્યો પૈતૃક સંપત્તિમાંથી તેને વંચિત કર્યો એટલુંજ નહિ પરંતુ અમૃતલાલની માતાને મળેલા પિતૃ ધનમાંથી રામલાલ દ્વારા માસિક ત્રણસો રૂપિઆ અમૃતલાલને મળતા હતા, તે પણ પાપાત્મા મોહનલાલના ભમાવ્યાથી ભોળા પિતાએ બંધ કરાવ્યા આટલું છતાં પણ અમૃતલાલ પોતાના નિશ્ચયથી સહજ પણ ડગ્યો નહિ. તેણે પોતાનુ કાર્ય ચાલુ રાખ્યું. ધનના સ્વાર્થ કરતા પિશાચના હાથે પિડાતી પ્રજાને દુઃખમાંથી મુક્ત કરવાનુ કાર્ય તેને વધારે યોગ્ય લાગ્યું. જ્યારથી તેણે પેલા વૃધ્ધ ખેડુત પાસેથી શહેરમા પ્લેગ હોવાની વાત સાંભળી હતી અને તેમા પણ ખાસ કરીને ખેડુ-તોના રહેઠાણુ વાળા ભાગમા એ ભયંકર મહામારીએ ભિષણ રૂપ ધારણ કર્યું છે, એમ એ વૃધ્ધ ખેડુતના મુખમાંથી ઉદગારો નિકળ્યા હતા, ત્યારથી એ ભયંકર દર્દોના ભોગ થઇ પડેલા ગરીબ ખેડુતોની સ્થીતિ માટે તે ઘણોજ દુઃખી રહેતો હતો તણે પોતાના મિત્રો અને સ્નેહિઓને એ ગરીબોની સેવા માટે ઉત્સાહીત કરવાનો ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તે નિષ્ફળ થયો. ધીમે ધીમે પ્લેગ આખા શહેરમાં ફેલાઇ ગયો, લોકોમાં ભારે નાસભાગ થવા લાગી, પુત્ર માતાને અને પિતા પુત્રને બિમાર હાલતમાજ છોડીને જીવ બચાવવાની આશાથી જવા લાગ્યા, શાંતિપુરના સર્વ સ્થળે રૂદન ધ્વની સંભળાવા લાગ્યો શહેરની આ સ્થિતિ જોઇ ઉદાર ચિત અમૃતલાલનું હૃદય દ્રવિત થયુ. તેણે કોઇ પણ પ્રકારે એ ભયંકર દર્દના ભોગ થઇ પડેલા મનુષ્યોને સહાયતા કરવાનો નિશ્ચય કર્યો. પરંનુ એ એકલો બિચારો શું કરે. કોને કહેવું, કોની સહાયતા મેળવવી, કેવી રીતે કામ લેવું, એવાજ વિચારમાં અત્યારે તે લિન્ન થયેલો છે.

કેટલોક સમય એવીજ સ્થિતિમા પસાર થઇ ગયો, આખરે તે મનોગત બોલ્યો "અફસોસ, સર્વ કાર્યો મુશ્કેલીથીજ ભરેલાં છે. જો કોઇ પણ કાર્યને માટે જરા પણ આગળ વધીએ છીએ કે તરતજ મુશ્કેલી વિકરાળ રૂપ ધારણ કરી સામે આવીને ઉભી રહે છે. વડીલ અને આપ્ત જનો કહે છે કે આ કામને છોડી દે, એ કાર્ય સર્પ ગ્રીવા માફક હળાહળ વિષથી ભરેલું છે, પરિણામ હાની સ્પષ્ટ છે. પરતુ શું કરૂ, મારૂં અંતઃકરણ એ કાર્ય પથથી પાછો વળતાં અટકાવે છે. જો સર્વ મનુષ્યો અકર્મણ્યની માફક માથા પર હાથ રાખી બેસી રહેશે, તો પછી દુનીયાના દીન દુઃખીઓની સંભાળ કોણ લેશે. શહેરમા પ્લેગ એટલા જોરથી ફાટી નીકળ્યો છે કે નિરતર સેંકડો મનુષ્યો કાળના ગ્રાસ બને છે. કોઇ ડોકટર પણ દરદીની પાસે જવાની હીંમત કરતો નથી. આવી સ્થીતીમા એવા દીન, સાધન હીન મનુષ્યોને ભાગ્યના ભરોસા પર છોડી દેવા, તેની શુધ્ધ નલેવી, એ શું મનુષ્યત્વ છે ? નહિ ભલે પિતાજી મને રોકે, ભલે મારે મહાન મુશ્કેલીઓની સામે યુધ્ધ કરવું પડે, મોહનલાલ ભલે મને દંડની સજા ફરમાવે અથવા એથી વિશેષ કષ્ટ આપી આનંદ માને, પરંતુ હુ એ કાર્યને કદાપિ છોડી શકવાનો નથી. મારા માટે એજ કાર્ય નિર્માણ થયેલું છે. હુ એજ કાર્યપથપર મારા પગને મજબુત રીતે થોભાવીશ. ગમે તેવા સયોગો વચ્ચે પણ હું મારા એ નિશ્ચયને વળગી રહીશ, મારા દેશ બાંધવોને દુઃખ દર્દમાંથી મુકત કરવા હું મારાથી બનતુ કરીશ."

અમ્રતલાલની વિચાર માળા તુટી પડી, એકા એક તેની પાછળ ઉભેલા એક મનુષ્યે તેના ખભા પર હાથ મુકયો. અમ્રતલાલે ચકિત દ્રષ્ટિએ પાછળ જોયું તો તેના શ્વસુર ત્રિકમદાસનો મુનીમ હરિદાસ

દ્રષ્ટિએ પડયો. "કેમ હરિદાસ, તમો અત્યારે ? એકાએક " અમૃતલાલના મુખમાથી એ ઉદગારો નીકળી ગયા.

"હું તમારે ત્યાંજ જતો હતો, પરતુ તમોને અહી વિચારમા બેઠેલા જોઇ હુ પાછો વળ્યો. મારે તમારી સાથે કેટલીક અગત્યની વાતો કરવાની છે પરતુ અત્યારની તમારી પ્રશસનિય વિચાર માળાને તોડી, આવેલા આવેગને રોકવા, મારી બિલકુલ ઇચ્છા નથી વળી કોઇ અન્ય પસંગે હું તમોને એ વાત સંભળાવીશ અમૃતલાલભાઇ તમારા વિચારો જોકે પ્રશસનિય છે તોપણ કાર્ય ઘણુજ કઠિન છે"

"હરિદાસ, કઠિનતાની સામે થવામા કર્મવીરોને કશો ભય હોતોજ નથી. હા પણ હરિદાસ, શું આપણા શહેરમા કોઇ વૈદ્ય કે ડૉકટર રહેતોજ નથી ?" અમૃતલાલે પ્રત્યુતર આપતા એ પ્રશ્ન કર્યો.

"રહે છે. પરતુ, પ્લેગ શરૂ થતાજ સર્વ શહેર છોડી અન્યત્ર ચાલી ગયા છે." હરિદાસે કહ્યું.

"ખરેખર હરિદાસ, જે મનુષ્યોને ઇશ્વરે કાર્ય કરવાની શકિત આપીછે, અને જેઓએ એ કાર્યની જન્મથી શિક્ષા ગ્રહણ કરી છે. તે મનુષ્યો આવા સમય પર પોતાની શકિતનો ઉપયોગ ન કરતાં દેશ બાંધવોને દુઃખી દશામાં છોડી ચાલ્યા જાય. એ આપણા દેશનુ દુર્ભાગ્યજ ગણાય.

" ભાઇ, પ્રાણની મમતા એવીજ હોયછે."

" એ ખરૂં છે. પરતુ હરિદાસ, કર્તવ્યની વેદી પર પ્રાણોની મમતાનો ત્યાગ કરવો એજ ખરૂં મનુષ્યત્વછે. શું તમારૂં એમ માનવુ છે કે શહેર છોડી જવાથી પ્લેગ થતોજ નથી ?"

નહિ, શહેર છોડી જનારા પૈકી પણ ઘણાઓ પ્લેગના ભોગ થઇ ચાલ્યા ગયા છે."

"તો પછી; મિથ્યા ભયમા રહી પ્રાણની મમતાને વળગી રહેવું અને કર્મપથથી ચ્યુત થવું એ શું તમોને વ્યાજબી લાગે છે?"

"નહિ મનુષ્ય, મનુષ્યની સેવા માટેજ સરજાએલાંછે. મનુષ્યના શરીરમાં રહેલો આત્મા એજ પરમાત્મા છે, અને એથીજ શાસ્ત્રકારોએ સેવા ધર્મને સર્વથી શ્રેષ્ટ જણાવેલો છે."

"જો એમ છે, તો તૈયાર થાઓ. હરિદાસ મારી સાથે ચાલો. આપણે કોઇ વૈદ્ય અથવા ડોકટરની શોધ કરીએ અને જો તેમા નિશ્ફળ થઇએ તો આપણે જાતેજ પ્લેગના ભોગ થયેલા આપણા દેશ બાંધવોની સેવા કરીએ."

"હું તો તૈયાર છુ પરતુ અમૃતલાલ તમોતો જાણોજ છો કે હું પરાધીન છું. તમારા શ્વસુરનો એક સાધારણ નોકર છું. તમારા પિતા તમોને તમારા કર્મપથથી ચ્યુત કરવા ભગિરથ પ્રયત્ન કરી રહ્યા છે, તો મારા જેવા એક નોકરને આવા કાર્યમા ઝપલાવવાની શેઠ રજા કેમ આપશે?"

"હરિદાસ, મારા પિતા અને ત્રીકમદાસના વિચારોમા જમીન આસમાનનું અંતર છે. ત્રીકમદાસનું હૃદય દયા, અને સેવા ભાવથી ભરેલું છે. જ્યારે મારા પિતા માત્ર દ્રવ્ય લાલસામા પોતાનું જીવન વ્યતિત કરે છે. નીચ મોહનલાલની ધમકીથી પોતાની પુંજી લુંટાઇ જવાના ભયથીજ માત્ર મને અટકાવે છે. પરંતુ હું એવા પૈસાની દરકાર કરતોજ નથી, હું તો મારા નિશ્ચયમાં છેવટ સુધી અડગ રહીશ. હરિદાસ, તમો જાણો છો કે આ મૌખિક સહાનુભુતીનો સમય નથી. એ મૌખિક સહાનુભુતી અને નિરર્થક ધન્યવાદની પ્રણાલિકાએ તો દેશનો ઘણો અપકાર કરેલો છે. જો પ્રકૃત સમાજ સેવક બનવા ચાહતા હો, તો હૃદયને બળવાન બનાવો અને ઘરના માણસોને સમજાવો. તેમને

તેમના ખરા કર્તવ્યનો માર્ગ બતાવો હૃદયબળથીજ તમારા પંથની વચ્ચે આવતા કંટકો દુર થશે.

હરિદાસ અમ્રતલાલની એ યુક્તિથી ચકિત થયો. કર્તવ્યમા કોઇ એવી ગેબી શક્તિ છે કે તેના આઘાતથી ઘોર નિદ્રામા સુતેલો આત્મા પણ સાવધાન બની જાય છે. હરિદાસના સબંધમા પણ તેમજ બન્યું તે બોલ્યો " તૈયાર છું. અમ્રતલાલ તમો જેમ કહો તેમ કરવાને તૈયાર છુ."

"તો ચાલો, મે સાંભળ્યું છે કે ડોક્ટર હીરાલાલ હજુ શહેરમાંજ છે.—"

"હા, એ વાત ખરી છે, પરંતુ હીરાલાલ જેવો દ્રવ્ય લોભી ડોકટર આપણા કાર્યમાં સહાયતા આપે એમ હું ધારતો નથી.', હરિદાસે અમ્રતલાલને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું.

"હરિદાસ, એ સર્વ બાબતો હુ બરાબર સમજું છું અને એ પણ જાણું છુ કે હીરાલાલ પોતાનું ખરૂં કર્તવ્ય ભુલી ગયા છે, તો પણ એ ભૂલા પડેલા મનુષ્યોને તેના કર્તવ્યનુ ભાન કરાવી ખરા કર્તવ્ય પથપર લાવવા પ્રયત્ન કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે."

"ખેર જો તમારી એવીજ ઇચ્છા છે તો ચાલો."

બંન્ને ત્યાથી ઉઠયા અને હીરાલાલના મકાન તરફ વળ્યા. ડોકટરનું મકાન બહુ દુર નહતું. તળાવથી લગભગ બસો કદમ પર તેનુ સુંદર મકાન. તેના વૈભવ અને ચિકિત્સાનો પરિચય આપી રહ્યું હતું. હીરાલાલની ઉમર માત્ર પાંત્રીસ વર્ષની હતી પરંતુ એટલી થોડી ઉમરમાજ તેણે પોતાની બુધ્ધિ અને ચિકિત્સાના બળથી ઘણી સારી સંપતિ ઉપાર્જન કરી હતી.



તરતજ એક નોકર બહાર આવ્યો અને પુછ્યું ' તમે કોણ છો ' જવાબમા હરિરામે એક વીઝીટીગ કાર્ડ નોકરના હાથમા મુકયું અને તે ડોકટર સાહેબને આપવા જણાવ્યુ (પૃષ્ટ ૧૨૭.)

જે વખતે હરિદાસ અને અમ્રતલાલ ત્યાં પહોચ્યા. તે વખતે દરવાજો બધ હતો. હરિદાસે બહારથીજ અવાજ કર્યો. તરતજ એક નોકર બહાર આવ્યો અને પુછ્યું "તમે કોણ છો ?"

જવાબમાં હરિદાસે એક વીઝીટીંગ કાર્ડ નોકરના હાથમાં મુકયું અને તે ડોકટર સાહેબને આપવા જણાવ્યું. નોકર તે લઇ અંદર ચાલ્યો ગયો અને થોડીજ વારમા પાછો આવી બોલ્યો "ડોકટર સાહેબ સુતા છે. જો કાંઇ જરૂરી કામ હોય તો જગાડું, પરતુ રાતની વીઝીટ ફી આઠ રૂપિઆ છે એતો આપ જાણો છો ના ?"

"હા જાણીએ છીએ. તુ જા અને ડોકટર સાહેબને ખબર આપ." અમ્રતલાલે જવાબ આપ્યો અને નોકરના જવા પછી તે હરિદાસને ઉદ્દેશીને બોલ્યો "હરિદાસ, સાંભળ્યું ? ડોકટરોની આ સ્થિતિ છે. જ્યાં આવાં દ્રવ્ય લોભી ડોકટરો વસતા હોય. ત્યાં બિચારા ગરીબોની દાદ કયાથી સભળાય ? "

"મેં તો તમોને પહેલેથીજ કહ્યું હતું કે હીરાલાલ દ્વારા આપણું કાર્ય નહિ થાય." હરિદાસે ટુંકામાંજ જવાબ આપ્યો.

વાસ્તવમા હીરાલાલ સુતો નહતો. રાતના નવ વાગા પછી જો કોઇ રોગીની ચિકિત્સા માટે તેને બોલાવવા જતું તો તેને આવાજ જવાબો મળતા અને અતમાં જયારે આઠ રૂપિયા ફી આપવાની આવનાર નોકર દ્વારા કબુલાત આપતા ત્યારેજ ડોકટર સાહેબ ઉપરથી નીચે આવતા. આજે પણ એમજ થયું. અમ્રતલાલના મોઢામાથી "હા જાણીએ છીએ" એ શબ્દો બહાર નીકળવાને પુરી પાચ મિનીટ પણ નહિ થઇ હોય, એટલામાંજ ડોકટર સાહેબ ચમચમતા બુટ સાથે દાદર પરથી નીચે ઉતરતા જણાયા. પરંતુ નીચે બેઠકમાં આવતાં અમ્રતલાલપર જેવી તેની દ્રષ્ટિ પડી, તેવોજ તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો.

અમ્રતલાલના આગમનનું કારણ તે સમજી ગયો. કેટલીક ક્ષણો તો તે અમ્રતલાલની તરફ એકી ટસે જોઇ રહ્યો અને પછી બોલ્યો "અહો ! અમ્રતલાલજી, આજે તો તમે તકલીફ લીધીછે. હું તો સમજતો હતો કે કોઇ બીજો માણસ હશે. કહો, ઘરમાંતો સર્વ કુશળ છે ના ?"

" હા પણ હીરાલાલ, આ રીતે ઉભા ઉભાં વાતો કરવાથી કામ નહિ ચાલે જરા બેસો. આ અમૃતલાલ પાસેથી આપને આઠ રૂપિયા ફી નહિ મળે સમજ્યા." અમૃતલાલે હસતા હસતા કહ્યું.

" એતો હું આપનાં દર્શન થતાંની સાથેજ સમજી ગયો હતો. વારૂ કહો, શી આજ્ઞા છે ? " હીરાલાલે પણ સ્મિત કરતાં અને પોતાની જગા લેતાં કહ્યું.

" જૂઓ ડૉકટર સાહેબ, અમો મોટી આશાથી તમારી પાસે આવ્યા છીએ. તમો અહીંની સેવા સમાજના અનેકવાર સભાપતિ થયાછો, તમારાં ઉપદેશપ્રદ વ્યાખ્યાનોથી અમોને મોટો લાભ થયોછે; અમોને તમારા દ્વારા ઘણુ જાણવાનું મળ્યું છે, ખરૂં પુછો તો અમે જે કાઇ કામ કરી શકીએ છીએ તે તમારીજ કૃપાનું પરિણામ છે, પરંતુ આ વખતે જે કાર્યનો બોજો અમારા પર આવી પડયો છે. તે તમારી સહાયતા વગર પાર પડી શકે તેમ નથી. " અમ્રતલાલે વાતની શરૂઆત કરતા કહ્યું.

" એવું તે વળી કયું કામ છે, કે જેમા તમોને મારી મદદની જરૂર પડી છે ? કહો, ખુશીથી કહો. હું તમોને યથાશકિત મદદ કરીશ." હીરાલાલ મનમાં ફુલતો બોલ્યો.

"શું કહું, શહેરની સ્થીતિ તો તમે જાણોજ છો. પ્લેગને લઇ શહેર ઉજડ થઇ ગયું છે, પ્રાણ ભયથી વૈદ્ય અને ડૉકટરોએ પણ ગામનો ત્યાગ કર્યો છે, શહેરનાં બિચારાં દીન દુઃખી દર્દીઓ ડૉકટરની

સહાયતા નહિ મળવાથી અકાળ મરણને શરણુ થતાં જાય છે, આવી અવસ્થામા આપનુ શુ કર્તવ્ય છે એ આપથી અજાણ્યું નથી." અમ્રતલાલે ટુંકામાજ સમજાવી દીધુ.

"મારૂં કર્તવ્ય તો એ છે કે દરેક ઘરોમાં જઇ રોગીઓની ચિકિત્સા કરવી. પરતુ એ મારે માટે એટલુ બધુ અસંભવ છે કે–"

"અસભવ ડોકટર સાહેબ, આ પઆ શું બોલો છો? જો તમેજ, અરે સેવા સમાજના સભાપતિજ, આમ કહેશો તો બીજા ડોકટરોની સહાયતા અમોને કેવી રીતે મળી શકશે?" અમ્રતલાલે ડોકટરને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યુ.

'અમ્રતલાલ, તમે તો જાણો છો કે મને સમયનો કેટલો બધો અભાવ છે. વળી અહીના રોગીઓને છોડી દેવા એ મારા સામર્થ્યની બહાર છે, કેમકે તેઓ દ્વારાજ મને પાચ પૈસા મળે છે." હીરાલાલ આખરે હારી જઇ પોતાના સ્વાર્થના સાધનોને આગળ કરતા બોલ્યો.

"અલબત આ કાર્યમાં ઝપલાવ્યા પછી આપને આર્થીક હાની તો અવશ્ય થવાનીજ. પરંતુ ડોકટર સાહેબ, એક દિવસ વ્યાખ્યાનમાં આપેજ કહ્યુ હતું કે આર્થીક હાની એક એવી વસ્તુ છે કે જે ફરીને પણ મેળવી શકાય છે, પરંતુ સ્વયંસેવકોના અભાવથી કોઇ કોઇ વખતે જે હાનીઓ થાય છે, તે કદી પણ પુરી શકાતી નથી. આપની એ વાત અત્યારે પ્રત્યક્ષ રૂપમા દેખાય છે. ડોકટર અને સ્વયં સેવકોની ગેરહાજરીમાં શહેરની જે હાની થઇ રહી છે, તે કદી પણ પુરી શકાય તેવી નથી, શું આવી સ્થિતિમા પણ ભાગ્યના ભરેસા પર અમારે ચુપ રહેવુ ગરીબોને દુઃખમા સડવા દેવાં, એમ આપનું કહેવું છે?" અમૃતલાલે બળાપો કરતા કહ્યું.

" નહિ મારા, કહેવાનો એ અર્થ નથી પરંતુ આપ કોઈ બીજા ડોકટરની સહાયતાથી બની શકે તેટલુ કર્તવ્ય પાલન કરો અને ઉંઘમા પડેલી સેવા સમાજને તમારા એ આદર્શથી જાગ્રત કરો, એજ મારો ઉદ્દેશ છે." હીરાલાલે કહ્યું

" હું આપને પહેલાજ કહી ચુકયો છું કે જ્યા સુધી તમે આ કાર્યમાં અગ્રસર નહિ થાઓ ત્યા સુધી બીજા ડોકટરોની સહાયતા અમોને નહિ મળે. આપના હૃદયમાં સેવાભાવ અને કર્તવ્ય જ્ઞાન હોવા છતા પણ; જો અમોને આપના તરફથી નિરાશા મળે, તો બીજાની સહાયતા મળવાની આશા કયાથીજ રહે ?"

અમ્રતલાલના યુકિત યુકત વચનોથી હીરાલાલનુ મોઢુ બધ થઇ ગયું લાખો મનુષ્યની સમક્ષ વ્યાખ્યાન આપવુ જેટલુ સહેલુ છે તેટલુજ બલ્કે તેથી પણ વિશેષ મોઢામાથી નીકળેલી વાતોને અક્ષરશ સત્ય કરી બતાવવી મુશ્કેલ છે. એ બન્નેમા ઘણુંજ અંતર છે. એ સોનું અને સુગંધ તો એમાજ દેખાય છે કે જે સ્વયં આદર્શ બન્યા બાદ બીજાને આદર્શ બનાવવા ચાહે છે

એવીજ અવસ્થા ડોકટર હીરાલાલની હતી. શાંતિપુરનો તે મશહુર ડોકટર હોવાથી અનેક સભા, સમ્મીતિઓનો તે સભાપતિ થયો હતો. વ્યાખ્યાન દેવાનો સારો અભ્યાસ હોવાથી, તેના વ્યાખ્યાનો ઘણાજ લલિત શબ્દોથી ભરેલા અને આકર્ષક થતા હતા. પરંતુ આજ સુધી એવો કોઇ સમય નહિ આવ્યો હતો કે પ્રકૃત કાર્ય ક્ષેત્રમા પોતાને અગ્રસર થવું પડે. એમ થવાના બે કારણો હતાં. એક તો સર્વ જાણતા હતાં કે તેને સમયનો અભાવ છે. એટલે બનતાં સુધી કોઇ તેને અગ્ર-સર કરવાનું સાહસ કરતા નહોતા. બીજા કેટલાંક કામો નવયુવક ગણ સ્વયં કરી લેતા હતા. એ કારણોથી આજ સુધી ડોકટર સાહેબ

બચી ગયા હતા, પરંતુ આજે અચાનક અમૃતલાલે તેના મકાનપર ઘેરો ઘાલ્યો. વળી એ કાર્ય પણ તેને યોગ્યજ હતું. શાંતિપુરમાં મહામારીનો ભયાનક પ્રકોપ હતો, હજારો મનુષ્યોનુ બળિદાન અપાતું હતું. સંક્રામક રોગ હોવાથી લોકો ગામ છોડી ભાગતા હતાં, એવી અવસ્થામા એક સુયોગ્ય ચિકિત્સકની અત્યત આવશ્યકતા હતી. અને એ આવશ્યકતા ડોકટર હીરાલાલ દ્વારા પુરી પાડી શકે તેમ હતું. સેવા સમાજના કાર્યોથી એ પુર્ણ જ્ઞાત હતા એટલે અમૃતલાલ મોટી આશાથી અહી આવ્યો હતો. પરંતુ ડોકટરના નિરાશા સુચક શબ્દો સાભળી તેને ઘણુંજ દુ:ખ થયુ. હીરાલાલને ચુપ બેઠેલો જોઇ તે દુ:ખિત સ્વરે બોલ્યો "હુ મોટી આશાથી તમારી પાસે આવ્યો હતો. આ કાર્યમા અમોને આપની કેટલી આવશ્યકતા છે, એ આપ સારી રીતે સમજી શકો છો. અલબત, આપને આર્થીક હાની અવશ્ય થશે પરંતુ એથી વિશેષ ગરીબોના આશીરવાદ આપને મળશે અને એ આશીરવાદથી આપનું ભલુજ થશે. હીરાલાલ, ગરીબોનો બેલી નિરાધારોનો આધાર એ નિયંતા, આવાં કાર્યોનો બદલો અગણિત કરી આપે છે. એ નિયતા પર આપની આર્થીક સ્થીતિનો ભાર છોડી દો; અને તમારા એ સ્વાર્થી ખ્યાલોને પરમાર્થ કાર્યો સાથે જોડી દો પછી જૂઓ કે એ દુ:ખભજન પ્રભુ. તમારા એ સત્કાર્યનો કેવો સરસ બદલો આપે છે." બોલતા બોલતા અમૃતલાલની આખમા આંસુ આવી ગયા. ડોકટરનુ હૃદય પણ દ્રવિત બની ગયુ તેન ાવિચારોમાં, તેના ભાવોમાં અસાધારણ ફેરફાર થઇ ગયો. કોણ જાણે કઇ શકિતના બળે તે ગરીબોના ઉદ્ધાર માટે, પોતાના દેશ બાધવોના દુ:ખ દુર કરવા માટે, પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને તૈયાર થઇ ગયો. અકર્મમાં ઘસડાઇ ગયેલો પગ ફરીને તેણે સત્કર્મ પથપર મુકયો. તે બેઠો હતો ત્યાંથી

ઉઠયો અને એકદમ અમ્રતલાલના ચરણોમા ઢળી પડ્યો, ગળગળિત સ્વરે બોલ્યો " ભાઇ, સત્કર્મ પથપર દોરી જનાર વહાલા ભાઇ, મને માફ કર. હું પાપી છું, અધમ છું મારા દેશ બાંધવાનો દુશ્મન છું. હાય, મેં મારી શકિતનો ઉપયોગ માત્ર આર્થીક ઉન્નતિમાજ કર્યો છે. ક્ષમા કર, ભાઇ તારા પવિત્ર શરીરના સ્પર્શથી આ સંતપ્ત થયેલા હૃદયને શાંત કરવા દે" હીરાલાલથી વધારે બોલી શકાયું નહિ, તેનો કંઠ રૂંધાઇ ગયો, તેની આંખોમાથી નીકળતા અશ્રુઓથી અમૃતલાલના ચરણો ભીંજાઇ ગયા

અમ્રતલાલે હીરાલાલને પોતાના હૃદય સાથે ચાંપ્યો, ઘડીવાર શાંતિ પ્રસરી રહી. અમ્રતલાલના મિષ્ટ શબ્દોથી હીરાલાલના સ્વભાવમા અચાનક આટલું બધુ પરિવર્તન થયેલું જોઇ આશ્ચર્ય ચકિત થયેલો હરિદાસ, અમૃતલાલની પ્રભુતાની મનમાજ પ્રશંસા કરતો, એ બન્નેની તરફ સજળ નેત્રો જોઇ રહ્યો.

"આ શું હીરાલાલ, આપનાજ અગ્રાગમનથી આ સેવક કૃતકૃત્ય થયો છે. આપનાજ ઉપદેશથી શાંતિપુરમા સેવાસમાજની સ્થાપના થઇ છે અને આપનીજ કૃપાથી તેના દરેક સભ્યોમા ઉત્સાહનો આવિર્ભાવ થયો છે. અત્યારે જો કે એ સમાજ હતપ્રાય બની ગઇ છે, સભ્યો પોતાનું કર્તવ્યજ્ઞાન ભુલી ગયા છે, તોપણ હજુ બેચાર સભ્યોના હૃદયમા સેવાની ભાવના તાજીજ છે, એ આપનીજ કૃપાનું પરિણામ છે હું તો આપનો દાસાનુદાસ છુ શા માટે પગે પડી મને પાપમા નાંખો છો."

"નહિ નહિ, અમૃતલાલ તું મનુષ્ય નહિ પરંતુ દેવ છે લાખો પતિનો પુત્ર છતાં સુખ વૈભવને તજી, પરોપકાર અર્થે ગલીએ ગલીમા પગે રખડી, ગરીબોની દાદ સાંભળનાર દેવ, તું મનુષ્ય નહિ પણ મહાત્મા છે. સેવા સમાજનુ નામ પણ રહ્યું નથી, તદપિ તુંજ! તુંજ! એકલો એ કાર્યને દીપાવી રહ્યો છે, સેવા સમાજની કાર્ય પ્રણાલીને ટકાવી રહ્યો છે. ચાલ હમણાજ હું તારી સાથે આવું છું. મારી

આર્થિક ઉન્નતિને આજથી તિલાજલી આપુ છું અને પરમાર્થ કાર્ય-માજ મારી શકિતનો ઉપયોગ કરવાની પ્રતિજ્ઞા લઉ છુ." હીરાલાલ ગળગળિત સ્વરે બોલ્યો.

"ધન્ય છે, ધન્ય છે, હીરાલાલ તમારા જેવા સ્વાર્થ ત્યાગી મનુષ્યોને લાખોવાર ધન્ય છે. તમારા જેવા માત્ર જુજ માણસોથી પણ હવે દેશનો ઉદ્ધાર થવામાં વિલંબ નથી" હરિદાસે ડોકટરની પ્રશંસા કરતા ગદગદિત સ્વરે કહ્યુ.

"ભાઇ ચાલો વાતોમા વ્યર્થ સમય ગુમાવવો ઠીક નથી કારણ કે શહેરની સ્થીતિ ઘણીજ કરૂણાજનક છે, રોગીઓની ચિકિત્સા કરવાનુ કાર્ય અત્યત આવશ્યક છે વળી આપણા ત્રણથીજ આ કાર્ય થઇ શકે તેમ નથી, આ કાર્યમા આપણને અનેક મનુષ્યોની સહાયતાની જરૂર પડશે, એટલે જો મને આજ્ઞા હોય તો હુ થોડા મનુષ્યો મેળવવાના પ્રયત્નમાં લાગું અને તમે તથા હરિદાસ રોગીઓની ચિકિત્સાનું કાર્ય સંભાળો" અમ્રતલાલે કાઇક પુખ્ત વિચાર કરી કહ્યુ.

ડોકટર અને હરિદાસને પણ એ ઠીક લાગ્યુ. હીરાલાલે આવશ્યક ઔષધિઓ અને યંત્રો લઇ લીધાં અને પછી ત્રણે બહાર નીકળ્યા. હરિદાસ અને ડોકટર રોગીઓની ચિકિત્સા નિમિત એક બાજુ અને અમ્રતલાલ મનુષ્ય બળ અને સહાયતા મેળવવા બીજી બાજુ. એમ પોત પોતાને કામે લાગ્યા.



# પ્રકરણ ૧૫ મું.

## -ઉદ્યોગ અને સફળતા.-

જે વખતે અમ્રતલાલ ડોકટરને સાથે લઇ બહાર નીકળ્યો, તે વખતે રાત્રિના નવ વાગી ગયા હતા. આ વખતે શહેરની સ્થીતિ ઘણીજ ભયાનક હતી, સર્વ મનુષ્યો પોત પોતાનાં મકાનો બંધ કરી નિદ્રા દેવીનુ સેવન કરતા હતાં, દુકાનો પણ બંધ હતી અમ્રતલાલે ઘણા સ્થળોએ પોકાર કરી મકાનના દ્વારો ખોલાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમા તે નિષ્ફળ થયો આમ થવાનું મુખ્ય કારણ તો એ હતુ કે શહેરનો અધિકારી આવા કુસમયમા પણ લોકોપર અત્યંત અત્યાચાર કરતો હતો, એ ધનલોભી અધિકારી ધનના લોભે લોકોને ઘણોજ ત્રાસ આપતો હતો, પ્લેગને લઇ પ્લેગ વાળા મકાનો ખાલી કરવા અને પ્લેગના દરદીઓને શહેર બહાર કોરાઇન્ટાઇનમા લઇ જવાને જબરજસ્તીનો જોહુકમ આ અધિકારીનો ઘણોજ નીચતા પુર્વક ચાલતો હતો. આમ કરવામાં પણ તેનાં ખીસા તર થતા હતા. લાચાર બનેલા મનુષ્યો પોતાનાં આપ્ત જનોને ભયંકર માંદગીના બિછાના પરથી બીજે લઇ જવામા આ નીચ અધિકારીની નિર્દયતાનો ભોગ થઇ પડતાં, ત્યારે લાચાર બની, લાંચ રૂશ્વતથી એ અધિકારીને સંતોષી, આપતિમાંથી પોતાનો બચાવ કરી લેતાં મોહનલાલનું અને તેમના અધિકારીઓનું આ વર્તન અમ્રતલાલના ધ્યાનમાજ હતું, પરંતુ આવી સ્થીતિમાં તે કાઇ કરી શકે તેમ નહોતો. તોપણ પ્લેગ શાંત થવા પછી એ માટે કાંઇપણ યત્ન કરવાનો તેને મનમાજ નિશ્ચય કરી લીધો હતો. શાન્તિપુર રાજનગરનો તાલુકો હતો અને રાજ-

નગરના મહારાજા સુરેદ્રસિંહ વિલાયત ગયેલા હતા, જેના હાથમા એ રાજનગરની સતા હતી તે સુરસિંહ મોહનલાલનો મળતીઓજ હતો, એટલે મહારાજાના આવતા સુધી તો એ સર્વ સંકટો સહન કર્યા સિવાય છુટકોજ નહોતો એ અમૃતલાલ સારી રીતે જાણતો હતો અને મહારાજા આવે ત્યાં સુધીમાં પ્રજાબળ મેળવી, પ્રજા સંઘની મદદ દ્વારાજ મહારાજાને પ્રજાનો પોકાર પહોચાડવાનો તેણે નિશ્ચય કર્યો હતો. એત્યારેતો તેનું ધ્યાન પ્લેગથી પીડાતા દુઃખી જનોને દુઃખથી મુક્ત કરવામાજ લાગેલુ હતુ એથી એ તરફ લક્ષ ન કરતાં તે બની શકે તેટલા સાગરીતો મેળવવા પ્રયત્નમા લાગેલો હતો અમ્રતલાલે જોયું કે મોહન-લાલની નિર્દયતાનો ભોગ થઇ પડેલા મનુષ્યો આટલી મોડી રાત્રે મારા બોલો સાભળી મોહનલાલનુજ આગમાન થયેલુ સમજે છે. દુધથી દાઝેલા છાસથી ડરે છે. એટલે હવે પોતે જે મકાન પર જતો. ત્યા પોતાનુ નામ આપીનેજ દ્વાર ખોલવાનુ કહેતો. તદપિ તેમા પણ તે નિરાશ થયો, આખરે રાત્રિના દોઢ વાગ્યા સુધી કરેલા ભગીરથ પ્રયત્નના પરિણામે, અમ્રતલાલ પાચસાત યુવકોને પોતાની સહાયતામા મેળવી શકયો. તેને લઇ જે સ્થળે પ્લેગ કોરાઇન્ટાઇન બનાવેલુ હતું ત્યા ગયો અહીની સ્થીતિ ગણીજ દયા જનક હતી. મનુષ્યોનાં હર્ષ ગાનને બદલે સર્વ સ્થળે ક્રન્દન ધ્વનિ સંભળાતી હતી. ધનવાન મનુષ્યો તો શહેર છોડી બીજે ચાલી ગયા હતા, પરતુ ધન અને સાધનના અભાવવાળા મનુષ્યો બિચારા પોતાના જાન માલની સંભાળ કરતા આમ તેમ અથડાતા હતા. જે વખતે અમ્રતલાલ ત્યાં પહોચ્યો, તે વખતે મનુ-ષ્યોનું એક ટોળુ તેની આસપાસ ફરી વળ્યું. અમૃતલાલને સર્વ કોઇ જાણતું હતું. તેના આગમનથી સર્વ કોઇને શાતિ મળી, કોઇએ તેનો છેડો પકડી પોતાનો પુત્ર બિમાર હોવાની ખબર આપી. સુશ્રુષા માટે સહાયતા માગી, તો કોઇએ પોતાની સ્ત્રી બીમાર જણાવી આક્રંદ

કરવા માંડયું, કોઇ કહેવા લાગ્યું કે મારો ભાઇ મરી ગયો છે તેને ઉપાડનાર કોઇ નથી એ દિવસથી લાશ ઘરમા પડી છે, મોહનલાલના માણસો અત્યત ત્રાસ આપે છે, પરંતુ અદ્યાપિ અગ્નિસંસ્કાર કરવાને જોઇએ તેવી સહાનુભુતી મળી નથી. જેનુ કોઇ ન હતું તેની તો એવા કારણસર લાશ પડેલી હતી પરંતુ જેઓ પ્લેગના ભયથી ઘરનાં બિમાર માણસોને છોડી નાસી ગયા હતા, તેની લાશો પણ ત્યાં સડતી હતી. તેની બદબો આખા સ્થાનને બગાડી રહી હતી. આ રીતે એ દીન, દુ:ખીઓનુ આક્રંદ અને અનુકંપા ઉપજાવે તેવી સ્થિતિ નિહાળી અમૃતલાલનું દયાર્દ્ર હૃદય પીગળી ગયુ, તેની આંખમાથી આસુઓની ધારા વહેવા લાગી, તેના સાથીઓ પણ ગભરાઇ ગયા, એટલામા દરદીઓની ચિકિત્સા કરવા નીકળેલા ડોકટર અને હરિદાસ પણ ત્યાં આવી પહોચ્યા તેઓને બીમારોની સારવાર કરવા ત્યાં ઉભેલાઓ સાથે મોકલી. અમૃતલાલ ત્યા પડેલાં મડદાઓને ઠેકાણે પાડવાની ગોઠવણમા ગુથાયો. શહેરમા પ્લેગનો એટલો તો પ્રકોપ હતો અને સર્વ મનુષ્યો એ ચેપી રોગથી એટલા બધા તો ડરતા હતા કે કોઇ લાશ ઉપાડવાને પણ તૈયાર થતું નહિ. એથી લાશો બબે ત્રણ ત્રણ દિવસ ઘરમાજ સડયા કરતી હતી અથવા બહાર રખડતી હતી અમૃતલાલે જોયું કે જયા સુધી લાશોને ઠેકાણે પાડવામાં નહિ આવે, ત્યાં સુધી રોગીઓની જોઇએ તેવી સભાળ લઇ શકાશે નહિ. વળી એ દુર્ગંધી દૂર કર્યા સિવાય, નગર નિવાસીઓને એ આપતિમાથી મુકત પણ કરી શકાશે નહિ. એમ ધારી પોતાના સાથીઓને શહેરની સ્થિતિનો અત્યંત અનુકંપા ઉપજાવે તેવા સબ્દોમાં ખ્યાલ આપી, શહેરીઓની ખાસ ફરજો સમજાવી, ઉત્સાહિત કર્યા અને તે દ્વારા તમામ લાશોને ઠેકાણે પાડી.

પુનઃ દર્દીઓની માવજતમા સર્વને રોકી દીધા અને પોતે પણ ડોકટર તેમજ હરિદાસને સાથે લઇ દરેક ઘરોમા ફરવા લાગ્યો.

ઉદ્યોગીન પુરૂષસિહ મુપૈતિ લક્ષ્મી; જે સાહસ કરી કર્તવ્ય પથપર અગ્રસર બને છે, તેને ઇશ્વરની અના યાસેજ મહાયતા મળે છે. આ વખને અતમૃલાલનો ઉદ્યોગ. પરિશ્રમ, સાહસ અને કાર્ય પટુતાથી સર્વ મનુષ્યો તેને આધિન બની ગયા હતા. અમૃતલાલનુ કાર્ય અને કાર્ય કરવાની સ્ફુર્તિ લોકોને આશ્ચર્યમા ગરકાવ કરી નાંખતી હતી, એક લક્ષાધિપતિના પુત્રને આ રીતે પરિશ્રમ કરતો જોઇ, લોકોના હૃદય દ્રવિત બની જતા હતા. હવે અમૃતલાલની અનેચ્છા છતાં લોકો તેની સહાયતા કરવા તત્પર થઇ જતા હતા, એટલુંજ નહિ પરતુ કેટલાક સ્વય અગ્રસર બની અમૃતલાલને પરિશ્રમ લેવાની મના કરતા હતા. અમ્રતલાલના આ પરિશ્રમનુ પરિણામ એ આવ્યું કે શહેરનો મોટો ભાગ અમ્રતલાલની સાથે કાર્ય કરવાને તૈયાર થઇ ગયો. જેઓને એ સ્થાન પર જવામા ભય લાગતો હતો, જેઓ ભયથી પોતાના આત્મીયોના શબ છોડી નાશી ગયા હતા, તેઓ પણ ત્યાં આવી શબને ઉપાડવામા અને રોગીઓની સુશ્રુષા કરવામા અમ્રતલાલને સહાયતા આપવા લાગ્યા જોકે અમ્રતલાલે એ લોકોને એ કાર્ય કરવાનુ દબાણુ નહોતુ કર્યું. તોપણુ તેણે જે પરિશ્રમ ઉઠાવ્યો હતો અને જે કર્તવ્ય પાલનનું ઉદાહરણુ દેખાડ્યુ હતુ તે ઉદાહરણથી નગર નીવાસીઓના વિચાર બદલાઇ ગયા હતા ખરૂ છે, સાધન સર્વત્ર કોઇને કોઇ રૂપમા વિદ્યમાનજ રહે છે, પરતુ તેનો સદ્ઉપયોગ કરનાર અથવા તે દ્વારા સંસારનો ઉપકાર કરનાર ભાગ્યેજ મળી આવે છે.

કાર્ય તો ચાલતું હતુ, પરંતુ દ્રવ્યનો ઘણે જ અભાવ હતો. અમ્રતલાલ જોકે ધનવાનનો પુત્ર હતો, તદપિ ધન સંપતિ તેના પિતાના હાથમાં હતી એ સંપતિમાથી એક પાઈ પણ મળવાની તેને આશા નહોતી. એટલુંજ નહિ પરંતુ માતૃધનમાથી મળતા માસિક ત્રણસો રૂપિઆ પણ પ્રપચી મોહનલાલની ધમકીથી પિતાએ બધ કર્યા હતા. અને દ્રવ્ય વગર હવે કાર્ય ચાલી શકે તેમ નહોતુ. તેથી શુ કરવું તેના વિચારમા અમ્રતલાલ હતો. એટલામાં ડાક્ટર હીરાલાલ ત્યાં આવી પહોચ્યો અમ્રતલાલની ચિંતાનુ કારણ તે સમજી ગયો. એક અઠવાડીયા સુધી સતત ઉઠાવેલા પરિશ્રમથી અમૃતલાલના ઉદાર હૃદયનો અનુભવ તેને મળી ગયો હતો, અને તે એમ પણ જાણતો હતો કે અમૃતલાલે પિતાની સંપતિની સ્પૃહા છોડી દીધી છે, એટલુ જ નહિ પરંતુ તેમને ખર્ચ માટે મળતી રકમ પણ બંધ કરવાની ધમકી તેના પિતા તરફની મળી ગઇ છે, એપણ હીરાલાલના જાણવામાં આવ્યું હતુ, અને એટલું છતા અમ્રતલાલને પોતાના કાર્યમા અડગ ઉભેલો જોઇ હીરાલાલના હૃદયમા તેને માટે કોઈ અલૌકિક ભાવ ઉત્પન્ન થયો હતો, તે અમૃતલાલને એક અસાધારણ મનુષ્ય માનવા લાગ્યો જેના માટે ભાઈ ભાઇનું ખુન કરે છે, પિતા પુત્રને હણે છે એવા દ્રવ્ય લોભને છોડી દેનાર અમૃતલાલના સબંધમા એવા ભાવ ઉત્પન્ન થાય એમા કાંઇ આશ્ચર્ય નથી.

અમૃતલાલને ચિંતિત જોઇ, હીરાલાલ બોલ્યો "અમૃતલાલ, તમારી ચિંતાનુ કારણ હુ જાણુ છું. તમો ધનવાનના પુત્ર હોવા છતા પરાધીન છો. તમારા પિતાને તમારા કાર્ય તરફ તિરસ્કાર છે, એટલુ છતાં તમારી નિઃસ્વાર્થ વૃતિ અને કાર્ય પ્રણાલી એટલી બધી આકર્ષક છે કે, તે ગમે તેવા પથ્થરને પણ પાણી બનાવી દે છે, ચિંતા નકરો,

ઓપધી આદીમાં થતું તમામ ખર્ચ હું આપીશ, એટલુંજ નહિ પરંતુ મારી પાસેની તમામ ધન સંપતિ, હું તમારા ચરણોમાં સમર્પણ કરીશ. ઉપરાંત મારી રોજની આવકમાંથી માત્ર નિર્વાહ પુરતી રકમ રાખી, બાકીની સર્વ હું આપના આ પરોપકારી કાર્યમાંજ વાપરીશ. આપે આ એક અઠવાડીયામાં મને જે શિક્ષા આપી છે, તે શિક્ષા મને અત્યાર સુધીના જીવનમાં પ્રાપ્ત થઇ નથી. હવેજ હું સમજ્યો કે, સભામાં વ્યાખ્યાન આપી, લોકોનાં હૃદય દ્રવિત બનાવી દેવા એ જેટલું સહેલું છે, તેટલુંજ બલકે તેથી વિશેષ એ વાતને અક્ષરસ સત્ય કરી બતાવવી ઘણીજ મુશ્કેલ છે. તમારા જેવા ઉત્સાહી યુવકોને પ્રભુ દીર્ઘાયુ આપે સ્યો, આ એક હજાર તો હાલ મારી પાસે છે તેનાથી તમારૂં કામ ચલાવો. બાકીની રકમ હું તમોને ઘેરથી આપીશ. અને આવતી કાલથી મારી રોજની આવકનો હિસ્સો પણ આપની પાસેજ રહેશે. હું આપના દ્વારાજ નિરંતર મારા નિર્વાહના સાધનો મેળવ્યા કરીશ. આજથી હું આપનો ગુલામ છું, આપના દરેક હુકમનો તાબેદાર છું."

હીરાલાલની ઉદારતા જોઇ અમૃતલાલનું હૃદય ભરાઇ આવ્યું ને ગદગદિત સ્વરે બોલ્યો "ડોકટર સાહેબ, આપ આ શું બોલો છો? મારા જેવા એક અધમ મનુષ્યને પાપમાં શા માટે નાંખો છો? આપનો આ મહાન સ્વાર્થ ત્યાગ—"

"બસ અમૃતલાલ, મારા જેવા એક પ્રપચના પુતળાની પ્રશંસા કરી તમારી પવિત્ર જીહ્વાને અપવિત્ર નકરશો. હું તમારા મહાન હૃદયને બરાબર ઓળખી શક્યો છું, જો તમો પરાધીન નહોત, પિતા તરફથી તમોને મીલકત મળી હોત, તો મને ખાત્રી છેકે તે તમામ મિલકત તમો દીન દુઃખીઓનાં દુઃખ દુર કરવામાંજ વાપરત" હીરાલાલે અમૃતલાલને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું.

"અવશ્ય, અવશ્ય. એમા જરાપણુ સંદેહ નથી. ડોકટર સાહેબ, આ સર્વ પેલા મોહનલાલનાજ કારસ્થાન છે. અમ્રતલાલભાઇના પિતા તો એ પાખડીના હાથનુ પુતળુજ બની ગયા છે આસપાસ શુ થાય છે, એ પાખડી તેના ઘરને કેવી રીતે પાયમાલ કરી રહ્યો છે, અમ્રતલાલ ભાઇનું પણ સત્યાનાશ વાળવામાં એ શુ શુ કરી રહ્યો છે, તેનું પણ રામલાલ શેઠને જ્ઞાન નથી એતો જેમ મોહનલાલ કહે છે તેમજ કર્યા કરે છે. પેલો નીચ ગોવીંદરમ પુરાણી પણ ત્રીકમદાસને ત્યાથી પાણીચુ મળ્યા પછી મોહનલાલની સાથે મળી કેવા પાપ કર્મો કરી રહ્યો છે. એ હું આપને સમય આવતા સમજાવીશ" હરિદાસે ડોકટરના મતને અનુમોદન આપતા કહ્યુ

"હા, એના સબધની ઘણી વાતો મારે કાને આવી છે, અને એમપણુ સાભળ્યું છે કે અમૃતલાલના વિરૂદ્ધ કેટલીક ફરીયાદો કરી, મોહનલાલને પણ એ પાપીઆએ ઉશ્કેર્યો છે. અને હુ જોઉ છુ તેમ એ અત્યાચારી અધિકારીને અમ્રતલાલ પર ઘણોજ તિરસ્કાર છે મોહનલાલ અમૃતલાલના પિતાનો મિત્ર છે એટલે અમ્રતલાલને પિતા તરફથી મળતી ધમકીઓમા પણ એ અત્યાચારી મોહનલાલનોજ હાથ હોય એમ મને લાગે છે.' હીરાલાલે કહ્યુ.

'તમારૂ એ અનુમાન અક્ષરશઃ સત્ય છે એ બન્ને પ્રપચી પુતળાઓ—"

"હરિદાસ, આશુ 'કોઇની નિંદા કરવી એ મહાપાપ છે. કોઇ ના દોષો જોવા એ નિર્માલ્યતા છે. હશે, એને જેમ ઠીક લાગે તેમ કરવા દો." અમ્રતલાલે હરિદાસને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યુ

"પરતુ અમ્રતલાલ, તમે જાણો છો કે એ તમારા અનિષ્ટ માટે શું શું ઉપાયો કરી રહ્યો છે. વધારે શુ કહું, એ મદાધ

મોહનલાલ તમારા અસ્તિત્વને પણ નાશ કરવાની ગોઠવણ કરી રહ્યો છે ' હરિદાસે પોતાનુ બોલવું ચાલુજ રાખ્યું.

"હરીદાસ, જે કરશે તે ભરશે, દુનિયામા કોઇ કોઇનું અનિષ્ટ કરી શકતુજ નથી, મનુષ્યને પોતાના કર્માનુસાર ફળ મળ્યાજ કરે છે. મારા ભાગ્યમા લખ્યુ હશે તે થશેજ વિધાતાના વિધાનને ફેરવવાનું કોઇનામા પણ સામર્થ્ય નથી, મેં જે માર્ગ લીધો છે, તે માર્ગમા જો મારા જીવનનો અંત આવે તો હું પોતાને મહાન ભાગ્યશાળી સમજુ છું. મને મારા જીવનની જરા પણ પરવા નથી પરોપકાર માટે હું મારૂં ધન સંતાન, જીવન, પ્રાણ, સર્વસ્વ સમર્પણ કરવાને તૈયાર છું." અમૃતલાલે નિંદ્ય વાતોને અટકાવવા ટુંકામાંજ પતાવ્યું.

હીરાલાલ અમૃતલાલના એ વ્યવહારથી ઘણોજ પ્રસન્ન થયો. એક અઠવાડીયામા હીરાલાલના હૃદય પર અમૃત લાલ અને તેની સાથે કામ કરનારાઓનો એટલો બધો પ્રભાવ પડયો હતો કે હીરાલાલના આચાર વિચારોમા ઘણુજ પરિવર્તન થઇ ગયું હતુ.

દિવસ અને રાત્રીના સતત પ્રયત્નથી શાંતિપુર નિવાસીઓનો ઘણો ઉપકાર થયો. ધીરે ધીરે સફાઇ અને સુપ્રબંધથી, પ્લેગનું જોર ઘટવા અને રોગીઓ પણ સારા થવા લાગ્યા અમૃતલાલના ઉદ્યોગથી લોકો વાસ્તવિક અવસ્થાને સમજવા, અને તેના પર શ્રદ્ધા ભકિત કરવા લાગ્યા હતાં. હીરાલાલ પાસેથી મળેલી તમામ રકમ ખર્ચાઇ ગઇ, તેમજ તેમની આવકમાથી પણ ખર્ચ થતુ હતુ. પરંતુ હીરાલાલ આ કાર્યમા રોકાએલા હોવાથી, જોઇએ તેવી આવક થતી નહોતી. અને જે કાઇ મળતી તે આવા કાર્યના ખર્ચ માટે પુરતી નહતી. અમૃતલાલને ફરીને પણ ચિંતા થવા લાગી, અમૃતલાલ પાસે એવું કાંઇપણ સાધન નહોતું કે જેના પર તે નાણા ઉપાડે એ હરિદાસ જાણતો

હતો. આથી અમ્રતલાલ અને ડોકટર ન જાણે એવી રીતે તે શાન્તિપુરના એક ધન લોભી, પણ ધનાઢ્ય આદિતરામને મળ્યો અને શાન્તિપુરના પોતાના મકાનો પર રૂપિયા બે હજાર ઉપાડી લાવ્યો વ્યાજ ઘણું વધારે હોવા છતા, ઉદારચિત હરિદાસે તેની સહજ પણ પરવા કરી નહિ. આદિતરામ ઘણોજ કંજુસ અને નિર્દય હતો, તેણે કેટલીક કઠીન સરતો લખાવી લઇ હરિદાસને પૈસા આપ્યા હતા એ કઠીન સરતોનુ શું પરિણામ આવ્યુ, આદિતરામ દ્વારા હરિદાસને કેવુ અને કેટલુ વેઠવુ પડયુ એ આપણે આગળ જતા જાણીશુ. હાલ તો એટલુજ કહેવું બસ થશે કે ગમે તેવી કઠીન સરતોને કબુલ કરીને પણ હરિદાસે બે હજાર મેળવ્યા, અને તે એક જમીનદાર પાસેથી મળેલા જણાવી અમૃતલાલના હાથમા આપ્યા આ વખતે શહેરનો મોટો ભાગ સેવા સમાજની તરફ શ્રદ્ધા પુર્વક જોતો હોવાથી, અમ્રતલાલ અને હીરાલાલને પણ તે ખરૂ લાગ્યું. હવે તેઓ ઉત્સાહ પુર્વક પોતાનું કાર્ય કરવા લાગ્યા લગભગ બે માસમાં શાંતિપુરની અવસ્થા બદલી ગઇ, નગર નિવાસીઓએ અમ્રતલાલનુ અનુકરણ કરવા માડયુ. આ રીતે સતત્ ચાલુ રહેલા પ્રયત્નનુ પરિણામ એ આવ્યુ કે, શાન્તિપુરમા પ્લેગ શાંત થઇ ગયો, અમ્રતલાલનાં યશોગાન એકે એક ઘરમાં ગવાવા લાગ્યા

પ્લેગની શાન્તિ થવા પછી શાન્તિપુરમા એક વિરાટ સભા થઇ, જે સભાનું પ્રમુખ સ્થાન ડોકટર હીરાલાલનેજ આપવામાં આવ્યું. તેના પ્રભાવશાળી વ્યાખ્યાનથી લોકો એટલા તો ઉત્સાહિત બની ગયા, કે એ દીન સેવા સમાજમા દરેક યુવક વર્ગે પોતાના નામો દાખલ કરાવ્યા એટલુજ નહિ પરંતુ નગર નિવાસીઓએ પ્રતિજ્ઞા કરી કે પ્રત્યેક ઘરનો એકએક મનુષ્ય એ સમાજમા સમ્મલિત રહેશે. આનંદના

પોકારો સહ સભા વિસર્જન થઇ અને સર્વ પોત પોતાના સ્થાન તરફ રવાના થયા હરિદાસ, હીરાલાલ અને અમ્રતલાલ પણ લોકોના જયઘોષ વચ્ચે ત્યાંથી ઘર તરફ વળ્યા.

---

# પ્રકરણ ૧૬ મું.

---

## -સુરસિંહ.-

જે રીતે પ્રજા પાળક નરેશોની પ્રશસા થાય છે, તેજ રીતે મહા અત્યાચારી અને પ્રજા પીડક પ્રતાપવાન, પાચ પચીસ સાતી જમીન કે ગામના ધણીઓ પણ પુજાય છે. પછી ભલે તેઓ પ્રજાને પીડતા હોય, ભલે તેનું દ્રવ્ય હરણ કરતા હોય, કે પોતાની વિલાસ વાસના તૃપ્ત કરવા પ્રજાનીજ વહુ દીકરીઓ પર બળાત્કાર કરતા હોય, પરંતુ પ્રસગ આવતા લોકો તેની રાજ્ય કાર્ય નિપુણતાની પ્રશંસા કરવા નીકળી પડે છે સુરસિંહ પણ એજ શ્રેણીનો, એક પ્રબળ પ્રતાપાન્વિત મહારાજા સુરેંદ્રસિંહની ગેરહાજરીમાં રાજનગરનો સત્તાધીશ છે. તે અદ્વિતિય વિદ્વાન છે, એ વાત કેટલી સત્ય છે એ તો ઇશ્વર જાણે પરંતુ મહારાજાની ગેરહાજરીમાં અત્યારે એ રાજનગરનો માલિક હોવાથી તેને પંડિત કહ્યા સિવાય ચાલે તેમ નથી. સુરસિંહ ધારા પ્રવાહ ઈંગ્લીશ બોલી શકે છે. થોડું ઘણું સંસ્કૃત પણ જાણે છે, માસિક પત્રોમા કોઇ કાઇ વાર લખાણ લખે છે અને એ રીતે પોતાને વિદ્વાનમાં ખપાવવાનો ભગીરથ પ્રયત્ન કરે છે. જો કોઇ તેની ભૂલ બતાવે છે, તો તે "અમેપણ બે અક્ષર જાણીએ છીએ "એવા

ટુંકા શબ્દોથીજ સામાને મહાત કરી નાખે છે. આમ હોવાથી તેને સુશિક્ષિત કહેવામાજ સાર છે. યુરોપીઢબમાં રહેવું એ આધુનીક સુશિક્ષાનુ અવશ્ય ભાવી ફળ હોવાથી, તેઓને સાહેબી ચાલમા રહેવું વધારે પસદ છે. અને એથી તે બહાર જતી વખતે કોટ, પાટલુન, વેસ્ટકોટ, કોલર અને હેટ ઇત્યાદિ પરિધાન કરે છે તમાકુ પીવાનો તેઓને શોખ છે, તદપિ દેશી તમાકુ પર તેને સુગ હોવાથી બેસ્ટ કાલિટીના સીગાર પીવાનુંજ તે પસદ કરે છે. તે સ્નાન જરૂર કરે છે, પરંતુ તેલ મર્દન કરી નહાવું લજ્જાસ્પદ સમજી, પીયર્સ શોપનેજ સુખ દેનાર માને છે ખાનપાનના સબંધમાં તેઓ સમાજિક બંધનની નિંદા કરે છે અને મુસલમાન બબ-ર્ચીના હાથનુજ પકાવેલુ ખાવાનું તે પસંદ કરે છે. સ્વાસ્થ્યના અનુ-રોધથી તેઓ કોઇ કોઇ વખતે વિલાયતી વીસ્કીનું પણ સેવન કરે છે તે કયા મતનો અનુયાયી છે, એ જાણવું અમારી શકિતથી બહારનું કામછે. તે દેવ મંદિરમા જતો નથી, ઘરમા શ્રાદ્ધ દુર્ગાપુજા આદિ થાયછે. પરંતુ તેમા પોતે ભાગ લેતો નથી, બ્રાહ્મણ સજ્જનને દાન આપવામા કે તેનું પાલન કરવામા તે પાપ સમજેછે, રામાયણ મહા-ભારત આદિ પુરાણોને તે પાખંડી પડિતોના પોષણનુ સાધન માનેછે, શ્રી કૃષ્ણ, રામ અને દેવીદુર્ગાને તે મુર્ખોની મિથ્યા કલ્પના સમજે છે. વેદ તેની સમજથી ગોવાળોનાં ગીત છે. દર્શન અને શાસ્ત્ર યુકિત શુન્ય થોથા છે, આથી તે બીજા મતવાળાઓની દ્રષ્ટિમા ભલે આસ્થા-વાન મનાતો હોય પરતુ હિંદુઓની નજરમા તો તે પુરો નાસ્તિક છે, એમજ અમારે કહેવું જોઇએ.

ગરીબો અથવા પડિતોને સહાય આપવાનુ જો કોઇ તેને કહે છે, તો તે એમજ કહે છે કે તે એવા બન્યાજ શા માટે ? એમા

અમારો શું દોષ ? હજારો ગરીબ આવે અને સવારથી સાંજ સુધી શીર પટકી પટકીને મરી જાય, તોપણ સુરસીંહની ગાંઠમાંથી એક પાઇ પણ નીકળવી મુશ્કેલ. શા માટે એવું નકામું ખર્ચ એ કરે ? એવાં ખર્ચોથીજ આજ ભારતમા લાખો સાધુ ફકીર માલ ઉડાવી રહ્યા છે. કોઇ લુલા કે અપંગને ભુખ મરતો જોઇ તે કહે છે કે જગતમા અનંત, અપ્રતિવિધેય અને, અપરિહાર્ય દુઃખ છે. એટલે એક આદમીનું દુઃખ દુર કરવું એ એક નાનો લોટો પાણી લઇ સમુદ્ર સુકાવવાની ચેષ્ટા કરવા જેવું છે, તે પોતાને સર્વથી શ્રેષ્ટ મનુષ્ય માને છે, સમાજની સેવા કરનારી અનેક સંસ્થાઓને તેણે તોડી પાડી છે, અનેક સંસ્થામા આપવા કહેલી રકમો તેણે નીર્લજ પણે આપવાને સાફ ના કહેલી છે, તે પોતાને સર્વથી શ્રેષ્ટ મનુષ્ય માને છે. તે આત્મ સંતોષ આત્મ તૃપ્તિ અને આત્મ ભોગનેજ સર્વાપેક્ષા શ્રેયસ્કાર બતાવે છે. અને કહે છે કે સંસારની સંસ્થિતિ કેવળ એકજ "હું" શબ્દ પરજ અવલમ્બિત છે બાહ્ય જગતનું અસ્તિત્વ, બાહ્ય જગતમાં નહિ પરંતુ આપણા મનમાં છે, હું ભોગ કરૂં છું, અને ભોગ કરવાની આશા કરૂં છું અને ભોગ કરતો આવુ છું, એ જ્ઞાનથીજ પ્રત્યેક પદાર્થ આપણી આંખોની સામે બિરાજમાન અને વિદ્યમાન છે. હું પણ જવા પછી એ પદાર્થ એ પ્રકારે રહેશે યા નહિ, કોણ જાણે ? સંસારની સાર વસ્તુ માત્ર ભોગજ છે. એથી સુરસિંહ વાસનાનુરૂપ આત્મ-ભોગમા કદી પશ્ચાતપાદ નથી થતો.

સુરસિંહનો એ અદભુત મત એકદમ નવો મનકલ્પિત અને ભિતિહીન નથી, પરંતુ એક યુરોપીયન દાર્શનીક જડવાદ, અને ગ્રીક સંપ્રદાયના અત્યાશ્ચાર્ય સુખવાદ, સંમીશ્રણથીજ તેના એ અદભુત

મતની સૃષ્ટિ થઇ છે, ફળતઃ સુરસીંહનો ધર્મમત ગરમા ગરમ મશાલેદાર છે. તેમા ઘી છે, સાકર છે, સોજી અને મરચા પણ છે. પરંતુ જળ નથી. અનેક સ્થળેથી સંગ્રહીત અનેક પ્રકારના મતોને કાપી કુટી તેની સાથે પોતાના મતનો પણ થોડો હિસ્સો મીલાવી એક ખીચડી મત બનાવ્યો છે. જો તેના એ મતની કોઇ ટીકા કરે છે, તો તે સાફ અને ખુલ્લા શબ્દોમા કહે છે કે તમારા કરતા અમે થોડુ વધારે ભણેલા હોવાથી અમે કાઇક વધારે સમજીએ છીએ.

સુરસિંહ વિવાહિત છે. તેની સ્ત્રી વીશ:વર્ષની છે, સ્ત્રી પુત્રના સબંધમા પણ તેનો મત અદ્દભુત છે, તે કહેછે કે સ્ત્રી અને પુત્ર એ સુખસાધક વસ્તુ સિવાય બીજું કાઇ નથી. એથી તેની સાથે વિશેષ પ્રેમ કરવો ઠીક નથી જયારે જરૂર પડે ત્યારેજ તેની પાસે જવું જોઇએ, સ્ત્રીને સાથે લઇ ફરવુ અથવા પુત્રને ગોદમા લેવો એ મુર્ખાઇ છે. જો હુ ઇંદ્રિયાશક્ત સ્વેચ્છાચારી હોઉં, તો તેમા મારી સ્ત્રીએ વચ્ચે આવવું નજોઇએ. કારણ કે શકિત, સામર્થ્ય, પદ અને માનમા હું તેનાથી મોટો છું એ દુર્બળ છે, હુ સબળ છું. એ આદિ છે, હું પ્રભુ છુ. ઇશ્વર ન કરે પણ જો તે વ્યભિચારિણી બની જાય તો હું તેને યથોચિત દંડ આપી શકું છુ, કારણ કે તેના પર મારો અધિકાર છે. તે મારી સંપતિ છે, હુ મારી સંપતિ શા માટે બીજાના હાથમા જવા દઉં. નિર્બળોએ બળવાનના અધિકારમા રહેવું, એજ સંસારનો નીયમ છે, આપણો ભારત વર્ષ, આપણો દેશ, જે સદા અમારો હતો કે ભારત દેશને આલેકઝાન્ડર ધિ ગ્રેટે આવી પોતાના આધીનમાં લીધો. તેવી રીતે તલવારના જોરથી પશ્ચાત પઠાણો માલીક બન્યા અને હવે અંગ્રેજોએ જીતી સુખનું રાજ્ય બનાવી દીધું છે. આ સર્વ બાહુ બળનુંજ પરીણામ છે, એથી દૈહીક શકતી, યા બળના પ્રભાવથી દુર્બળોને આધીન કરવા એજ સાધુ–સમ્મત સુવ્યવસ્થા છે.

સુરસીહ વીજ્ઞાન શાસ્ત્રમા પણ પારંગત છે. તેનું માનવું છે કે વીજ્ઞાનની ઉન્નતી સાથે સસારની પણ અપરીમેય ઉન્નતી થશે. વીજ્ઞાનના બળથી જગતમા મોત અને વૃદ્ધાવસ્થાનો ભય રહેશે નહીં તેમની આ વાતોને જો કોઇ હસવામાં ઉડાવતો તો તે એમ કહેતો કે મનુષ્ય સદા અવીશ્વાસી છે. જયાસુધી કોઇ વાત આખોથી ન જુએ ત્યા સુધી તે માનતાંજ નથી. જ્યારે રેલવે અને તાર નીકળવાની વાતો ચાલતી હતી, ત્યારે લોકો હસતા હતાં. મુર્ખ તો હસેજ, પરંતુ વીજ્ઞાન તેઓના હસવાથી થોડોજ મરી જવાનો છે ને તો સદા અજર અમર છે. પ્રાચીન આર્યોના પુષ્પકરથ, ઇચ્છા મૃત્યુ, હજારો વર્ષની પરમાયુ આદી વીષયોની સમાલોચના કરતા તેઓ કહે છે કે સભવ છે કે, એ સર્વ વાતોમા ભારતના પ્રાચીન નીવાસીઓએ ઉન્નતી કરી હશે. પરતુ તેનું કાંઇ પ્રમાણ નથી. મને તો તેના વીચીત્ર ધર્મ, બેથી વધારે હાથો, એકથી અધીક મોઢા, બેથી વધારે નેત્રો વાળા દેવતાઓની વાતો સાભળી આશ્ચર્ય લાગે છે. એ વાતો લખનાર માટે મારે કહેવું જોઇએ કે તે મોટા જગલી હતા, તેઓએ શુ ધુળ માનસિક ઉન્નતિ કરી હશે. અતએવ સુરસિંહ જ્ઞાનના વિષયમાં આગળ વધલો છે એમા તો કાંઇ સંદેહ નથી.

સુરસિંહ દરરોજ સાંજના ઘોડા પર બેસી, વાયુ સેવન માટે ગામ બહાર ફરવા જાય છે. આજે તે ફરતો ફરતો શહેર બહાર આવેલી ગોવીંદરામ વ્યાસની પર્ણકુટી પાસેથી પસાર થયો, તેના ઘોડાના ડાબલાનો અવાજ સાંભળી ગોવીંદરામની માતા અને યમુના બહાર આવ્યાં. યમુનાની ગોદમાં તેનો ભત્રીજો છે તેણીના બાલ ખુલા છે, તેણી અશ્વ અને અશ્વ રોહીને જોઇ આંગણામાંજ અટકી ગઇ યમુના આ વખતે ભુવન મોહીની હતી, એ શોભાયયી સુંદરી

સહસા અશ્વાસીન સુરસીંહની દ્રષ્ટિએ પડી. કહેવુ વ્યર્થ છે કે ગોવાદરામની અટકળ ખરી પડી. યમુનાના માત્ર એકજ વખતના દર્શનથી સુરસિંહ તેણીના સૌંદર્યનો શિકાર બની ગયો, તેણીના પર એકદમ મોહિત થઇ ગયો ઘોડાની લગામ ખેંચી ને ધીરે ધીરે યમુનાની રૂપ સુધાનુ પાન કરતો, આગળ ચાલ્યો ગયો. આજે તે વધારે નહિ ફરતા સીધો પોતાને ઘેર ગયો અને પોતાની બેઠકમા આવી 'માધવ, માધવ,'' એવા પોકાર કર્યો.

હાથ જોડતો સીઘ્રતા પુર્વક માધવ ત્યા હાજર થયો. તેને સુરસિંહે કહ્યુ "જા, મણીને બોલાવી લાવ" માલિકની આજ્ઞા મળતા માધવ ચાલ્યો ગયો.

એક અઠવાડીયું થઇ ગયુ, તેની વચમા શુ શુ થયુ એ કાંઇ સમજાયુ નહિ. પરતુ યમુના સરસિંહના શયનગારમા મોજુદ છે યમુનાનો ભાવ જોવાથી સમજાય છે કે નતો તે કોઇ આફતની મારી આવી છે, કે નકોઇ તેને પકડીને અહીં લાવ્યુ છે. મનુના જમાનામા આઠ પ્રકારના વિવાહોનો પ્રચાર હતો. તેમા રાક્ષસ અને પૈશાચિક નામક બે પ્રકારના વિવાહ પણ હતા, સુરસિંહે એ આર્ય ધર્મ વિલુપ્ત દેશમા ઉપયુકત બન્ને પ્રકારના વિવાહ ચાલુ કરવાની વાત કરી હતી આજ-કાલ એકદળ એવા કૃત વિધ લોકોનુ છે, કે જે નામો મેળવવાને ખાતર પુરાતન ધર્મ અને આચાર વ્યવહારને અગ્રેજી તરીકેથી સાફ કરી, ફરીથી ચલાવવાની ઇચ્છા કરે છે. તેની સ્તુતિ કરવા વાળા પણ મોજુદ છે. અને એ તો નિયમજ છે કે દશ ખુશામદી મળી એકને મોટો કરવા ચાહે તો બની શકે છે સુરસિંહે મનુના મતાનુમોદિત, ઉપરોકત પૈશાચિક વિવાહને પ્હેલીવાર કાર્યમાં પરિણત કરવાની કોશીષ કરી હતી. હવે ખુશામદી લોકોના ફરજ છે કે તેઓ તેને પુનઃ પ્રવ-

ર્તક લોકોના સર્વ શ્રેષ્ટ આસન પર બેસાડે. સુરસિંહ જેવા ધનશાલી તેમજ સુશિક્ષિત વ્યકિતની ચારે તરફ અસખ્ય જી હજુર, કહેનારની સખ્યા એકઠી થવાની સંભાવના હતી. પરતુ એમ થયુ નહિ. હાય ધર્મના સુમર્મજ્ઞ અભાગિ સુરસિહ, તેં શા માટે આવા સુંદર દળમા મળવાના સુયોગને નષ્ટ કરી દીધો ?

યમુના પોતાની ઇચ્છાથી સુરસિંહને ત્યાં આવી છે. તેના પર કાઇ પણુ પ્રકારનો અત્યાચાર કે તેની ઇચ્છા વિરૂધ્ધ કોઇપણુ પ્રકારનો બળ પ્રયોગ કરવામા આવ્યો નથી. પરંતુ સાથે એ વાતપણુ છે કે તેણીએ પોતે જાતે અહીં આવવાની ઇચ્છા નથી કરી. પણુ સુરસિંહે મોકલેલી મણીના કૌશલ્યથીજ તે તેના ઘરપર આવવાને રાજી થઇ છે. એક તો તેણીએ પોતાના ભાગ્યવાન ભાઇના કુ કર્મો નજરે નિહાળ્યા હતા, પિશાચ બંધુના પતિત અને બહેનની રૂબરૂ થયેલા પૈશાચિક કર્મો તેણીના ધ્યાનમાજ હતા, અને એતો નિર્વીવાદ વાત છે કે ઘરના મોટા માણસોના વર્તનની અસર ઘરના અન્ય માણસો પર સારો પ્રભાવ પાડી શકે છે. પછી તે સારી હોય કે નઠારી. પરંતુ તેનું પરિણામ કાઇને કોઇ વખતે અવશ્ય આવેજ છે. યમુના અદ્યાપી નિશ્કલંક હોવા છતા લોભ અને આશાવશ બની આખરે મણીની વાક્ જાળમા ફસાઇ ગઇ. મણીએ આકાશ પાતાળ એક કરી યમુનાની મતી ફેરવી દીધી. તેણી એ શાસ્ત્રમા પ્રવીણુ હતી.

હાય લોભ, હાય સુખની આશા; તમો હમેશા આ સંસારમાં અનેક અઘટન ઘટનાઓ ઘટાંવતાજ રહો છો. તમારાજ હાથમાં પડી સુર્પનખાએ નાક કાન કપાવ્યા હતા, રાવણુ સવશ નષ્ટ થયો હતો. આ સિવાય પૃથ્વીમા કોણુજાણે કેટલાએ અનર્થો થયા. સંસારના નાના મોટા ગણ્ય અગણ્ય સર્વ મનુષ્યો જ્યારે લોભના મનોહર આવરણુને

ભેદ કરવાને અસમર્થ છે, જ્યારે સંસારજ અધિક સુખ અધિક ભોગ અને અધિક વિલાસની આશામા દિગભ્રષ્ટ બની રહ્યો છે, તો બિચારી યમુના આ લોભ સાગરમાં ડુબકી મારે એમા શું આશ્ચર્ય છે.

યમુના ઘણાજ આનંદ સાથે પોતાના દિવસો વ્યતિત કરવા લાગી. પાપનો પંથ એવો ઢોળવાળો છે કે એકવાર અસાવધાનીથી એ પથપર પગ મુકયો કે પછી તેમાથી બચવાની આશાજ નહિ. તેને પાર કરવા માટે તો કોઇ બળશાળી વ્યકિતની આવશ્યકતા છે પાપપથનો પ્રથમ ભાગ સુગંધીત પુષ્પોથી ભરલો છે, એથી તે મનોહર છે એ પથપર ભ્રમણ કરવાનો લોભ કરવો, એ આપતિને આમંત્રણ કરવા જેવું છે. લોભને વશીભૂત થઇ જે મનુષ્ય એકવાર એ પથપર પગ મુકે છે તે ઉજવળ આનંદની મદિરાથી પ્રમત બની દિગભ્રષ્ટ થઇ જાય છે. અને કોઇની પણ શીખામણ ન માનતાં એ પથપર વિચરણ કરતો કરતો શેષ સીમાપર પહોચ્યા સિવાય શાંત થતો નથી. શેષ સીમામા શું છે, તેનો કોઇ વિચાર કરતું નથી. અત્યારે વિધવા યમુનાએ પણ અતિ લોભને વશ થઇ પાપપથમા પદાર્પણ કર્યો છે. આનંદદાયક પુષ્પોની સુગંધથી તેનુ હૃદય અને મન પુરા તોરથી ભરાઇ ગયુ છે. અપુર્વ પ્રસન્નતાથી તેણીના દિમાગનુ ઠેકાણું નથી, અત્યારે તે પોતાને ઘણીજ સુખી સમજે છે.

જા યમુના, પાપીયસી હસતી રમતી એ સુંદર દેખાતા માર્ગમા ઉતરી જા. પરંતુ અફસોસ, એ પથની સીમા પર પહોચતા તારી શી દશા થશે એ તુ જાણે છે? ત્યા પહોચ્યા પછી અનંત યંત્રણાઓ તારી સખીઓ બની જશે, જીવતે જીવ નર્કનો દંડ તારે ભોગવવો પડશે. હજુ પણ સમજે તો ઠીક છે, કારણ કે તુ બાલિકા છે. તારૂં ક્ષુદ્ર હૃદય બાળક છે, એ પંથપરથી પાછા વળવાની તારામા શકિત નથી.

તુ એમ ધારે છે કે સસારના સમસ્ત નશ્વર સુખોને તુ તારા વશમા લેશે, પરતુ એ બનવું અશક્ય છે. અભાગિની, સર્વ કામો ધીમે ધીમે થાય છે પરતુ આશુ તારી આંખો લાલ કેમ છે? તારી વાતોમાં આટલુ બધુ પરિવર્તન શાથી થયું? ઓહ રાક્ષસી! શુ તું પણ સુરસિહના પ્રસાદરૂપ વ્હીસ્કીનું પાન કરતા શીખી ગઇ છે કે શું અફસોસ, યમુના તેં સર્વ નાશ કર્યું છે. વૈધવ્ય ધર્મને ધુળમા રોળનાર યમુના, હવે નર્કના દાવાનળમા બળવાને તારા હૃદયને તૈયાર રાખ. તારી સામે વિકરાળ વિષધર પોતાની ફેણ ફેલાવી બેઠો છે. તે હમણાંજ તને દંશ કરી. અસહ્ય યાતનાથી તારાં સમસ્ત સુખોના પ્રકાશને બુઝાવી દેશે—તને જીવન મૃત બનાવી દેશે. હાય અભાગિની, આ પાપ પથપર ચડવા પહેલાજ તુ કા ન મરી? આ નર્કના ઉંડાગારમાં ઉતરવા પહેલાજ તારા જીવનનો અંત કેમ ન આવ્યો?

યમુના સુરસિહના મકાનપર નિરંતર જવા લાગી, મણીએ તેણીને અનેક આશાઓ આપી હતી. પહેલાં યમુના અનનુભુત પુર્વ ઇંદ્રિય સુખોમા એટલી બધી મોહિત થઇ ગઇ હતી કે, તેના મનમાં અન્યાન્ય સુખોનો કાંઇ હિસાબજ નહોતો. તેણીની પાસે અપુર્વ અલંકારો, આભુષણો, આદિ ઘણું છે તદપિ તેની આશાઓની તુલનામાં તે હજુ તેણીને અપુર્ણ લાગે છે. યમુના પોતાની ઇચ્છાથી, તેમજ અન્યના શીખવવાથી એક એક કરી પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવાનો નિરંતર પ્રયત્ન કરતી રહે છે પરતુ અનર્થક વાકયાડંબર સાંભળી કાનોની પરિતૃપ્તિ સિવાય બીજો કશો લાભ થતો નથી.

યમુનાના આ કૃત્યનો પડઘો, તેના કલકના નગારાનો જોરથી થતો અવાજ, ક્રમશઃ શાંતિપુરમાં ગોવીંદરામના કાનોપર અથડાયો. પરંતુ નીચ ગોવીંદરામ એ સાંભળી લજ્જિત થવાને બદલે, પોતાની

ઇચ્છા પુર્ણ થવાથી અત્યંત ખુશી થયો. તે પોતે એક વેશ્યાથી નીચ વૃતિની સ્ત્રીની કૃપાથી પોતાનુ પોષણ ચાલવતો હતો. કાળીદાસ જેવા કુલને એ સ્ત્રીદ્રારા નીચોવવાની ગોઠવણમા હતો. એટલામા તેની ગુણવતી ભગીનિએ એક લપટને લપટાવ્યો છે, એ સમાચાર મળ્યા એટલે તેના આનંદનો પાર રહ્યો નહિ. હવે ટુંક સમયમાજ દરિદ્રતા દુર થઇ જશે અને સમસ્ત સસારની ધન સપતિ પોતાને મળી જશે, એવા વિચારથી તેનો આનદ હ્રદયમાં સમાતો નહોતો. અહા ! આવા પિશાચો, પાખંડી પડીતો, દેશનું શું દરિદ્ર દુર કરવાના હતા ? અરે ! આવા ઉપદેશકોથી ધર્મની ઉન્નતિ પણ શુ થવાની હતી ?

ત્રણ ચાર માસ વીતી ગયા, તો પણ ગોવીંદરામની પાયમાલી તો જેમની તેમ રહી. યમુનાને એ સ્થળે એક મકાન બંધાવી આપવાની સુરસિંહે આપેલી આશા ધુળમા મળી ગઇ. એટલુજ નહિ પરંતુ મા ભોજાઇ અને નાના નાના નિર્દોષ બાળકોને એ વખત ખોરાક મળવાના પણ સાંસા થઇ પડયા. આ ખબર જ્યારે ગોવીંદરામના જાણવામા આવ્યા ત્યારે તે ચંપાને આડુ અવળું સમજાવી, દશ દિવસમાં પાછો આવવાનો વાયદો કરી રાજનગરમા આવ્યો અને યમુનાને કોઇ પણ પ્રકારે સમજાવી સુરસિંહને નીચોવવાના પ્રયત્નમા લાગ્યો.



# પ્રકરણ ૧૭ મું.

## –કુળાંગાર કપુત.–

ચંપાને ત્યાં પ્રથમતો કાળીદાસ એકલોજ રહેતો હતો પરંતુ હમણા મોહનલાલ, ગોવીંદરામ, આદિ અનેક મિત્રો એકઠા થતા હતા તેમની સાથે જુગાર રમવો, વારૂણીદેવીની ઉપાસના કરવી, નાચ રંગમા મસ્ત રહેવું, એજ કાળીદાસનુ નીત્ય કર્મ હતું. પૈસાની આવશ્યકતા પડતા કાળીદાસ સ્વયં ઘર પર જઈ પિતાની ગેરહાજરીમા હરીદાસને ધમકાવી જરૂરીયાત મુજબ પૈસા લાવતો હતો અને ચંપા તેમજ મિત્રોના સ્વાગતમા તેનો વ્યય કરતો હતો જો કે બીજા મિત્રો તો દ્રવ્ય લોભી હતા અને દ્રવ્યની લાલચેજ કાળીદાસના મિત્રો બન્યા હતા, પરંતુ મોહનલાલ માલદાર હતો. શાંતિપુરનો તે જમીનદાર હતો. પૈસાની તેને સ્પૃહા નહોતી. તે જરૂર પડતા કાળીદાસને પણ પૈસા ધીરતો હતો એટલુંજ નહિ પરંતુ પ્રસંગે પોતે પણ ખર્ચ કરતો હતો. એટલે મોહનલાલનો ઉદ્દેશ કાળીદાસ પાસેથી ધન સંચય કરવાનો ન હતો, પરંતુ તેમનો હેતુ જુદોજ હતો. એ ગોવીંદરામ એકલોજ જાણતો હતો. આપણને પણ સમય આવતા સમજાઇ જશે

ચંપા જોકે વૈશ્યા નહોતી તોપણ ગોવીંદરામે તેણીને વૈશ્યા જેવીજ બનાવી મુકી હતી. આગળ તેણીને ધનનો લોભ નહોતો પરંતુ કાળીદાસ અને મોહનલાલના સહવાસમાં આવ્યા પછી તેણી ઘણીજ લાલચુ બની ગઇ હતી. ઓછામા પુરૂ ગોવીંદરામ તેણીને વારંવાર ઉશ્કેરતો હતો અને બની શકે તો જે રીતે ત્રીકમદાસે તેને

નોકર પાસે ધક્કા મારી બહાર કઢાવ્યો તેવીજ રીતે કાળીદાસના હાથે અપમાનિત થઇ ત્રીકમદાસને પોતાનું રહેઠાણ છોડવું પડે એવો કાંઇ રસ્તો કરવાને તે તેણીને વારંવાર કહેતો હતો. ચંપા ચાલાક હતી. તેણી જાણતી હતી કે ત્રીકમદાસનો સઘળો ધન ભંડાર તે રહે છે તેજ મકાનમાં કોઇ ગુપ્ત સ્થળે રાખેલો છે. એટલે મકાન હસ્તગત કર્યા સિવાય કાળીદાસ પાસેથી જોઇએ તેટલું દ્રવ્ય મેળવી શકાશે નહિ આમ ધારી તેણીએ લાલચવશ એક દિવસે ગોવીંદરામ, મોહનલાલ, વગેરેના જવા પછી કાળીદાસને એકાંતમાં કહ્યું. "કાળીદાસ, જોકે હું વૈશ્યા નથી. તોપણ તમારી સાથે આવતા તમારા મિત્રો મને વૈશ્યા જેવીજ માને છે એટલુંજ નહિ પરંતુ મોહનલાલનો કોઇ કોઇ વખતે માંગી નિર્લજ ચેષ્ટાઓ પણ કરે છે. તે તમારા મિત્ર તેમજ શાંતિપુરના જમીનદાર હોઇ હું તેમને કશું કહી શકતી નથી, પરંતુ તેમનું એ વર્તન મને બિલકુલ પસંદ નથી. એટલે કાંતો તમારા મિત્રોને અહીં આવતા બંધ કરો, અથવા મને કોઇ અન્ય એકાંત સ્થળમાં લઇ જાઓ."

"ગાંડી, આના કરતાં વિશેષ એકાંત તને કયા સ્થાનમાં મળી શકશે? જો કે શાંતિપુરમાં મારા ઘણાં મકાનો છે પરંતુ એ સર્વ વસ્તીવાળા ભાગમાં આવેલા હોવાથી, આપણા ઉપયોગનાં નથી." કાળીદાસે પ્રત્યુતર આપતાં કહ્યું.

"એમ કેમ કાળીદાસ? તમારા પિતાજી રહે છે તે બંગલો તો શહેરના એકાંત ભાગમાં છે, વળી તેમાં આ બંગલા કરતાં કંઇક વધારે સગવડ છે." ચંપાએ કહ્યું.

ચંપાના એ શબ્દો સાંભળી કાળીદાસ આશ્ચર્ય ચકિત દ્રષ્ટિએ ઘડીભર ચંપાની સામે જોઇ રહ્યો અને પછી બોલ્યો "હા, તેમાં વધારે સગવડ છે પરંતુ ચંપા........."

"સગજી, હુ વેશ્યા હોવાથી મને ત્યાં લઇ જવામા તમોને શરમ આવતી હશે ખરૂં ના કાળીદાસ ?" ચંપાએ કાળીદાસને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું.

'નહિ ચંપા, તને હું મારી વિવાહિતા પત્નિ કરતા પણ વિશેષ સમજુ છું. પરંતુ આપણા ત્યા જવાથી પિતા એ મકાનનો તરતજ ત્યાગ કરશે અને જો એમ થયુ તો લોકો આપણી નિંદા કરશે."

"એવી લોક નિંદાથી કયાં સુધી ડરતા રહેશો ? પિતાજીની વૃદ્ધાવસ્થા છે હવે કાંઇ કામકાજ પણ સંભાળશો કે આખી જીંદગી મોજ શોખમાંજ ગુજારશો ?"

"એ વાત ખરી છે. પરંતુ પિતાજીને મારા પર બિલકુલ વિશ્વાસ નથી, તેઓ મને કાંઇ કામકાજ સોંપતાજ નથી"

"કાળીદાસ, તમારી આ નિર્માલ્ય વાતો સાંભળી મને હસવું આવે છે. જો પિતાજીનો તમારા પર વિશ્વાસ નથી અને એ તમોને કાંઇ કામ પણ સોંપતા નથી તો પછી તમો તેનાથી અલગ કેમ કાંઇ ધંધો કરતા નથી ? શું તમને વેપારનો અનુભવ નથી ?"

"અનુભવ તો છે, પરંતુ પૈસા જોઇએ તેનું કેમ ?"

"પૈસા, અફસોસ ! કાળીદાસ એક કોટયાધિપતિના પુત્રના આ કેવા ઉદગાર ? શું પિતાની મિલ્કતમાં તમારો હિસ્સો નથી ?"

"છે, પરંતુ પિતાની હાજરીમા તે મેળવવાનો મને સહજ પણ અધિકાર નથી."

"નહિ કાળીદાસ, એમ કહો કે તે મેળવવાનુ તમારામાં સામર્થ્ય નથી."

"એમ કેમ ?"

"એ એમ કે, જો તમારામાં એટલી હીમત હોત તો તમોને ભોગવવી પડતી નાણાંની મુશ્કેલી કયારની દુર થઇ હોત. તમારા

પિતાએ વિના અપરાધ ગોવીંદરામના કરેલા અપમાનનો તમે જરૂર બદલો લીધો હોત. કાળીદાસ, ખરૂ પુછો તો તમારી ચુપકીદીનોજ તમારા પિતા લાભ લે છે." ચંપાએ મુળવાતપર આવતાં અને કાળીદાસને ઉશ્કેરતાં કહ્યું.

ચંપાના આટલા શબ્દોજ કાળીદાસને માટે પુરતા હતા, તે ચંપાના વાકયને બ્રહ્મવાકય જેવાં માનતો હતે, તેનામાં સારાસારનો વિચાર કરવાની શકિત નહોતી ચંપાના ઉપરોકત શબ્દો સાંભળી પિશાચ કાળીદાસને પિતાએ આપેલી ધમકી, ગોવીંદરામનુ થયેલું અપમાન પૈસા સબંધી વારવાર ભોગવવી પડતી મુશ્કેલીઓ, આ સવ બાબતો એક પછી એક યાદ આવવા લાગી. ચંપાનુ કહેવુ તેને ખરૂ લાગ્યુ, પિતાને તે પિશાચ રૂપ સમજવા લાગ્યો. હવે તે પિતાને પોતાનુ ખરૂં સ્વરૂપ દેખાડવાના નિશ્ચય પર આવ્યો ઉશ્કેરાટના આવેશથી કાળીદાસનો ચહેરો લાલચોળ બની ગયો. પોતાના શબ્દોની સંપુર્ણ અસર થયેલી જોઇ ચાલાક ચંપા મનમાંજ ખુશી થઇ, તેણી કાળીદાસના ગળાની આસપાસ પોતાના બન્ને હાથો વિંટાળતી અને આલિંગન આપતી ઘણાજ નમ્ર શબ્દોમા બોલી "કાળીદાસ, હુ તો તમારા ભલાને માટે કહું છું, પિતાથી અલગ રહેવા કરતા તેની સાથે રહેવામાજ તમારો લાભ સમાએલો છે."

"હા. બરાબર છે. ચંપા, એ બુઢો મારી ચુપકીદીનો લાભ લે છે પરંતુ હવે હું તેમ નહિ થવા દઉ. આજેજ મેં ત્યા જવાનો નિશ્ચય કીધો છે."

"નહિ, આજેજ ત્યાં જવાની ઉતાવળ કરવી એ વ્યાજબી નથી. ગોવીંદરામ આવે એટલે તેની સલાહ લઇ આવતી કાલે આપણે ત્યાં જઇશું."

" નહિ, આમા ગોવીંદરામની સલાહ લેવાની કાંઇ જરૂર નથી. હુ આજેજ અને અત્યારેજ ત્યા જવા માગુ છુ. તુ જરૂર જોઇતા સાધનો એકઠા કર, એટલામા હુ એક ગાડી લઇ આવું છુ. બાકીનો સામાન બેચાર દિવસ પછી ત્યા લઇ જઇશુ " એમ કહેતોજ કળીદાસ ચપાના પ્રત્યુતરની કાંઇપણ પરવા ન કરતા બહાર નીકળ્યો, ચપા પણ પોતાનો વિજય થયેલો જોઇ આનંદથી આવશ્યક વસ્તુઓ એકઠી કરવા લાગી.

થોડીજ વારમા કાળીદાસ ગાડી લઇ આવ્યો અને ચપાની આનાકાની છતાં તેણીએ એકઠો કરેલો સામાન મજુરો દ્વારા ગાડીમા રખાવ્યો. ત્યાં રહેતા નોકરોને મકાનની ભલામણ કરી ગોવીંદરામ આવે તો સર્વ હકીકત નિવેદન કરવાનુ જણાવી બન્ને ગાડીમાં બેઠા. થોડીજવારમા તે ત્રીકમદાસના મકાન પર જઇ પહોચ્યાં.

કાળીદાસને ચપાની સાથે આવેલો જોઇ ચોકીદાર દોડતો અંદર ગયો અને સર્વ વૃતાત ત્રીકમદાસને કહ્યા. ત્રીકમદાસ ચોકીદારની વાત સાભળતાજ ચમકયો, તે બેઠો હતો ત્યાંથી ઉઠયો અને બોલ્યો " શુ એ નાલાયક એટલે હદ સુધી નફ્ટ બની ગયો છે ? એક નિર્લજ દેશ્યાને મારા મકાન પર લાવવાની હિંમત કરી શકયો છે ? "

" હા, જુઓ. તે ગાડીમાથી સામાન ઉતારી રહ્યા છે." ચોકીદાર ત્રીકમદાસને ઉપરથી એ દ્રશ્ય બતાવતા બોલ્યો.

ત્રીકમદાસના ક્રોધનો પાર રહ્યો નહિ, તે એકદમ નીચે આવ્યો અને ક્રોધના આવેશમાં કાળીદાસને ઉદ્દેશીને બોલ્યો " કેમરે દુષ્ટ, આજે અહીં શા માટે આવ્યો છે ? આ નીચ નારકી દેશ્યાને મારે ત્યાં શા માટે લાવ્યો છે ? "

" બસ કરો પિતાજી, આ મકાન કાંઇ તમારા એકલાનું નથી તેના પર મારો પણ થોડો અધિકાર છે." એમ કહેતો કાળીદાસ પિતાની કાઇપણ પરવા ન કરતા ગાડીમા રાખેલો સામાન નીચે ઉતારવા લાગ્યો. પુત્રની લાલ લાલ આંખો, તેની ચડી ગયેલી ભ્રગુટી, તેમજ વાત કરવા નો ઢંગ જોઇ ત્રીકમદાસ સમજી ગયો કે સપુતજી શરાબના નિશામા મસ્ત છે. એટલે એવી સ્થીતિમાં તેને કાઇ વિશેષ કહેવાથી તે લડવાને તૈયાર થઇ જશે અને જો હુ મારા ક્રોધને નહિ સંભાળી શકું તો પરિણામ ઘણુંજ ભયંકર આવશે આથી તે ઝેરનો ઘૂંટ ગળી ગયો અને ઘણાજ નમ્ર શબ્દોમાં બોલ્યો ' બેટા થોડો શા માટે? આ મકાન પર તારો સંપુર્ણ હક છે, હવે તુજ આ ઘરમા રહે હું બીજા મકાનમા ચાલ્યો જાઉ છું."

નિર્લજ કાળીદાસે પિતાના એ શબ્દોની પણ પરવા કરી નહિ, તે ગાડી પરથી ઉતારેલો સામાન યથાસ્થાને રાખવા પોતાની સાથે આવેલા નોકરને સમજાવી ચપાની સાથે અંદર ચાલ્યો ગયો પુત્રના એ નિર્લજ વર્તનથી ત્રીકમદાસ ઘણો દુઃખિત થયો ઉપરના રવેશમા ઉભેલી શારદા પિતા પુત્ર વચ્ચેની વાતચીત સાભળી રહી હતી. ભાઇના અનુચિત વર્તનથી તેણીના ચિતમા ઘણોજ કલેશ થયો, તે નીચે આવી તેણીને જોતાજ ત્રીકમદાસ બોલી ઉઠયો " કેમ શારદા, ભાઇના ઢગ જોયા ? "

"હા જોયા, પણ પિતાજી હવે શુ થશે ?"

"બીજું શું થશે, આપણે આ ઘરનો ત્યાગ કરવો પડશે"

"શું ભાઇને સમજાવવાનો બીજો કોઇ રસ્તોજ નથી ?"

"નહિ, જે વખતે તેને સુધારવાનો સમય હતો તે વખતે મેં પુત્ર સ્નેહવશ બની, તેને સુધારવાની કાઇ પણ વ્યવસ્થા ન કરી. તેનુ

પરિણામ મારે ભોગવવુ પડે છે. હવે તે માથે ચડી ગયો છે, કાંઇ કહેવા જઇએ છીએ તો મારવા દોડે છે."

"પણ બાપુ, જો તમે આમ શાંતજ બેસી રહેશો તો ભાઇ ઘરને બરબાદ કરી નાંખશે"

"બેટા, જે ભાગ્યમાં લખ્યું હશે તે થશે. ધન, માલ, ઘરબાર સર્વ તેનુજ છે તેની ઇચ્છામા આવે એવો તે ઉપયોગ કરે."

"નહિ બાપુ, એમ નકરો બીજું નહિ તો ધનમાલની તો કાંઇક વ્યવસ્થા કરો, આપણા ગુપ્ત ધનભંડારનું તો રક્ષણ કરો."

શારદાના એ શબ્દોએ ત્રીકમદાસને કાંઇક સાવચેત કર્યો. તેને શારદાનું કહેવું વ્યાજબી લાગ્યું. કેટલોક સમય વિચાર કરી તેણે ચોકી દારને બોલાવી હરિદાસને પોતાની પાસે બોલાવી લાવવાની આજ્ઞા કરી અને પોતે શારદા સાથે ઉપર ગયો.

હરિદાસ પેઢી પરજ હતો એટલે તેને આવવામા વિલંબ થયો નહિ. તે ત્રીકમદાસ પાસે ગયો અને બોલ્યો "કેમ શેઠ અત્યારે મારૂં શું કામ પડયું ?"

"હરિદાસ તમે સાભળ્યુ તો હશે કે કાળીદાસ આજે વૈશ્યાને સાથે લઇ આ મકાનમાં રહેવા આવ્યો છે."

"હા, પરંતુ માફ કરજો શેઠજી, કાળીદાસના પર અંકુશ રાખવાનુ મેં તમોને તેજ દિવસે કહ્યું હતું પરતુ આપે કાંઇપણ ધ્યાન આપ્યું નહોતું."

"હરિદાસ, તમે તો શું પરંતુ નગરના સર્વ મનુષ્યો મને એમજ કહેતાં હતાં. પરંતુ પુત્ર સ્નેહવશ બનેલો હું કોઇનું સાંભળતોજ નહોતો અને એથી તો મારે આ પરિણામ ભોગવવું પડે છે. ખેર, હવે જે થવાનું હતું તે થઇ ગયું એ માટે શોચ કરવો વૃથા છે.

વાડી બગલા અને બીજાં મકાનોની તો કાંઇપણ વ્યવસ્થા થઇ શકે તેમ નથી પરતુ મારી પાસે જે કાંઇ રોકડ છે તે સર્વનો અત્યારેજ કાંઇ બદોબસ્ત કરવા ઇચ્છુ છું ........"

" પરતુ શેઠજી, જો આપ ધારો તો હજુ પણ એક પળમાં કાળીદાસને ઠેકાણે લાવી શકો છો. આપની હયાતિ સુધી આપના ધન કે મકાન પર કાળીદાસનો સહજ પણ અધિકાર નથી " હરિદાસે ત્રીકમદાસને બોલતો અટકાવી વચ્ચે કહ્યુ

" હરિદાસ, એ તમારૂં કહેવુ વ્યાજબી છે પરંતુ તમોએ તેનુ અત્યારનુ સ્વરૂપ જોયુ નથી એથીજ એમ બોલો છો. હવે તેને કાંઇ પણ કહેવુ એ લોકોમા બેઇજ્જત થવા જેવુ છે, માટે તમે જાઓ અને અમ્રતલાલને અહીં બોલાવી લાવો. હુ અત્યારેજ મારી રોકડ મીલકતની વ્યવસ્થા કરવા ઇચ્છુ છું તમારે અને અમ્રતલાલે એ કાર્યનો બોજો ઉપાડી લેવાનો છે "

" હરિદાસથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તે માલિકની આજ્ઞાનુ પાલન કરવા ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી કેટલીકવારે કાંઇ વિચાર આવતા ત્રીકમદાસે નોકર દ્વારા કાળીદાસને ઉપર બોલાવ્યો થોડીજ વારમા કાળીદાસ આવ્યો અને ઘણાજ નમ્ર શબ્દોમા બોલ્યો " શું આપે મને બોલાવ્યો ? "

"હા બેટા, મેજ તને બોલાવ્યોછે. હવે તું મોટો થયો એટલે તને વિશેષ કહેવાની જરૂર નથી. આ ઘર તારૂજ છે, તુંજ આ ઘરનો માલિક છે. તેને રાખ, યા વહેચ તેની સાથે મને કાંઇ મતલબ નથી પરતુ બેટા, હુ જે કાંઇ કહુ છુ તે કેવળ તારા ભલાને માટેજ કહું છુ. અત્યારે તું મારૂ કહેવુ માનતો નથી પરતુ જ્યારે એ વેશ્યાનો તને સંપુર્ણ અનુભવ થશે ત્યારે તુ મને યાદ કરશે. પિતાની અવજ્ઞા

કરવા માટે તને પારાવાર પશ્ચાતાપ થશે. હું તો આજે આ ઘરમાંથી જાઉંછુ હવે તુ જાણુ અને તારૂં કામ જાણે." બોલતાં બોલતા ત્રીકદાસની આખમા આસુ આવી ગયાં.

કાળીદાસ પિતાની વાત ચુપચાપ સાંભળતો હતો, તેના હૃદયમાં આ વખતે ભારી યુદ્ધ મચી રહ્યું. કર્તવ્ય કહેતું હતુ કે પિતાનેદુઃખી કરવા એ ઉચિત નથી, તેને કોઇપણ પ્રકારે સમજાવી થએલી ભુલ સુધારી લે. પરંતુ દુરાચાર કર્તવ્યને ધક્કો મારી કહેતો હતો કે અરે! જવા દો, એવા પિતા તો બહુ જોયા છે. તેના જવાથી નિર્વિઘ્ને મોજ ઉડાવી શકાશે.

કર્તવ્ય—પરંતુ ધન ખલાસ થયા પછી વૈશ્યા ઘરથી બહાર કાઢશે.

દુરાચાર—અરે જે તારા પર આટલો પ્રેમ રાખે છે તે શુ એવું અનિષ્ટ પગલું ભરે ખરી કે ?

કર્તવ્ય— પિતાના ચાલી જવાથી તારી બદનામી થશે.

દુરાચાર—પિતાને રોકશે તો પ્રાણપ્રિય ચંપાને અલગ કરવી પડશે એ શું તારા માટે થોડું દુઃખ છે ?

કાળીદાસને ઉપર ગયાને બહુ વાર થવાથી ચપાએ વિચાર્યું કે કાળીદાસ પિતાની વાતોથી વિચલિત થઇ મને અહીંથી કાઢવાનો પ્રયત્ન ન કરે. એમ ધારી તે ધીમે પગલે ઉપર ગઇ અને બહાર દરવાજા પાસે ઉભી રહી તે પિતા પુત્ર વચ્ચે ચાલતી વાતચીત સાંભળવા લાગી. ચોકીદાર ત્યા ઉભો હતો પરંતુ જ્યારે ત્રીકમદાસ જવાની તૈયારી કરી રહ્યા છે, ત્યારે કાળીદાસથી કામ લેવાનુ છે. એટલે ચંપાને સંતોષ આપવામાંજ સાર છે એમ ધારી ચપાને તેણે રોકી

નહિ. જે વખતે કાળીદાસના હૃદયમા ઉપરોક્ત વિચારોની ઉથલ પાથલ ચાલી રહી હતી, તે વખતે એકાએક તેની દ્રષ્ટિ ચંપાપર પડી દુરાચારનો વિજય થયો. બિચારૂં કર્તવ્ય લાચાર બની કાળીદાસનું હૃદયસ્થાન છોડી ગયુ. ચંપાને જોતાજ ત્રીકમદાસનુ મોઢું લાલચોળ બની ગયુ. તે પુત્રની તરફ ઘૃણાની દ્રષ્ટિ કરતો બોલ્યો "શુ મારી પાસે એકલા આવવામા ભય લાગતો હતો કે આ વેશ્યાને સાથે લાવ્યો છે ? જા તારૂં મોઢું કાળુ કર. મારે તને કાંઇ કહેવુ નથી." એમ કહેતાજ ત્રીકમદાસે પોતાનું મોઢું બીજી બાજુ ફેરવી લીધું

ચંપાએ કાળીદાસને બહાર આવવાનો સંકેત કર્યો, કાળીદાસ મંત્ર મુગ્ધની માફક બહાર આવ્યો.

---

# પ્રકરણ ૧૮ મું.

## -પિતૃ વધ-

કાળીદાસે નીચે આવી જોયુ તો ગોવીંદરામ તેની રાહ જોતો બહાર દરવાજા પર ઉભો હતો. ચંપા અને કાળીદાસે ઉતાવળે કરેલા સાહસ માટે તે તેના પર નારાજ થયો હોય, એમ તેના ચહેરા પરથી સ્પષ્ટ જણાતું હતુ. તેની ઇચ્છા એવી હતી કે પ્રથમ કાળીદાસ પિતાની સાથે મળી જઇ મિલકત હાથ કરીલે અને પછીજ ચંપાને સાથે લઇ ત્યા જાય. મિલકત હાથ આવી જવા પછી ત્રીકમદાસ ચાલી જાય, યા પરલોક પહોંચી જાય તેની ગોવીંદરામને સહજ પણ પરવા નહોતી. પરંતુ એક કોડી પણ મેળવ્યા વગર કાળીદાસ ચંપાની સાથે ત્યા રહે અને ત્રીકમદાસને દુર કરે એ તેને બિલકુલ પસંદ નહોતું. આથી તેણે

મજ્ઞા કરી બંન્નેને પોતાની પાસે બોલાવી, તેઓએ ઉતાવળે કરેલા સાહસ માટે ઠપકો આપતાં કહ્યુ "કાળીદાસ તમે બહુ ઉતાવળ કરીછે. આ રીતે કામ લેવાનું પરિણામ ઘણુંજ ભયંકર આવશે. હજુ પણ મારૂ માનો તો બાજીનું સ્વરૂપ બદલી નાંખો નહિતો ધન માલ સર્વ ગુમાવશો. આવતી કાલેજ તમો એક રસ્તાના ભિખારી કરતાં પણ વિશેષ કંગાલ બની જશો. તમે સમજો છો કાળીદાસ......"બાકીના શબ્દો ગોવીંદરામ એટલા ધીમા સ્વરે બોલ્યો કે જે સાંભળવામા આવ્યા નહી. પરતુ તેના એ શબ્દો સંભળી કાળીદાસ જાણે પોતે કરેલા સાહસ માટે પસ્તાયો હોય તેમ તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો. તે બોલ્યો "પરંતુ ગોવીદરામ હવે શું થાય ?"

"હજુ પણ સમય છે. જરા આ બાજુ પાછળના ભાગમા આવો, ત્યા હું તમો બન્નેને કેવી રીતે કામ લેવું એ સમજાવી દઉ કારણ કે દીવાલોને પણ કાનહોયછે એટલે વખતે આપણી વાતો અહીં કોઇ સાભળી લે, તો પરિણામ ધારવા કરતા ઉલટું આવે." એમ કહી તે આગળ ચાલ્યો ચંપા અને કાળીદાસે પણ તેનું અનુકરણ કર્યું.

મકાનની પાછળ પુષ્પ વૃક્ષોનો એક મોટો ઝુંડ ઉભો હતો, તેની પાછળ છુપાઇ એ ત્રણે પિશાચોએ સલાહ કરી. ચંપા અને કાળીદાસને ગોવીદરામની સલાહ રૂચી. કેટલીકવારે ગોવીંદરામે કાળીદાસના હાથમાં એક પડીકી આપી અને તેનો કયારે કેવો ઉપયોગ કરવો એ પણ સમજાવી દીધું. ગોવીદરામની એ યુક્તિથી પ્રસન્ન થયેલો કાળીદાસ કેટલીક વારે કાંઇ વિચાર કરી બોલ્યો "ઠીક છે, હવે હું તમે બતાવેલી યુક્તિનેજ ઉપયોગમા લઇશ તમે જાઓ, હું એ બુઢાને મારા વિશ્વાસમા લઇ, ધન સપતિની ચાવી મારા હાથમાં લાવ્ા

પછી તમે આપેલી વસ્તુ દ્વારા તેને પરલોક પહોંચાડીશ. અને પાછો ત્વરિત તમોને અહીં બોલાવીશ."

"વારૂ, ત્યારે હવે હું જાઉ છું. પરંતુ જો જો, સભાળજો, બહુ યુક્તિથી કામ લેજો, નહિતો ધન સપતિ હાથ કરવા જતા પિતૃ-ઘાતી તરીકે પકડાઇ જશો." ગોવીંદરામ જતા જતા કાળીદાસને સાવ-ચેત કરતો બોલ્યો.

"એ માટે તમે નિશ્ચિંત રહો તમારી કૃપાથી એ ભુમિકા ભજ-વવાનું હું બરાબર શીખી ગયો છું." કાળીદાસ સહજ સ્મિત કરતા ગોવીંદરામને ઉદ્દેશીને બોલ્યો.

ગોવીંદરામ ચાલ્યો ગયો, ચપા અને કાળીદાસ પણ અદર ગયાં. એ સર્વના ચાલી જવા પછી કેટલાક વારે એ પુષ્પ વૃક્ષોની આડમા છુપાઇ એ પિશાચોની વાતો સાભળી રહેલી એક પ્રેત મુર્તી બહાર આવી, અને મનમાંજ બબડી શુએ કપુત પિતાનું ખુન કરશે ? નહિ, નહિ, હુ એ પિશાચને તેની એ યુક્તિમા કોઇ કાળે સફળ થવા નહિ દઉં. હવે હું ત્રીકમદાસ અને શારદાની પાછળ છાયાની માફક ફર્યા કરીશ એમ કહેતીજ તે પ્રેત મુર્તી પણ મકાનને બીજે રસ્તેથી અંદર દાખલ થઇ.

ઘરમા જવા પછી ચપા અને કાળીદાસે કેવી રીતે કામ લેવું તેનો નિશ્ચય કરી લીધો. ચપા બાજુના રૂમમા ચાલી ગઇ અને કાળી-દાસ દીવાન ખાનાની વચ્ચે પડેલા ટેબલ પાસે જાણે કાઇ ઉંડા વિચા-રમા લિન્ન થયેલો હોય તેવા ભાવથી ઉભો રહ્યો. બસ, ગોવીંદરામે બતાવેલી યુક્તિનો ઉપયોગ કર્યા સિવાય નિશ્ચિંત થવાનો બીજો કોઇ ઉપાય નથી, અને ધન ભંડાર હાથ કર્યા સિવાય મનમાની મોજ મળવાની નથી. તે મનમાંજ બબડયો. એકાએક દાદર પર કોઇનો

ગરવ સંભળાયો. કાળીદાસે આડી નજરે દાદર તરફ જોયું તો ત્રીક-મદાસ નીચે આવતો જણાયો. હેં આ શું ! પિતાજી તો ઉપરથી નીચે આવતા હોય એમ જણાય છે. ઠીક છે, તેને વિશ્વાસમાં લેવાનો આ યોગ્ય સમય છે એમ કહી તેણે જે રૂમમાં ચંપા ઉભેલી હતી તે તરફ દ્રષ્ટિ કરી તો ચંપા બારણામાંજ ઉભી હતી. કાળીદાસનો સંકેત તે સમજી ગઇ.

ત્રીકમદાસ દાદર પર ઉભો રહી ગંભીર વિચારમા ઉભેલા કાળી-દાસ તરફ એકી ટસે જોઇ રહ્યો. કાળીદાસ જાણે ગંભીર ચિંતામા પડેલો હોય અને પિતા તરફ પોતે ચલાવેલા વર્તનથી પસ્તાયો હોય એવો ભાવ કરી એક પગ બાજુમા પડેલી એક ખુરસી પર રાખી માથે હાથ ટેકવી ઉભો હતો. કેટલીક વારે તે નિશ્વાસ નાખતો બોલ્યો "અફસોસ, એક વેશ્યાને વશીભુત બની મેં મારા પિતાનું અસહ્ય અપ-માન કર્યું. અરેરે ! મારા આ પાપનું પ્રાયશ્ચિત કોઇપણ રીતે થઇ શકે તેમ નથી. પિતાના ઉપદેશ પુર્ણ વચનો પર મેં આજ સુધી સહજ પણ ધ્યાન આપ્યું નથી, એક વેશ્યાને ઘરમા રાખી મારા પિતાની ઉજ્વળ કીર્તીને મેં કલંક લગાડયુ છે, હાય હવે મારૂં શું થશે?"

"કાળીદાસ, આ શુ ! પિતાની સાથે માત્ર પાંચ મીનીટ લીધેલી એકાંત મુલાકાતનું આ પરિણામ ? પિતાના માત્ર બેજ શબ્દોથી તમારા વિચારમાં આટલુ બધું પરિવર્તન ?" અગાઉથી થયેલા સંકેત મુજબ બાજુના રૂમમાં ઉભેલી ચંપા બહાર આવી અને ઉદાસ ચિતે ઉભેલા કાળીદાસના વાંસા પર હાથ ફેરવતા બોલી

"દુર થા, દુષ્ટા તુંજ સઘળા કારસ્થાનનું મુળ છે. તેંજ મારૂં સર્વનાશ કર્યું છે. તારીજ ઉશ્કેરણીથી મેં આજે પિતાનું અપમાન

કર્યું છે. રંડા એકદમ અહીંથી ચાલીજા, નહીતો ધક્કો મારીને બહાર કાઢવી પડશે." એમ કહેતાજ કાળીદાસે તેણીના હાથને તરછોડી નાખ્યો,

"કાળીદાસ.. ...... ..."

"બસ, એકદમ અહીંથી ચાલી જા" એમ કહેતાજ તેણે ચંપાને એક ધક્કો માર્યો. ચંપા જાણે અત્યંત આવેશમા આવી ગઇ હોય અને કાળીદાસ પર તેણી અત્યંત ગુસ્સે થઇ ગઇ હોય તેવો ભાવ કરી ત્યા પડેલો સામાન પોતાની સાથે આવેલા નોકરોને ગાડીમા નાખવાનો હુકમ આપતી બોલી "ઠીક છે કાળીદાસ હવે હુ પણ જોઉ છુ કે શાંતિપુરમા તમે કેટલો સમય શાંતિથી રહી શકો છો."

"જા, જા, કુલટા તારી એવી ધમકીથી કોણ ડરે છે?" એમ કહેતોજ કાળીદાસ જાણે પિતા પાસે ઉપર જતો હોય તેવી રીતે નીચા મુડીએ દાદરા તરફ વળ્યો ત્રીકમદાસ દાદરાના ઉપરના ભાગમાં ઉભો રહી એ બને વચ્ચે થતી વાતચીત સાભળી રહ્યો હતો, એ જોકે કાળીદાસ જાણતો હતો તોપણ જાણે તે પિતાની હાજરીથી અજાણ હોય એવો ભાવ કરી ધીમે ધીમે દાદર ચડવા લાગ્યો. તેના મુખમાથી વારંવાર નિકળતા નિશ્વાસ અને ચહેરાપર પશ્ચાતાપના ચિન્હો જોઇ, ત્રીકમદાસની આખમા અશ્રુ ભરાઇ આવ્યા તે મનમાજ બબડયો "પ્રભુ આ તારો મારા પર કેટલો ઉપકાર, આજના ચંપાની સાથેના તેના એકાંત વર્તન પરથી સાફ સમજાય છે કે તેની બુદ્ધિ ઠેકાણે આવી છે. તોપણ તેના બાહિક વર્તન પર લોભાઇને એકદમ વિશ્વાસ કરવાનું ત્રીકમદાસને યોગ્ય લાગ્યુ નહિ. કાળીદાસ નજીક આવતા તે બોલ્યો "કેમ, કાળીદાસ કયા જાય છે? બેટા, હજુ પણ સમજ તારા આ વર્તનથી આપણુ ઉજ્વળ કુળ કલંકિત થાય છે."

કાળીદાસ જાણે પિતાને હમણાજ જોયાં હોય અને તેના અચાનક મેળાપથી ભયભિત અને આશ્ચર્ય ચકિત થયો હોય, તેવા સંપુર્ણ ભાવો સહિત પિતાના ચરણોમા ઢળી પડયો અને ગદગદિતમ સ્વરે બોલ્યો "પિતા ક્ષમા કરો, હું આપનો અપરાધી છું. આપના ઉપદેશો પર ધ્યાન ન આપવાના પરિણામેજ મારી આ દશા થઇ છે. ક્ષમા કરો, આજથી હુ એવુ નીચ કામ નહિ કરૂ."

"કાળીદાસ, શું આ તું ખરા હૃદયથી કહે છે ?" પ્રેમાળ પિતાનો પુર્વ પ્રેમ ઉછળી આવ્યો, ને પુત્રને હૃદય સરસો ચાંપતા બોલ્યો.

"હા પિતાજી, હું સત્યજ કહું છું. કૃપા કરી મને આપના ચરણોમાં સ્થાન આપો, મારાં પાપોનું પ્રાયશ્ચિત આપના ચરણોની સેવાથી કરવા દો." બોલતા બોલતા જાણે કંઠ રૂંધાઇ ગયો હોય અને બોલવાની શક્તિ ન રહી હોય તેમ કાળીદાસ ચુપ થઇ ગયો અને પિતાના ચરણો પકડી રહ્યો.

પુત્ર સ્નેહ વશ બનેલા પિતાની આંખમાં અશ્રુ પ્રવાહ ચાલુ થયો. તેણે કાળીદાસને પોતાના ચરણો પાસેથી ઉઠાડી ફરીને પણ હૃદય સરસો ચાંપ્યો. અને બોલ્યો "બેટા શાંત થા, મને તારા પર કોઇ પણ પ્રકારનો દ્વેષ નથી. આ ઘર ધન માલ સર્વ તારૂંજ છે, કોઇ પણ જાતના કુચ્છંદમાં પડયા સિવાય; જો તું તેનો સદ્વ્યય કરીશ તો તારી સાત પેઢી સુધી ધનભંડાર ખુટે તેમ નથી. મેં જે કાંઇ ધન સંચય કર્યું છે તે તારા માટેજ છે. આવ બેટા, નીચે આવ હું તને મારી સર્વ હકીકત સમજાવું." એમ કહેતોજ પ્રેમાળ પિતા પુત્રનો હાથ પકડી નીચે આવ્યો અને કાળીદાસ જે સ્થળે ઉભો હતો

ત્યાજ પડેલી એક ખુરસી પર બેઠો. કાળીદાસે પણ તેની બાજુમાંજ પડેલી ખુરસી પર આશ્રય લીધો.

"બેટા, મારી પાસે દશ લાખની રોકડ, જગ્યા જાગીરો અને ઝવેરાત વગેરે છે. તો પણ તું જુએ છે તેમ હુ ઘણોજ સાદાઇથી રહું છું, બેટા જેટલુ સાદાઇમા સુખ છે તેટલું ફેશનમા નથી. હજુ પણ જો હું વેપારને કેળવું તો લાખો રૂપિયા મેળવી શકું તેમ છે પરંતુ એ કોને માટે? જ્યારે તુજ મારો નથી તો એ સર્વ પરિશ્રમ મારે કોને માટે કરવો? શું આ સર્વ ધન હું મારી છાતીપર લઇ જવાનો છું? નહિ. નહિ, પુત્ર એ સર્વ તારૂંજ છે." બોલતા બોલતા ત્રીકમદાસની આખમાં આંસુ આવી ગયાં.

"હેં! એટલું બધું દ્રવ્ય છતાં આપ આટલી બધી સાદઇમા રહો છો? પિતા શું આપ ખરૂ કહો છો? આપની પાસે દશ લાખ રૂપિઆ જેટલી ગંજાવર રોકડ સીલકમા છે?" કાળીદાસે પિતા એ રોકડ કયા રાખેછે એ જાણી લેવાના ઉદ્દેશથી એ પ્રશ્ન કર્યો.

હા જો, તને વિશ્વાસ નહોય તો લે આ ચાવી. મારા શયનગારના વચલા ભાગમા જયાં કારપેટ બિછાવેલી છે તેની નીચે આરસ પહાણને મળતીજ એક નાની ચોકી બનાવેલી છે, તે પલંગના પાયા પાસે એક લાદીપર પગ મુકતાજ ખુલી જશે, તેમા નીચે ઉતરવા માટે એક નાની સીડી નજરે પડશે, તે સીડીથી નીચે ઉતરશે એટલે મારો એ ગુપ્ત ધનભડાર તારી નજરે પડશે ત્યા જે પેટીઓ પડેલી છે તેની આ ચાવીઓછે. આજ સુધી મે મારો એ ધનભંડર શાંતિલાલ સિવાય બીજા કોઇને બતાવેલો નથી હરિદાસપર મને સપુર્ણ વિશ્વાસ છે, અમ્રતલાલ પણ ઘણાજ લાયક અને ગુણવાન છે. તદપિ, અદ્યાપિ મેં તેઓને મારો આ રહસ્યમય ભંડાર બતાવેલો નથી. આજનું તારૂં

અનિષ્ટ વર્તન જોઇ. એ ધનભંડારની સલામતી માટે મે એ બંન્નેને એ રસ્તાથી અજાણીતા કરવાનો નિશ્ચય કર્યો હતો હરીદાસ અમૃતલાલને બોલાવવા માટેજ ગયો છે તે હમણાંજ આવશે, પરંતુ હવે જ્યારે તુ એ સંભાળવાને તૈયાર થયો છે ત્યારે શા માટે હું એ ભંડાર બીજાને બતાવુ ? જા, જોઇ લે એ મારો ગુપ્ત ભંડાર તુંજ જાતે જઇને જોઇ લે. પરંતુ એટલુ યાદ રાખજે, કે તેમાંથી એક પાઇપણ ઉપાડીશ તો ઇલેકટ્રીકના અનુસંધાનથી સંધાએલી એ પેટીમાં તુ સપડાઇ જઇશ આજે તુ એ સર્વ જોઇલે, પછીથી હું એ પેટીમાંથી પૈસા વગેરે કેમ કાઢવા તેની યુકિત બતાવીશ." ધન જોયા પછી કદાચ પુત્રની મતી સુધરે અને તેનો સુખેથી ઉપયોગ કરે, એવી ઇચ્છાથી પ્રેમાળ પિતાએ પોતાના ખીસામાંથી ચાવી બહાર કાઢી કાળીદાસના હાથમાં આપી. કાળીદાસ ઉઠવાનુ કરતો હતો એટલામાં એક નોકરે ઉપરથી નીચે આવી ખબર આપી કે "સામાન સઘળો બંધાઇને તૈયાર થઇ ગયો છે, જો આજ્ઞા હોય તો નીચે લાવું."

"નહિ, હમણા એ સામાનને ઉપરજ રહેવા દે અને શારદા બ્હેનને ચ્હા તૈયાર કરવાનું કહે. ચ્હા પીધા પછી, મારો નિશ્ચય હુ જણાવીશ." ત્રીકમદાસે નોકરને ઉદ્દેશીને કહ્યુ

"શેઠજી, ચ્હાતો શારદાબાએ કયારનો તૈયાર કરી રાખેલો છે. હુકમ હોય તો અહીં લઇઆવું." નોકરે કહ્યું.

ગોવીંદરામે આપેલી પડીકીનો ઉપયોગ કરવાનો આ યોગ્ય અવસર અનાયાસે હાથ આવેલો જોઇ, કાળીદાસ અત્યંત પ્રસન્ન થતો બોલ્યો "પિતાજી, આજ્ઞા હોય તો હુંજ બહેન પાસે જઇ આપના માટે ચ્હા લઇઆવુ."

"નહિ તુ તારૂ કામ કરી આવ, હુ નોકર પાસે મગાવી લઉ છુ." ત્રીકમદાસે જવાબ આપ્યો.

"નહિ, આજે નહિ હું આવતી કાલે એકાંતમાં એ સર્વ જાહેર થશે, હમણા ચાનો વખત થયો છે એટલે હુ ચ્હા લાવુ છુ. આજે તો આપણે પિતા પુત્ર સાથેજ ચ્હા પીએ." કાળીદાસે કહ્યુ

"ભલે, તારી એવી ઇચ્છા છે તો એમ કર" ત્રીકમદાસે જવાબ આપ્યો.

કાળીદાસ ઉઠ્યો, અને જતા જતા મનમાજ બબડ્યો "બસ, બેડોપાર. ગોવીંદરામે આપેલી ચીજનો ચ્હામા ઉપયોગ કરી, બુઢાનો હમણાજ અંત લાવું છુ." કાળીદાસ આ શબ્દો એવા તો ધીમેથી બોલ્યો કે તે ત્રીકમદાસના સાંભળવામાં આવ્યા નહિ પરતુ તેની બાજુમાજ પડદા પાછળ છુપાએલી પેલી પ્રેત મુર્તીએ તે સ્પષ્ટ સાભળ્યા કાળીદાસના જતા પછી તે પ્રેત મુર્તી પડદાની બહાર આવી તેના હાથમા એક ચ્હાનો પ્યાલો અને રકાબી હતા, પરતુતેમા ચ્હાને બદલે તેવા રંગનું પાણી ભરેલુ હતું તે જે સ્થળે ત્રીકમદાસ બેઠા હતો ત્યા આવી અને ચ્હાનો પ્યાલો ટેબલના પાછળના ખાનામા મુકી ત્રીકમદાસના કાનમા કાંઇક કહ્યુ. જે સાંભળી ત્રીકમદાસનો ચહેરો નિસ્તેજ બની ગયો, તેના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ ત્રીકમદાસની એ સ્થીતિ જોઇ પ્રેત મુર્તીએ પોતાના મોઢાપરનો બુરખો દૂર કરી ત્રીકમદાસને કહ્યુ "ત્રીકમદાસ મને ઓળખો છો. ... ?"

" હેં કોણ..... ......"

" બસ, વિશેષ બોલવાની કાંઇ જરૂર નથી. સમય આવતા સર્વ થઇ રહેશે, હાલતો મેં તમોને કરેલી સુચના પર ધ્યાન આપો." તે પ્રેતમુર્તીએ કહ્યુ

"શું, આ તમે ખરૂં કહો છો? શું કાળીદાસનું આ સર્વ તરકટ છે?" કટલીકવારે કાંઇ વિચાર આવતા ત્રીકમદાસ બોલ્યો.

"હા, સત્યાસત્યની પરિક્ષા હમણાજ થઇ જશે. અત્યારે સમય નથી; સાવધ રહેજે કાળીદાસ આવે તે પહેલાં આ કાર્ય કરવાનું મને આવશ્યક જણાયાથી મે વ્યવસ્થા કરી છે, હવે બાકીનુ સંભાળી લેવાનુ કામ તમારૂ છે. બીજાને ખાતર નહિ તો શારદાને ખાતર સંભાળી લેજો." એમ કહેતાંજ દાદર પરથી કાળીદાસના ઉતરવાનો અવાજ સાંભળી તે પ્રેતમુર્તી ત્યાંથી ચાલી ગઇ

કેટલીક વારે કાળીદાસ હાથના ચ્હાના બે પ્યાલાઓ લઇ નીચે આવ્યો, અને બસ આ એકજ પ્યાલામાં બેડોપાર એ શબ્દો મનોગત બોલતો પિતાને ઉદ્દેશીને બોલ્યો "લ્યો, પિતાજી ચ્હા પી લ્યો." એમ કહેતાંજ તેણે ત્રીકમદાસ માટે તૈયાર કરેલો ચ્હાનો પ્યાલો તેની સામે રાખી દીધો અને એક પોતાને માટે રાખી ખુરશી પર બેઠો.

ત્રીકમદાસ પોતાની સામે પડેલા ચ્હાના પ્યાલાને ટેબલના અંદરના ભાગમાં ખસેડતો બોલ્યો "કાળીદાસ; એ તો સમજાવ કે તારા વિચારમા એકાએક આટલુ બધું પરિવર્તન શાથી થયું? કોની શીક્ષાએ તારા પર આટલો બધો પ્રભાવ પાડયો? ખરૂં પુછે તો હજુ પણ તુ મારી આજ્ઞાનુંસાર કાર્ય કરશે એવો મને વિશ્વાસ નથી."

"પિતાજી, ગોવીંદરામ વ્યાસના માત્ર બેજ શબ્દોએ મારા વિચાર બદલી નાખ્યા. તેનીજ કૃપાથી હું આજે આપની ચરણ સેવા કરવાના વિચાર પર આવ્યો છુ. આપને થોડા સમયમા મારૂં વર્તનજ વિશ્વાસ કરાવશે પણ પહેલા તમે ચાતો પી લ્યો."

"હા, પીઉં છું." એમ કહેતાજ તેણે ચાનો પ્યાલો ઉપાડયો અને પીતા પીતાં બોલ્યો "પરંતુ કાળીદાસ, મને સદેહ થાય છે કે તું

મારી ધન મપતિ મેળવ્યાં પછી ફરીને પણ કુકમમાં પડી જશે, મેં કઠોર પરિશ્રમે મેળવેલી મિલકત-નું વૈશ્યા- અને એવાજ વ્યમનોમા ઉડાવી દેશે.'

પિતાના એ શબ્દો સાભળી કાળીદામના ચહેરાનો રગ બદલાઇ ગયો, તે મનમાંજ બબડ્યો, તે પહેલા તો તમે પોતેજ સસારમાથી પ્રયાણ કરી જશો. પછી તે ત્રીકમદાસને ઉદ્દેશીને બોલ્યો 'પિતાજી, આપનો સદેહ વ્યાજબી નથી. શુ હજુપણ તમોને મારા પર વિશ્વાસ નથી ?"

"વિશ્વાસ તો છે, પરતુ તારા વિચારો સ્થાયી રહે એવો મને બિલકુલ ભરોસો નથી, હે આ શુ ? મારૂં માથું ફરે છે કેમ ? ઓહ ! હૃદય ફાટી જાય છે ! આહ ! આશુ ! આશું......

પિતાની એ સ્થીતિ જોઇ કાળીદાસ મનમા પ્રસન્ન થયો તે મનમાજ બબડ્યો બમ; હવે બેડોપાર. પછી તે પિતાના બદન પર હાથ ફેરવતો બોલ્યો "હેં પિતાજી, તમને શું થાય છે ? તમે આટલા બધા ગભરાઓ છો શા માટે ?"

"શું કહુ......મા.. રાથી..... બો . .. લાતુ ...નથી મારો ક...ઠ....... ..ત્રીકમદાસ ચતોપાટ જમીન પર પડ્યો તેની આખો ફાટી રહી.

"અરે, કોઇ આવો. પિતાજીને આ શું થઇ ગયું ?" ઉપર બેઠેલી શારદા સાંભળે તેમ ઉતાવળે સાદે કાળીદાસ બોલી ઉઠ્યો.

કાળીદાસનો અવાજ સાંભળી શારદા ઉપરથી દોડતી આવી. પિતાની ભયંકર સ્થીતિ જોઇ તેણી ગભરાઇ ગઇ. તે રડતી રડતી બોલી "ભાઇ પિતાને શું થઇ ગયુ ? તેઓ કેમ કાંઇ બોલતા નથી ?"

"શું બોલે બ્હેન બોલવાની શક્તિ તો તેના આત્માની સાથેજ ચાલી ગઇ છે."

"એટલે શુ પિતા મરી ગયા ? મને અહીં એકલી છોડી ગયા? હા, પિતા તમે કયા ગયા ?" શારદા હૃદય ફાટ રડવા લાગી

"ગભરા નહિ બ્હેન, ભાવિ મિથ્યા થતુ નથી. હિંમત રાખ" કાળીદાસ શારદાને આશ્વાસન આપતો બોલ્યો.

"ભાઇ, હું હવે હિમત કેમ રાખી શકું ? હવે હું કોના આધારે રહીશ ? કોને પિતા કહીને બોલાવીશ ?" ગભરાઇ ગયેલી શારદાએ રડવુ ચાલુજ રાખ્યું.

"પણ ગાડી એ કાઇ હમેશા જીવતા થોડાજ રહેત ? ચાલ હવે રડવુ બંધ કર અને હરિદાસ, અમૃતલાલ વગેરેને બોલાવી પિતાના શબની વ્યવસ્થા કરવાનો કંઇ બંદોબસ્ત કર એટલા સમયમાં હુ ચંપાને લઇ હમણાંજ અહી આવું છુ.

"હે ભાઇ, આ તમારા કેવા વિચાર ? પિતાના શબને દાહક્રિયા કરાવવા પહેલા તમારાથી ચંપાને ત્યાં કેમ જવાય ?" કાળીદાસની નિર્દયતા જોઇ રડતી શારદા બોલી ઉઠી.

", તું છે. એટલે એ માટેની ચિંતા મારે શા માટે કરવી જોઇએ ?" કાળીદાસે નફટાઇથી જવાબ આપ્યો.

'પરંતુ ભાઇ, પુત્રના હાથે સંસ્કાર થવાથી પરલોક સિધાવેલા પિતાને સદગતિ મળે છે. મનુષ્યો પુત્રની આકાક્ષા એટલા માટેજ કરે છે." શારદાએ ગળગળિત સ્વરે અત્યંત કરૂણાજનક શબ્દોમાં કાળીદાસને કહ્યું

કુળાગાર કાળીદાસને શારદાના એ અનુકંપિત શબ્દોનીપણ અસર થઇ નહિ. તે શારદા તરફ ડોળા ધુરકાવતો બોલ્યો "બસ, તારા

ઉપદેશની મને કાંઈ પણ જરૂર નથી લાગતા વળગનાઓને ખબર આપી પિતાના શબને અગ્નિ સસ્કાર કરાવવાની વ્યવસ્થા કર, હુ જાઉં છું." એમ કહેતોજ નિર્દય કાશીદાસ બિચારી શારદાને તરછોડી તેણીને ત્યા એકલી છોડી, મકાનથી બહાર નીકળ્યો. શારદા તેનો છેડો પકડતી અને નહિ જવાની પ્રાર્થના કરતી બારણા સુધી પાછળ ગઈ પરતુ એ દુષ્ટ તેણીને ધકાથી અંદર ધકેલી ત્યાથી ચાલ્યો ગયો શારદા બેશુદ્ધ ધરણી પર ઢળી પડી

# પ્રકરણ ૧૯ મુ.

## –શીળરક્ષા.–

એક વખત પોતાનું પાપ પ્રકાશમા આવી જવાથી અને કમળાની સાથે પ્રીતી બધાયા પછી મોહનલાલે શારદાની કેડ કરવા છોડી દીધી હતી તોપણુ તે તેણીનો મોહ છોડી શક્યો નહોતો, અને એજ રીતે ગોવીદરામ પણ મનોરમાને મેળવવામાં નિરાશ થયા પછી શારદાના રૂપ માધુર્યમા મુગ્ધ બની ગયો હતો એટલુજ નહિ પરતુ કોઇપણ રીતે તેણીને ભ્રષ્ટ કરવાના નિશ્ચય પર આવ્યો હતો. મોહનલાલ, ગોવીદરામના એ આતરિક ભાવથી અજાણ હતો. તે તો એમજ સમજતો હતોકે ગોવીદરામ શારદાને મેળવવા જે કાઇ પ્રયત્ન કરી રહ્યોછે તે પોતાને માટેજછે. ગોવીંદરામનુ બાહિક વર્તન તેવુ જ હોવાથી, મોહનલાલને એવી કલ્પના થાય એ સ્વભાવિક હતું. વળી તે શારદાને મેળવવામા જે જે કારસ્થાનો કરતો અને તેનુ જે પરિણામ આવતુ તે સર્વ મોહનલાલને જણાવતો આથી મોહનલાલને

તેના પર અવિશ્વાસ લાવવાનું કાંઇ પણ કારણ નહોતું નહિ. ગોવીંદરામનો ઇરાદો એવો હતો કે શારદાને કોઇ એકાંત સ્થળમાં ઉપાડી જઇ અસહ્ય યાતનાઓ દ્વારા ચલિત કરવાનો પ્રયત્ન કરવો અને તેમ કરવામાં જો નિષ્ફળતા મળે તો બળાત્કારે તેણીને ભ્રષ્ટ કરવી. ભ્રષ્ટ થવા પછી, શીયળ રત્ન ગુમાવ્યા પછી શારદા પણ ચંપાની માફક નિરૂપાયે વશ બની રહેશે. અને જો એમ થયું તો પછી મોહનલાલનું કાંઇ નહિ ચાલશે, કારણ કે જેનાથી તેણી ભ્રષ્ટ થયેલી હશે તેનીજ પાસે રહેવાનું તે પસંદ કરશે. પરંતુ ગોવીંદરામની એ ઇચ્છા અદ્યાપિ પાર પડી નહોતી

કાળીદાસ પોતાનું કામ સમાપ્ત કરી, શારદાને એકલી રડતી છોડી, જે વખતે બહાર નીકળ્યો તે વખતે ગોવીંદરામ પોતાના દવાખાનામાં બેઠો હતો ગોવીંદરામને જોઇ કાળીદાસ તેની પાસે ગયો અને સર્વ વૃતાંત જણાવ્યો. આ વાત શહેરમાં ફેલાય તે પહેલાજ ત્રીકમદાસની લાશને ઠેકાણે પાડવામાં નહિ આવે તો પરિણામ ઘણુંજ ભયંકર આવશે. એવો કાળીદાસને કેટલોક ભય બતાવી, લાશને ઠેકાણે પાડવાનો બોજો પોતે સ્વીકારી; એ લાશ ઠેકાણે નપડે ત્યાં સુધી ચંપાને ત્યાંજ રહેવાની ભલામણ કરી. વિદાય કર્યો. ચાલાક ગોવીંદરામ સમજી ગયો હતો કે અત્યારે ત્રીકમદાસના બંગલામાં શારદા સિવાય બીજું કોઇ નથી, તેણીને ઉપાડી જવાની ભ્રષ્ટ કરવાની. આવી ઉમદા તક ફરીને નહિ મળે. એમ ધારી તેણે કાળીદાસને રવાના કર્યો અને પોતે ત્રીકમદાસના બંગલા તરફ વળ્યો.

બંગલામાં જઇ જોયું તો શારદા બેશુધ્ધ પડી હતી, તેણીને એવીજ સ્થીતિમાં ઉપાડી જવાને જેવો તે નીચે નમ્યો, તેવીજ શારદા શુધ્ધિમાં આવી, ગોવીંદરામ બાજુમાં ઉભેલા કબાટની પાછળ છુપાઇ ગયો.

એટલીકવારે શારદા નિશ્વાસ નાંખતી, પિતાનુ શબ જ્યાં પડ્યુ હતુ ત્યા આવી. પરંતુ તેણીએ જોયું તો પિતાનું શબ ત્યા નહોતુ. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ ને એકાએક ગભરાટથી બોલી ઉઠી "અરે આ શુ ? એટલીવારમા મારા પિતાના શબને કોણ ઉપાડી ગયુ ? કયા નર પિશાચે એવુ નિર્દય કામ કર્યું ? હા ! વિધાતા, આ તારૂ કેવુ વિધાન છે? તારી આ કેવી વિચિત્ર લીલા છે? મારા પિતાના શબનો મારા નિર્દય ભાઇના હાથે નહિ તો અમૃતલાલ કે હરિદાસના હાથે તો અગ્નિ સંસ્કાર થવા દેવો હતો પ્રભુ શુ તે આવું દુઃખ જોવા માટેજ મને અત્યાર સુધી જીવતી રાખી હતી

"નહિ; સંસાર સુખથી વંચિત થયેલી શારદા તને સુખના શિખર પર ચડાવવાનીજ ઇશ્વરની ઇચ્છા હતી." શારદા પોતાના દુઃખના ઉભરાઓનો અંત લાવે તે પહેલાંજ ઉપરોકત શબ્દોનો ઉચ્ચાર કરતો કમાડની આડમા છુપાએલો ગોવીંદરામ તેણીની સામે આવીને ઉભો રહ્યો.

"કોણ ગોવીંદરામ, અત્યારે આવા ભયંકર સમયે, મારી પાસે આવવાનું કાંઇ કારણ ?" ગોવીંદરામને જોઇ ભયભિત થયેલી શારદા જરા દુર ખસતા આવેશમાં બોલી.

"તમોને દિલાસો આપવા, પિતાના મૃત્યુથી થયેલા આઘાતને રૂઝાવવા." ગોવીંદરામે જવાબ આપ્યો.

"મને તમારા દિલસા જરાપણ દરકાર નથી. જાઓ, ચાલ્યા જાઓ. દુઃખીઆઓને ડામ દેવા એ સારૂ નથી."

"પરંતુ શારદા, મારી સહાયતા વગર હવે તારો કોઇ આરો નથી. તારો વ્યભિચારી ભાઇ હવે તને આશ્રય આપે તેમ નથી."

"હુ એ વ્યભિચારી અને નિર્દય ભાઇના આશ્રયમા રહેવા પણ માગતી નથી"

"ત્યારે શું કરશે ? કયા જશે ?"

"જ્યા પરમાત્મા લઇ જશે ત્યાં. જો એ નિયંતાની ઇચ્છા હશે તો પરલોકમા."

"શારદા આ મારે હાથે કરીને ઉપાધિ વહોરી લે છે ? ચાલ, મારી સાથે ચાલ. હુ તને સુખી કરીશ"

"ગોવીદરામ, તે દિવસે યોગીના હાથનો માર ખાવા છતા હજુ પણ તમારૂં ભાન ઠેકાણે આવ્યું નથી કેમ ?"

"શુ કહું શારદા તને જોઇ હું મારૂં ભાન ભૂલ્યો છુ, તે દિવસના બનાવને વિસરી ગયો છું, તારી મોહક મુર્તીએ મારૂં મન હરી લીધું છે. તુ વિધવા છે, હુ એકલો છુ. તને મારી પત્ની તરીકે સ્વીકારવા, તારી સાથે પુનઃર્લગ્ન કરવા તૈયાર છુ. તારા સંયોગથી આપણા ઉભયને સ્વર્ગ સુખ પ્રાપ્ત થશે"

"ગોવીદરામ, તમે ઉચ્ચ બ્રાહ્મણ હોવાથી તમારા મુખમા પુનઃર્લગ્નને ઉત્તેજન આપનારા શબ્દો શોભતા નથી."

"શારદા, આપણા ધર્મના કોઇપણ ગ્રંથોમાં વિધવા વિવાહનો નિષેધ છેજ નહિ."

"તમારી ભુલ છે. શાસ્ત્ર દ્વિજ વર્ણની સ્ત્રીને પુનઃર્લગ્ન કરવાની સંમતિ આપેજ નહિ. મનુસ્મૃતિમા મનુ મહારાજે તો એટલે સુધી જણાવ્યું છે કે ફળ, ફુલ; કંદ, મુળ, ખાઇ દેહ પાડવી તેની હા પરતુ વિધવાઓએ વ્યભિચાર બુધ્ધિએ પરપુરૂષનુ નામ પણ ઉચ્ચારવુ નહિ."

" એ સૌ પોથીમાંના રીગણા છે, ભોળાઓને ભમાવવાના રસ્તા છે."

"આર્ય ધર્મ પોતાનુ ગૌરવ બીજા પ્રતિસ્પર્ધિઓની સામે ટકાવી રહ્યો છે, તે ફક્ત તેનામાં રહેલા નૈતિક ગુણોથીજ. આર્યાઓમા આર્ય ધર્મને અનુસરતા જે ઉચ્ચ પ્રતિના સદગુણો તેમની સૌભાગ્ય કે વૈધવ્ય અવસ્થામાં રહેલા છે, તેવા બીજા એક ધર્મની સ્ત્રીઓમાં રહેલા માની શકાય તેમ નથી. જો દંપતિ વચ્ચે થયેલા છુટા છેડાથી પુનઃર્લગ્ન થાય તો પછી લગ્નની મહત્તા કયા રહી ? પતિવ્રતનું ભુષણ શુ રહ્યુ ? આર્યાઓએ ગમે તેવા ગુણવાળા પરણ્યા પતીને પ્રભુ ગણી પુજવો. એ ધર્મવાક્ય તમારા વીચાર પ્રમાણે કેવી રીત અમલમા આવી શકે ?"

" તું સ્ત્રીજાત ધર્મની બાબતમા શુ જાણે ? "

" ગાર્ગી પણ એક સ્ત્રીજ હતી."

" પણ તેથી શુ થયું ? આપણા લગ્ન થવામા કોઇપણ પ્રકારને બાધ છેજ નહિ. તે વાચેલો મનુસ્મૃતિનો ગ્રન્થ મુળ બનાવટનો નથી પરંતુ હાલના જમાનાના કોઇ માણસે લખેલો છે."

" એજ તમારી અજ્ઞાનતા છે. જ્યાં મનનું ધાર્યુ કરવુ હોય, ત્યા ગ્રન્થને ખોટો ઠરાવી નાખો છો. સ્વાર્થ સાધ્ય કરવો હોય, ત્યારે શાસ્ત્રોને આગળ કરો છો ગોવીંદરામ કોઇ પતિવ્રતા યા વિધવા સ્ત્રીની સાથે, તેની મરજી વિરૂદ્ધ લગ્ન કરવુ અથવા તેને તેમ કરવાની ફરજ પાડવી કે તેની સાથે વ્યભિચાર બુદ્ધિએ કપટથી ભાષણ કરવુ, એ મોટો અધર્મ છે અને એ અધર્મનુ ફળ નર્કદ્વાર છે."

શારદા, તારામા જ્ઞાનનુ આટલુ બધુ ભડોળ ભરેલું છે તેથી હવે તો તું મારેજ માટે લાયક છે તારી સાથે વિવાહ કરવામાં હવે

હું કાંઇપણ સાર જોતો નથી. ચાલ, આ તારા પિતાની સુની પડેલી શય્યાનુ શરણ લઇ, આપણુ ઉભય શરીરનું સરક્ષણ કરીએ. હવે તુ માગ પંજામાથી નાસી શકે તેમ નથી." એમ કહેતાજ ગોવીંદરામે શારદાનુ કાંડુ પકડવા પોતાનો હાથ લંબાવ્યો. શારદાએ સક્રોધ બળ પુર્વક તેને દૂર ખસેડયો અને સહજ દૂર ખસી રક્ત નેત્રો કરી તે ગુસ્સો કરી બોલી "ગોવીંદરામ, દુર રહીને વાત કરજો નહિતો પરિણામ ઘણુંજ ભયંકર આવશે. તમારા જેવા ઉચ્ચ બ્રાહ્મણોએ, શ્રી મદ્ભગવત ગીતાના ઉપાસકોએ, અરે પ્રવર્તકોએ, આવુ આચરણ કરતા શરમાવુ જોઇએ. તમે વિદ્વાન છો, અનુભવી છો, ઉપદેશક છો, તમારા જેવાઓએ તો સ્રીની સંગતથી સેંકડો માઇલ દુર રહેવુ જોઇએ કારણ કે તમોતો જાણતાજ હોવા જોઇએ કે કામથી, ક્રોધ અને ક્રોધથી, મોહ ઉત્પન્ન થાય છે. મોહથી, બુદ્ધિનો નાશ થાય છે. બુધ્ધિનો નાશ થયો, એટલે આત્માનો પણ નાશ થઇ ગયેલો જાણવો."

"એ તારો વિતંડાવાદ, મારા જેવા વેદાંતી પાસે કાંઇપણ ચાલવાનો નથી. આત્મા તો કેવળ નિર્લેપ છે. તેને પાપ, પુણ્ય, ધર્મ. અધર્મ, કાંઇપણ લાગતુંજ નથી. મારા જેવા બ્રહ્મજ્ઞાનીની પ્રસાદીથી તો તું બ્રહ્મપદને પામીશ. આત્મા તો સદા પવિત્ર અને અને અવીનાશી છે."

"નહિ, આત્માનો પણ નાશ છે તેનો નાશ કરનાર કામ, ક્રોધ અને લોભ એ ત્રણુ શત્રુઓ છે. મૃગ, હસ્તિ, મીન અને પતંગ એ એક ઇંદ્રીયના સુખમા આશક્ત હોવાથી હણાય છે. તો પચેદ્રિંયમા લુબ્ધ થનારા, તમારા જેવા મનુષ્યો કેમ બચી શકે ? આ સંસાર નગરમાં આવેલા, જન્મ સરોવરમા, મનુષ્ય માછલાના ફાંસા માટે દુરે-

ચળા દોરીએ ટાંગેલા નારીરૂપી ગલ છે જેમાં લુબ્ધ થઇ મનુષ્ય ફસાય છે અને ખુવાર થાય છે. મારા સંગથી તમે સુખી નહિ પરંતુ દુખી થશો. જેની પાસે સ્ત્રી છે તેને ભોગની અભિલાષા થાય છે, પણ જ્યાં સ્ત્રી નથી ત્યાં ભોગનું સ્થાન ક્યાં રહ્યું ? ભોગ નહિ હોવાથી, જગતનો ત્યાગ આપો આપ થાય છે અને તેમ થતાં ખરૂં સુખ પ્રાપ્ત થાય છે, માટે ગોવીંદરામ, કૃપા કરી અહીંથી ચાલ્યા જાઓ. મને દુ:ખિણીને નાહક ન સતાવો." આખરે હારી ગયેલી શારદાએ ઘણાજ નમ્ર શબ્દોમાં કહ્યું.

પરંતુ શારદાની નમ્રતાએ ગોવીંદરામને ઉગ્ર બનાવી દીધો તે ડોળા ઘુરકાવતો અને શારદાની સામે ધસતો બોલ્યો ' શારદા, હવે તારો બકવાદ બંધ કર. મને તારો ઉપદેશ નથી જોઇતો. ચાલ જલદીથી મને આલિંગન આપ, નહિતો આજે હું તને બળાત્કારે પણ ભ્રષ્ટ કરીશ-તારા શીયળ ધનને હરીશ" એમ કહેતોજ તે છલંગ મારી શારદાની નજીક ગયો. શારદા દુર ખસી ગઇ. તે ભયંકર ગર્જના કરતી બોલી " દુષ્ટ શયતાન, એક નિર્દોષ અનાથ અબળા પર કુદ્રષ્ટિ કરતા તારી આંખો ફાટી કેમ જતી નથી ? અબળા સામે અયોગ્ય સભાષણ કરતા તારી જીભ કપાઇ કેમ જતી નથી ? તારા જેવા કામી, લોભી અને ધર્મ ભ્રષ્ટોએજ હિંદુસ્તાનની પડતી આણી છે, પાપી અધમ..........."

"બસ, બહુ થયું. બકવાદ કરવાથી કાંઇ વળવાનું નથી. સીધી રીતે નહી માને તો મારે બળાત્કાર કરવો પડશે." એમ બેલતો ગોવીંદરામ શારદાની નજીક જવા લાગ્યો, શારદા ભયથી ધ્રુજતી તેનાથી દુર નાસવા લાગી. હવે શારદાની હિંમત તુટી ગઇ, રાક્ષસી મ્હોં ફાડી તૈયાર થએલા શયતાનને કુદકા મારતો જોઇ બેબાકળી બની ગઇ,

તેણી હાફતા હાફતા બોલી "તુ ગમે તેટલુ કરે, પરંતુ તારી નિર્લજ ઇચ્છા ફળીભુત થવાની નથી. અધમ, શીયળનો ભંગ કરી તારી ઇચ્છાને આધિન થવા કરતા મૃત્યુને હુ વધારે, પસંદ કરૂં છુ. જો હવે એક ડગલું પણ આગળ વધ્યો તો છુરા કરીને તને પ્રાણુ આપીશ."

"તારી ધમકીથી હું જરા પણ ડરૂ તેમ નથી મરવાનું નામ લેવું એ અબળાઓ માટે આજ કાલ સરલ થઇ પડયુ છે, પરંતુ પ્રત્યક્ષ મરવાનું તો કઠણ છે મારા હાથમાંથી હવે તને કોઇ છોડાવી શકે તેમ નથી."

"લંપટ, શું તને ખબર નથી કે નિરાધારનો આધાર પરમાત્મા છે. સાચાની સહાયે તે અણીના વખતે આવી ચડે છે. એજ અવીનાશી આવી મને બચાવશે."

"ત્યારે શું તુ નહીજ માનશે ?"

"નહી, સિંહણુ ભુખે મરશે પણ ખડ નહી ખાશે. ચંદન અગ્નીમા બળશે પરંતુ સુગંધ નહી છોડશે. સ્વર્ણ તપશે પણ કાળું નહી પડશે. એજ રીતે શારદા મરવુ પસંદ કરશે પરંતુ પોતાના શીયળનુ સરંક્ષણ કરશે

"એમ છે. તો જોઉં છુ કે તું તારા શીયળનું રક્ષણ કેવી રીતે કરે છે ?" એમ કહેતાજ ગોવીંદરામે શારદાનું કાંડુ પકડી લીધું અને બીજે હાથ તેની ગરદન પર મુકી તેણીને નીચે પાડી નાખી. શારદા ગભરાઇ ગઇ તે રડતી રડતી ઉંચે હાથ જોડી પ્રભુપાસે પ્રાર્થના કરતાં બોલી" ઓ જગનિયતા પ્રભુ આ નીચ મારૂ શીયળ ભંગ કરવા તૈયાર થયો છે છતાં તુ કેમ સ્વસ્થ બેસી રહ્યો છે. ઓ પતિત પાવન વારે ધા, વારે ધા આ તારી પુત્રીનું શીયળ ભંગ થાય છે, જગતમા તારી લાજ જાય છે તારીજ હાંસી થાય છે. પ્રભુ અહીં

મારૂં કોઇ નથી પિતા પરલોક પહોંચી ગયા, ભાભી પણ સ્વર્ગે સીધાવ્યા અને ભાઇ પિતાના મૃત શબની પણ પરવા કર્યા સિવાય મને અહીં એકલી મુકી ચાલ્યો ગયો. હવે આ એકાંત સ્થળમા તારા સિવાય મારી પ્રાર્થના સાંભળે તેવુ કોઇ નથી. ઓ ગરૂડાગામી, દ્રોપદીના આશ્રયદાતા ! તું ક્યા સંતાઇ ગયો છે. ' ક્યા છુપાઇ ગયો છે ' પ્રણતપાલનું તારૂં કર્તવ્ય અત્યારે તુ કેમ ભુલી ગયો છે' આવો, આવો. ઓ અંતર્યામી આવો, આ અબળાની વહારે ધાઓ.'

'બોલાવ, બોલાવ, તારા પરમેશ્વરને. ઝટપટ બોલાવ, જોઉ છુ તે કયાથી આવે છે ? કેવી રીતે મારા હાથથી તને બચાવે છે.'' એમ કહેતાંજ એ નરપિશાચ નીચે નમ્યો પરંતુ તે શારદાના અંગને સ્પર્શ કરી, તેણીને ભ્રષ્ટ કરવામાં સફળ થાય તે પહેલા મોટી ગર્જના સાથે પેલો પુર્વ પરિચિત જટાધારી હાથમા મજબુત લાકડી સાથે અંદર દોડી આવ્યો, અને ગોવીંદરામના માથામાં એક પ્રહાર કરતો બોલ્યો ''દુર થા શયતાન માથામા લાગેલા પ્રહારથી ગોવીંદરામ તમ્મરખાઇ ધરણી પર ઢળી પડયો અને જટાધારી મકાનની અંદરના ભાગમા શારદા સાથે અદ્રશ્ય થઇ ગયો.

---

# પ્રકરણ ૨૦ મુ.

## –પ્રપંચ જાળ.–

શારદા અને યોગીને પોતાની દ્રષ્ટિ સમીપ દીવાલમા અદ્રશ્ય થયેલા જોઇ આશ્ચર્ય ચકિત થયેલો ગોવીંદરામ કેટલીક વારે પોતાના શરીરને પંપાળતો આરામ ચેરના ટેકાથી ધીમે ધીમે ઉભો થયો, અને

દીવાલમા કાંઇ કળ હોયતો તે ગોધવા લાગ્યો પરતુ તેમા તે નિષ્ફળ થયો. તોપણ તે એટલું સમજી શકયો કે શારદા એ માર્ગની પરિચિત હોવી જોઇએ અને ત્રીકમદાસે પોતાનો ગુપ્ત ધન ભંડાર પણ એ દીવાલની પાછળના ભાગમાજ છુપાવેલો હોવો જોઇએ. તદપિ એક અજાણ્યા યોગીની સાથે શારદા કેમ ચાલી ગઇ એ તેનાથી સમજાયુ નહિ. શું શારદાનો એ યોગી સાથે કાંઇ સબંધ હશે ? શું તેણી પોતાનો ધર્મ ગુમાવી બેઠી હશે ? પૈસાના લોભમા પડી એ યોગીએ શારદાને ભોળવી તો નહિ હોય ? ગમે તેમ હોય પરતુ એટલું તો ચોકસ છે કે શારદા એ યોગીના પરિચયમા ઘણા લાંબા સમયથી આવેલી છે કારણ કે જો તેમ નહોય તો તેની સાથે જવાનુ તે સાહસ કરેજ નહિ. હવે બને તેટલી ત્વરાએ યોગીને પકડવો જોઇએ, નહિતો ત્રીકમદાસનો ધનભંડાર ગુમાવવા સાથે, મોહનલાલને તેના પૈશાચિક કાર્યમા સહાયતા કરવા બદલ મારે દરબારે દોરાવુ પડશે. શાંતિપુરનો ઇતિહાસ અને તેમા પણ ખાસ કરીને શાંતિલાલના મૃત્યુનું રહસ્ય જાણનાર, એ શયતાન યોગી જરૂર હવે મને હેરાન કરશે. સત્ય નિષ્ટ સુરેંદ્રસિંહ અવશ્ય એ યોગીની વાત સાંભળશે અને સત્ય હકીકત બહાર આવતા, એ ન્યાય પ્રિય નૃપતિ જરૂર મને ભયંકરમાં ભયંકર સજા ફરમાવશે. માટે મહારાજા રાજનગર પધારે અને યોગી તેની મુલાકાત લે, તે પહેલા મોહનલાલ દ્વારા સુરસિંહને મળી, યોગી અને શારદાને ઠેકાણે પાડી દેવા જોઇએ. આવા અનેક વિચારોમાં ગરકાવ થયેલો ગોવાદરામ ભયભિત દ્રષ્ટિએ આસપાસ જોઇ રહ્યો. એકા એક તેની દ્રષ્ટિ બાજુના ટેબલ પર પડેલા કાગળ પર પડી; એકદમ તે તેણે ઉપાડી લીધો, વાંચ્યો વાચતાજ તે આનંદમા આવી ગયો અને "બસ યોગીને ફસાવવાનુ સાધન હાથમાં આવી ગયું, હવે

હું એ યોગીને જોઇ લઇશ" એવા ઉદ્ગારો ક્હાડતો ત્યાંથી કાગળ લઇ બ્હાર નીકળ્યો અને મોહનલાલના ઘરનો રસ્તો લીધો.

કેટલાક વારે તે ત્યા જઇ પહોંચ્યો અને મોહનલાલને ત્રીકમદાસના સબંધમા બનેલી બીના અથથી ઇતિ સુધી કહી સંભળાવી. અને વધારામા ઉમેર્યું કે " શારદાને સપડાવવાનો યોગ્ય સમય હાથ આવ્યો હતો, પરંતુ એ દુષ્ટ યોગી ત્યા આવી પહોચ્યો અને મને જેષ્ટિકા, તેમજ મુષ્ટિ પ્રહારથી પરાસ્ત કરી, શારદાને સાથે લઇ કોણ જાણે કયા અદ્રશ્ય થઇ ગયો, મોહનલાલ મેં તો તમારા માટે માગથી બનતુ કર્યું પરતુ આખરે શિકાર હાથમાંથી છટકી ગયો. હવે જે એ યોગીને પકડવામા નહિ આવે તો આપણી સલામતી નથી. એક બાજુ અમૃતલાલનો ઉપદ્રવ, અને બીજી બાજુ એ યોગીનો ભય આપણને પાયમાલ કરશે."

ગોવીંદરામની વાત સાભળી મોહનલાલ ઢીગમુંઢ જેવા બની ગયો. તેણે આગળ એજ યોગીને પકડવા બે વૃદ્ધ સિપાઇઓને ત્રીકમદાસને ત્યા મોકલ્યા હતા પરતુ આપણે આગલા પ્રકરણમા વાચી ગયા તેમ, તે વૃધ્ધ સિપાઇઓ પુષ્પાજળી અને પશ્ચાતાપ સાથે ત્યાથી પાછા ફર્યા હતા મોહનલાલ એ વૃધ્ધ સિપાઇઓ પર ગુસ્સે તો થયો હતો પરંતુ તેમના મુખે સાંભળેલા વૃતાત પરથી તે યોગીની વીરતા અને નિડરતાનો ખ્યાલ આવતા તેનો ગુસ્સો ભયના રૂપમા બદલાઇ ગયો હતો. તોપણ તેણે વૃધ્ધ સિપાઇઓને નોકરી પરથી દુર કર્યા હતા. પોતાની ઇચ્છાને અનુકુળ પરિણામ આવેલુ જોઇ, એ વૃધ્ધ સિપાઇઓ યોગીની સલાહ મુજબ અમૃતલાલના શરણમાં ગયા હતા. પરંતુ એ જુનામા જુના અને વિશ્વાસુ નોકરાને એક નજીવા કારણ માટે આ રીતે ગેરઇન્સાફ થયેલો જોઇ, શાતિપુરના કર્મચારી વર્ગમા

ભારે ખળભળાટ ઉપસ્થિત થયો હતો. કેટલાકોએ તો ભાવિભયની આશંકાથી નોકરીના રાજીનામા મોકલાવી દીધાં હતાં, અને તેઓ અમ્રતલાલના દળમા ભળી ગયા હતા. પ્લેગના સમયમા અમ્રતલાલે કરેલી લોક સેવાથી સંતુષ્ટ થયેલો શાંતિપુરનો અધિકારી વર્ગ પણ અમ્રતલાલને માનની નજરે જોતો હતો. અમ્રતલાલના પિતાએ પણ પુત્રના ઉતમ આદર્શથી પોતાની ભુલ સુધારી તેને પોતાને ત્યાંજ આશ્રય આપ્યો હતો. એટલે ગમલાલને ઉશ્કેરી અમૃતલાલને હેરાન કરવાનો માર્ગ પણ બંધ થયો હતો. એટલુંજ નહિ પરંતુ અમૃતલાલ પાસે પ્રજાબળ સાથે, કર્મચારી વર્ગની સહાનુભુતી પણ વધતી જતી હતી. આથી મોહનલાલનો ભય પ્રતિદીન વધતો જતો હતો તે કોઇપણ રીતે અમૃતલાલને ઠેકાણે પાડવાના નિશ્ચય પર આવ્યો હતો, પરંતુ અત્યારે તેની પાસે એવો એકપણ કર્મચારી કે અધિકારી નહોતો કે જે અમૃતલાલ જેવા સાધુ પુરૂષના લોહીમા પોતાના હાથ બોળવાનુ કબુલ કરે અરે! અત્યારે તો અધિકારી વર્ગના વિચારોમા એટલુ બધુ પરિવર્તન થયેલુ હતું કે જો અમ્રતલાલના અનિષ્ટ માટે નો એક શબ્દ પણ મોહનલાલના મુખમાંથી નીકળે, તો સમસ્ત અધિકારી વર્ગ તેની સામે થવામા પણ વિલંબ નકરે. આવી સ્થીતિ હોવા છતાં પણ મોહનલાલ નિરાશ થયો નહોતો તેણે અમૃતલાલના નાશ માટેનો એક એવો ઉપાય શોધી કાઢયો હતો, કે તેમાં નિષ્ફળ થવાનો સહજ પણ સંભવ નહોતો. પરંતુ તેમા તે સફળ થાય તે પહેલાં યોગીનો આ બીજો ઉપદ્રવ ઉપસ્થિત થયો મોહનલાલનું ચિત ભ્રમિત થઇ ગયું તે નિરાશ, હતાશ બની ગયો, શારદા હાથમાંથી છટકી ગઇ તેની તેને ચિંતા નહોતી, પરંતુ શાંતિલાલના મૃત્યુની હકીકત જો

એ યોગીદ્વારા તેણી જાણી જશે તો પરિણામ ઘણુંજ ભયંકર આવશે. એવા ખ્યાલોથી તે ભયભિત બની ગયો. જ્યાં સુધી મહારાજા સુરેંદ્રસિંહ વિલાયતમાં હતા, ત્યા સુધીતો તેને કશો ભય નહોતો પરંતુ હાલમા તે વિલાયતમાંથી પાછા ફર્યા હતા અને તેમની સાથે ગયેલા શ્રીનગર નરેશના ખાસ આગ્રહથી થોડા સમય માટે શ્રીનગરમા થોભ્યા હતા. એકાદ માસમાંજ તેમની સ્વારી રાજનગરના આવી પહોંચે એવી વકી હતી. એટલે જો એ યોગી શારદા દ્વારા, શાન્તિલાલના ખુનને લગતી બાતમી મહારાજાને કાને પહોચાડે તો એ ન્યાય પરાયણ નૃપતિ પંદર વર્ષ પુર્વે બનેલા બનાવને પણ ન્યાયને ખાતર ધ્યાનમા લઇ શાન્તિલાલના ખરા ખુનીનો પતો મેળવવાનો પ્રયત્ન કરે તો એમા કાંઇ આશ્ચર્ય નથી, જોકે પુરાવાની ગેરહાજરીમાં કોઇને પણ અપરાધી ઠરાવવાનુ બની શકે તેમ નથી, તોપણ સાવચેત રહેવાની અત્યંત આવશ્યકતા છે. એમ મોહનલાલને જણાવ્યું. કેટલીકવારે કાંઇક વિચાર કરી તે ગોવીંદરામને ઉદ્દેશીને બોલ્યો "ગોવીંદરામ હવે શું કરવુ ? યોગી અને અમ્રતલાલના ઉપદ્રવને અટકાવવા કયો રસ્તો લેવો ?"

"અમ્રતલાલને માટે તો પછી જોઇ લેવાશે, પરંતુ યોગીને સપડાવવાનો પ્રયત્ન તો બને તેટલી ત્વરાએ કરી લેવો જોઇએ.' ભયભિત થયેલો ગોવીંદરામ પ્રત્યુત્તર આપતા બોલ્યો.

"ગોવીંદરામ, મારી બુધ્ધિ તો બહેર મારી ગઇ છે. તમેજ એ યોગીને સપડાવવાનો કાંઇ માર્ગ હોય તો બતાવો." નિરાશ હતાશ બનેલા મોહનલાલે કહ્યુ.

"માર્ગ આ રહ્યો, આ દસ્તાવેજ દ્વારા આપણે શારદાને ત્રીકમદાસની ખુની અને યોગીને તેણીના મદદગાર તરીકે અપરાધી ઠરાવી નાખીશુ " એમ કહેતાંજ ગોવીંદરામે ત્રીકમદાસના મકાન પરથી મળેલો

કાગળ મોહનલાલના હાથમા મુકયો મોહનલાલે તે વાંચ્યો, તેમા લખેલું લખાણ અધુરૂ છતા એ પિશાચોને ઉપયોગી થઇ પડે તેવુ હતું. તેમા નીચે પ્રમાણે લખેલુ હેતું.

"મારા ગુપ્ત ધન ભંડારમાં દશલાખની રોકડ અને જવાહીર છે જે શારદાના ધ્યાનમા છે. એટલુજ નહિ પરતુ એ ગુપ્ત ધન ભંડારમા દાખલ થવાનો માર્ગ પણ શારદા જાણે છે અને હું માનુ છું ત્યા સુધી શારદા મારે ત્યા એક વખત આવેલા યોગીને ઓળખે છે. તેના પર તેણીનો સંપુર્ણ વિશ્વાસ છે એટલે જો શારદા મારી મિલકતમાંથી કાળીદાસને કાઇ નઆપતાં યોગીની સલાહ મુજબ વ્યવસ્થા કરે અથવા પોતાના સ્વાધીનમા લેનો હું નીચે... .........."

"ગોવીંદરામ, લખાણ જો કે સહી વગરનું અને અધુરૂં છે છતાં તમે કહો છો તેવો આરોપ એ બંને પર મુકવાને પુરતું છે. આ દસ્તાવેજ પરથી એટલું સાબિત થઇ શકે કે દ્રવ્ય લોભમાં પડેલી શારદા પિતાનું ખુન કરી યોગીની સાથે નાસી ગઇ છે."

"આપણે એટલુજ કરવાની જરૂર છે, કાળીદાસ એવી ફરીયાદ નોધાવે એટલે બસ થયુ"

"પરંતુ; કાળીદાસ ફરીયાદ નોધાવાવનુ કબુલ ન કરે તો ?"

"શા માટે નકરે ? ત્રીકમદાસનું ખુન તેણેજ કરેલું છે એટલે તે પોતાને નિર્દોષ બતાવવા જેમ આપણે કહીશું તેમ કરવાને તૈયાર થશે. અરે! ઉલટો તે તમારા ઉપકાર તળે દબાએલો રહેશે. પરંતુ આ કાર્ય જેટલુ બને તેટલું ત્વરિત કરવાની જરૂર છે. કારણ કે ત્રીકમદાસની આજ્ઞાથી હરિદાસ, અમ્રતલાલને બેલાવવા ગયો છે. પિતા પુત્ર વચ્ચે થયેલી તકરાર તેના ધ્યાનમા છે અને એ બાબત તેણે અમ્રતલાલને પણ જણાવી હશે. એટલે જો ત્રીકમદાસના મૃત્યુ સમાચાર

હરિદાસ કે અમૃતલાલના કાને પહોંચી જશે તો તેઓને જરૂર કાળીદાસના પરજ શક જશે. કાળીદાસ હૃદયનો ભોળો તેમજ બીકણ હોવાથી જો તેને આપણે પ્રથમથીજ સાવધ કરેલો નહિ હોય તો અમૃતલાલના દબાણુથી, ભાવિ ભયનો ખ્યાલ કરી, પોતાનો ગુનો કબુલ કરી દેશે. અને જો એમ થયું તો પછી આપણા સઘળા પ્રયત્નો નિષ્ફળ જશે."

'પરંતુ કાળીદાસના બોલવા પર અમૃતલાલ વિશ્વાસ કેમ કરશે ?"

"કરશે, અવશ્ય કરશે કારણ કે કાળીદાસ વ્યસની અને વ્યભિચારી છે પરંતુ પિતાનું ખુન કરે તેવો પાપી નથી એવો અમૃતલાલને વિશ્વાસ છે, વળી શારદાની ગેરહાજરી હોવાથી, તેમજ ત્રીકમદાસનુ શબ પણ ગુમ થયેલું હોવાથી, કાળીદાસના દરેક બોલોને તે સત્યજ માનશે. હવે વિશેષ સમય વ્યતિત કરવામા સાર નથી, તમે કચેરીમાં જાઓ એટલા સમયમાં હું કાળીદાસને લઇ ત્યા આવુ છું."

મોહનલાલને ગોવીંદરામનું કહેવુ વ્યાજબી જણાયુ, તે હવે વિશેષ વિવાદ નહિ કરતા કચેરી તરફ વળ્યો અને ગોવીંદરામ ચંપાને ત્યા ગયો.

નીચ ગોવીંદરામ કાળીદાસને સમજાવી મોહનલાલની પાસે લઇ ગયો, અને પ્રથમથીજ એ પિશાચોએ કરી રાખેલી ગોઠવણ મુજબ ફરીયાદ નોંધાવી. મોહનલાલ તૈયારજ હતો, તેણે તરતજ ત્રીકમદાસના મકાન પર જઇ તપાસ શરૂ કરી, એટલુજ નહિ પરંતુ આસપાસ તે યોગી અને શારદાની તપાસ માટે માણસો પણ દોડાવ્યા. કર્મચારી વર્ગ ગમે તેવો મોહનલાલથી ઉશ્કેરાયેલો છતા, બાહિક દ્રષ્ટિએ જણાતા એ ન્યાયના કાર્યમા ખલલ કરવાનું કોઇ સાહસ કરી શક્યુ નહિ.

પરતુ જો ખરી હકીકત તેઓના ખ્યાલમા હોત તો તે મોહનલાલની અવજ્ઞા કરત. અસ્તુ જોત જોતામા એ ખબર આખા શહેરમા ફેલાઇ ગયા, આ શોચનિય સમાચારથી આખા શાતિપુરમા અશાતિ પથરાઇ ગઇ, કોઇ ત્રીકમદાસની નિષ્કલક કીર્તીને કાળો ડાઘ લાગવાથી દીલગીર થયું, તો કોઇ સુશીલ શારદા પર દુશ્ચરિતાનું દુષણ મુકી તિરસ્કારનો વરસાદ વરસાવતુ. કોઇ શારદાને નિર્દોષ અને પવિત્ર માની તેણીના પર આવું ખોટું કલંક લગાડનારને ગાળો ભાડતું, તો કોઇ તેણીને ઠગારી વ્યભિચારિણી અને બાહિક આડબરથી પોતાને પવિત્ર કહેવડાવવાનો પ્રયત્ન કરનારી ધુતારી તરીકે ઓળખાવતુ. ધીમે ધીમે આ ચર્ચાએ ભયંકર સ્વરૂપ પકડયું અને આખા શાતિપુરમા એવીજ વાતો થવા લાગી કે, દ્રવ્ય લોભમા પડેલી શારદા પિતાનુ ખુન કરી પુનર્લગ્નના હિમાયતી એક દુષ્ટ યોગીની સાથે અહીંથી નાસી ગઇ છે. એટલુજ નહિ પરતુ ત્રીકમદાસની લાશને પણ સાથે લેતી ગઇ છે. આ શોચનિય સમાચાર જ્યારે હરિદાસ અને અમૃતલાલને કાને પહોચ્યા ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શારદા જેવી એક સુશીલ અને વિદુષી વિધવા પર થતો એ આક્ષેપ તેનાથી સહન થયો નહિ, પરંતુ ખરી હકીકત જાણ્યા સિવાય કોઇને કાઇ કહેવુ એ વ્યાજબી નહિ જણાયાથી તેઓ ત્વરિત ત્રીકમદાસના બગલાપર ગયા આ વખતે ત્યા મોહનલાલ કે ગોવીદરામ એ બેમાથી કોઇ નહતા લોકોના ટોળા વચ્ચે કાળીદાસ આસુ વરસાવતો, બહેનની ફરીયાદ કરી રહ્યો હતો. કાળીદાસની પાસેથી લોકોના ટોળાને ખસેડવા. તેમજ ત્રીકમદાસનો બગલો છોડી જવા, અમૃતલાલે હાથ જોડીને ત્યા ઉભેલાઓને પ્રાર્થના કરી. શાંતિપુરના સતાધીશની આજ્ઞાનો અમલ કદાચ એ લોકોએ ન કર્યો હોત, પરતુ અમૃતલાલને પ્રભુ તુલ્ય પુજનાર પ્રજાજનો, કાળી-

દાસના મુખે મંભળાતી વાતોમા ગમે તેટલો રસ પડતો છતા, એકદમ ત્યાથી નિખરાઇ ગયા અને કાળીદાસ હરિદાસ અને અમૃતલાલ એકલા પડયા. ગોવીંદરામે અગાઉથી શીખવી રાખેલો પાઠ ભજવતો અને હૃદયફાટ રડતો કાળીદાસ હરિદાસને ઉદ્દેશીને બોલ્યો ' હરિદાસ તમેતો શારદાને ઘણીજ સુશીલ અને નિર્દોષ માનતા હતા, પિતા પણ તેણીને અત્યંત પ્યારથી ચાહતા હતા, પરંતુ એ ઝેરી નાગણે આખરે પિતાને દગા કર્યો અને ઘરના તમામ જવાહિર સાથે એક નીચ યોગીની સાથે નાસી ગઇ. એટલુજ નહિ પરંતુ પોતાનું પાપ પ્રગટ ન થાય એટલા માટે પિતાની લાશને પણ સાથે લેતી ગઇ અરેરે ! મારા પિતાના લાશને અગ્નિ મસ્કારથી પણ વંચિત કરતી ગઇ. એ પાપિણી પિતાના લાશની કોણ જાણે શું એ દશા કરશે હાય .... ... . "

" બસ કાળીદાસ, શારદા જેવી એક નિખાલસ હૃદયની બાળા દ્રવ્ય લોભમા પડી પિતાનું ખુન કરે અને એક અપરિચિત યોગીની સાથે નાસી જઇ ત્રીકમદાસની ઉજવળ કીર્તીને કલંક લગાડે એ હુ માની શકતોજ નથી " શારદાના સરલ સ્વભાવને સંપુર્ણ જાણતો અમ્રતલાલ સહજ ક્રોધમાં કાળીદાસને બોલતો અટકાવી વચ્ચેજ બોલી ઉઠયો

ત્યારે હું શું ખોટુ બોલુ છુ ? ' અમ્રતલાલની ધમકીથી ડરી ગયેલો કાળીદાસ કાંઇક નરમ થતો બોલ્યો.

" માફ કરજો કાળીદાસ, ખરૂ પુછો તો તમારા બોલોમા મને તો સત્યનો અંશ પણ જણાતો નથી કારણ કે જે વખતે હુ અહીથી ગયો, તે વખતે તે નિર્દોષ શારદા તો બિચારી ઉપર રડતી બેઠી હતી. અને ત્રીકમદાસ તમારા પર ઘણાજ ગુસ્સે થયેલા હતા. તમારૂ તે

વખતનુ વિકાળ સ્વરૂપ પણ કાઇક વિપરિત પરિણામ લાવે તેવુ ભયકર હતુ એટલે. ........"

"એ ખરૂં છે. પરંતુ તમારા જવા પછી મને પશ્ચાતાપ થયો ચંપાને કાઢી મુકી, મેં પિતાની પાસે ક્ષમા માગી. પ્રેમાળ પિતાએ મને કેટલોક ઉપદેશ આપી સંપત્તિને લગતી માહિતી સાથે, દ્રવ્યની ચાવી મારા હાથમા સોપી. હું પિતાની આજ્ઞા લઇ ચંપાને ત્યા રહી ગયેલો મારો કેટલોક સામાન લેવા ગયો અને પાછળથી આ બનાવ બની ગયો હરિદાસ, શારદાને હું પણ પવિત્ર અને નિર્દોષ માનતો હતો પરતુ મારા પિતાના સ્વહસ્તે લખાએલો આ પત્ર મારા હાથમા આવ્યા પછી, હુ સમજ્યો કે પોતાને નિર્દોષ અને પવિત્ર કહેવડાવવા તેણીનો એ માત્ર બાહ્ય આડબરજ હતો." હરિદાસના આવેશ ભર્યા શબ્દોથી ભયભિત થયેલો કાળીદાસ પોતાના પર આરોપ આવી જવાના ભયથી વાતને ટુકી કરતા હરિદાસને બોલતો અટકાવી વચ્ચેજ બોલી ઉઠ્યો, અને ગોવીંદરામ પાસેથી મળેલો પત્ર તેણે હરિદાસના હાથમાં મુકયો.

પત્ર અધુરો છતા શારદાને દોષીત બનાવવાને પુરતો હતો. અમૃતલાલે પણ તે વાચ્યો એટલું છતા પવિત્ર હૃદયના અમ્રતલાલની દ્રષ્ટિમા શારદા નિર્દોષજ જણાઇ આ ઘટનામાં ગોવીદરામ અને મોહનલાલનુજ કારસ્થાન હોવાનુ તેણે માની લીધું, પરતુ એ પ્રપંચીઓની પ્રપચજાળથી સમસ્ત શાતિપુરમા ફેલાએલી અફવાને એકદમ દાબી દેવી એ તેને મુશ્કેલ જણાયું. તોપણુ તે કાળીદાસના ભોળા અને બીકણ સ્વભાવને જાણુતો હોવાથી હાલ તરત તેની હાએ હા કરી, તેના દ્વારાજ ખરી હકીકત જાણી લેવાનો નિશ્ચય કરી, કાળીદાસને આશ્વાસન આપતો બોલ્યો ' કાળીદાસ. બનનાર બની ગયુ. હવે એ વાતને વિશેષ લંબાવવામા સાર નથી."

અમ્રતલાલના એ આશ્વાસનથી કાળીદાસનો ભય કાંઇક ઓછો થયો. તે પોતાનાં આસુ લુછતો બોલ્યો "ખરૂં છે, મારા પિતાની ઉજ્વળ કીર્તીને કલંક લગાડનાર એ દુષ્ટાનુ નામ લેવુ એમાં પણ પાપ છે"

'ખેર, એ વાતને જવા દો અને હવે જે કઇ ગયુ હોય તે સંભાળી હરિદાસ દ્વારા તેની કાંઇ વ્યવસ્થા કરો.' અમ્રતલાલે વાતને ટુકી કરવા વચ્ચેજ કહ્યું."

"હુ શુ વ્યવસ્થા કરૂં ? પિતાનો વહીવટ હરિદાસના ધ્યાનમા છે એટલે એજ સંભાળે અને વ્યવસ્થા કરે એમા મને શુ સમજ પડે."

'બરાબર છે, જ્યા સુધી તમને વહિવટને લગતી સંપુર્ણ માહિતી ન મળે ત્યા સુધી હરિદાસેજ સંભાળવાનુ છે" પછી તે હરિદાસને ઉદ્દેશીને બોલ્યો 'જાઓ હરિદાસ ચોપડા વગેરે તપાસી બાકી શુ રહ્યુ છે તે જરા જોઇ લો."

કાળીદાસનેજ દીપીન માનતો હરિદાસ અમ્રતલાલના આ વર્તનથી આશ્ચર્ય ચકિત તો થયો પરંતુ એ સરલ હૃદયના સાધુ પુરૂષની અવજ્ઞા તે કરી શકયો નહિ. તે કાળીદાસ અને અમ્રતલાલની સાથે અંદર ગયો. હરિદાસ કાળીદાસને ઓફીસ રૂમમા લઇ જઇ ચોપડા તપાસવામા રોકાયો અને અનેક વિચારોમા ગરકાવ થયેલો અમ્રતલાલ એ ઓફીસ રૂમની બહારની પરશાળ પર આમ તેમ આંટા મારવા લાગ્યો. એકાએક ખરરર કરતો ધીમો અવાજ તેના કાને અથડાયો અમૃતલાલે પાછું વળી જોયુ તો સામેની દીવાલમા એક બાકોરૂં પડેલું જણાયુ. કાઇક આશ્ચર્ય, અને કંઇક કુતુહલ વશ બનેલા અમૃતલાલે છલગ મારી તેમા પ્રવેશ કર્યો, દ્વાર પુન પુર્વવત્ બંધ થઇ ગયું.

અમ્રતલાલે અંદર જઇ જે કાંઇ જોયુ જે કાંઇ સાંભળ્યું તેનાથી તે આનંદમા આવી ગયો. એટલુજ નહિ પરંતુ જે જટાધારીના પર શારદાના હરણનો આરોપ કાળીદાસે મુકેલો હતો તેજ જટાધારીના ચરણોમા તે ઢળી પડ્યો. જટાધારીએ કેટલીક વાતોથી અમ્રતલાલને સંતોષ આપ્યો ત્રીકમદાસની લાશની શું વ્યવસ્થા કરી અને શારદા કયા ગઇ એ સર્વ અમ્રતલાલના સમજવામા આવી ગયું એટલુજ નહિ પરંતુ યોગીના પર તેને પુજ્યભાવ ઉત્પન્ન થયો યોગીએ તેને હવે પછી શુ શુ કરવાનુ છે, હરિદાસને શું કહેવુ, કાળીદાસને કેમ સમજાવવો. અને મોહનલાલના ત્રાસથી શાંતિપુરની પ્રજાને કેમ મુકત કરવી, તથા તેના પાપનો પુંજ વધે અને તે પોતેજ બીજાને માટે ખોદેલા ખાડામા પડે, એમ કરવા કેવી શાંતિની જરૂર છે. તેમજ ગોવીંદરામના નિર્દોષ કુટુંબને પોષણ આપવામા કેટલુ પુણ્ય છે, ગોવીંદરામ ગમે તેવો નીચ છતા તેની સાધ્વી પત્નિ તેના નાના નાના બાળકો અને વૃદ્ધ માતા અત્યંત દયાને પાત્ર છે, એટલા માટે એ પ્રપંચના પુતળાને સુમાર્ગ પર લાવવા કેવી યોજના કરવી જોઇએ, એ વગેરે સમજાવ્યા તેમજ પોતાનુ ગુપ્ત સ્થાનનો પતો આપી; હરિદાસ અને કાળીદાસ પોતાનુ કાર્ય પુરૂ કરી બહાર આવે તે પહેલાં ત્યા પહોચી જવાની સુચના કરી અમ્રતલાલે સહજ પણ આનાકાની વગર યોગીની આજ્ઞાનો અમલ કર્યો અને પોતે જે રસ્તેથી આવ્યો હતો તેજ રસ્તેથી બહાર નીકળ્યો

અમ્રતલાલને બહાર નીકળ્યા પુરો પા કલાક પણ નહિ થયો હોય એટલામા હરિદાસ અને કાળીદાસ બંન્ને બહાર આવ્યા અને સીલક વગેરે બરાબર હોવાનુ, તેમજ કોઇપણ ચીજ ગયેલી નહોવાનુ

જણાવી હરીદાસે શારદાના ગુમ થવાના સબંધમાં પોતાને થએલું અનુમાન પણ જણાવ્યું. અમ્રતલાલે પણ હરિદાસને અનુમોદન આપતા શારદા નિર્દોષ છે એવી ખાત્રી કાળીદાસને થાય એવા શબ્દોમા ખુલાસો કર્યો, એટલુંજ નહિ પરતુ ત્રીકમદાસની ઉજવળ કીતીને કલંક ન લાગે માટે એ વિષયને આગળ લંબાવતા અટકી જવાની પણ કાળીદાસને ભલામણ કરી, કાળીદાસની તો માત્ર પોતાના પરનો દોષ દુર કરવાનીજ ઇચ્છા હતી એટલે તેણે અમ્રતલાલની દરેક સુચનાઓને અનુસરીનેજ કાર્ય કરવાની કબુલાત આપી ફરીને કાળીદાસ મોહનલાલના ફંદમા આવી ન જાય, અને તે દ્વારા ત્રીકમદાસના પવિત્ર નામને કલંકીત કરવામા મોહનલાલ ફાવી ન જાય, એટલા માટે કેટલીક સુચનાઓથી કાળીદાસને સાવધ કરી દીધો અને પછી ત્રણે બહાર નીકળ્યા.

---

# પ્રકરણ ૨૧ મુ.

## –સુરસિંહની સહાય.–

મોહનલાલ ધારતા હતો કે કાળીદાસને પીતાના ખુની તરીકે જાહેર થતો બચાવી લેવાથી તે પોતાના ઉપકાર તળે દબાએલો રહેશે, અને યોગીનો પતો મેળવવામાં પણ મદદગાર થશે, એટલું નહીં પરંતુ અમૃતલાલની વીરૂધ્ધ કાર્ય કરવામાં તેની સામેલગીરીજ રહેશે. પણ નતો કાળીદાસે શારદા કે યોગીનો પતો લાગવાના સમાચાર પુછ્યા, કે ન એ સબંધી મોહનલાલનો આભાર માનવાની તકલીફ લીધી. ઉલટું કોઇ વાર મોહનલાલ એ સબંધી તેને કાંઇ પુછતો તો જવાબમા

તે એટલુંજ કહુંછું કે યોગી યા શારદાનો પતો લાગે કે ન લાગે તેની મને કશી દરકાર નથી. અમૃતલાલના અનિષ્ટ માટેના વિચારોમાં તે મહાનુભુતી આપવાને બદલે, તેનો પક્ષ કરવામાંજ પોતાના બળનો ઉપયોગ કરવા લાગ્યો. શાંતીપુરની પ્રજા પણ ત્રીકમદાસના અકાળ મત્યુ તથા શારદાના ગુમ થવાના વિષયમા શકિત થવાને બદલે દીલ-સોજ જાહેર કરવા લાગી. શારદાને કલંકીની અને પીતૃઘાતી કહેનાર કર્મચારી વર્ગને પ્રજાના કઠોર શબ્દો સાંભળવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. અચાનક આટલું બધું પરિવર્તન થયેલુ જોઇ, મોહનલાલના ગભ-રાટનો પાર રહ્યો નહિ. અમૃતલાલનીજ વાકય પટુતાનું એ પરિણામ હોવાનુ તેને માની લીધુ. હવે જો અમૃતલાલને દાબી દેવામા નહી આવે તો પરીણામ ઘણુંજ ભયંકર આવશે. એમ તેને લાગ્યું. પરંતુ કયા અપરાધ માટે તે અમૃતલાલને પકડે ? સત્ય ભાષી એ સાધુના મોઢાને તે કેવી રીતે બંધ કરે ? મોહનલાલ અકળાયો. સુરસિંહની સહાયતા વગર અમૃતલાલને અપરાધી ઠરાવવાનું કે યોગીને પકડવાનું કોઇ પણ રીતે બની શકે તેમ નજણાયાથી ગોવીંદરામની સલાહ લઇ તે રાજનગર જવાના નિશ્ચય પર આવ્યો. સુરસિંહ સાથે કેવી રીતે વાતચીત કરવી, યોગીને ખુની ઠરાવવા કેવા સાક્ષીઓ ઉભા કરવા કાળીદાસની મદદ નમળે અથવા એ કેસને આગળ લબાવવાનુ પણ કાળીદાસ કબુલ નકરે તો એ કેસને પોલીસના હાથમા કેવી રીતે સોપવો, તેમજ એ પોલીસના માણસો કેવાં વિશ્વાસુ હોવા જોઇએ. એ વગેરે કેટલીક બાબતોની આલોચનાને અંતે, જુઠા સાક્ષીઓ ઉભા કરવાનુ ગોવીંદરામને સોંપી મોહનલાલ સુરસિંહની સહાયતા મેળવવા રાજન-ગર ઉપડી ગયો.

સુરસિંહને મળી મોહનલાલ અમૃતલાલનો ઉપદ્રવ અને તેને મળતી અપરોક્ષ પણે યોગીની મદદ, એ વગેરે જણાવી પ્રજામાં ફેલા

એલા અસંતોષનું કટલુંક દીગદર્શન કરાવ્યું. અને વધારામાં ઉમેર્યું કે જો અમ્રતલાલને યોગીની મળતી મદદ અટકાવવામાં નહી આવે, તો શાંતીપુરમાં ચાલતા વિગ્રહનો અંત લાવવો ઘણુંજ મુશ્કેલ છે. વળી એ યોગીને મારી સાથે પણ કાંઇ વૈર હોય એમ તેના કેટલાંક કાર્યો પરથી સમજાય છે અર્થાત યોગીજ મત કારસ્થાનનુ મુળ હોવા સાથે, પોતાનો પણ દ્વેષી છે એવું મોહનલાલે સુરસિહના હૃદયમાં ઠસાવી દીધું. અને એ યોગીના ભયથી મુકત કરવા પ્રાર્થના કરી.

"બસ માત્ર એટલીજ વાત માટે તમે એ યોગીથી આટલા બધા ડરો છો" મોહનલાલની વાત સાંભળી લીધા પછી સુરસિહે કહ્યું.

'એ સિવાય પંદર વર્ષ પુર્વે બનેલી બીનાને એ યોગી જાણે છે અને ત્રીકમદાસની પુત્રી શારદા સાથે તેને કાંઇક સબંધ છે એટલે તે શારદા દ્વારા મને સંકટમાં નાખે એવો ભય રહે છે."

"ત્યારે તો એ પ્રાચીન ઘટના મને કહી સમજાવો કે જે સાંભળ્યા પછી હું તમોને યોગ્ય સલાહ આપી શકું"

"મારા પીતા ઘણા બુધ્ધિમાન હતા. તેઓ અમારા અનેક ભાગીદારોની જમીનદારીના થોડા ઘણા ભાગો ખરીદ કરીને સ્વર્ગ વાસી થયા, અને તમના સ્વર્ગવાસ પછી હું સ્કુલ છોડી તમારાથી છુટો પડયો એ આપ જાણો છો. પીતાએ એકઠી કરેલી જમીનદારી મારા કાકા ભગવાનલાલ સંભાળતા હતા. પરંતુ તેનો પુત્ર શાંતીલાલ તે વખતે સગીર વયનો હોવાથી શાંતીપુરની સંપુર્ણ સતા મારા હાથમાં હતી એ ચાર વર્ષ પછી કે જ્યારે શાંતીલાલ ઉમર લાયક થયો અને ત્રીકમદાસ શેઠની છોકરી શારદા સાથે તેનું લગ્ન થયું, ત્યારે તે ત્રીક-મદાસની ઉશ્કેરણીથી કહોકે પછી ગમે તે કારણ હો, પરંતુ પોતાનો

હીસ્સો મારા હાથમાંથી છોડાવી લેવાની તેની ઇચ્છા થઇ. કોઇની સલાહથી તે મહારાજાને મળ્યો, પરંતુ દીવાન સાહેબ મારી મુઠીમાં હોવાથી તેમાં તે નિરાશ થયો. તેની જમીનદારી મારાજ હાથમાં રહી. તેણે આવેશમાં આવી ખેડુતોને મારી વિરૂદ્ધ ઉશ્કેર્યાં. અને પરિણામ એ આવ્યું કે થોડા સમય તે શાંતીપુરનો માલીક બની બેઠો. હું પણ તે સમયે ભયંકર તોફાની સ્વભાવ વાળો હતો. પાંચ સાતસો માણસોને લઇ મેં શાંતિપુર પર આક્રમણ કર્યું. ત્યાર પછી જે પ્રકાર બનવા પામ્યો છે તે આપ સારી રીતે જાણતા હશો કારણકે તે વખતે તમે પણ અભ્યાસ પુરો કરી રાજનગરમાં આવી ગયા હતા."

"હા સાભળ્યું છે, કે એ લડાઇમાં શાંતિલાલનું ખુન થઇ ગયું. અને એ વિષય માટે ઘણા સમય સુધી પોલીસે તમારા પર દેખરેખ રાખી હતી."

"હા, પરંતુ ગરીબ લોકોજ પોલીસથી ડરે છે ધનવાન લોકો તેનો લેશ માત્ર પણ ભય રાખતા નથી સુરસિંહ, દામ આગળ રામનો પણ કાંઇ હિસાબ નથી તો પોલીસ બિચારીની શું તાકાત ? દામના દમામથી બધું દબાઇ ગયું અને અમે જે દિવસે ખુન થયું તે દિવસે શાંતિલાલની લાશને બાળીને ભસ્મ કરી નાંખી આ પ્રસંગે લાલખાં, રામભજન અને લાલસિંહ નામના ત્રણ વિશ્વાસુ નોકરો હતા. તેમણે ઘણી ચાલાકી વાપરી હતી અને તેઓ લાશને બાળીને ગચ્છંતિ કરી ગયા હતા. પોલીસોની સંપુર્ણ સાવચેતી છતાં અદ્યાપિ તેનો પતો લાગ્યો નથી."

"વ્યવસ્થાતો ઘણી સારી કરી હતી, વળી લડાઇ થઇ તે વખતે તમે ત્યાં હાજર નહોતા એમ પણ તમે સાબિત કરી ચુકયા છો. એટલે તમારે એ માટે ચિંતા કરવાનું કારણ હોય એમ મને જણાતું

નથી. તમારા દામની મહાયતાથી તમે બચી ગયા છો. જો પોલીસો તમારા પૈસાથી લુબ્ધ થયા નહોત તો કદાચ તમારે માથે ગુન્હો આવત. પરંતુ અણીનો ચુકયો સો વર્ષ જીવે એ કહેવત શુ તમે નથી જાણતા ? શુ એ યોગી આજે પંદર વર્ષ પશ્ચાત તમારી વિરૂદ્ધ એ કેમ ઉપસ્થિત કરશે ?"

"શારદાની તેમા સામેલગીરી થવા પછી મને એવો ભય નહ છે ખરો. કારણ કે મારા આક્રમણ પછી પોતાના પ્રાણ જશે એવા ભયથી, એ જમીનદારી શારદાનાજ સ્વાધીનમા રહે, એવા હેતુથી શાંતિલાલે તેણીને પોષ્ય પુત્ર લેવાનું આજ્ઞા પત્ર લખી આપ્યું હતુ.

"વાહ, તમે હુશિયાર જમીનદાર થઇને એક વિધવા અબળાથી ડરો છો. શું તમારી નજર આગળ શાંતિલાલની વિધવા કોઇને ખોળામા લેશે ?" સુરમિકે મોહનલાલને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું.

"જો કે એ રસ્તો મે બંધ કરી દીધો છે, શાંતિલાલના મૃત્યુ પછી શારદા પાસેથી મેં આજ્ઞા પત્ર કઢાવી લીધું છે, તથા તેની સર્વ સપંતિ મારા નામ ઉપર લખાવી લીધી છે પરંતુ ગુપ્ત બાતમીથી મારા જાણવામા એવુ આવ્યું છે કે એ જટાવાળો આજ્ઞા પત્રની વાત જાણે છે. હવે તે આજ પ્રકારને ન્યાય મંદિરમા સત્ય કરી બતાવશે"

"ત્યારે હવે તમારો શુ વિચાર છે ?"

"હુ એટલા માટેજ તમારી સલાહ લેવા અહી આવ્યો છું. અમૃતલાલના ઉપદ્રવથી અધિકારી વર્ગ મારાથી ઉશ્કેરાએલો છે, એટલે જો તેમાના કેટલાકની બદલી કરી તે જગ્યાએ તમારા કોઇ વિશ્વાસુ માણસોને મોકલો, તો તેની મદદથી હું એ ભયમાથી મુક્ત થાઉ- મે એ માટેનો રસ્તો પણ શોધી રાખ્યો છે. અનાયાસે તેને અપરાધી અને ખુની ઠરાવવાનો માર્ગ મળી ગયો છે."

"એટલે શુ યોગીના પર કોઇના ખુનનો ગુન્હો મુકવાનો તમારો વિચાર છે? ધન્ય છે, તમારા ચાતુર્યને શાંતિલાલના ખુન સબંધી તે આપનેખુની તરીકે સાબિત કરે તે પુર્વે તમેજ તેનાપર ખુનનો આરોપ મુકવા તૈયાર થયા હો એમ જણાય છે"

"હા એમજ છે, પરંતુ તેમા તમારી સહાયતાની જરૂર છે. શાંતિપુરના ધનાઢ્ય ત્રીકમદાસના પુત્ર કાળીદાસે મારી પાસે એક એવી ફરીયાદ નોધાવી છે કે જેના આધારે હું તેના પર ત્રણ ગુન્હાઓ સાબીત કરી શકું તેમ છે"

"કયા કયા ગુન્હાઓ તે જરા જણાવશો ?"

"હા, એકતો સ્ત્રી હરણ બીજો ચોરી અને ત્રીજો ખુન એવા ત્રણ અપરાધો એ યોગીના પર સાબીત થઇ શકે તેમ છે."

"કેવી રીતે"

"કાળીદાસે ફરીયાદ નોધાવતી વખતે જણાવ્યુ છે કે, ત્રીકમદાસનુ ખુન થયુ તે દિવસે યોગી ત્યા હાજર હતો યોગીએજ ચાહની અંદર ત્રીકમદાસને વિષ પાયુ હતું અને તેના મૃત્યુ પછી શારદાને લઇ નાશી ગયો હતો."

"એ સઘળુ સાબિત કરવાના તમારી પાસે કાંઇ પુરાવા છે?" મોહનલાલની મતલબ સમજી ગયેલો સુરસિંહ વચ્ચેજ બોલી ઉઠયો.

"જો તમારા વિશ્વાસુ માણસોની મને મદદ મળશે, તો પુરાવા એક નહિ પરંતુ એકસો ઉભા કરી શકીશ."

"મોહનલાલ; જ્યારે તમે મને હિતેષી સમજી મારી સલાહ લેવા આવ્યા છો, ત્યારે મારે તમને મિત્રભાવે કહેવું જોઇએ કે કાળીદાસને કાવા દાવાથી હાથ કરી, ફરજીયાત તેની પાસેથી ફરિયાદ નોધાવી; સ્વાર્થ સાધ્ય કરવા માટેજ આ ધતિંગ ઉભું કર્યું છે. એવો

અર્થ બનાવનારી આ બીનાથી તમે તમારાજ પગમાં કુહાડી મારો છો. મહારાજા આવી ગયા છે, એ ન્યાયપ્રિય નરેશ પાસે તમારો આ અસત્ય ખુનનો કેસ નિષ્ફળ થઇ પડશે. હું તો તમને મદદ કરીશ, વિશ્વાસુ માણસો આપીશ; પરંતુ આ કેસમાં તમેજ વિપત્તી જાળમાં ફસાઇ જશો."

'ભુલો છો, સુરસિંહ તમે ભુલો છો. શું તમે નથી જાણતા કે બાળકથી માંડીને વૃધ્ધ સુધી અને સ્ત્રીથી પુરૂષ સુધી સર્વ લોકો જે વાતને જાણે છે. તે વાત ન્યાયાધિશના કાનસુધી પહોંચતી નથી, કોની સંપતિ કોણ પચાવી પાડે છે, તે ગામના પ્રત્યેક મનુષ્યો જાણતા હોય છે પરંતુ ન્યાયધીશ સન્મુખ કોઇ ભાવિ ભયની બીકથી સત્યવાત જણવી શકતુ નથી. અને આમ થાય છે એટલે મારા જેવાના પાસા પોબાર પડે છે દુશ્મનો લાચાર થાય છે. ન્યાયનો કંટો એવો વિચિત્ર છે કે તેનો બધો આધાર સત્ય ગુન્હેગાર ઉપર નહિં રહેતા, શીખવાડેલા સાક્ષીદારો જે સાક્ષી આપે છે, કાર્ય કુશળ પોલીસ જે રિપોર્ટ રજુ કરે છે, તેના ઉપરજ આધાર રાખે છે. ન્યાયધીશે સાક્ષીદારોની હકીકતને. તેમજ પોલીસના રીપોર્ટને કબુલ રાખવા પડે છે. ભલે એ યોગીને સમસ્ત શાંતિપુર નિર્દોષ કહે, પરંતુ જો તમારા વિશ્વાસુ માણસોની મને સંપુર્ણ સહાયતા મળશે તો તે મહારાજાની સમક્ષ અવશ્ય દોષિત ઠરશે. સુરસિંહ, તમે મારા બાહ્ય મિત્ર છો, મારા સુવિચાર દાતા છો. મારા સુખદુઃખના સાથી છો, આ કેસમાં આપે મને સહાયતા કરવીજ પડશે. આપની સહાયતા વગર હવે મારો ઉધ્ધાર નથી.'

મોહનલાલના જેવો, અને જેટલોજ સુરસિંહ નીચ હતો, તેના હાથે એવા અનેક અધમ કામો થઇ ગયેલા હતા, પરંતુ તરતમાંજ મહારાજાનું આગમન થવાનુ હોવાથી મોહનલાલને મદદ કરવામાં તેને

ભય લાગતો હતો. તે સાથે તેને મદદ કર્યા વગર પણ છુટકો નહોતો, કારણ કે નિરાશ કરવાથી આવેશમાં આવેલો મોહનલાલ સુરેંદસિંહ પાસે તેનાં કેટલાક છુપાં છિદ્રો ખુલા કરી દે તેમ હતું, આથી કેટલોક પુખ્ત વિચાર કરી તે બોલ્યો 'ભલે, જો તમારી એવીજ ઇચ્છા છે તો હુ મારા પંદર માણસોને તમારી મદદ માટે મોકલાવીશ. પરંતુ તેઓ જાહેર રીતે મદદ નહિ આપી શકે, ખાનગીમા સોપાએલા કામો તે ઘણીજ સાવધાનીથી કરી લાવશે."

"મને તેવાજ માણસોની જરૂર છે, કારણ કે યોગીનો પતો ખાનગી મસલત સિવાય મળી શકે તેમ નથી."

"ઠીક છે, હુ આવતી કાલેજ વધારાની પોલીસ તરીકે એ પદર માણસોને શાંતિપુર મોકલી આપીશ. તેઓ તમોને એ યોગીનો કોઇપણ રીતે પતો મેળવી આપશે"

"આપની એ મહેરબાની માટે હું આપનો ઉપકાર માનું છુ. અમૃતલાલ કરતાં, મને એ યોગીનો ભય વિશેષ છે. જો એ યોગીનો પતો લાગી જાય તો હું સર્વ પ્રકારે ભયથી મુક્ત થઇ જાઉં"

"ગભરાઓ નહિ, એ યોગીને મારા બહાદુર સિપાઇઓ પૃથ્વીના પડમાંથી પણ શોધી લાવશે. આવો હુ તમારી એ ટોળીના વડા સાથે ઓળખાણ કરાવુ" એમ કહી સુરસિંહ મોહનલાલનો હાથ પકડી અંદર લઇ ગયો, ત્યા એ ટોળીના ફોજદાર સાથે કેટલીક વાતચીત થઇ અનેક પ્રકારના તર્ક વિર્તક અને આલોચના થયા પછી, શુ કરવુ ? શાંતિપુરમા આવી કેવી રીતે કામ લેવું ? ગજનગર કે અન્ય પ્રદેશમા યોગીનો પતો લાગે તો તેને પકડવા કેવી યુક્તિઓ અને કાવા દાવા કરવા ? તેનો પણ નિશ્ચય થઇ ગયો, ઠેઠ મધ્ય રાત્રિ સુધી એ વિષયને લગતો વિવાદ ચાલુ રહ્યો. મોહનલાલને સંતોષ મળી જવા પછીજ સર્વેએ બિછાનાનો આશ્રય લીધો. અને મોહનલાલે તેજ વખતે વાહન તૈયાર કરાવી શાંતિપુરનો માર્ગ લીધો.

# પ્રકરણ ૨૨ મું.

## –પથર પર પાણી.–

રાત્રિ બે પ્રહર વિતી ચુકી છે. નભમંડળમાં નક્ષત્રોના સમુહથી વીંટળાએલા શશીકાંત દેવનો પ્રકાશમય ધવલ ચંદ્રિકા પૃથ્વી પટ પર પથરાઇ રહી છે આખા દિવસના પરિશ્રમથી શ્રમિત થયેલા મનુષ્યો શાંતિના પાંમામાં પડી નિદ્રાનું સુખ ભોગવી રહયા છે. આવા શાંતિદાયક સમયે, શાંતિપુરની દક્ષિણ દિશાએ આવેલા એક પડી ભાગેલા ખંડિયર પાસે, એક યુવક કાંઇ વિચારમાં મગ્ન થઇ ઉભેલો જણાય છે. તેણે પોતાના શરીરને કાળા ઝભાથી ઢાંકેલું છે. તેનું માથું ઉઘાડું છે. તેના લાંબા વાંકડીયાવાળ ગરદન પર પથરાઇ રહ્યા છે. આ વખતે તેની ભવ્ય મુખ મુદ્રા પર કોઇ પ્રકારની ચિંતાની ગંભિર છાયા છવાએલી જણાય છે. તે યુવક પ્રતિક્ષણે આસપાસ દ્રષ્ટિ ફેરવે છે, પરંતુ નિરાશવદને નિશ્વાસ નાખતો ફરીને નીચી દ્રષ્ટિએ વસુંધરા તરફ નિહાળે છે. એકાએક તેની દ્રષ્ટિ એક વટવૃક્ષ પર પડી તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો. શોકગ્રસ્ત બનેલા ચહેરા પર આનંદની છાયા છવાઇ રહી, તે મનમાંજ બબડયો "એજ એજ" પત્રમાં બતાવેલું સ્થાન એજ છે. હું ભુલ્યો નથી પરંતુ ભ્રમણામાં પડયો છું. બરાબર નિયત સ્થાનપર આવી પહોચ્યો છું. હવે અંદર દાખલ થવાનો રસ્તો શોધી, પિતાનો ગુપ્ત ભંડાર હાથ કરી, પ્યારી ચંપાને સંતોષી, તેણીની સાથે આનંદમાં દિવસો નિર્ગમન કરૂં. આ રીતે મનોગત બોલ્યો અને આગળ ચાલ્યો. અચાનક તેનો પગ એક પથ્થર પર પડયો અને ખરરર કરતો એક ધીમો અવાજ તેના શ્રવણ પુટ

પર અથડાયો, યુવકે સામે જોયુ તો એક વટવૃક્ષના થડમાં એક નાની બારી જેવો આકાર થયેલો જણાયો, અંદર દાખલ થવાનું એ પ્રવેશ દ્વાર છે એમ ધારી, તે અંદર ઉતર્યો. અંદર જતાંજ એ દ્વાર આપો આપ બંધ થઇ ગયું.

સુજ્ઞ વાચક, આ યુવક બીજો કોઇ નહિ પરંતુ કાળીદાસજ હતો. પિતાના મૃત્યુ પછી ચંપાની સલાહથી એક દિવસે તેણે પિતાએ જણાવેલો ગુપ્ત ધનવાળો ઓરડો ખોલ્યો, પરંતુ તેમા એક નાની પેટી સિવાય બીજું કાંઇ જણાયુ નહિ. કાળીદાસ અજબ થયો. તે નિરાશ વદને તે પેટી પડી હતી ત્યા ગયો. ધ્રુજતે હાથે તે તેણે ખોલી તેમાથી માત્ર એક કાગળ હાથ આવ્યો. ખોલ્યો, વાંચ્યો, વાચતાજ તે આનંદમાં આવી ગયો. પત્રમાં લખ્યુ હતુ. કે ' મારો ધનભંડાર આ મકાનની પાછળ આશરે અરધો માઇલ દુર આવેલા એક ખંડિયરની નજીક છુપાવેલો છે. શાંતીલાલ સિવાય એ ગુપ્ત સ્થાનને કોઇ જાણતું ન હોવાથી, અને તેમનો પરલોક વાસ થયેલો હોવાથી, મારી એ મીલકત આ ઓરડાની ચાવી મેળવનારના હાથમાં આવે એવા હેતુથી આ પત્ર દ્વારા આટલો ઇશારો કરવો આવશ્યક સમજું છું. ત્રીકમદાસ' તે સાહસ કરી વટવૃક્ષના ગુપ્ત દ્વારામાથી અંદર ઉતર્યો તો ખરો, પરંતુ દ્વાર બંધ થઇ જવાથી એ ગુપ્ત દ્વારમાં અંધકાર ફેલાઇ ગયો, હવે શું કરવું, આગળ કેમ વધવું, એવા વિચારમાં તે ઘડીભર ત્યાં ઉભો રહ્યો પરંતુ આખરે સાહસ એકઠું કરી તે એક અંધ મનુષ્યની માફક આસપાસ હાથ લબાવતો આગળ ચાલ્યો કેટલેક દુર જવા પછી તેનો હાથ એક દિવાલની સાથે અથડાયો. ગુપ્ત દ્વારનો અંત આવેલો જાણી, તે ત્યાં અટક્યો અને દિવાલને હાથ

ફેરવતો આગળ વધવાનો કાંઇ રસ્તો મળે તો તે શોધવા લાગ્યો અચાનક ટટ કરતો ધીમો અવાજ થયોઅને તે સાથે એ સ્થાન પણ પ્રકાશમય બની ગયું કાળીદાસ પ્રથમ તો સહજ ગભરાયો, પરંતુ જ્યારે પ્રકાશમા પોતાને એક વિશાળ ઓરડામા ઉભેલો જોયો, ત્યારે તે હિંમતમા આવી ગયો. ઓરડાની દીવાલો બારીકીથી તપાસતા માલુમ પડયું કે તે જે ઓરડ માં ઉભેલો છે તે પોતાના રહેવાના બગલાનોજ ભાગ છે જે ઓરડામાથી તેને પત્ર મળ્યો હતો તે ઓરડાની અને આ ઓરડાની દીવાલ એકજ છે કાળીદાસની જગ્યાએ જો કોઇ બીજો હોત, તો તે અવશ્ય એ ઓરડામાથી બગલામા દાખલ થવાનું કોઇ ગુપ્ત દ્વાર હોવાનુ અનુમાન કરી, તે શોધવાનો પ્રયત્ન કરત. પરતુ મોભાગ્ર બુદ્ધિના કાળીદાસને એ સુઝયું નહિ. ધનની લાલસામા જેની ચિત વૃતિ ચેટેલી હોય, તે એવી ઉપાધિમાં શામાટે પડે ? કાળીદાસે આસપાસ દ્રષ્ટિ ફેરવી તો એક ખુણામા બે પેટીઓ પડેલી હતી. એ પેટીઓ ખોલવામા ત્રીકમદાસે જે ભય બતાવ્યો હતો તેવા ભયનું એક પણ ચિન્હ કાળીદાસે જોયું નહિ. તે નજીક ગયો સપુર્ણ ખાત્રી થવા પછી તેણે એક પછી એક એમ બને પેટીઓ ખોલી પરતુ તે પૈસાને બદલે પથ્થરાથી ભરેલી જણાઇ કાળીદાસનો ચહેરો નિસ્તજ બની ગયો તેના હાથમાથી ચાવીઓનો ઝુડો પડી ગયો. કેટલીક ક્ષણો પર્યત તે દીંગ મુઢ જેવી હાલતે બને પેટીઓ તરફ નિહાળી રહ્યો. ચંપાના પ્રેમ પાશમાથી છોડાવવા માટેજ જુઠું બોલી, પિતાએ ખોટી લાલચમા મને લલચાવ્યો તો નહી હોય ? એવો કાળીદાસને એક વખત વિચાર આવ્યો. પરતુ બીજેજ પળે તે બદલાઇ ગયો. કારણ કે તે ત્રીકમદાસને સપુર્ણ જાણતો હતો, એટલે તે કોઇપણ પ્રકારનો પ્રપંચ રમે એ તેના માનવામા આવ્યું નહિ.

ત્યારે એ મિલકત ગઇ ક્યાં ? શું શારદા લઇ ગઇ ? તેણીજ આ પેટીમાં પથ્થરા ભરી ગઇ ? નક્કી એમજ થયું હોવું જોઇએ ગોવીંદરામ કહેતો હતો એ વાત જો ખરી હોય. શારદા યોગીની સાથે નાશી ગઇ હોય, તો જરૂર તેણીએજ એ યોગીની સહાયતાથી આ સર્વ મિલકત પોતાના સ્વાધીનમાં લીધી હોય, તો એમાં કાંઇપણ શક નથી. અત્યાર સુધી હું ગોવીંદરામ અને મોહનલાલનું કહેવું માનતો નહોતો, પરંતુ હવે મને સમજાય છે કે એ બંનેનું કહેવું અક્ષરશઃ સત્ય છે. શારદાનો એ યોગી સાથે ઘણા લાંબા સમયનો સહવાસ હશે, પિતાની સાથે એ યોગીનો પરોક્ષ પણે પરિચય કરાવનાર એ પાપિણીજ હશે, ભોળા પિતાને મારા વિરૂધ્ધ કેટલીક વાતો સંભળાવી શારદાના સંરક્ષણને બહાને એ દુષ્ટ યોગીએજ આ ગુપ્ત મિલકતની વાત જાણી લીધી હશે, અને પિતાના મૃત્યુબાદ પાપિણી શારદાના સંકેતથીજ એ શયતાન સર્વ મિલકત સાથે તેણીને ઉપાડી ગયો હશે. પરંતુ ફિકર નહિ, હું એ યોગીને કોઇ પણ રીતે શોધી કાઢીશ. એ દુષ્ટાત્માને પુરેપુરી સજા અપાવીશ. મારા પિતાની મિલકત હું એ પાપાત્માઓ પાસેથી પાછી મેળવીશ દ્રવ્ય મેળવવામાં નિરાશ, હતાશ બનેલા કાળીદાસનું મગજ ભમી ગયું. શારદાને મેળવવામાં નિરાશ થયેલા મોહનલાલ અને ગોવીંદરામે શારદાની વિરૂધ્ધ તરકટી વાતો કરી કાળીદાસને પ્રથમથીજ ઉશ્કેરી મુકયો હતો, તેમાં વળી દ્રવ્ય મેળવવામાં નિરાશા મળી પછી તો પુછવુંજ શું. તે એક ઉન્માદની માફક નિર્દોષ શારદા પર આરોપ ઢોળતો, અને ફાવે તેમ બકતો તે ઓરડામાંથી બહાર નીકળ્યો. અને આવ્યો હતો તેજ રસ્તે પાછો ફરી થોડીજ વારમાં તે નિયતસ્થાને પહોચી ગયો, દ્વાર ખુલુંજ હતું તેમાંથી તે બહાર નીકળ્યો, જેવો તે બહાર નીકળ્યો તેવુંજ એ ગુપ્ત દ્વાર પુર્વવત્ બંધ થઇ ગયું.

નિર્દોષ શારદાના સબંધમા કાળીદાસના મુખમાંથી નીકળેલા અઘટિત શબ્દો, તેઓના પર મુકેલો ખોટો આરોપ, એ નિયંતાથી જાણે સહન ન થયો હોય અને એ અક્ષમ્ય અપરાધનો દંડ આપવા એ સર્વેશ્વરની પ્રેચ્છા હોય તેમ બહાર નીકળેલો કાળીદાસ કેટલીક અપરિચિત વ્યક્તિઓથી ઘેરાઇ ગયો. ખુબ મેથીપાક ખવડાવ્યા પછી એ બદમાશોએ તેનું સોનાનું ઘડીઆળ વીટી, હાર આદિ જે કાંઇ તેની પાસે હતુ તે ઝુંટાવી લીધું. અચાનક પડેલા મારથી જેમ એક શરાબીનો નિશો ઉતરી જાય છે. તેમ કાળીદાસનો ક્રોધ, ઉન્માદ સર્વ ઉડી ગયુ તેનો ક્રોધના આવેશથી લાલચોળ બનેલો ચહેરો ફિક્કો પડી ગયો. પ્રાણ બચાવવાની ઉપાધિમા યોગી અને શારદાના પર વૈર લેવાના વિચારને તે ભૂલી ગયો. પોતે એકલો હોવાથી ગભરાયો અને મદદ માટે બુમો પાડવા લાગ્યો. પરંતુ આટલી મોડી રાત્રીએ આવા ભયંકર સ્થાનમા તેની મદદે કોણ આવે. બદમાશોએ કાળીદાસને ખુબ મેથીપાક ખવડાવી તેના હાથ પગ બાંધી લીધા અને એક જણ છરી તાકી તેની છાતી પર ચઢી બેઠો. અને ધમકી આપતો બોલ્યો "પ્રાણ બચાવવાની દરકાર હોય તો જલદીથી દશહજારનો ચેક લખી આપ"

ભાઇ ચેક બુક મારી પાસે નથી. તમોએ જે ચીજો લીધી છે, તે પણ લગભગ દશહજારની કીમતની છે તે લઇ જાઓ અને મને છોડી દો.' કાળીદાસે કાલાવાલા કરતા કહ્યુ.

નહિ એમ નહિ ચાલી શકે જોતુ અમોને બીજા દશહજાર નહિ આપે તો આજે તુ જીવતો ઘેર જવા નહિ પામે." એમ કહેતાંજ તેણે છરો ઉંચો કર્યો, ચંદ્રના પ્રકાશમા ચમકતા છરાને જોઇ કાળીદાસના હોશકોશ ઉડી ગયા તે આંખમા અશ્રુ વરસાવતો છાતી પર બેઠેલા યમરાજની પાસે પ્રાણ ભિક્ષા માગવા લાગ્યો, પરંતુ

ને પિશાચે પૈસા યાતો પ્રાણ એ બેમાંથી એક વસ્તુ લેવાનો પોતાનો નિશ્ચય જણાવી દીધો. નિરાશ, હતાશ બનેલો કાળીદાસ કાંઇપણ ઇલાજ ન જણાયાથી દશહજારનો ચેક લખી આપવાને કબુલ થયો. છાતીપર બેઠેલા બદમાશ નીચે ઉતર્યો, તેના બંધ છુટા કરવામા આવ્યા. છુટો થયા પછી કાળીદાસે ખીસામાંથી ચેકબુક બહાર કાઢી અને ફાઉન્ટન પેનથી દશહજારનો ચેક લખવાની શરૂઆત કરી. લખાએલો ચેક તે બદમાશના હાથમા સોંપે તે પહેલા, એક મોટા થોભીયાવાળો બળિષ્ટ-કાય મનુષ્ય હાથમા પિસ્તોલ લઇ ત્યા આવી પહોચ્યો. અને કાળીદાસે લંબાવેલા હાથમાથી ચેક ઝુંટાવી લઇ બદમાશો તરફ પિસ્તોલ તાકતો બોલ્યો " જો જીવનની જરાપણ દરકાર હોય, તો લીધેલી તમામ વસ્તુઓ આ શખ્સને સ્વાધીન કરી અહીંથી પલાયન કરો."

બદમાશો એ આગતુકની ધમકીથી જરાપણ ડર્યા હોય એમ લાગ્યુ નહિ, તેઓ નિર્ભયપણે ત્યા ઉભા રહ્યા. આથી આંગતુકે પિસ્તોલ દરેકના તરફ તાકી અને જાણે ઘોડો દબાવતો હોય એવો આડંબર કરતો બોલ્યો " કેમ શુ જૂઓ છો ? આપો છો કે ગોળી છોડુ ?" બદમાશો ડરી ગયા અને કાળીદાસ પાસેથી લીધેલી વસ્તુઓ તે આગ તુકના હાથમા આપી ત્યાથી પલાયન કરી ગયા. તેના જવા પછી કેટલીકવારે કાળીદાસ કંપિત સ્વરે બોલ્યો " મહાશય, આપ કોણ છો ? આજે આપે મને જીવતદાન આપી મારા પર મહદ ઉપકાર કર્યો છે. મને આપનો જન્મભરનો રૂણી બનાવ્યો છે."

" કાળીદાસ, આમા ઉપકાર જેવું કશું નથી. મનુષ્ય માત્રનો ધર્મ છે કે આપતિમા પડેલા મનુષ્યોને સહાયતા કરવી મેં મારો ધર્મ બજાવવા ઉપરાત વિશેષ કાંઇ કર્યુ નથી."

એક અપરિચિત વ્યકિતના મુખે પોતાનુ નામ સાભળી કાળી-દાસ ચમકયો, તે એકદમ બોલી ઉઠયો "હે શું આપ મને ઓળખો છો'

"હા, તમારા પિતા સાથે મારો ગાઢ પરિચય હતો. હુ નિર-તર તમારે ત્યા આવતો. મારૂં નિવાસસ્થાન તમારી પાડોશમાજ હોવાથી તમારા પિતા પણ કોઇ કોઇ વખતે મારા મકાન પર આવતા હતા. તેમના મુખે મે તમારૂં કેટલોક વૃતાન સાભળ્યુ છે"

"આપનુ નામ ?"

"મારૂ નામ દુર્ગાદાસ છે."

'દુર્ગાદાસ, તમારા બોલવા પરથી તો તમો મારા પરિવારનો સંપુર્ણ ઇતિહાસ જાણતા હો એવુ અનુમાન થાય છે."

'હા તમારૂં એ અનુમાન ખરૂં છે. હું તમારા સમસ્ત પરિ-વારને સંપુર્ણ ઓળખું છું એટલુ જ નહિ પરંતુ દરેકના સ્વભાવને પણ જાણું છું. તમારી બહેન શારદાનો પતિ શાતીલાલ કે જેનું કોઇ બદમાશોએ ખુન કર્યુ કહેવાય છે, એજ તમારા પિતાનો જમણો હાથ હતો. એટલુ છતા ત્રીકમદાસનો મારા પર એટલો બધો વિશ્વાસ હતો કે તેઓ કેટલાક ખાનગી કામો મારી સલાહ લઇનેજ કરતા, એટલે હુ તમારા પરિવારની કેટલીક ગુપ્ત વાતો પણ જાણું છું."

દુર્ગાદાસના મુખે પોતાના કુટુંબની જુની વાતો સાભળી, તેના કથનની સત્યતા માટે શકા કરવા જેવું રહ્યુ નહી તોપણ એટલા ગાઢ પરિચયમા આવેલા મનુષ્ય માટે પિતાએ આજ સુધી કેમ કાઇ કહ્યુ નહી, હોય ? શારદા, કમળા આદિ કેમ કોઇ તેને ઓળખતું નહિ હોય ? પિતાએ શા માટે એ વાત અમારાથી છુપાવી હશે ? એવા અનેક વિચાર તરગોમા અથડાતો કાળીદાસ આશ્ચર્ય ચકિત મુદ્રાએ દીગમુઢ જેવો દુર્ગાદાસની સામે એકી ટસે જોઇ રહ્યો.

અમારા સુજ્ઞ વાચકોને પણ કાળીદાસના જેટલુજ આશ્ચર્ય થાય, આશ્ચર્યજનક બીના જાણવાની જિજ્ઞાસા થાય, એ સ્વભાવિક છે. પરંતુ એ દુર્ગાદાસના જીવનમા અનેક રહસ્યો સમાએલા હોઇ તેનો સ્ફોટ કરવાનુ ઉતાવળે અમારાથી બની શકે તેમ નથી એટલે એ વિષયમા નિરાશ કરવા માટે અમો અમારા સુજ્ઞવાચક બંધુની ક્ષમા ચાહીએ છીએ'

''કેમ કાળીદાસ, શું વિચાર કરો છો ? મારા બોલવા પર શું તમોને વિશ્વાસ નથી ?'' કાળીદાસને ચુપ ઉભેલો જોઇ કેટલીક વારે દુર્ગાદાસ બોલ્યો.

''વિશ્વાસ છે. પરંતુ મને આશ્ચર્ય એ થાય છે, કે તમે અમારા પરિવારના આટલા બધા પરિચયમા આવેલા છતાં, અમારામાંનું કોઇ તમને ઓળખતુ કેમ નથી ? '' કાળીદાસે કહ્યુ.

"તમે અને કમળાએ કદાચ મને નહિ જોયેલો હોય, પરંતુ શારદા નિરંતર તમારા પિતાની પાસે રહેતી હોવાથી મને ઓળખતી હતી. તેણી ઘણીજ સુશીલ અને સત્યવક્તા હોઇ. તેના ગુમ થવાની વાત જ્યારે મારા સાભળવામાં આવી ત્યારે મને ઘણુજ દુઃખ થયું. મને લાગે છે કે તમારા પિતાના મૃત્યુનું કારણભુત થનાર વ્યક્તિના ભયથી બચવાજ તેણીએ કોઇ નિર્ભય સ્થાનનો આશ્રય લીધો હશે.'' દુર્ગાદાસે કાળીદાસની શંકાનું સમાધાન કરતા અને શારદાની યાદ આપતા એ વિચિત્ર વાત રજુ કરી.

"એટલે શું, મારા પિતાનું મૃત્યુ થવામા કોઇ વ્યક્તિ કારણ ભુત છે ?'' કાળીદાસ કાંઇક આશ્ચર્ય અને કાંઇક ભયમિશ્રિત શબ્દોમા બોલી ઉઠયો.

"હા કાળીદાસ, એ વાતને ખુલા કરવામાં કાઇ સાર નથી. તમારા પિતાનું મૃત્યુ કેમ અને કેવી રીતે થયું એ મારા ધ્યાનથી બહાર નથી. '' દુર્ગાદાસે કાંઇક ભય મિશ્રિત શબ્દોમાં જવાબ આપ્યો.

દુર્ગાદાસના મુખે પોતાના પાપની વાત સાંભળી કાળીદાસ ચમકયો, કંપ્યો, ભયભિત બની ગયો. પોતાના સંબંધની ગુપ્તમાં ગુપ્ત વાતો પણ દુર્ગાદાસ જાણે છે, એ બાબતમા હવે તેને સહજ પણ શંકા રહી નહિ. તે નિસ્તેજ વદને દુર્ગાદાસના ચહેરા સામે જોઇ રહ્યો. ચંદ્રના પ્રકાશમાં દુર્ગાદાસે જોયું તો કાળીદાસનું આખું શરીર ભયથી કંપતુ હતુ,

"દુર્ગાદાસ, જો તમે મારા પિતાના સ્નેહી હો, મારા પરિવાર માટે તમોને સહજ પણ લાગણી હોય, તો કૃપા કરી મારાથી એ વાત ન છુપાવો. મારા પિતાનુ મૃત્યુ કેમ થયું એ મને સમજાવો" પોતાના માટે દુર્ગાદાસનો કેવો અભિપ્રાય છે એ જાણી લેવાના ઉદ્દેશથી કેટલીક વારે ભયભિત થયેલો કાળીદાસ હિમત એકઠી કરી બોલ્યો

"સમજાવીશ, કાળીદાસ સમય આવતા હું તમોને સર્વ સમજાવીશ. અત્યારે તો રાત્રિ ઘણી ગઇ છે માટે આપણે જવું જોઇએ. વળી અન્ય વખત તમને મળીશ અને અથઇતિ સભળાવીશ. હા પણ કાળીદાસ, હુ તમોને એક બીજી વાત પુછું તો તમને માઠું તો નહિ લાગે ના ?" કાળીદાસના મનોભાવને જાણી ગયેલા દુર્ગાદાસે વાતનું વળું બદલતાં ટુંકામાજ જવાબ આપ્યો.

"નહિ દુર્ગાદાસ, તમે મારા પિતાના સ્નેહી છો. વળી મારા જીવન દાતા છો એટલે મને કાઇ પણ કહેવાનો, પુછવાનો તમને સપુર્ણ અધિકાર છે. પુછો તમારે જે પુછવું હોય તે ખુશીથી પુછો." દુર્ગાદાસના ટુંકા જવાબથી પણ કાંઇક હિંમતમાં આવેલો કાળીદાસ ઘણાજ નમ્ર શબ્દોમા બોલ્યો

"તમારી પત્નિ મનોરમા સુશીલ અને સદગુણી છતા, તેને સતોષવાનો તમે સહજ પણ પ્રયત્ન કર્યો નથી. એમ તમારા પિતાએ મને એક વખત કહ્યું હતું એ વાત શું ખરી છે."

દુર્ગાદાસના એ પ્રશ્નનો શું જવાબ આપવો, તેના વિચારમા તે ઘડીભર ચુપ રહ્યો. પરંતુ કેટલીક વારે કાઇ વિચાર આવતાં તે બોલ્યો "ભાઇ જ્યારે તમે મારો સર્વ વૃતાત જાણો છો, ત્યારે હવે તમારાથી કાઇ છુપાવવું એ વ્યાજબી નથી. ખરી વાત એમ છે કે મનોરમા ગમે તેટલી સુશીલ હોવા છતા, સ્નેહના પંથને જાણતી નહોતી. તેની હયાતિમા મને કોઇપણ પ્રકારનુ સુખ મળી શક્યું નહોતું. નિરંતર કલહ અને કલેશમાજ મેં મારૂં જીવન વ્યતિત કર્યું હતું, તેણીના મૃત્યુ પછી મેં મારા લાયકનું પ્રેમ પાત્ર શોધી કાઢ્યું છે. તેના સહવાસમા હું અત્યારે શાતિ અને આનદમા રહી શકું છું."

"એટલે શું તમે બીજું લગ્ન કર્યું છે ?" પોતે એ હકીકત જાણતો છતાં કાળીદાસના મુખેજ બોલાવવાની ઇચ્છાથી દુર્ગાદાસે એ પ્રશ્ન કર્યો.

"આપ મારા જીવનદાતા હોવાથી હું આજથી આપને મારા મિત્રજ ગણું છુ. અને આપ જેવા સજ્જન મિત્ર પાસે કોઇ પણ વાત છુપાવવામાં હું મહાન પાપ સમજું છું. મેં બીજુ લગ્ન કર્યું નથી, પરંતુ ચંપા નામની એક રસિક રમણીના પ્રેમમા હું પડયો છુ. તેણીના સૌંદર્યમાં અંજાઇ ગયો છું."

"પરંતુ મિત્ર, એવા પ્રેમમા લુબ્ધ થયેલા મનુષ્યો કોઇ કાળે શાતિ મેળવી શકતા નથી. મને આશ્ચર્ય લાગે છે કે આપને એવા પિશાચી પ્રેમમાં કેમ આનંદ આવે છે. માફ કરજો કાળીદાસ, હુ તમારી લાગણી દુઃખાવવા માગતો નથી પરતુ જ્યારે તમે મને મિત્ર શબ્દથી સંબોધ્યો છે, ત્યારે મારા મિત્ર ધર્મને અનુસરી કહું છું કે તમારૂં આ વર્તન સારૂં નથી, તમારો આ પ્રેમ તમોને કોઇ વખતે પારાવાર પશ્ચાતાપમાં ડુબાડી દેશે." દુર્ગાદાસે ઉપદેશ આપતાં કહ્યું.

"મિત્ર આપને એ રમણીનો પરિચય થયો નથી, ત્યા સુધીજ તમે એમ બોલો છો. કૃપા કરી એક વખત મારી સાથે ચાલો. તેણીનો પ્રેમ મારા પ્રતિ કેવો, અને કેટલો છે એ તપાસો, અને પછીજ કાંઇ અનુમાન પર આવો." કાળીદાસે પોતાનો બચાવ રજુ કરતા કહ્યું.

"ભલે, હુ તમારી સાથે આવું પરંતુ એક શરતે." કેટલીક વારે દુર્ગાદાસે કાંઇ વિચાર કરી કહ્યું.

" કહો એ શી શરત છે ?" કાળીદાસે પૂછ્યુ.

" એજ કે, જો મને તમારો એ પ્રેમ અયોગ્ય જણાય તો તમારે મારા કહેવા પ્રમાણે કરવુ."

"કબુલ છે, મને તમારી એ શરત કબુલ છે. ચાલો, અત્યારેજ મારી સાથે ચાલો. જુઓ એ રમણી આટલી મોડી રાત્રે પણ મારા આગમનથી કેટલી આનદમા આવી જાય છે, તે નજરે નિહાળો "ચંપાનો પ્રેમ જોઇ દુર્ગાદાસ ખુશીજ થશે એવા વિશ્વાસથી કાળીદાસે દુર્ગાદાસની શરત કબુલ કરી.

કાળીદાસ કેટલો સત્યવકતા છે, તેની પ્રણયીનિ કોણ છે, એ સર્વ દુર્ગાદાસ જાણતો હતો. એટલુજ નહિ પરતુ એ પિશાચીણીના પ્રેમ બંધનથી કાળીદાસને છોડાવવા જતા, પોતાને અપમાનિત થવું પડશે એ પણ તેના ધ્યાનમાજ હતું. એટલું છતા એ બહાને કાળીદાસને બે શબ્દો કહી શકશે, એવા ઇરાદાથી દુર્ગાદાસ તેની સાથે જવાને તૈયાર થયો. બન્ને મિત્રો ત્યાંથી આગળ ચાલ્યા અને થોડીજ વારમા ચંપાના નિવાસસ્થાન પાસે આવી પહોંચ્યા. આટલી મોડી રાત્રે પણ તાન પલટા સાથે સંગીત ચાલી રહ્યુ હતુ, છતાં દુર્ગાદાસ કાળીદાસની સાથે અદર ગયો. કાળીદાસે ચંપાની બાજુમાં સ્થાન લીધું અને દુર્ગાદાસ એક બાજુ ઉભો રહ્યો. ચંપા દુર્ગાદાસને અજાયબીથી જોતી. કાળીદાસથી જરા દુર ખસી બેઠી. દુર્ગાદાસને દુર ઉભેલો જોઇ કાળીદાસ બોલ્યો,—

"કેમ મિત્ર, તમે ત્યા કેમ ઉભા રહ્યા ? આવો, આ આસન પર બિરાજો. હું આપને કહેતો હતો તેજ આ પ્રેમદા છે, એજ મારી પ્યારી પ્રાણવલભા છે."

હેં કાળીદાસ, આ શુ બોલો છો ? આતો એક વૈશ્યા છે શું એજ તમારી પ્રેમદા છે ?"

"હા. એજ મારા આનંદનું સ્થાન છે" કાળીદાસે જવાબ આપ્યો અને પછી ચપા તરફ ફરીને બોલ્યો "પ્યારી, તું મારા પર આટલો બધો પ્રેમ શા માટે રાખે છે ?"

" ધન, ધર્મ અને બળ હરવા માટે." ચંપા કાળીદાસને કાંઇ પણ જવાબ આપે તે પહેલાં દુર્ગાદાસ બોલી ઉઠયો, અને ડોળા ઘુરકાવતો એ પિશાચીણીની સામે જોઇ રહ્યો.

વિશાળ કાય દુર્ગાદાસના રકત નેત્રો જોતાજ ચંપાના હૃદયમા ભયનો આવીર્ભાવ થયો, તે મનમાજ બબડી આ પાપ વળી અહીં કયાથી આવ્યું. રખે કાળીદાસને સમજાવી અહીથી લઇ જાય, અને મારી ધન મેળવવાની આશા મનમાંજ રહી જાય. ચંપાના મનોભાવને જાણી ગયેલા કાળીદાસને, કાંઇ વિપરિત પરિણામ આવવાનો ભય લાગ્યો. આથી તેણે ચંપાને શાત પાડતો અને દુર્ગાદાસની ઓળખાણ કરાવતો બોલ્યો " પ્યારી, આ મારો મિત્ર છે. તેને આજે મારો જાન બચાવ્યો છે. તેનીજ કૃપાથી આજે હુ જીવતો તારી પાસે આવી શકયો છું." એમ કહી બનેલુ સર્વ વૃતાત તે ચંપાની પાસે નિવેદન કર્યું. ચંપા ઘડીભર કાંઇક ભય ભરી દ્રષ્ટિએ દુર્ગાદાસની સામે જોઇ રહી, તેની બહાદુરી સાંભળી ચંપાના ભયમા કાંઇક ઉમેરો થયો. પરંતુ તે પોતાના ભાવને છુપાવતી, હસતી હસતી દુર્ગાદાસને ઉદ્દેશીને બોલી " ત્યારે તો આપે કાળીદાસની સાથે મને પણ જીવનદાન આપ્યું છે. આવો, બેસો અને અમારી કિંચિત મિજમાનીનો સ્વીકાર કરો."

ચંપાના એ શબ્દોની પણ દુર્ગાદાસને કાંઇ અસર થયેલી જણાઇ નહિ. તે તો જોવીને તેવી સ્થીતીમા કાળીદાસ અને ચંપાની તરફ દ્રષ્ટિ કરી ઉભો રહ્યો,

"મને લાગે છે, કે તમારા મિત્રને મારી સાથે વાત કરવાને રૂચતુ નથી." દુર્ગાદાસને ચુપ ઉભેલો જોઇ ચંપા કાળીદાસને ઉદ્દેશીને બોલી."

"નહીં એમ નથી. પરંતુ પ્રથમ મુલાકાત હોવાથી જરા શરમાય છે કેમ ખરૂંના દુર્ગાદાસ ?"

"ભુલે છે, કાળીદાસ ચંપા કહે છે તેજ ખરૂં છે. મને આ-સ્થાન નર્કના સમાન લાગે છે." દુર્ગાદાસે કહ્યું.

"મિત્ર આ શુ બોલો છો ? અહીંનો આનંદ તો સ્વર્ગથી પણ અધિક છે."

"એ તારા જેવા મુર્ખાઓએ માની લીધેલો આનંદ છે, વેદ શાસ્ત્રો અને ગુણીજનો તો આ સ્થાનને નર્ક સ્થાન તરીકેજ ઓળખાવે છે."

"દુર્ગાદાસ તમે હજુ આ આનંદનો સ્વાદ ચાખ્યો નથી, એથીજ એમ બોલો છો. પરંતુ જ્યારે તમો એ ધુનમા તનમય બની જશો, ત્યારે તમારૂ આ જ્ઞાન-ધ્યાન સર્વ તમારૂ હૃદય સ્થાન છોડી જશે. કેમ ખરૂના પ્યારી ?"

"કાળીદાસ, આને પ્યારી નહિ પરંતુ બેધારી કટારી કહો.' દુર્ગાદાસે સહજ ક્રોધમાં કહ્યુ.

"કટારી ?"

"હા હા કટારી એ કટારીનો લાગેલો ઘા તને એ વખતે જણાશે કે જે વખતે તું ધર્મ અને ધન બંન્ને ગુમાવી બેઠો હશે."

"દુર્ગાદાસ તમે શુ કહો છો, એ હુ કાંઇ સમજી શકતો નથી."

"કયાથી સમજે ? સમજવાની શકિતતો તેં આ વેશ્યાને સ્વાધીન કરી છે." દુર્ગાદાસે ક્રોધાવેશમાજ કહ્યું.

"કાળીદાસ, તમારા મિત્ર તો મારી બેઇજ્જતી કરી રહ્યા છે. હમ મારાથી તે નહિ સંભળાય. તેને અહીંથી એકદમ રજા આપો, નહિ તો હું અંદર ચાલી જાઉ છું." ચંપા હવે પોતાના મુળ સ્વરૂપ પર આવી બોલી.

"દુર્ગાદાસ, મિત્રના રંગમા ભંગ કરવો એ શુ મિત્રતા છે?"

"કાળીદાસ હુ મિત્રતાને ખાતરજ તને આ કુકર્મથી બચાવવા માટે આ અપવિત્ર સ્થાનમાં તારી સાથે આવ્યો છું. મેં પ્રથમથીજ તારી પાસે કબુલાત કરાવી છે અને એ કબુલાત અનુસારજ હું તને સુમાર્ગ પર લઇ જવાના ઇરાદાથી આ સર્વ કહું છુ. મિત્રને આપેલા વચનને નિભાવવું એજ ખરી નીતિ છે."

"પરંતુ તમારી આ કુસમયની નીતિ મને બેધારી છરી જેવી લાગે છે."

"લાગવીજ જોઇએ, કારણ કે મરવા પડેલા રોગીને દવા વિષ સમાન લાગે છે. પરંતુ યાદ રાખજો કાળીદાસ, કે વચન ભ્રષ્ટ થવાનું પરિણામ ઘણુંજ ભયંકર આવશે."

દુર્ગાદાસના આ શબ્દો કાળીદાસને તીર સમાન લાગ્યા. થોડા સમય પૂર્વે દુર્ગાદાસે તેના પર કરેલા ઉપકારને તે ભુલી ગયો, પોતાના સુખની મિત્રને ઇર્ષા આવે છે એમજ તેણે માની લીધું. તે ક્રોધાવેશમાં બોલ્યો " દુર્ગાદાસ, જો તમારા આ ઇર્ષાળુ સ્વભાવની મને પહેલેથીજ ખબર પડી હોત તો હું તમને અહીં તેડી લાવતેજ નહિ."

"બસ કાળીદાસ, બહુ થયું. તમે તમારો મિત્ર ધર્મ પુરેપુરો બજાવ્યો. ભલે તમારી ઇચ્છામા આવે તેમ વરતો પરંતુ એટલું યાદ રાખજો કે વિષયાંધની આખરે બુરી દશા થાય છે. અનેક રાજા, મહારાજાઓએ વિષય વાસનામાજ પોતાના રાજ્યપાટ ગુમાવ્યા છે. લંકાપતિ રાવણ કે જેની સતા પૃથ્વી પર એટલી બધી ફેલાએલી હતી કે મોટા સિંહ સમાન બળીયા રાજાઓ પણ તેની સતાને આધિન હતા, એટલુ જ નહિ પરંતુ દેવ દાનવ જેવા તેનો હુકમ ઉઠાવતા હતા તેજ લંકાપતિ કામાવેશમા સીતા દેવીને હરી લાવ્યો, પોતાના ભાઇ કે પત્નિની શીખામણ માની નહિ, આખરે દશ મસ્તક કપાવી અપકીર્તી ઉપાર્જન કરી આ લોકને પરહરી પરલોક સીધાવ્યો સતી દ્રૌપદીની આશાએ આખું કૌરવ કુળ નાશ પામ્યું. તારાની ઇચ્છામા વાળીએ જીવ ખોયો. અહલ્યાની આશામાં ઇંદ્રને કોઢીયા થવું પડયુ. માધવની નિર્દોષ પત્નિ રૂપસુંદરીના રૂપ માધુર્યમા મુગ્ધ બનેલા કર્ણે અતિ ફળ દ્રુપ અને અખુટ દોલતથી ભરેલો ગરવો ગુજરાત ગુમાવ્યો. પેશ્વાઓએ પોતાનું રાજ્ય ખોયુ. તે પણ પ્રેમદાઓનાજ પાપમા, માટેજ કહું છુ કે આ કુમાર્ગને તજી દો વિષય વિષની ખુમારીમાં અત્યારે ભલે તમને મારૂં કહેવુ ધ્યાનમા નથી આવતુ. પરંતુ આ પાપાચારનું ભયંકર પરિણામ જ્યારે તમારી સામે મુર્તીમંત દેખાશે, આ વૈશ્યા જ્યારે તમને અપમાન સહિત બહાર કાઢશે ત્યારેજ તને મારા એક એક શબ્દોની યાદ આવશે. તેની કીંમત સમજાશે"

"તે વખત આવે જોઇ લેવાશે, વિશેષ વાતો કરવાની કાંઇ જરૂર નથી. જો તમારાથી મારૂ આ સુખ ન જોઇ શકાતુ હોય તો એકદમ અહીંથી ચાલ્યા જાઓ. આજથી તમે મારા મિત્ર નહિ પરંતુ શત્રુ છો. જાઓ અહીથી એકદમ ચાલ્યા જાઓ નહિતો ધકકા મારી ગયા દાગ બહાર કાઢવા પડશે."

બસ મિત્ર શબ્દની આટલીજ વ્યાખ્યા કરી જાણો છો કે. ફિકર નહિ, કાળીદાસ ભલે તમે મને શત્રુ માનો, પરંતુ હું તો તમોને મારા મિત્રજ માનુ છું. કે મારી ફરજ સમય પરત્વે બજાવી મિત્ર શબ્દનો અર્થ સમજાવીશ. તમારા ખરા સમય પર હું તમોને કામ આવીશ." એમ કહેનેજ દુર્ગાદાસ એ સ્થાન છોડી ગયો. કાળીદાસે છુટ કારનો દમ ખેંચ્યો. તેણે ચપા તરફ જોયું પરતુ ચપા ત્યાં ન હોતી. બંન્ને મિત્રો વચ્ચે થતી રકઝકથી કંટાળી કયારની તે અંદર ચાલી ગઇ હતી. આથી તેણીને શાંત પાડવા તે પણ અંદર ચાલ્યો ગયો દુર્ગાદાસે કરેલો ઉપકાર, તેણે આપેલો ઉપદેશ એ સર્વ પથ્થર પર પાણી જેવું થઇ ગયું.

---

# પ્રકરણ ૨૩ મું.

## –અનાથ અબળા.–

ચંપાને ત્યા જવા પછી કાળીદાસના વિચારોમા કેવો અને કેટલો ફેરફાર થશે એ દુર્ગાદાસે પ્રથમથીજ અનુમાન કરી લીધું હતુ. એટલે કાળીદાસના અપમાનિત શબ્દો માટે તેને કાંઇપણ આશ્ચર્ય લાગ્યુ નહિ. તે ત્યાંથી નીકળી પોતાના સ્થાન તરફ ચાલ્યો. તેનું રહેઠાણ શાંતિપુરથી ત્રણ ચાર માઇલ દુર આવેલા કંદરોની તલેટીમા હતું. હવે શું કરવું, કાળીદાસને સુધારવા તેને સુરાહ પર લાવવા કયો રસ્તો લેવો, તેના વિચારમા તે ધીમે ધીમે ચાલ્યો જતો હતો. એકાએક બાજુમાથી એક યંત્રણા ભરી અસ્ફુટ ધ્વનિએ તેના કાનોમા

પ્રવેશ કર્યો. જે તરફથી અવાજ આવતો હતો તે તરફ દ્રષ્ટિ કરી ચંદ્રના ઝાખા પ્રકાશમા તેણે જોયુ તો એક મનુષ્યાકાર જમીન પર પડેલો જણાયો. એ કોણ છે, એ જાણવાને પોતાની પાસેની ગુપ્ત બતી બહાર કાઢી તેના પ્રકાશથી જોતા માલુમ પડયું કે એક સ્ત્રી લીલા ઘાસ પર મહાન શોચનિય દશામા પડી છે. દુર્ગાદાસ તે તરફ વળ્યો. અપરિચિત પુરૂષને આવતો જોઇ તે સ્ત્રીને સંકોચ થયો. તેણી પોતાના શરીરને પોતે ઓઢેલા. ફાટાં વસ્ત્રોથી ઢાંકવાનો પ્રયત્ન કરવા લાગી, નજીક જવા પછી દુર્ગાદાસ બોલ્યો "માતા ડરો નહિ, હું તમારો બાળક છું."

દુર્ગાદાસના આશ્વાસનથી રમણીના હૃદયમા ઉત્સાહનો આવીર્ભાવ થયો. તેણી દુર્ગાદાસ તરફ દયાર્દ્ર દ્રષ્ટિએ જોઇ રહી. દ્રષ્ટિ મળતાજ દુર્ગાદાસ આશ્ચર્યમા ગરકાવ થઇ ગયો, તેણીને આ પુર્વે કોઇ સ્થળે જોયેલી હોય એવો તેને ભાસ થયો. પરંતુ કયા અને કયે સ્થળે એ તેની સ્મૃતિમાં આવી શકયું નહિ. તેણીનુ શરીર એવું તો કૃષ બની ગયુ હતું કે તેને સહજમા ઓળખવી એ ઘણુજ મુશ્કેલ હતુ.

તેણીના ચહેરા પર વિપદના સ્પષ્ટ ચિન્હો જણાતાં હતા, તેણીએ હાથમા પહેરેલી ચુડીઓ અને કપાળમા કરેલો કુમકુમનો ચાડલો એ સર્વ તેના પતિની વિદ્યમાનતાનો પરિચય આપતા હતા. જો કે અત્યારે તેણી ધુળથી રગદોળાએલી હતી, ફાટેલુ વસ્ત્ર પહેરેલુ હતું તોપણ તેનુ સૌંદર્ય અવર્ણનિય હતું. એથી તે કોઇ મોટા ઘરની હોય એવુ અનુમાન થતું હતું. કેટલીકવારે તેણી પોતાના શરીરને સંભાળતી ઉઠી અને ઘણાજ ધીમા સ્વરે દુર્ગાદાસને ઉદ્દેશીને બોલી ' ભાઇ, તમે કોણ છો ? અહીં શા માટે આવ્યા છો ?

" ગભરાઓ નહિ બહેન, હું તમારો દુશ્મન નહિ પરંતુ શુભેચ્છક છું. આવા નિર્જન સ્થાનમા અનુકંપા ઉપજાવે તેવી સ્થીતિ-

માં આપને પડેલાં જોઇ બની શકે તો સહાયતા કરવાની ઇચ્છાથી અહીં આવ્યો છું. તમારો આર્તનાદજ મને અહીં ખેંચી લાવ્યો છે. બહેન, આપ કોણ છો ? અને આવા વિકટ અરણ્યમાં આવી દશામાં શા માટે ફરો છો ?

" ભાઇ, એ જાણીને તમે શું કરશો ? મારૂ ભાવિજ વિચિત્ર છે તેમા તમે મને શું મદદ કરી શકશો ? "

"ધનની, અન્નની વસ્ત્રની, જેવી મદદની આપને જરૂર હશે તેવી મદદ હું કરીશ"

"તમારી એ મદદ મારે માટે નકામી છે. ભાઇ, શું કહું હુ એક એવા ધનવાનની ધર્મ પત્નિ છું કે જો મારા પતિની મારા પર મહેરબાની હોય તો, એવી સેંકડો મદદ હુ મારા દેશના ગરીબ કંગાલ બંધુઓને આપી શકું, પરંતુ એ સુખ મારા ભાગ્યમાં લખ્યુ જ નથી."

" એટલે શુ તમારા પતિએ તમારો ત્યાગ કર્યો છે ?"

"નહિ, મારા દુર્ભાગ્યેજ મને એ સુખથી વંચિત રાખી છે. મારા પતિ; શ્વસુર સર્વ મને મરી ગયેલીજ માને છે."

"આશ્ચર્ય, તો પછી તમે તમારી હયાતિની બીના તેઓને કેમ જણાવતા નથી ?"

"માફ કરજો, એ હકીકત હુ આપને જણાવી શકતી નથી."

"જો મને તમારા શ્વસુરનું નામ જણાવો તો હુંજ તેમને ખબર આપુ"

"એ પણ હવે બની શકે તેવું નથી, કારણ કે મારા શ્વસુર અત્યારે આ દુનિયામાં નથી તેમની એક વિધવા પુત્રી હતી જેનો મારા પર અપુર્વ સ્નેહ હતો, તે પણ મારા શ્વસુરના મૃત્યુ પછી

કાણુ જાણે કયાં ગુમ થઇ ગયાં છે એટલે મારા આશ્રયને એ માર્ગ પણ બંધ થઇ ગયો છે."

રમણીના એ શબ્દોથીજ દુર્ગાદાસે અનુમાન કરી લીધું, કે તે કાળીદાસની ધર્મ પત્નિ સુશીલા મનોરમાજ છે. સુજ્ઞવાચક, દુર્ગાદાસનું એ અનુમાન ખરૂંજ હતું, એ અભાગિની મનોરમાજ હતી. આપણે ગત પ્રકરણમાં વાંચી ગયા તેમુજબ પિતાની ભયંકર માંદગીને લઇ તેણી શ્વસુર અને નણંદના આગ્રહથી પિતૃગ્રહે ગઇ હતી, પરંતુ તેણી ત્યાં પહોંચે તે પહેલાજ તેના પિતા પરલોક પહોંચી ગયો હતો માતા બાલ્યાવસ્થામાંજ મરી ગયેલી હતી. તેના કુટુંબમાં બીજું કાઇ હતુ નહિ. પિતા દરિદ્ર હોવાથી તેની સંપતિ સંભાળવા જેવું પણ નહોતું. આથી તેણે શ્વસુરને એક પત્ર લખી પોતાને પાછી બોલાવી લેવા જણાવવાનો નિશ્ચય કર્યો, પરંતુ તે પહેલા કાળીદાસનો પત્ર તેણીને મળ્યો તેમાં કાળીદાસે મનોરમાને ફરીને મુખ નહિ બતાવવાની આજ્ઞા કરી હતી, એટલુંજ નહી પરંતુ બને તેટલી ત્વરાએ ત્રીકમદાસને તેણીનો દેહ વિલય થવાનુ પણ અન્ય દ્વારા લખવા જણાવ્યું હતું. સાધ્વી મનોરમાએ પતી આજ્ઞાને શિરોધાર્ય માની તે મુજબ અમલ કર્યો હતો. ત્રીકમદાસ અને શારદા તેણીને મરેલીજ ધારતા હતાં. દીર્ઘ મુદત સુધી કોઇપણ જાતની ખબર ન મળવાથી કાળીદાસનું અનુમાન પણ એમજ હતું.

પિતાના પરલોક પછી અને પતિએ તેણીનો ત્યાગ કરવા પછી નિરાધાર બનેલી મનોરમા રાજનગર છોડી જંગલમાં આમ તેમ ભટકતી, ખેડુતો પાસે અન્નની યાચના કરતી પોતાના દિવસો મહાન કષ્ટે નિર્ગમન કરવા લાગી તેણી પતીની આજ્ઞાનું ઉલંધન કરવા કરતાં મરવુ વધારે પસંદ કરતી હતી. અત્યારે તેણીના કષ્ટોની સીમા ન

હોતી. બીચારીને પેટ પુરતું અન્ન કે પુરા . વસ્ત્રો પણ પહેરવાને મળતાં નહોતાં. સુવાવસ્થા હોવાથી કોઇ સ્થળે સત્ત્વૃતિ કરીને પણ ગુજારો કરવાનું બની શકે તેમ નહોતુ. ભગવાને રૂપ, યૌવાન આપીને એ દુઃખિણીનુ સર્વ નાશ કરી દીધુ હતું. તેણી જ્યાં જતી ત્યા તેના શત્રુઓ ઉભા થતા હતા. પરંતુ એ માધવીએ અનેક યત્ન અને સાવ-ધાનીથી, સેંકડો કષ્ટ સહન કરીને પણ પોતાનો ધર્મ બચાવ્યો હતો. પતીનો પ્રેમ મેળવવા તેણીએ પાચ વર્ષ સુધી પ્રયત્ન કરી જોયો હતો પરંતુ એ કુળાગાર કાળીદાસે તેની એક પણ વાત સાભળી નહોતી. તેની એ નવ વિકાશોન્મુખ અનુરૂપ રાશી, તેનો કોમળ સ્વભાવ અને તેણીનીમા અતુલનીય મધુરતા જોવા છતા, એ અભાગિણીને પોતાના ચરણોમાં સ્થાન આપ્યુંજ નહોતું. અરે મીઠી મીઠી વાતો કરી તેને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન પણ એ નર પીશાચે કર્યો નહોતો. દુખીણી મનોરમાએ પતીના એ દુર્વ્યહાર, રૂપ, તારૂણ્ય શકિતશેલને છાતી ફેલાવી સહન કર્યો હતો. અવસ્થાની પરિપકવતાની સાથે, સહિષ્ણુતા પણ પાકી ગઇ તે સાથે આત્મત્યાગ પણ વધતો ગયો. પરંતુ ક્રોધ, કષ્ટ અભિમાન યા યાતનાથી તેણીના મનમા એક દીવસને માટે પણ વીકા-રનો ઉદભવ થયો નથી સ્વામી તેને જોઇ ઘૃણા કરે છે, તેને તેણીની છાયા પણ સારી લાગતી નથી. તેણીને એ મરેલીજ જોવા ચાહે છે, એ વાત મનોરમા ભુલી નથી. એટલું છતાં એ સાધવી પોતાના સ્વામી પર સહજ પણ નારાજ નથી, જયા સુધી તેણી પોતાના પુજ્ય સ્વામીના ચરણોનું સ્મરણ કરી તેના નામની પુજા કરતી નથી ત્યા સુધી તે અન્ન-જળ લેતી નથી. સેંકડો દુઃખોથી દુઃખી હોવા છતા, તત્કાળ મનોહર જણાતા અત્યુ જ્વલ સુખ સમુહોને પ્રાપ્ત કરવાના શત–સહસ્ત્ર ઉપાયો ઉપસ્થિત છતાં, તેણે કદીપણ સ્વામીના અતીરીકત અન્ય કોઇની ચિંતા, અરે! તે જીવતી છે કે મરી ગઇ તેની પણ પરવા કરી નથી.

સિંહને સર્વ મનુષ્યો ભયાનક પ્રાણી સમજે છે પરંતુ આશ્ચર્યનો એ છે કે મનુષ્યોની અપરિચીત ભયકરતાનો કોઇ ખ્યાલ પણ કરતુ નથી. સિંહ અને મનુષ્ય વચ્ચે ખાદ્ય-ખાદકનો સબંધ છે અને સંયોગાનુસાર એવું બની પણ જાય છે. તદપિ મનુષ્ય વગર પ્રયાસે, સામાન્ય લોભને ખાતર, ભાઇને ભીખારી બનાવી દે છે. અસંખ્ય પ્રકારની જાળ ફરેબ યાને જંજાળમા ફસાવી, લોકોનુ સર્વ નાશ કરી દે છે. આ કારણ ક્રોધવશ બની; સામાન્ય ઈંદ્રિયોને વશ થઇ. છળ, બળ અને કૌશલ્યથી અનેક અનર્થો કરી નાખે છે. સાધારણ સુખના લોભમાં સમાજને હાહાકાર અને આર્તનાદથી ભરી દે છે અને કારણ, અકારણ વસુંધરાને શોકપુરી બનાવી દે છે, પ્રમાણુંને માટે દુર ન જતા આ દુઃખિણી મનોરમાના સબંધમા વિચાર કરતા, પ્રત્યક્ષ પ્રમાણ મળી જશે. એક મનુષ્ય બની ધૃણીત પાશવ પ્રવૃતીઓને ચરિતાર્થ કરી સુખનો સભોગ કરે છે, અને એક નિરપરાધી સ્ત્રી તેના એ અનુચિત વ્યવહારને લઇ દુઃખભાર વહન કરી મૃત્યુ પથનો પથિકા બની રહી છે. મનોરમાએ પોતાની નાની ઉમરમાં પણ જે કાઇ જોયું છે, જે કાઇ અનુભવ્યું છે, એ પરથી તે સમજી ગઇ છે કે મનુષ્ય પશુજ સર્વ પશુઓની અપેક્ષા અધિક ભયાનક છે. એથી તો બિચારી મનુષ્ય પશુઓની દ્રષ્ટિમા ન પડવાના ઇરાદાથી, અંધકારના પડદામાં મ્હો છુપાવી દિવસને બદલે રાત્રિએજ ચાલવાનું પસંદ કરે છે.

જો કે તેણીએ નિશ્ચય કર્યો હતો કે, હવે તે કદી પણ સ્વામીની નજરે નહિ પડે. પરંતુ જ્યારે ઇશ્વરની માર પડે છે ત્યારે કોઇનુ સામર્થ્ય નથી કે તેની રક્ષા કરે. આપતિ આવે છે ત્યારે અનેક ઉપાધિઓને પોતાની સાથે લાવે છે. કોણ જાણે એ વિધાતાનું કેવું

વિધાન છે, વિશ્વ નિયતાએ એવો સમય તેનીની સામે ઉપસ્થિત કરી દીધો કે હવે શ્વસુરની સહાયતા સિવાય તેણીને માટે બીજું કોઇ આશ્રયનું સ્થાન રહ્યુ નહિં એથી તેણીએ શ્વસુર ગ્રહેજ જવાનો વિચાર સ્થિર કર્યો હતો, અને એટલા માટેજ તે રાજનગરથી પગે ચાલીને આટલે સુધી આવી હતી. પરતુ વિધાતાએ તેણીને માટે નિર્જન સ્થાનમાજ રહેવાનું સરજેલું હોવાથી, ત્રીકમદાસના મૃત્યુના અને શારદાના ગુમ થવાના સમાચાર મનોરમાને મળ્યા, અને તે ત્યાજ અટકી ગઇ કારણ કે પતિ તરફથી આશ્રય મળવાની તેણીને આશાજ નહોતી હવે તો તેણીએ કોઇ હિંસક પ્રાણીઓનો આશ્રય લેવાનો નિશ્ચય કર્યો અને તેની માર્ગ પ્રતિક્ષા કરતી ત્યાજ પડી રહી. આ સ્થાન એવુ તો ભયંકર હતુ કે ભાગ્યેજ કોઇ મનુષ્ય એ રસ્તેથી પસાર થતું અને જે કોઇ આવતુ તો તેનો પગરવ સાભળતાજ મનોરમા તેની નજરે નપડે તેમ છુપાઇ જતી પરંતુ આજે પાચ દિવસથી તેણીએ ખાધુ નહોતું, વળી તે સહજ નિદ્રામા પણ હતી, એટલે અપવાસની અસહ્ય યાતનાથી તેના મુખમાથી આક્રંદભર્યો ધ્વનિ નિકળી ગયો, જે સાભળી દુર્ગાદાસ ત્યાં ગયો અને તેને પુછેલા પ્રશ્નોના જવાબ આપવા પડયા જો કે તેણીએ પોતાના શ્વસુર કે પતિનું નામ આપ્યુ નહોતુ, તો પણ દુર્ગાદાસ તેણીને ઓળખી ગયો હતો. મનોરમાને જીવતી જાગતી જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. શારદા અને ત્રીકમદાસ તેણીને શા માટે મરેલી માનતા હતાં, એ કારણ તેનાથી સમજાયુ નહિ. એ જાણવાનો પ્રયત્ન કરવા પણ વ્યાજબી ધાર્યો નહિ, તો પણ મનોરમાને આવી દુ:ખદ સ્થીતિમા અહીં રહેવા દેવી એ તેને બીલકુલ વ્યાજબી લાગ્યું નહિ. કોઇપણ પ્રકારે તેણીને સમજાવી પોતાની સાથે લઇ જવાનો નિશ્ચય કરી, કેટલીકવારે તે મનોરમાને ઉદ્દેશીને બોલ્યો

"બ્હેન, તમારા શ્વસુરના સ્વર્ગવાસથી તમે બિલકુલ આશ્રય હીન બની ગયા છો એમ નથી, હું પણ તમારો ભાઇ છું. મારી સાથે ચાલો મારાથી બનતું હુ તમારૂં લાલન પાલન કરીશ,

"તમારી એ લાગણી માટે હુ તમારો ઉપકાર માનું છુ. પરંતુ તમારી સાથે આવવા લાચાર છું. કારણ કે તમોને જણાવ્યુ તેમ, હુ એક ધનાઢ્યની પુત્રવધુ હોવાથી બીજાના આશ્રયમા રહી તેમની ઉજ્વળ કિર્તિને કલંક લગાડવા મારી ઇચ્છા નથી." મનોરમાએ પોતાનો ઇતિહાસ બહાર ન આવે એવી સાવધાનીથી જવાબ આપ્યો.

"તો પછી આવી સ્થીતિમા કયા સુધી ફરશો ?"

"જયા સુધી મારા ભાગ્યમા લખ્યું હશે ત્યા સુધી"

"બહેન આ તમારો દુરાગ્રહ છે."

"પરંતુ એ દુરાગ્રહને વળગી રહેવા સિવાય મારા માટે બીજો કોઇ રસ્તોજ નથી. ભાઇ, હુ સમજું છું કે આવા જાનીએ નિર્જન સ્થાનમાં એકલાં ફરવું એ ભયસ્પદ છે. એવા અનેક ભયમાંથી હું પસાર પણ થઇ છું, તદપિ મારા શ્વસુરના મૃત્યુ સમાચાર સાંભળ્યા પછી મારા પતિ સિવાય કોઇનો પણ આશ્રય નહી લેવાનો મેં નિશ્ચય કરેલો હોવાથી હું લાચાર છું."

'એટલે શું, જો તમને તમારા પતિનો આશ્રય મળે તો ત્યા જવાને તમે રાજી છો"

"ભાઇ એવી કઇ અભાગણી સ્ત્રી હોય કે જે પતી ચરણોમા રહેવાનું પસંદ ન કરે? પરંતુ મારા પતિ મને આશ્રય આપે એવો ભરોસોજ નથી."

"ભરાયો હોય તોપણ અત્યારે ત્યાં રહેવું સલામતી ભરેલું નથી."

"કારણ ?"

"કારણ એજ કે તમારા પતિને હું બરાબર ઓળખું છુ. અને તમે ભલે છુપાવો પરંતુ ત્રીકમદાસ શેઠની પુત્રવધુ મનોરમા હુ તમોને પણ પિછાણું છુ. તમારા જેવી સાધ્વી વસ્યાના મકાનમા વિહાર કરતા એ વ્યભિચારી ......."

"બસ ભાઇ, બહુ થયું. મને અને મારા પતિને ઓળખનાર તમે મારા હિતસ્વી યા ગમે તે હો, પરંતુ હવે હું તમારો એક શબ્દ પણ સાભળવા માગતી નથી, તમારા હિતવાકયોની હવે મને સહજ-પણ દરકાર નથી. મારા પતિની નિંદા કરનારને હું મારો દુશ્મનજ માનુ છું. તે ગમે તેવા હોય, તોપણ મારા દેવ છે. પતિ વડેજ હુ સૌભાગ્યવતી છું, પતિને લીધેજ આ જગત મને વહાલુ લાગે છે, પતિ વડેજ મારી મુક્તિ છે. મારાથી તેની નિંદા નહિ સભળાય. કૃપા કરી તમે અહીંથી ચાલ્યા જાઓ, તમારા કરતા મારા પતિને મારી વિશેષ ચિંતા છે." પતિ નિંદા સહન નહિ થવાથી મનોરમા આવેશમાં બોલી ઉઠી.

મનોરમાનો નિશ્ચય, તેણીની અચળ પતિભક્તિ અને પતિ-નાજ આશ્રયમા રહેવાની ઉત્કૃષ્ટ ઇચ્છા જોઇ દુર્ગાદાસની આખોમાં આસુ ભરાઇ આવ્યા, તે મનોરમાની મનમાજ પ્રશસા કરતો બોલ્યો ધન્ય છે, ધન્ય છે, બહેન તારી પતિ ભક્તિને ધન્ય છે. તારા જેવી આદર્શ અબળાઓના આધારેજ આ ભારત વર્ષ ટકી રહ્યો છે જેના ઘરમા તારા જેવી સાધ્વી સ્ત્રી છે, તેના કાર્યોમાં વિઘ્ન નાંખવાનુ

કોઇનામાં પણ સામર્થ્ય નથી. તારાજ પુણ્ય પ્રતાપથી, કાળીદાસ એક વખત સીધો રાહપર આવશે. ગુમાવેલી મિલકત, તારૂ આદર્શજ પાછી ખેંચી લાવશે. પછી તે મનોરમાને ઉદ્દેશીને બોલ્યો 'ક્ષમા કરો દેવી તમારા પતિની નિંદા કરવામા મારો કાંઇ ઉદ્દેશ નહોતો પરંતુ તે અત્યારે એવી સ્થીતિમા છે કે ત્યા જવાથી તમે સુખી થવાને બદલે ઉલટાં સંકટમાં સપડાઇ જશો. એટલા માટેજ મે તમોને એમ કહ્યુ હતું છતા પણ જો તમારી ત્યા જવાની ઇચ્છા હોય તો ચાલો હું તમારી સાથે આવીને તેને સમજાવુ જો કે હમણાંજ હુ ત્યાથી અપ-માનિત થઇને આવેલો છુ, તોપણ તે મારા ઉપકાર તળે દબાએલો હોવાથી જરૂર મારૂ કહેવુ માનશે અને તમોને આશ્રય આપશે"

દુર્ગાદાસનો માયાળુ સ્વભાવ અને તેની નમ્રતા જોઇ મનોરમાને તેના પ્રતિ શ્રધ્ધા ઉત્પન્ન થઇ. તેના કથનમા પણ તેણીને સંપુર્ણ સત્યતા જણાઇ, અને તે સાથે તેણીને એમ પણ થયુ કે ગમે તેવા સંકટો વચ્ચે પણ પતિના આશ્રયમા રહેવુ એ વધારે શ્રેયસ્કર છે. વળી તેણીને એવો પણ વિચાર આવ્યો કે સ્વામી આશ્રય આપવા જેટલો પણ અનુગ્રહ નહિ કરે તો, પરંતુ બીજીજ પળે એ વિચાર બદલાયો નહિં, નહિં, મારા સ્વામી મારી સ્થીતિ જોયા પછી એવો અસદ્વ્યવહાર નહિજ કરે. અને જો કદાચ કરશે તો ત્યાથી નીકળી સીધી સમુદ્રમા ડુબી મરીશ—મારા પાપી જીવનનો અંત લાવીશ. કેટલીકવારે તે દુર્ગાદાસને ઉદ્દેશીને બોલી "ભાઇ, જો તમારા સમજાવ્યાથી મારા પતિ મને આશ્રય આપશે, એવી તમોને ખાત્રી હોય તો ચાલો, કૃપા-કરી મને તેમની પાસે લઇ જાઓ." પાંચ દિવસની અપવાસી છતાં પતિ દર્શનની પ્યાસી, પતિ ચરણરજની અભિલાષી; મનોરમાના હૃદયમાં કોણ જાણે કયાંથી એકાએક બળનો સંચાર થયો, કે તેનામાં ઉઠવાની શકિત નહિ છતા એકદમ ઉભી થઇ ગઇ.

દુર્ગાદાસ તેણીને કાળીદાસ પાસે લઇ જવામાં ખુશી નહોતો. તદપિ જ્યારે મનોરમા બીજે કોઇ પણ સ્થળે રહેવા ખુશી નથી એમ તેને જણાયું, ત્યારે તે તેના સાથે કાળીદાસને ત્યાં જવા નીકળ્યો. થોડીજ વારમાં બન્ને ત્યાં જઇ પહોંચ્યા. મનોરમાને જીવતી આવેલી જોઇ કાળીદાસ અને ચંપાને આશ્ચર્ય તો થયું, પરંતુ એ આશ્ચર્ય બહુ વાર ટકી શક્યું નહિ. કારણ કે દુર્ગાદાસે તેણીનો ત્યાગ કેમ અને કેવી રીતે થયો, તેના મૃત્યુ સમાચાર કોને ફેલાવ્યા, એ વગેરે બાબતોનો આવેશ ભરી ભાષામાં ખુલાસો કરી, તેણીને આશ્રય આપવામાં નહિ આવે તો એ મર્મ બાબતો સાથે ત્રીકમદાસના મૃત્યુનો ભેદ પણ ખુલ્લો કરવાની ધમકી આપી. એટલે એ ધમકીથી ડરી જઇને કહો, કે પછી ચંપાની મહેરબાનીનું પરિણામ હો, પરંતુ મનોરમાને આશ્રય આપવાનું ચંપાની ભલામણથી કાળીદાસે સ્વીકાર્યું. દુર્ગાદાસ ચાલ્યો ગયો, મનોરમા ત્યાં રહી

---

# પ્રકરણ ૨૪ મું.

## –મનોરમા પર દોષારોપણ.–

મનોરમાને રસોઇનું કામ સોંપવામાં આવ્યું છે, તેને રહેવાને માટે એક નાની કોટડી નીચેના ભાગમાં કાઢી આપવામાં આવી છે. મનોરમા અને કાળીદાસને એકાંતમાં મળવાનો પ્રસંગ ન આવે, એટલા માટે ચાલાક ચંપા હમેશાં કાળીદાસની પાછળ તેની છાયા માફક ફરતી રહે છે. તોપણ જમતી વખતે ભોજનનો થાળ લઇ આવવાનું કામ મનોરમાને કરવું પડતું હતું અને તેમાં તેણી ઘણીજ પ્રસન્ન રહેતી

હતી. કારણ કે પ્રતિદીન પતિ દર્શનનો લાભ તેણીને મળતો હતો. તેણી તેમાજ સ્વર્ગ સુખ માનતી હતી. કુદરતનો એવો નિયમ છે કે મનુષ્યનું ચિત ઉત્તરોત્તર અધિક સુખને માટે વ્યાકુળ રહ્યા કરે છે. મનોરમાને એવાજ એક લોભે આવીને ઘેરી લીધી. લોભ બીજો કાંઇ નહિ કેવળ પતિ સાથે બે વાતો કરવાનો. તે હમેશા એજ ચિંતામા રહ્યા કરતી હતી પરંતુ ચંપા યમદુતોથી પણ વિશેષ ભયકર હતી. જો કે અત્યાર સુધી તેણીએ મનોરમા પ્રતિ કોઇપણ પ્રકારનો દુર્વ્યવહાર કર્યો નહોતો, તોપણ મનોરમા તેનાથી બહુજ ડરતી હતી. જ્યા ચંપા હોય ત્યા જવાને તેણીને ભય લાગતો હતો. ચંપા હમેશાં કાળીદાસની પાસેજ રહેતી હતી, એથી મનોરમાને વાતો કરવાનો વખત મળતોજ નહિ. તેણી દિનરાત દાસીની માફક ઘરનાં અન્ય કામો પણ કરતી હતી રાત્રિએ પોતાને સોંપાએલી નાની કોટડીમાં એક ફાટેલી શેત્રંજી પર કંગાલ હાલતમા પડી રહેતી હતી કોઇ વખતે તેણીને ચંપાની ધમકી, તો કોઇ વખતે કાળીદાસનો માર પણ ખાવો પડતો હતો. એટલું છતાં એ સાધ્વી સ્વામીની સમક્ષ, કદી પણ ઉંચે સાદે બોલી નહોતી. તેણીનું કોમળ શરીર ચિતાની અગ્નિથી પિત્તવર્ણું બની ગયું હતું. પુર્ણ યુવાવસ્થામાં હોવા છતા તેણીના મુખ પર વૃદ્ધાવસ્થાનાં ચિન્હો દ્રષ્ટિગોચર થતા હતાં. હરિદાસ તેણીની પાસે વારંવાર આવતો અને ખબર અંતર પુછી જતો, તેણીને દુઃખી જોઇ હરિદાસનું હૃદય દ્રવી જતું, ને મનોરમાને બીજા ઘરમાં રહેવાને ઘણુ સમજાવતો પરંતુ પતિ દર્શનની પ્યાસી સાધ્વી ગમે તેટલા કષ્ટ સહન કરીને પતિથી વિખુટી થવાને રાજી નહોતી. સતિ, પતિના ચરણોની સેવા અને ચરણરજનીજ પ્યાસી હતી. પરંતુ દુર્ભાગ્યે અદ્યાપિ એ વસ્તુ તેને પ્રાપ્ત થઇ શકી નહોતી

ગોવીંદરામના હૃદયમાંથી મનોરમા પ્રતિનો નીચ વિચાર દુર થયો નહોતો. મનોરમાને તેણે એકવાર બહેન પણ કહી હતી, તદપિ હજુ પણ તે તેણીની વારંવાર કેડ કરતો હતો. મનોરમા તેનાથી બચવાનો પ્રયત્ન કરતી, પરંતુ નિરંતર ચાલતા એ નીચના નિર્લજ વ્યવહારથી મનોરમા આખરે કંટાળી, અને એક દિવસે રડતાં રડતા સર્વ હકીકત તેણીએ હરિદાસને જણાવી. અને તે સાથે એમ પણ કહ્યું કે જો તમે એ માટેનો કાંઇ ત્વરિત બંદોબસ્ત નહિ કરો, તો મારે વિષ ખાઇ મરવુ પડશે. હું કષ્ટ સહન કરવાથી ડરતી નથી, પરંતુ મારા સતીત્વનું અપમાન મારા માટે અસહનિય છે. હરિદાસને બીજો કાંઇપણ ઉપાય ન જણાયાથી એક દિવસે તે ચંપાને ત્યાજ કાળીદાસને એકાંતમાં મળ્યો અને કહ્યું " કાળીદાસ ક્રોધ ન કરો તો એક વાત કહું."

ત્રીકમદાસના મૃત્યુ પછી હરિદાસ અમૃતલાલની સલાહથી કાળીદાસની નોકરી કરતો હતો. મનોરમા પર તેનો પુત્રવત સ્નેહ હતો એથી તે વારંવાર તેણીની પાસ આવતો હતો હરિદાસ માટે કાળીદાસને સારૂં માન હતું ને હરિદાસનો ઘણોજ આદર કરતો હતો. એટલુંજ નહિ પરંતુ તેની વાતો પણ કોઇ કોઇ વખતે શાંતિથી સાંભળતો હતો. હરિદાસના ઉપરોકત શબ્દો સાંભળી કાળીદાસ બોલ્યો " ચંપાના સબંધમાં એક શબ્દ પણ સાભળવા મારી ઇચ્છા નથી, પરંતુ એ સિવાય જો બીજું કાંઇ તમારે કહેવું હોય તો ખુશીથી કહો."

" કાળીદાસ, મનુષ્ય પોતાની સ્ત્રીની સાથે પોતે ગમે તે વ્યવહાર કરે પરંતુ કોઇ બીજો તેની મર્યાદાપર હસ્તક્ષેપ કરે એ શુ ઉચ્ચિત છે ?" હરિદાસે વાતની શરૂઆત કરતાં કહ્યું.

" હરિદાસ, હું તમારા આ માર્મિક શબ્દોમાં કાંઇપણ સમજતો નથી, જે હોય તે સ્પષ્ટ રીતે સમજાવો." કાળીદાસે કહ્યું.

"ગોવીંદરામની ચાલ ચલણ સારી નથી, તે મનોરમા તરફ કુદ્રષ્ટિથી જુએ છે, તેણીને નિર્લજ્જ ચેષ્ટાઓથી વાર વાર દુ:ખી કરે છે એ બિચારી તમારી પાસે ફરિયાદ કરવાનો ઘણોએ પ્રયત્ન કરે છે પરંતુ તમારી અને તેણીનો એકાંતમા મુલાકાત થતીજ નથી એથીજ આ ફરિયાદ તમારી પાસે પહોંચાડવાનુ મને ફરમાન થયેલું છે. મે જ્યારથી એ વાત સાંભળી છે, ત્યારથી મને તો એમજ થાય છે કે ગોવીંદરામને તેના એ અપરાધની સજા કરૂં. પરંતુ તમારી આજ્ઞા સિવાય તેમ કરવાને અંતરાત્મા ના પાડે છે. કાળીદાસ, હું તમારા પિતાનો પુરાણો સેવક છું, મેં તમોને મારી ગોદમાં રમાડયા છે, તમારૂં અન્ન હજુ મારા મોઢામાં છે. એટલે જ્યાં તમારો પસીનો પડે ત્યાં હુ મારૂં રકત આપવાને તૈયાર છું. પરંતુ ગોવીંદરામનો આ અપરાધ મારાથી સહન થતો નથી. જો તમે એ માટે કાંઇપણ બંદોબસ્ત નહિ કરો તો લાચાર મારે ગોવીંદરામની વિરૂધ્ધ કાંઇ રસ્તો લેવો પડશે." હરિદાસે ગોવીંદરામની નિર્લજતાનું દીગદર્શન કરાવતા કહ્યું.

"હરિદાસ, તમારી વાતો પર મને બિલકુલ વિશ્વાસ આવતો નથી એટલે જ્યા સુધી હુ નજરે નહિ જોઉં ત્યાં સુધી ગોવીંદરામને કાંઇ પણ નહિ કહી શકું." કાળીદાસે બેપરવાઇથી ટુંકામાંજ જવાબ આપ્યો અને હરિદાસના પ્રત્યુતરની પરવા નહિ કરતાં એકદમ અંદર ચાલ્યો ગયો. તેને ચંપાનો ઘણોજ ભય હતો એથીને તેણી હરિદાસની સાથે વાતો કરતો પોતાને જોઇ જાય એવા ભયથી તે વારંવાર આસપાસ દ્રષ્ટિ કરતો હતો, અને કોઇ ન જાણતા હરિદાસના

પ્રશ્નોનો ઉત્તર આપતો હતો, પરંતુ હરિદાસની વાતો લંબાતી જોઇ તે કંટાળ્યો અને ચંપા આવી જવાના ભયથી તે અંદર ચાલ્યો ગયો. પરંતુ એ બિચારાને કયા ખબર હતી કે એ બન્ને વચ્ચે ચાલતી વાતચીત તો ચંપા અને ગોવીંદરામ બાજુના રૂમમા બેસી શાંતિથી સાંભળી રહ્યાં હતા. ગોવીંદરામને મનોરમા પર તો પ્રથમથીજ ક્રોધ હતો, હવે હરિદાસ પણ તેનો દુશ્મન બની ગયો, એ બન્ને કંટકોને દુર કરવા સિવાય કાળીદાસની સંપુર્ણ સંપતિ હાથ કરવી ઘણીજ મુશ્કેલ છે એમ એ બન્ને પિશાચોએ માની લીધું, એટલુંજ નહિ પરંતુ એ બન્ને માટે કયો રસ્તો લેવો તેનો પણ એ નાગણીઓએ મનમાજ નિશ્ચય કરી લીધો.

કેટલાક દિવસો પસાર થઇ ગયા પરંતુ નતો કાળીદાસે ગોવીંદરામને કાંઇ કર્યું કે ન ગોવીંદરામ મનોરમાની છેડ કરતો અટક્યો. આથી મનોરમાના દુ:ખનો પાર રહ્યો નહિ; તેણીએ એક વખત ચંપાની રૂબરૂ પતિની પાસે એ પાપમાથી છોડાવવાની પ્રાર્થના કરવાનો નિશ્ચય કીધો, પરંતુ બીજીજ પળે ચંપા અને ગોવીંદરામના પૈશાચિક કર્મોનો ખ્યાલ કરી દુષ્પરિણામની આશંકાથી એ વિચારને પણ છોડી દીધો સાધવી મનોરમા મહાન આપતિમા દિવસો પસાર કરવા લાગી. ઘણો પ્રયત્ન કરવા છતાં પણ બિચારીને પતિસાથે એકાંતમા વાત કરવાનો પ્રસંગ મળ્યો નહિ હવે તેણીને માટે આપઘાત કરવા સિવાય એક પણ ઉપાય રહ્યો નહિ.

એક દિવસે અકસ્માત મનોરમાને સુભાગ્યે પતિ સાથે વાત કરવાનો અવકાશ મળી ગયો. જ્યારે તે સ્વામીને ભોજનો થાળ આપવા ગઇ, ત્યારે ચંપા ત્યા નહોતી. તે કાંઇ કારણ વશાત અંદરના રૂમમાં ગઇ હતી. કાળીદાસ એકલોજ બેઠો હતો. મનોરમાના આનં

દનો પાર રહ્યો નહીં, તેણીએ લાવેલો ભોજનનો થાળ કાળીદાસની સામે રાખ્યો અને પોતાના હાથ ધોઇ નાખ્યા, તે ઘડીભર પતિના સામે જોઇ રહી; તેનું આખું અંગ કંપતું હતું. પતિને શું કહું પરણ્યા પછી પતિ સાથે વાત કરવાનો તેણીને બિચારીને કોઇ દીવસ વખત મળ્યો નહોતો, એકાંતમાં મનોરમાને મળવામાં કાળીદાસ પાપ સમજતો હતો, આથી બિચારી મનોરમા વાતચીતની શરૂઆત કેવી રીતે કરવી એવા વિચારમાં સજળનેત્રે પતિના મુખ સામે જોઇ રહી. કટલીકવારે તેણી ગદગદિત સ્વરે બોલી "નાથ હું આપને પ્રણામ કરૂં છું. કૃપા કરી મને આપની ચરણરજ આપી કૃતાર્થ કરો." બોલતા બોલતા તેણીનો કંઠ રૂંધાઇ ગયો જે કહેવાનું હતું, જે આવશ્યક હતું એ કહેવાને, બોલવાને તેણીની જીભ ઉપડી નહી.

અભાગી કાળીદાસ કાંઇ પણ બોલ્યો નહિ એટલું છતાં તે સમજી શકયો કે મનોરમાનો કંઠસ્વર કંપિત છે તેણે એક વાર મુખ ઉંચું કરી મનોરમા સામે જોયું તો તેણીના ચક્ષુમાં અશ્રુપ્રવાહ ચાલી રહ્યો હતો તેના મોઢામાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહી. પરંતુ મનોરમાને પ્રસન્ન કરવા તેણે પોતાના ચરણને આગળ કર્યો, મનોરમાએ બાજુમાં પડેલો પાણીનો લોટો ઉપાડી પતિ ચરણો ધોયા અને તેના ચરણામૃતનું પાન કર્યું અને જેવી પોતાની સાડી વતી પતિ ચરણોને સાફ કરવા નીચે નમી, તેવીજ ચંપા ત્યાં આવીને ઉભી રહી ભયભિત થયેલી મનોરમા કાંપતી કાંપતી, ચોરની માફક અંદર ચાલી ગઇ. હાય! આજે એ બિચારી પોતાના ધનની પોતેજ ચોર છે. કાળીદાસ પણ ભયથી કાંપતા, કાષ્ટ પુતળી માફક સ્થિર થઇ ગયો. ખરૂં છે ચરિત્રહિનમાં સાહસ આવવું ઘણુંજ કઠિન છે.

આ ક્ષુદ્ર ઘટનાનો હેવાલ ચંપાને જાણવામાં આવી ગયો, મનોરમાના આ મહાન દુષ્કર્મનો દંડ દેવાનો તેણીએ મનમાંજ નિશ્ચય

કરી લીધો. પરંતુ પોતે જાણે કાંઇ જાણતીજ નહોય તેવો ભાવ કરી કાળીદાસનો ભય દુર કરવા હસતાં હસતા પોતાને હાથેજ કાળીદાસને જમાડવા માંડયો. ચંપાની ગમે તેટલી ચેષ્ટા છતાં, પોતાનું કામ ચંપાએ જોઇ લીધું છે. માત્ર પોતે નથી જોયું એમ બતાવવાનેજ આ ચાલાકી કરી રહી છે એમ કાળીદાસ સમજી ગયો. તેણે મહા સંકોચે, ભયસ્પદ સ્થિતિએ જલદીથી ભોજનનું કામ સમાપ્ત કર્યું. મુખવાસ આદિ લીધા બાદ તેણે કપડાં પહેરવા માંડયા અને ચંપાને ઉદેશીને બોલ્યો "આજે બે ચાર સ્થળે લેણે દેણની પતાવટ કરવાની છે માટે હું જરા જઉં છું"

લેણ દેણની પતાવટમા કેટલુ સત્ય હતું એ અમે કહી શકતા નથી. તોપણ આજે તેણે જે દુષ્કર્મ કરેલું હતુ તેનું પરિણામ ચંપા દ્વારા કંઇક ભયંકર આવવાનો તેને ભય હતો. એથી તે ચંપાને એકાંતમાં મળવાને નારાજ હતો અને એટલા માટેજ તે જવાની ઉતાવળ કરતો હતો. જેઓ અપરાધી હોય છે તેઓ હમણાં પકડાઇ જઇશ એજ ભયમા ફરતા હોય છે. આજે કાળીદાસની પણ એજ હાલત છે. કાળીદાસે છુપી ચોરીથી પોતાની વિવાહિતા સ્ત્રીને ચરણુરજ આપી મહા દુષ્કર્મ કર્યું છે, એથી એ ચંપાથી ડરે છે

કાળીદાસનો ભાવ ચંપા પામી ગઇ. તે મોઢું ભારે કરી કટાક્ષ ફેંકતી બોલી "નહિં, એ નહિં બનશે. આજે તમારાથી બહાર નહિં જવાશે." એમ કહેતાજ ચંપાએ કાળીદાસના હાથમાથી કોટ ઝુંટવી લઇ ખીંટી પર લટકાવી દીધો. ચંપાના આ વર્તનથી કાળીદાસનો ભય કંઇક ઓછો થયો. તે સમજયો કે પોતે કરેલા અક્ષમ્ય અપરાધની વાત ચંપાએ જાણી નથી. કારણ કે જો મનોરમાને તેણીએ પતિચ-

ગણનો સ્પર્શ કરતા જોયું હોત તો તે આવી સુખપુર્ણ, પ્રેમપુર્ણ અને આદર ભરી વાતોથી પોતાને સંતુષ્ટ કરવાનો પ્રયત્ન ન કરત કાળીદાસે છુટકારાનો એક દમ ખેચ્યો, તે સારી રીતે જાણતો હતો કે આજનુ કૃત્ય જો ચંપાએ જોયુ હોત તો તેની અદાલતમા એ ભુલની માફી મળવી ઘણીજ મુશ્કેલ હતી કેમકે પ્રેમમયી, આનંદમયી, ધર્મ શીલા અને ઉદાર હૃદયા ચંપાના હૃદયમા કોઇ પણ પ્રકારનો આઘાત થયો એ તેમની ન્યાય પોથીમા મહાન ગુન્હો મનાય છે. મુર્ખ કાળી-દાસ ચંપાની ચાલાકીથી ચલિત થઇ ગયો, તે ઉલટુંજ સમજ્યો અને હસતો હસતો બોલ્યો "ખેર, જ્યારે તુ નારાજ થાય છે ત્યારે હુ નથી જતો હવે જયારે તું કહેશે ત્યારેજ હું ત્યા જઇશ." એમ કહે-તાજ તે ટેબલ પર પડેલી સીગારેટ ઉપાડી તે સળગાવતો આરામ ચેર પર પડયો.

રે ક્ષુદ્ર કાળીદાસ પતગ, આ ઉજ્જવળ સમ્મોહનકારી આ લોકમા જો તું નહી પડે તો બીજો કોણ પડશે પરતુ જ્યારે આગમાં પડયો છે ત્યારે બળીને ભસ્મ થવાનુજ તારા ભાગ્યમા લખ્યુ છે. કેમકે પતંગ આગની પાસે જવાથી મૃત્યુ થશે એમ જાણવા છતાં દીપકની આસપાસ ફરવાનુ છોડતો નથી, જ્યારે તે દીપકમાં ઝપલાવે છે ત્યારેજ તેની તૃષ્ણા છીપે છે એજ રીતે ઓ! ચંપા રૂપી આગમા કુદવાવાળા કાળીદાસ, જ્યા સુધી ભસ્મીભુત નથાય ત્યા સુધી ચપા રૂપી પાવક શિખાની આસપાસ ધુમી, ફરી, મનની ઇચ્છા પુરી કરી લે, પરંતુ યાદ રાખ, તુ વિશેષ દહાડા નહિ જીવી શકે કેમકે આ લોભનો અવશ્યમ્ ભાવી પુરષ્કાર મૃત્યુ છે. કાળીદાસ તું તો મુર્ખ છે પરંતુ કેટલા સુપંડિત, સુવિજ્ઞ, સુબોધ, સુવિચાર પણ આ તૃષ્ણાનુ સવરણ નથી કરી શકયા ત્યારે તને એકલાને કેમ દોષ

આપીએ. ઘુમો ફરો. કાળીદાસ આ ઉજ્વળ આલોકની ચારે તરફ ઘુમો, ફરો, આ પ્રિય દર્શન પાવકની આસપાસ ભ્રમણ કરો, આ ઉન્માદકારી યમરાજને પરમ સુખનું નિકેતન સમજી તેમાં કુદી પડો.

ચંપાના અવ્યર્થ નિશાનમાં આખરે કાળીદાસ ફસી ગયો તેનાથી ચંપાએ ફેંકેલી જાળ ભેદી શકાઇ નહી, ચંપા કાળીદાસની મુર્ખાઇ પર મનમાં હસી. ને પ્રકાશમાં સહજ સ્મિત કરતી બોલી "થોડો સમય આરામ લો આરામથી જીવને આનંદ મળશે"

કાળીદાસ મોઢામાં નાખેલી સીગરેટ ખલાસ કરી પલંગ પર ગયો અને સુતો, ચંપા પંખો નાંખવા લાગી, કાળીદાસે તેણીને તેમ કરતી અટકાવવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ ચંપા એકની બે થઇ નહી એથી કાળીદાસે પણ આનાકાની કરવી છોડી દીધી. "તમોએ મનોરમા માટે શું બંદોબસ્ત કરવા ધાર્યો છે ?" કેટલીક વારે પંખો નાખતા નાંખતા ચંપાએ પ્રશ્ન કર્યો.

મનોરમાનું નામ સાંભળતાજ કાળીદાસ ચમકયો, તેનું હૃદય ધડકવા લાગ્યું, ચંપા એ પ્રશ્ન શા માટે પુછતી હશે, શું તેણીએ મારૂં કૃત્ય જોયુ હશે, એવા વિચારમાં ઘડીભર કાળીદાસ ચુપ રહ્યો પરંતુ વિશેષ ચુપકીદી ચંપાને વધારે વહેમમાં નાખશે એવા ભયથી તે બોલ્યો "બંદોબસ્ત, બંદોબસ્ત, ચંપા તેણીને માટે જેવો તુ કહેશે તેવો બંદોબસ્ત કરીશ તેણીને અહીં રાખવા મારીના ઇચ્છા નહોતી પરંતુ તેંજ તેણીને રાખી છે."

"મેં રાખી તેમા શુ ખોટું થયુ છે ?" એમ કહેતાજ તેણીએ એક રસ પુર્ણ કટાક્ષ કાળીદાસ પર ફેકયું. મુઢ કાળીદાસ ડરતા ડરતા બોલ્યો "તારી શું મરજી છે ?"

"એ બાબતમાં હું શું કહું ગમે તેમ તોપણ હું પરાઇજ એ તો તમારી સ્ત્રી છે. તેના સબંધમાં તમોને જે વ્યાજબી લાગે તે કરો" ચંપાએ કહ્યું.

'એમ નહિ પરંતુ જો તુ કહેતો આજેજ હુ તેણીને અહીંથી રવાના કરી દઉં કાળીદાસે કહ્યું.

ચંપા એજ ચાહતી હતી પરંતુ ગોળ આપતા મરે તો વિષ આપવામાં તે મુર્ખતા સમજતી હતી. તે બોલી, ' મારાથી એમ કેમ કહેવાય તોપણ એક વાત કહેવા મારી હિંમત ચાલતી નથી અને .."

"કેમ વળી શું છે ? જે હોય તે સ્પષ્ટ કહે." કાળીદાસે કાંઇક શંકાશીલ થતાં વચ્ચેજ કહ્યું.

"તેણીની ચાલ ચલગત જેવી મે ધારી હતી તેવી નથી." ચંપાએ કહ્યું.

"શું કહ્યું, તેણીની ચાલ માટે તને કાંઇ શક છે ?"

"એ હકીકત સાંભળવામાં કાંઇ લાભ નથી હું નીચ કુળમાં જન્મી છું, મારો ધંધો પણ હલકો છે. પરંતુ ઇશ્વર કૃપાથી હજુ સુધી મને કુમતી સુઝી નથી એથી મનોરમા જેવી મલિન વિચારની સ્ત્રી સાથે રહી હું પોતાને પાપીણી બનાવવા માગતી નથી. જો બની શકે તો એટલો બંદોબસ્ત જરૂર કરો કે અમો બન્ને જુદી રહી શકીએ તે અહી આવી છે તો ખુશીથી રહે, મારા માટે કોઇ બીજા મકાનનો બંદોબસ્ત કરો." ચંપાએ વાતમાં મોણ નાંખવા માંડયું

"પણ ચંપા, તું કહેવા શું માગે છે ? હુંતો તારા બોલવાનો અર્થ કાંઇ પણ સમજી શકતો નથી જો તું કહે છે તેવી મનોરમા બદમાસ અને કુલાંગાર હોય તો હું તેણીને આજે ને આજેજ ઘર-માંથી બહાર કાઢી મુકું.

"નહીં એમ નકરતા નહીંતો લોકો તમારી નિંદા કરશે." ચંપાએ ચાલાકી કરવા માંડી.

"છટ, શું લોક નિંદાના ભયથી ઘરમાં કાળી નાગણને હું દુધ પાઇને ઉછેરૂં ? નહિ, એમ કદાપિ નહિ જાનશે, બસ, આજે ને આજે એ પાપીણીએ આ ઘરનો ત્યાગ કરવો પડશે." કાળીદાસે ક્રોધાવેશમાં કહ્યું.

ચંપાના વાકયને બ્રહ્મ વાકય સમજનાર મુર્ખ કાળીદાસ કયાંથી સમજે કે હરિદાસે ગોવીંદરામ પર મુકેલા આરોપને દુર કરવા બિચારી નિર્દોષ મનોરમા પર ચંપાએ ખોટું કલંક લગાડયું છે. ચંપાએ કહી તે સર્વ હકીકત સાચીજ છે એમ સમજી કાળીદાસ ક્રોધાવેશમાં ઉઠયો અને મનોરમાને નિવાસ માટે જે કોટડી આપેલી હતી તે તરફ જવાને તૈયાર થયો. પરંતુ ચંપાએ તેને રોકયો અને શાંત પાડતી બોલી "આ શું ? આવું સાહસ કેમ કરો છો ? પહેલાં બધી વાતતો સાંભળી લો પછી તમારી ઇચ્છામાં આવે તેમ કરજો." કાળીદાસ બેસી ગયો. ચંપાએ પોતાનું બોલવું આગળ ચલાવ્યું "તમારો જુનો નોકર હરિદાસ કે જે દિવસના નિરંતર મનોરમા પાસે આવે છે; તેનો મનોરમા સાથે આડો વ્યવહાર છે. તે આપણા સર્વના સુઇ જવા પછી દરરોજ રાત્રિના મનોરમા પાસે આવે છે. આટલા દિવસ તો એ વાત મારા જાણવામાં નહોતી પરંતુ ગઇ કાલે જયારે હું નીચે ગઇ ત્યારે હરિદાસ અને મનોરમા બન્નેને મેં દિગંમ્બર દશામાં નિહાળ્યા. આ દ્રશ્યથી મને જે દુ:ખ થયું તેનું વર્ણન થઇ શકે તેમ નથી. આટલે સુધી વાત પહોંચ્યા છતા પણ જો હું તમોને ન કહું તો ભવિષ્યમાં કેવું ભયંકર પરિણામ આવે તેનો તમેજ ખ્યાલ કરો."

"હેં શું ! આતું ખરૂં કહે છે ? ત્યારે શું હરિદાસે કહ્યું તે સર્વ બનાવટીજ હતું."

'મને લાગે છે કે હરિદાસે તમોને ગોવીંદરામ વિરૂધ્ધ ઉશ્કેર્યા હશે. મેં પહેલેથી ધાર્યું હતું કે એ એમજ કરશે. એથીજ મેં તમોને આજે બહાર ન જવા દીધા. ઘણીવાર જોયેલી સાંભળેલી વાતો જુઠી પડવાના દાખલાઓ બને છે એટલે આજે રાત્રે શું બને છે એ જાણ્યા પછી જે કરવું ઘટે તે કરજો. વખતે માણ જાણવામા ભ્રમ પણ થયો હોય અને હરિદાસે તમોને કહી તેજ વાત કદાચ ખરી હોય.'

'નહિ, હવે મને હરિદાસે કહેલી વાતજ બનાવટી હોવાનું અનુમાન થાય છે. ગોવીંદરામ જેવા વિદ્વાન માણસ પોતાની મિત્ર પત્નિ પર અત્યાચાર કરે એ કોઇ કાળે માની શકાય એવુંજ નથી. હવે એ કુલટાને આ મકાનમા રહેવા દેવી ઠીક નથી હું હમણાજ તેને બહાર કાઢું છું અને હરિદાસનો પણ ઘાટ ઘડું છું.' કાળીદાસ ક્રોધાવેશમા બોલ્યો,

"ઉતાવળ ન કરો, હું સ્ત્રી જાતી છું વખત મારા જોવા સમજવામા ભુલ પણ થઇ હોય. તમે મરદ છો પોતાની આંખે જોયા વગર કોઇ પણ પુરૂષ કોઇ પણ સાહસ કરતો નથી, આજે રાતના જોયા જાણ્યા પછી તમારી ઇચ્છામાં આવે તેમ કરજો"

કાળીદાસ ચુપ રહ્યો, ચંપાનું કહેવું તેને વ્યાજબી લાગ્યું ન કરીને પલંગ પર પડયો. પાપિણીએ પંખા ચાલુ રાખ્યો, આવેશના બોજાથી કાળીદાસની આંખો ઘેરાવા લાગી અને થોડીજ વારમાં તે નિદ્રાને આધિન થઇ ગયો



# પ્રકરણ ૨૫ મું.

## -સતીનું અપમાન.-

મનોરમાનુ આજનું વર્તન નજરે જોયા પછી ચંપાએ તેણીનુ સર્વનાશ કરવાનો સંકલ્પ કરી લીધો હતો, કારણ કે તે જાણીતી હતી કે સૌંદર્યવતી મનોરમાનો જો કાળીદાસને સંસર્ગ થશે તો અવશ્ય તે તેણીને વશ બની જશે. એટલુંજ નહિ પરંતુ તે મને છોડી તેણીની સાથેજ રહેશે અને જો એમ થયું તો તેની સર્વ મિલકત ઉચ્ચાપત કરી જવાની કરેલી સર્વ ગોઠવણ ઉપર પાણી ફરી વળશે આથી તેણીએ આપણે આગલા પ્રકરણમાં વાચી ગયા તેમ કાળીદાસને તેણીના વિરૂધ્ધ ઉશ્કેર્યો અને મુર્ખ કાળીદાસ પણ ચંપાના ફંદામાં ફસી ગયો તથા મનોરમાને ઘરમાંથી દુર કરવાને તૈયાર થયો.

કાળીદાસના સુઇ જવા પછી ચંપા ઉઠી અને પોતાની વિશ્વાસુ દાસીને બોલાવી, તેણીની સાથે કેટલીક વાતચીત કરી. શું વાત કરી તે અમારા જાણવામા આવી નહીં તોપણ "બસ, એટલુંજ ના. તમે બે ફિકર રહો. હુ હરિદાસને કોઇ પણ યુકિતથી સમજાવી આજે રાત્રે બરાબર અગીઆર વાગે મનોરમા પાસે મોકલાવીશ." એવા દાસીએ આપેલા જવાબ પરથી સમજાય છે કે તેણીએ દાસીને મનોરમાના નાશ માટેની કાંઇ વ્યવસ્થા કરવાની સુચના કરી હશે દાસીના આશ્વાસનથી ચંપાનો બોજો કાંઇક ઓછો થયો અને રાત્રિએ શું કરવું હરિદાસ અહીં આવે તે પહેલાં કેવી જાળ બિછાવવી, એ વગેરેનો પણ તેણીએ મનમાંજ નિશ્ચય કરી લીધો.

આજન્મ સુખવિહિના મનોરમા તને દોષિત બનાવવા ચંપા ભલે ગમે તેટલી ચાલાકીઓ કરે. પરંતુ તું સદા નિરપરાધ છે એ વાત અન્ય મનુષ્યો ભલે ન જાણે, પરંતુ સ્વર્ગના દેવતાઓ અવશ્ય જાણે છે, ધર્મના પુસ્તકોમાં એ વાત સુવર્ણાક્ષરોથી લખાએલી છે વત્સે દુઃખના પ્રબળ પિડનથી ગભરાતી નહીં. આ જગતમા આવી પડતી આપતિ અને દારિદ્રના આક્રમણને મહન કરવું એજ ખરૂ મહત્વ છે. તારી સહિષ્ણુતા કોઇ કાળે નિષ્ફળ જવાની નથી પુણ્ય-પવિત્ર, તે જે હૃદય બળથી આજ સુધી અસહનિય કલશોમા પણ પોતાનો ધર્મ અને સત્યતાને અક્ષય રાખ્યા છે એ ધર્મને કદી પણ નછોડતી. એ બળની સહાયતાથી જગતની સમસ્ત વિપતિઓ સમય આવતા તારાથી દુર ભાગશે, તું સુખી થશે. દુઃખિની મુગ્ધે સાવધાન એક મહા વિકટ વિપતિ હાથ ફેલાવી તને ગળી જવાને દોડી આવે છે. ધૈર્ય, સહિષ્ણુકતા, ધર્મ અને સત્યતાને તારી સાથે રાખી નિશ્ચયમા અડગ રહેજે. ગભરાતી નહીં ધર્મની પવિત્ર જ્યોતી તારી રક્ષા કરશે.

ચંપા પાસેથી નીકળેલી દાસી પરબારી હરિદાસને ત્યા ગઇ. આ વખતે હરિદાસ ભોજનથી પરવારી સુવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં તેણીએ ત્યા આવી મનોરમાની તબીયત ઘણીજ ખરાબ હોવાની ખબર આપી અને વધારામા જણાવ્યું કે “ મનોરમા ત્વરિત તમારી મુલાકાત ચાહે છે.”

મનોરમાની તબીયત ખરાબ હોવાનું સાંભળી હરિદાસના હોશ કોશ ઉડી ગયા. કાળીદાસ દ્વારા ગોવીંદરામને અટકાવવાનો બંદોબસ્ત નહિ થાય તો શીયળ સંરક્ષણ માટે આત્મહત્યા કરવાનો મનોરમાએ જણાવેલો નિશ્ચય હરિદાસને યાદ આવ્યો. કાંઇ એવુંજ પરિણામ



મનોરમા પોતાને શયન માટે સોપાયેલી નાની ઓરડીમા એક ત્રિપાઇ પર કપાળે હાથ મુકી પોતાની દશાનો ખ્યાલ કરતી ગમગિન ચહેરે બેઠી હતી. (પૃષ્ટ ૨૪૧.)

આવ્યું હોય, એવા ભયથી ત્યાં જવું આવશ્યક સમજી તે જવાને તૈયાર થયો અને દાસીને ઉદ્દેશીને બોલ્યો 'જા હું હમણાંજ આવું છું"

હરિદાસના એ જવાબ પછી દાસી ત્યાં થોભી નહિ. તેણીના જવા પછી હરિદાસ કપડાં પહેરી તૈયાર થયો, તેની સ્ત્રીએ આટલી મોડી રાત્રે ત્યાં નહિ જવા બહુ સમજાવ્યો પરંતુ હરિદાસ ન માન્યો અને તાબડતોબ બહાર નીકળી ચંપાના મકાનનો રસ્તો લીધો.

કામકાજની ઉપાધિમાં ચિર દુઃખિણી મનોરમાનો દિવસનો જેમ તેમ પસાર થઇ જતો હતો પરંતુ રાત્રિ તેણીને માટે ઘણીજ ભયાનક જણાતી હતી. આખા દિવસના ઘર કામના સતત પરિશ્રમથી તેણીનું શરીર જકડાઇ ગયું હતું. અત્યારે તેણી પોતાને શયન માટે સોંપાએલી નાની કોટડીમાં એક ત્રિપાઇ પર કપાળે હાથ મુકી પોતાની દશાનો ખ્યાલ કરતી ગમગિન ચહેરે બેઠી હતી. તેણીનું ચિત્ત અનેક ચિંતાઓથી વ્યથિત થયેલું હતું. ગોવીંદરામની કુટીલતા, ચંપાની નીર્દયતા અને પતીની પરવશતા આ સર્વ બાબતોએ તેણીને ગાંડી જેવી બનાવી મુકી હતી. પોતાની સ્થીતિનો ખ્યાલ કરવામાં તેણી એટલી બધી તો લિન્ન થઇ ગઇ હતી કે હરિદાસે તેની કોટડીમાં પ્રવેશ કર્યો તેનું પણ તેણીને ભાન નહોતું.

મનોરમાને બિલકુલ તંદુરસ્ત હાલતમાં બેઠેલી જોઇ હરિદાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. જુઠું બોલી આટલી મોડી રાત્રે મને બોલાવવામાં મનોરમાનો શું હેતુ હશે એ વિચારમાં તે ઘડીભર મનોરમાની સામે જોઇ રહ્યો પરંતુ મનોરમાનું ધ્યાન ભંગ થયું નહિ. હરિદાસની ધીરજ ખુટી "મનોરમા" એટલા શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા.

મનોરમા ચમકી, તેણે હરિદાસની સામે જોયુ આટલી મોડી રાત્રે તેને ત્યાં આવેલો જોઇ તે વ્યગ્રતા પુર્વક ત્રિપાઇ પરથી ઉભી થઇ ગઇ.

"કેમ બેટા શું થાય છે ? તબીયત કેવી છે ?" મબરાએલી મનોરમાને આશ્વાસન આપતા હરિદાસ બોલ્યો

"જેવી હમેશાં રહે છે તેવીજ પરંતુ પિતાજી અત્યારે આપે તકલીફ શા માટે લીધી ?" આશ્ચર્ય ચકિત થયેલી મનોરમાએ પુછ્યું.

"મનોરમા આતું શું બોલે છે ? શું તે મને બોલાવ્યો ન હોતો ?"

"નહિ, આટલી મોડી રાત્રે હું આપને શા માટે બોલાવું ?"

"ત્યારે શું ચંપાની દાસી મારી પાસે જુઠું બોલી ગઇ ?"

"હેં ! ચંપાની દાસી તમારી પાસે આવી હતી !"

"હા અને તેણી તારી તબીયત ઘણીજ ખરાબ હોવાની ખબર લાવી હતી."

"જુઠું, બિલકુલ જુઠું, પિતા; આમાં જરૂર ચંપાનું કારસ્થાન છે, જાઓ, જાઓ, અહીંથી એકદમ ચાલ્યા જાઓ નહિતો પરિણામ ઘણુજ વિપરિત આવશે."

મનોરમાના કથનમાં હરિદાસને પણ સત્યતા જણાઇ, તે સમજી ગયો કે કાળીદાસને ગોવીંદરામના સબંધમાં કહેલી વાત જરૂર ચંપાએ છુપાઇને સાંભળેલી છે અને એથીજ તેણીએ કાળીદાસને ઉલટું સમજાવી મનોરમા પર કુદ્રષ્ટિ કરવાનો આરોપ ગોવીંદરામને બદલે મારા પર ઢોળી પાડવા અને નિર્દોષ મનોરમાને કાળીદાસની દ્રષ્ટિમાં કલંકીની ઠરાવવા માટેજ આટલી મોડી રાત્રે દાસી મારફતે મને અહીં બોલાવી મંગાવવાનો પ્રપંચ રચ્યો છે. સ્ત્રીનું કહેવું નહિ માની ઉતા-

વળે આટલી મોડી રાત્રે અહીં આવવામા ભયંકર ભુલ થયેલી છે એ હવેજ હરિદાસને સમજાયું. તે ઘણીજ દયાભરી દ્રષ્ટિએ મનોરમાની સામે જોઇ રહ્યો.

'શું વિચાર કરો છો હરિદાસ. મારી ચિંતા છોડી દો. કૃપા કરી તમે એકદમ અહાંથી ચાલ્યા જાઓ નહીંતો.. ......"

મનોરમા આગળ બોલી શકી નહીં કારણ કે તેણીનુ બોલવું પુરૂં થાય તે પહેલાજ કાળીદાસે નીચે આવી હરિદાસની ગરદન પકડી લીધી અને લાલચોળ નેત્રો કરતો બોલ્યો 'એમ તે કેમ ચાલી જવાશે. બેટમજી; મારા મિત્ર ગોવીંદરામ પર ખોટો આરોપ મુકી તમે રાજા હરિશ્ચંદ્રનો અવતાર થવા આવ્યા હતા કેમ ? અને પાપિણી તારૂં પાપ પ્રકાશમા ન આવી જાય માટે આ તારા બુઢા યારને તું જલદી જવાની ભલામણ કરતી હતી ખરૂંના ? પરંતુ દુષ્ટા, પાપ કયાં સુધી છુપું રહી શકે. આજે હુ તમો બન્નેને તમારા પાપની પુરે પુરી સજા આપીશ" એમ કહેતાજ કાળીદાસે બંન્નેને એક સાથેજ જમીન પર પટકયાં.

"કાળીદાસ, પ્રથમ મારી વાતતો સાંભળો . ........"

"નહિ, હવે હુ તારો એક શબ્દ પણ સાભળવા માગતો નથી મે તને મારો વડીલ માની મનોરમા સાથે એકાંત લેવાની છુટ આપી તેનુ આજ પરિણામ કે ? પિતાના મૃત્યુ પછી અમૃતલાલની સલાહથી મારી મિલકતની વ્યવસ્થા કરવાનું તારા વિશ્વાસ પર સોપ્યું તેનો આજ બદલો કે ? જા પાપી એકદમ અહીંથી દુર થા. મને તારા જેવા નિમકહરામ નોકરની કંઇ પણ જરૂર નથી જા, ચાલ્યો જા, ફરીને તારૂં કાળું મુખ મને ના બતાવતો." હરિદાસને બોલતો અટકાવી ક્રોધાવેશમાં આવેલો કાળીદાસ વચ્ચેજ બોલી ઉઠયો અને

બિચારા હરિદાસને લાતનો એક એવો પ્રહાર કર્યો કે તે સીડી પરથી નીચે ગબડી પડયો તેનું માથુ એક પથ્થર સાથે પછડાયુ અને લોહીની ધારા વહેવા લાગી. હરિદાસ બેશુધ્ધ બની ગયો એટલુ છતા કાળીદાસે તેની કશી દરકાર કરી નહિ અને મનોરમા તરફ વળ્યો લાત અને પાટુના પ્રહારથી તેની હાજરી લેવા માંડયો, કાળીદાસે તેણીની છાતીમા એક લાત એવીતો મારી કે તે ગરૂણ આનાતથી જમીન પર ઢળી પડી અને બેશુધ્ધ બની ગઇ.

રે ! મુર્ખ, અભાગી કાળીદાસ, રે ! હૃદયહિન પ્રતપશુ, આજે આ સતી સાવિત્રીની તે જે અવગણાના કરી છે તે પાપનું તારે ભયકર પ્રાયશ્ચિત કરવું પડશે. તારૂ આ કુકર્મ રાત્રિના આવરણમા છુપુ નહિ રહેશે. વિચાર કર્યા વગર સરલ પ્રતિમા, ધર્મ સ્વરૂપા, સહધર્મિણીના શરીરમા પદાઘાત કરવાની ધૃષ્ટતા કરી છે, તમજ જે પાપપુર્ણ અપરાધનું કલક તેના પર લગાડયું છે એ તારા અયોગ્ય અપરાધથી વિશ્વનિયતા ન્યાય પુરૂષના હૃદયમા જબરો આઘાત થયો છે. તારી એ લાત ધર્મનાજ હૃદય પર પડી છે. રે ! મુઢ, તને હવે કયાય પણ શાંતિ મળવાની નથી. મુર્ખ, તુ ચપાના મોહક વાકયોથી કદાચ આ ઘટનને ભુલી જશે, તેણીના કટાક્ષથી તારી આ અંતર્જ્વાલા શાંત થશે, પરતુ ઓ ! અભાગી, પ્રભુ તારા આ અપરાધનો એક અક્ષર પણ નહિ ભુલે તેના જમા ખર્ચમા ભુલ નહિજ પડે. તારા આ અપરાધનો દડ તને જે વખતે મળશે તે વખતે તારી શુ દશા થશે તે તુ જાણે છે ? મૂઢ ! હજુ સમય છે, આ સાધ્વી ધર્મમયી સુંદરીને આદર સહિત હાથ પકડી ઘરમા લઇ જા. ભાગ્યહિન, આવો સમય ફરીને હાથ આવવો મુશ્કેલ છે પરંતુ પાઠક, આ પશુને જ્ઞાન આપવાનો આપણો પ્રયત્ન વ્યર્થ છે કારણ કે જેનામાં ચારિત્ર્ય બળ નથી તેનામા હૃદય બળનો કયાંથીજ હોય.

કેટલીકવારે મનોરમા શુધ્ધિમા આવી. પતિના પદાઘાતથી તેણીને જબરો આઘાત થયો હતો, તેણીનામાં બોલવાની કે ઉભી થવાની શકિત નહોતી. એટલુ છતા એ પાપી એક બીજો પ્રહાર કરતા તાલપીળો થતો બોલ્યો "પાપિણી. પતિની સમક્ષ આવું નીચ કર્મ કરતા શરમાતી નથી. ચાડાલિની. એકદમ અહીંથી ચાલી જા" એમ કહેતાજ લાત અને થપ્પડનો પ્રહાર કરતા કરતા તે નરાધમે નિષ્પાપ સુદરીને ઘરથી બહાર ધકેલી દીધી અને દરવાજો બંધ કરતા તે બોલ્યો "સ્ત્રી હત્યાના ભયથી તને જીવતી જવા દઉ છું પરંતુ હવે પછી કોઇ દિવસ મને તારૂ કલંકિત મુખ ના બતાવતી. મારી એક વખતની આજ્ઞાનુ તો તેં ઉલઘન કર્યુ છે પરતુ હવે ફરીને દર્શન ન આપતી." એમ કહેતાજ તે અદર ચાલ્યો ગયો. ચંપા આ સઘળું છુપાઇને જોતી હતી હવે તેણી એ સમયનો લાભ લેવા દરવાજો ખોલી મનોરમા પાસે ગઇ અને ધીમેથી બોલી "કેમ, સ્વામીની ચરણરજ લેવાને વ્યાકુળ બનેલી મનોરમા પેટ ભરીને ચરણરજ લીધીના ?"

"અરે ! ઓ પાપીયસી ચપા. શું તું એમ ધારે છે કે તારા સઘળા દિવસો આનંદમાજ વીતશે ? નહિ ઓ કુલટા તુ ભુલે છે. પ્રકાશ પછી અધકારનો આવિર્ભાવ અવશ્ય થાય છે, દિવસ પછી રાત્રિનો વારો આવે છે. એક દિવસ એવો આવશે કે જે અહકારથી તે તારા હિતાહિત જ્ઞાનને પણ ધુળમાં મેળવ્યું છે, કર્તવ્યાકર્તવ્યને ભુલી ગઇ છે, તેજ અહંકારને કારણ તારે ધુળમા રગદોળાવું પડશે. જે સાધવીને તેં પદાઘાત કરાવ્યો છે તેનાંજ યુગલ ચરણ તારી આંખોના જળથી તારે ધોવા પડશે. ઓ ! દુર્બળ હૃદયા પાપિણી, કાળીદાસના અનુગ્રહથી તું આજે ઉન્મત બની રહી છે પરંતુ એ તુ નથી જાણતી કે એ સાધવી મનોરમાનો સહાયક કોણ છે. ક્ષુદ્ર કાળી-

દાસ જેનુ ધ્યાન કરવાનો અધિકારી નથી, તારા જેવી કુલટા સ્ત્રી જેનુ નામ લેવાની પણ અધિકારીણિ નથી. એજ નરકાન્તકારી નારી પણ એ સાધવાનો સહાયક છે. તારા અને કાળીદાસ જેવા ક્ષુદ્ર કીટ એ દેવીના ચરણોને પણ સ્પર્શ કરવાને યોગ્ય નથી

ચંપા દ્વારા થયેલા તિવ્ર તિરસ્કાર તરફ મનોરમાએ કશુ ધ્યાન આપ્યું નહિ, તેણી એક શબ્દ પણ બોલી નહિ, થયેલા આઘાતથી તેની આંખે અંધારા આવવા લાગ્યા તે બેશુધ્ધ થઇ ધરણી પર ઢળી પડી, ચંપા અંદર ચાલી ગઇ.

હરિદાસ હજુ એવીજ સ્થિતીમા પડેલો હતો. તેના માથામાંથી લોહીનો પ્રવાહ ચાલુજ હતો. ચંપાએ એ દ્રશ્ય જોયું તે અંદર દોડતી જઇ પાણી લઇ આવી પરતુ લોહી બંધ થયુ નહિ. આથી ગભરાએલી ચંપા કાળીદાસ પાસે ગઇ અને સર્વ હકીકત જણાવી, અને તેટલી ત્વરાએ હરીદાસને સીવીલ હોસ્પીટલમા મોકલી આપવાની સુચના કરી. કાળીદાસ પણ ગભરાયો અને એક ભાડાની ગાડી મગાવી તેમાં હરીદાસને લઇ હોસ્પીટલમા ગયો. તમર આવવાથી દાદર પરથી ગબડી પડવાનું જણાવી તે હરીદાસને સીવીલ સરજનને સોંપી પાછો ઘેર આવ્યો

કેટલોક સમય મનોરમા એવીજ સ્થીતીમા પડી રહી જ્યારે તેણી શુધ્ધિમાં આવી ત્યારે જોયુ તો તેના કપડા લોહીથી ભીંજાયેલા છે તેણીએ સ્વામીના મકાનના બંધ દરવાજા તરફ જોયું, હવે શુ કરવું એવા વીચારમાં મનોરમા થોડો સમય ચુપ રહી. એકાએક કાંઇ યાદ આવતા તે મનમાંજ બબડી પીતાના મુખથી સાંભળ્યું છે કે સ્ત્રીને પતીથી વીશેષ આ દુનીયામા કોઇ નથી પરંતુ મારા સ્વામીએ આજ સુધી મારી સાથે વાતચીત કરવી તો બાજુ પર રહી, પરંતુ હસતે મુખે અદ્યાપિ મારી સામે જોયુ પણ નથી.

એક વખત પત્રદ્વારા થયેલી આજ્ઞાનું દુર્ભાગ્યવશ હું પાલન કરી શકી નથી પરંતુ આજે પતિના પવીત્ર મુખમાંથી નીકળેલી આજ્ઞાનુ હું અવશ્ય પાલન કરીશ. આ દુનીયામાંથી મારે સદાને માટે ચાલી જવુ એજ પતો આજ્ઞાનો ભાવાર્થ છે, આજે હું સમુદ્ર કે ગંગામા ડુબી મરી મારા એ જીવનહારની, પ્રાણાધારની આજ્ઞાનું પાલન કરીશ–મારો ધર્મ બજાવીશ.

મનોરમાએ પોતાના કર્તવ્યનો નીશ્ચય કરી લીધો. તેણીએ એક વાર દયાર્દ્ર ભાવે સ્વામીના મકાન તરફ જોયુ પતી દર્શનની અભીલાષા થઇ પરંતુ તે પુર્ણ થવી મુશ્કેલ જણાતા પતી દેવનું મનમાંજ ધ્યાન કર્યુ અને મકાનને છેલ્લા સાષ્ટાગ પ્રણામ કરી અશ્રુ પુર્ણ નેત્ર તેણી ત્યાથી ચાલવા લાગી.

કયા જાયછે? મનોરમા, સુશીલે, આવી ગંભિર રાત્રિએ એકલી કયાં જાય છે ? જો આકાશમા ચદ્ર હસે છે, તારાઓ હસે છે અને ચાંદનીમા સ્નાન કરી સસાર પણ હસી રહ્યો છે. કુસુમ હસતાં હસતાં ખીલી રહ્યા છે, તેની સુગધ હસતી હસતી દોડી રહી છે તો તુ સુંદરી યુવતી અને સાધ્વી હોવા છતા કેમ હસતી નથી ? શું ભગવાને કેવળ તનેજ એ વસ્તુથી વચિત રાખી છે ? અભરા નહિ દેવી, એમ કરવામાં પણ ઇશ્વરની કાંઇ મતલબ હશે એ પણ દિવસ આવશે કે તારાજ હાસ્યથી વસુધરા હસશે. દુઃખ અને સુખનો વૈષમ્ય જોવામા ભયાનક દેખાવા છતાં વાસ્તવમાં કાંઇ નથી. મનોરમા ધન્ય છે તારી દ્રઢતાને, આ સંસારની તમામ સ્ત્રીઓને તારૂ આ વર્તન એક આદર્શ રૂપ છે એથીજ કહીએ છીએ કે કયા જાય છે ? શુભે, સ્થિર થા. સંસારમા એક સરખા દિવસો કોઇના જતા નથી પરંતુ આ શું? પાઠક, મનોરમા તો નાની મોટી ગલીઓ પસાર કરતી ભગીરથીના કિનારા પર આવી

પહોચી અત્યારે તેણીને બાહ્ય જગતના હાસ્ય કે આનંદનુ કાંઇ પણ જ્ઞાન નથી. તેની દ્રષ્ટિ કેવળ ગંગાસાગરના ઉછળતા મોજાઓમાં ચોટી રહી છે. કેટલીકવાર તે પતિતોદ્ધારિણી ભગીરથીને હાથ જોડતી બોલી ' દેવી, આ અભાગિણી અબળા પતિ આજ્ઞાનું પાલન કરવા તમારો આશ્રય લેવા આવી છે " હવે પછી કોઇ દિવસ મને તારૂ કલંકિત મુખ બતાવતી નહિ " એ પતિઆજ્ઞાનું પાલન તમારૂ શરણ લીધા વગર થઇ શકે તેમ નથી શુ તમે પણ આશ્રય નહિ આપો. કહો કહો, મને તમારા ચરણોમા સ્થાન આપી કૃતાર્થ નહિ કરો નહિ નહિ પતિથી તજાએલી સતિનો માતા કદી અનાદાર કરેજ નહિ. પતિ આજ્ઞાનું પાલન ન કરવાનો માતા ઉપદેશ આપેજ નહિ, ત્યારે આવુ છુ માતા પતિઆજ્ઞાનું પાલન કરવા તમારા શરણમા આવુ છું 'એમ કહેતી અને પતિના નામનુ સ્મરણ કરતી મનોરમા ધીમેધીમે પગથીયા ઉતરવા લાગી અને થોડીજ વારમા તેણી એ વિશાળ જળરાશીના ગર્ભમ અદ્રશ્ય થઇ ગઇ

મનોરમાનુ કૃત્ય કિનારા પર ઉભેલા એક સુંદર રાજ પુરૂષ દુરથી જોયું, મનોરમાને જળરાશીમા ડુબતી જોઇ તે એકદમ કપડા સહિત ગંગામા કુદી પડયો, એ કોણ હતુ ' આવા સમયે તે કયથી આવ્યો? તે મનોરમાને બચાવી શક્યો કે નહી' એ સઘળુ જાણવાની મારા સુજ્ઞ વાચકોને જિજ્ઞાસા થાય એ સ્વભાવીક છે પરંતુ અત્યારે એ જણાવવાને અમો અસમર્થ છીએ આગળ જતા આપોઆપ સર્વ જાણી શકીશું





'હો આ અભાગિણિ અબળા પતિ આજ્ઞાનુ પાલન કરવા તમારો આશ્રય લેવા આવી છે (પૃષ્ઠ ૨૪૮.)

# પ્રકરણ ૨૬ મું.

---

## -ગોવીંદરામની નીચતા.-

ગર્જનગરમા યમુનાને મળી આવ્યા પછી, અને સુરસીંહને નીચાવવાની કેટલીક યુક્તિઓ તેને સમજાવ્યા પછી, યમુનાને જો તેમા સફળતા મળે તો શાતીપુર જલદીથી છોડવું પડશે એમ ગોવીંદરામે માની લીધું હતુ આથી તે કાળીદાસની બચેલી મિલકતનો જેમ બને તેમ જલદીથી નિકાલ કરવાના નિશ્ચય પર આવ્યો હતો. હરિદાસને રજા આપ્યા પછી કાળીદાસે પોતાનો સઘળો વહીવટ ગોવીંદરામ ને સોપ્યો હતો, એટલે એ પિશાચને પોતાની ઇચ્છા પાર પાડવાનું કાંઇ મુશ્કેલ નહોતું. જોકે કાળીદાસ પાસેના દાગીના અને રોકડ મિલકત પૈકી ઘણી ખરી તો ચંપાના ઘરમા પહોંચી ગઇ હતી; તો પણ હજુ તેની પાસે કેટલીક કંપનીના શેરો અને સ્થાવર મિલકત હતી. તેમાથી પણ લાખ દોઢ લાખનો તડાકો થાય તેમ હતું. આથી તેણે કાળીદાસને સમજાવી કેટલીક સ્થાવર મિલકતને ફના કરી તેનાં નાણા મેળવી તે કાળીદાસના મિત્રોને મોટે વ્યાજે ધીરી દીધા હતા. ધીરવાનુ તો કેવળ નામજ હતું ખરી રીતે તો એ નાણાં પણ ચંપા-નાજ ઘરમા પહોંચી ગયાં હતાં હવે માત્ર એકજ બંગલો કે જેમા ચંપા રહેતી હતી તેજ બાકી રહ્યો હતો. તે પણ એબદમાસે ચાલાકીથી ચંપાના નામપર ચડાવી દીધો હતો. કાળીદાસ હમેશાં શરાબના નિશામાં મસ્ત રહેતો હોવાથી, તેમજ ગોવીંદરામપર તેનો સંપુર્ણ વિશ્વાસ હોવાથી તે શું કરેછે; પોતાની મિલકતની શું વ્યવસ્થા થાયછે, ધીરેલાં નાણાં

પાકી શકે તેમછે કે નહિ; અથવા જે આસામીને નાણા ધીરવાનુ ગોવીંદરામ જણાવે છે તે આસામીને ખરેખર નાણા મળ્યા છે કે નહિ, એ તપાસવાની કાળી રામે એક દિવસ પણ તકલીફ લીધી નથી. આથી વિશ્વાસઘાતી ગોવીંદરામે પોતાનો સ્વાર્થ સાધ્ય કરવામા નિશ્ચિંત પણે કાળીદાસની ભોળાઈનો લાભ લેવા માંડયો. અને ટુંક સમયમાજ કાળીદાસની શેષ સુખરૂપ રહેલી લક્ષ્મીનો સ્વાર્થ માટે સંહાર કર્યો.

અહો પાઠક, લક્ષ્મી કેવી ખરાબ ચીજછે, મનુષ્યો પાસે તે કેવા કેવા અધમ કામો કરાવેછે એ ! લક્ષ્મી દેવી, તારાપર નજર કરતાજ મનુષ્યોનુ મન ચળી જાયછે તારે માટેજ સંસારમાં કલેશ, વિગ્રહ, દુઃખ અને સંતાપ વર્તી રહેછે, તારા માટેજ વિશ્વાસઘાત અને એક બીજાનો પ્રાણનાશ કરવા પણ મનુષ્યો તૈયાર થાયછે અરે, પણ એમ કરવાને મનુષ્યો લલચાય એમાં કિંચિત પણ આશ્ચર્ય નથી કારણ તુ હોયતોજ સુખ, માન અને શાંતિ છે તારા વિના મનુષ્યનુ જીવન વૃથા અને અને નિર્માલ્ય નિવડે છે.

સસારમા લક્ષ્મીથી લાજ આબરૂ, સુખશાંતિ સર્વ મળે છે. તેથી લોકો એની પ્રાપ્તિ માટે કાળાં કર્મો પણ કરવા ચુકતા નથી. પણ મુંઢ મનુષ્ય એમ સમજી શકતો નથી કે લક્ષ્મી ચંચળ છે અને પરિણામે એથી મળતું સુખ પણ ચચળ અને અસ્થિર છે. એવા ક્ષણિક અસ્થિર સુખ માટે ઘોર પાપો કરી પરમાત્માના મંદિરમાનું અનંત ઉત્તમ સુખ કે જે એકજ ઇચ્છવા યોગ્ય છે: તેનો પામર મનુષ્ય શામાટે નાશ કરેછે?

આ સસારના સરજનહારે સર્વ મનુષ્ય પ્રાણીઓને વહેંચી આપેલી વસ્તુઓ શિરજોરી યા કાપટયથી ઝુટી લેવી એ મહાન પ્રભુનો નિયમ ભંગ કરવા જેવું છે. અને એના બદલામા ભયંકર શિક્ષા અને રિબામણી તારા માટે રાહ જુએ છે. અલબત, સંસારમાં

એ ઉપયોગી ચીજ હોવાથી તેને ઉપાર્જન કરવા માટે પ્રયત્ન કરવો એ કર્તવ્ય છે; કિંતુ નિતી અને પ્રમાણિકપણાથીજ એ પ્રાપ્ત થવી જોઇએ.

પાપી ગોવીંદરામ પોતાની પાપ વાસનામાં ફાવવાથી ભલે અતિષય આનંદ માનતો હોય પરંતુ પરમાત્માની પાસે જ્યારે આ પાપ કર્મોનો જવાબ આપવા પડશે, જ્યારે ભયંકર શિક્ષાની આજ્ઞા તેના કર્ણદ્વારમા અથડાશે, જ્યારે તે શિક્ષા અમલમાં મુકવાના અનેક દુ:ખોનો તે ભોક્તા થશે; ત્યારેજ તેની ગયેલી શુધ્ધિ ઠેકાણે આવશે અને પશ્ચાતાપનો કીડો કોરી ખાશે પરમેશ્વર પરમ દયાળુ હોવા છતા તે પાપીઓ પ્રતિ ભયંકર ક્રુરતા દર્શાવે છે અને તેમાં લેશપણ દયા ધરતો નથી. માટે હે નર નારીયો, લક્ષ્મીની લાલચમા ન લપટાતા પરમાત્માના મંદિરના પરમ સુખને પ્રાપ્ત કરવા નિતી અને સદાચારથી ચાલી એ પરમ પાળુ પ્રભુને ઓળખતાં શીખો. અર્થાત એની પવિત્ર આજ્ઞાઓનું પાલન કરો; એજ પરમ સુખનો દાતા છે અને એજ આપણું કર્તવ્ય છે. માટે એ કર્તવ્ય બજાવી તે અદ્ભુત પરમાનદનો લાભ મેળવો.

થોડો સમય તો શાંતિમા પસાર થયો. કાળીદાસને પૈસાની કાંઇ જરૂર પડી નહીં. પરંતુ ચપાના લખલુટ ખર્ચો અને તેના પરિણામે બજારના આવતા બીલો ભરપાઇ કરવાનો સમય ઉપસ્થિત થયો. ગોવીંદરામે મિત્ર વર્ગમા ધીરી દીધેલાં નાણાં મળવાની મુશ્કેલીએ જણાઇ, તેમજ ઉઘરાણીના પૈસા બનતી ત્વરાએ મેળવી લેવાનો કાળીદાસની સુચનાઓનો ગોવીંદરામ તરફથી ઉડાઉ જવાબ મળવા લાગ્યો ત્યારે કાળીદાસની આંખ ઉઘડી. ગોવીંદરામનુ કારસ્થાન તે સમજી ગયો પરંતુ આડી રીતે કામ લેવાથી તે ફાવી શકે તેમ નહોતું.

કારણકે હરિદાસને રજા આપ્યા પછી વહીવટને લગતું કામકાજ ગોવીંદરામની ઇચ્છાનુસારજ કરવાનુ કાયદેસર અધિકાર પત્ર રજીસ્ટર કરાવી તેણે ગોવીંદરામને સોપ્યું હતુ. એટલે તે ગોવીંદરામની વિરૂધ્ધ પગલાં લેવામા આવે તેમ નહોતુ વળી ગોવીંદરામે હિસાબ પણ એવો ચાલાકીથી રાખેલો હતો કે તેના પર બદનક્ષી કરવાનો તેમ થી એક પણ પુરાવો મળી શકે તેમ નહોતુ. આથી તેણે ગોવીંદરામની સાથે શાંતિથી કામ લઇ ઉઘરાણી વસુલ કરી લેવામા ડહાપણ માન્યુ. તેમજ તે પહેલા તેની પાસે રહેલા કેટલાક કંપનીઓના શેર સરટીફીકેટો મેળવી લેવાનું પણ તેને વ્યાજબી લાગ્યુ કારણ કે એ સિવાય કદાચ એ શેરના પણ નાણા કરીલે એવો કાળીદાસને ભય હતો આથી તેણે ગોવીંદરામને એકાંતમા મળી, ચપાએ ખરીદેલા માલના નાણા વસુલ કરવા આવનાર લેણદારોની તાકીદની ઉઘરાણીને પહોંચી વળવા કંપનીના શેરો બજાર ભાવે ખલાસ કરવાની આવશ્યકતા જણાવી અને એ શેરોનો નિકાલ પોતે જાતેજ કરી લાવશે એમ પણ જણાવ્યું. ચાલાક ગોવીંદરામ જાણતો હતો કે શેરના ભાવ ગગડી ગયા છે એટલે તેના પુરા નાણા મળી શકે તેમ નથી અને જે કાંઇ મળશે તે બજારની ઉઘરાણી પુરતા પણ નથી એટલે કેટલોક પુખ્ત વિચાર કરી વગર આનાકાનીએ શેરના સરટીફીકેટો તેણે કાળીદાસને સ્વાધીન કર્યાં આટલું કર્યા પછી કાળીદાસે ઉઘરાણી માટે પણ તાકીદ કરવા ગોવીંદરામને સુચના કરી.

કાળીદાસના મનોભાવને જાણી ગયેલા ગોવીંદરામે થંડે કલેજે આશ્વાસન આપતાં કાળીદાસનો એ સુચનાનો માત્ર એટલોજ જવાબ આપ્યો કે "કાળીદાસ, નાણાભીડ સખત છે એટલે કદાચ શેરો ખલાસ કરવા છતા પણ જો આપણા લેણદારોને પૈસા પુરા ચુકવી

નહીં નકાય તોપણ તે કાંઇ કરી તેમ નથી. 'કારણ કે આવા કટાકટીના સમયે કોર્ટે ચડવાથી તેમનું કાંઇ વળે તેમ નથી"

ગોવીંદરામ એ માત્ર આપણી કલ્પનાજ છે; નાણા કોઇના ખોટા થયાં નથી અને કોર્ટ ખોટાં કરે એમ પણ નથી. વળી મારા પિતાની ઉજવળ કીર્તીને કલંક લાગે તેવા પગલા લેવાય એ કોઇ પણ રીતે વ્યાજબી નથી. માટે એ વિચારને છોડી દઇ આપણી ઉઘરાણી વસુલ કરવાની તાકીદ કરો, કે જેમાથી આપણા લેણદારોની પતાવટ કરી શકાય."

"શું કહુ કાળીદાસ, ધનજી ભાઇને મેં આજે દબાવીને કહ્યુ, તમારી હાલની સ્થીતિ સમજાવી; બીજી રીતે દાણો દાબી જોયો, પરંતુ એ તલમા કાંઇ તેલ જણાયુ નહિ, વાલજી ભાઇ કાંઇક હા ભણે છે પણ તેની પાસે કાંઇ કસ જેવું જણાતું નથી." ગોવીંદરામ દિલગીર થવાનો ડોળ કરતો બોલ્યા"

"ત્યારે એવા બદમાસોને શા માટે તમોએ ધીરધાર કરી ? કઇ સેકયુરીટી પર તમોએ એ લુચ્ચાઓને નાણા ધીર્યા? એ આસામીઓની આબરૂ તો તપાસવી હતી," કાળીદાસે સહજ ક્રોધમા કહ્યુ.

"એમા મારો શું દોષ, જે વખતે નાણા ધીર્યા તે વખતે તો તેની સ્થીતિ સારી હતી."

"બસ ગોવીંદરામ, તમારી એ ચાલાકીથી હવે હું ચલિત થવાનો નથી. તમે મને મનાવો છો. એ લુચ્ચાઓને નાણાં ધીરવામા કાતો સારી પાઘડીની આશા અને કાતો એ લુચ્ચાઓ સાથે તમારો ભાગ અવશ્ય સંભવે છે." કાળીદાસ લાલ પીળો થતો બોલ્યો.

કાળીદાસના એ શબ્દો ગોવીંદરામને તીર સમાન લાગ્યા. પરંતુ જ્યાં સુધી સઘળું સમેટી ન લેવાય ત્યાં સુધી કાળીદાસને

ઉશ્કેરવા એ જાણી જોઇને ઉપાધિ વહોરી લેવા જેવું હતું. આથી તે કાળીદાસના ગમે તેવા કડક શબ્દોને પણ ગળી જતો અને ઉલટો કાળીદાસનેજ ગળે પડતો બોલ્યો "વાહ કાળીદાસ, સિરપાવ તો સારો આપોછો તન તોડ મહેનત કરી તમને વ્યાજનો સારો લાભ મળે એવા ભગિરથ પ્રયત્ન કરવામા મે મારા લોહીનુ પાણી કર્યું. તેના બદલામા તમારા તરફથી મને આ ઇનામ મળ્યું. મારા કાર્યનો મને આ બદલો મળશે એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતુ. પરંતુ એમા તમારો દોષ નથી મારા ભાગ્યજ અત્યારે એવાછે." ગોવીંદરામે પોતાનું કપાળ કુટી નાટકી દીલગીરનુ દિગદર્શન કરાવ્યુ.

"ગોવીંદરામ તમારૂ આ નાટક બંધ કરો અને મારા તમે ધીરેલા નાણા જલદી પાછા મેળવી આપો નહિતો પરિણામ ઘણુજ અનિષ્ટ આવશે હુ સ્પષ્ટ કહું છું કે તમો પોતેજ મારા નાણા ઓહીયા કરી ગયા છો, અને એ નાણા કેવીરીતે પાછા કઢાવવા તે રીત હું બરાબર સમજુ છું. હુ પણ વેપારી બચ્ચો છું. સ્મૃતિમા રાખો હુ તમારી અપ્રમાણિકતાને સજા વગર જવા દઇશ નહિ." કાળીદાસે દમ ભરાવ્યો.

'કાળીદાસ. મેં તમારાં નાણા ઓહિયા કર્યા નથી અને તેમ છતાં તમોને મારો અવિશ્વાસ હોય તો લાચાર છુ મારાથી તમારા ધીરેલાં નાણા પાછા મેળવી શકાય તેમ નથી, કારણકે એ બન્નેની સ્થાવર મિલકત બીજે સ્થળે ગીરો મુકાએલી છે એ ખબર હજુ મને કાલેજ મળ્યા" કાળીદાસની હિંમતનો પરિચિત ગોવીંદરામ તેના ઉગ્ર સ્વરૂપની કાંઇ પણ પરવા કરવા સિવાય છેક છેલ્લા પાટલા પર બેસી ગયો.

"ગોવીંદરામ, તમારી દુષ્ટતાની અવધિ છે, તમારા હૃદયમા આવી દુષ્ટતા ચિતરાએલી હશે એ મેં આજેજ જાણ્યું, તમારા પર વિશ્વાસ રાખી હરિદાસના પર બાટું આળ ચડાવી

તેને રજા આપવામા મેં ભયંકર ભુલ કરેલી છે એ મને આજેજ સમજાયુ. ગોવીંદરામ; મેં મારી સર્વ સપતિના તમનેજ વ્યવસ્થાપક બનાવ્યા, મારી મિલકતના સર્વાધિકારી તમનેજ કરાવ્યા તેનુ આફળ, તેનો આ બદલો, તમે મને આપો ' જાઓ ગોવીંદરામ, જલદી જાઓ. આપણા બન્ને લેણુ દારો પાસે ચાંપતી ઉઘરાણી કરો અને જે મળે ત વસુલ કરી મને આપતિમાથી મુકત કરો. હું પણ શેર બજારમા જાઉ છુ અને શેરો ગમે તે ભાવે ખલાસ કરી લેણદારોના નાણા ભરપાઇ કરી ચપાતે ત્યા આવુ છુ. જાઓ અને કૃપા કરી તમારા એ નાટકી ભાવને દુર કરી મિત્ર તરીકેની ફરજ બજાવો. નાગા જવાબોથી નાહક મને ન સતાવો" કાળીદાસે આખરે હારી જઇ આવેશના આવેગને રોકી નમ્ર ભાવ કાર્ય સિધ્ધિ કરી લેવાનો માર્ગ લીધો.

"ભલે, હું તો જાઉં છું પરતુ પૈસા મળે એવો મને ભરોસો નથી" એમ બોલતો એ પાપી ત્યાંથી ચાલ્યો ગયો અને કાળીદાસ, પિતા અને શારદાના શબ્દો યાદ કરી એ પિશાચ પર રાખેલા અનહદ વિશ્વાસનું પરિણામ દ્રષ્ટિ સમીપ ખડું થયેલું નિહાળી સંતાપ કરતો મનમાજ બબડયો. ખરેખર, પિતા અને શારદા ખરૂંજ કહેતાં હતા આ પાખંડી પુરાણીએ મારૂ સત્યાનાશ વાળ્યું. ધીરેલાં નાણાંમાંથી એક પાઇ પણ મળવાનો સભવ નથી અને લેણદારો હવે ધીરજ પકડી શકે તેમ નથી એટલે આ શેરો ખલાસ કરવા સિવાય મારી મુકિતજ નથી. હાય ! પિતાની અવજ્ઞા કરનાર કાળીદાસ ? તું વિપદના વાદળથી ઘેરાતો જાય છે. કયારે એ વાદળ તારા પર તુટી પડશે એ કાંઇ નકી નથી, માટે સાવધ થા હજુ પણ બાજીને સંકેલવા માંડ, દુર્ગાદાસના શબ્દોને યાદ કરી હવે આ પાપ કર્મોથી પાછો વળ, નહિંતો હવે તારો ઉધ્ધાર નથી.

આ પ્રમાણે અનેક વિચારો કરતો કાળીદાસ ફેર બજારમાં ગયો અને બજાર ભાવે શેરો ખલાસ કરતા સારાભાગ્યે જમાનમાં આપવા જેટલા નાણા મળી ગયા તેથી તે પ્રસન્નચિત્તે સર્વેના આંકડા ચુકાવી ચંપાના મકાન તરફ વળ્યો પરંતુ એ બિચારાને ક્યાં ખબર હતી કે તે ચંપાને ત્યાં જાય તે પહેલા એ પ્રપંચી પિશાચોએ તેને સદાને માટે આપત્તિની જાળમાં ફસાવવાની સર્વ તૈયારીઓ કરી રાખી હતી.

---

# પ્રકરણ ૨૭ મું.

## –કાળીદાસને પાણીચું.–

કાળીદાસની પાસેથી નીકળેલો ગોવીંદરામ પરબારો ચંપાની પાસે ગયો અને કાળીદાસ સાથે થયેલી વાતચીત સંભળાવી વધારામાં ઉમેર્યું કે "ચંપા, કાળીદાસ પાસે હવે કાંઇ રહ્યુ નથી. વળી મકાનો વગેરે વહેંચી આપણે નગદ નાણા મેળવી લીધા છે એટલે એ કંગાળને પાણિચુ પકડાવી આપણે અહિંથી પલાયન કરવાની જલદીથી તૈયારી કરવી જોઇએ, કારણકે યમુનાના પત્ર પરથી સમજાય છે કે તેણી સુરસિંહને થાપ આપી તેના ઘરમાથી મોટી ચોરી કરવાના નિશ્ચય પર આવી છે...

"હે શું, યમુના પણ સુરસિંહ જેવા શયતાન પાસે ફાવી છે !" ગોવીંદરામની વાત સાભળી આશ્ચર્ય ચકિત થયેલી ચંપા વચ્ચે-જ બોલી ઉઠી.

"હા થોડા સમય પહેલાં હું રાજનગર એજ કામ માટે ગયો હતો. જોકે તેણીએ સુરસિંહને પોતાની જાળમા સંપુર્ણ સપડાવ્યો છે,

પરંતુ પૈસા કઢાવવાની યુકિત અબુધ યમુના જાણતી નથી અને શયતાનસુરસિહ સહેલાઇથી પૈસા આપે તેમ નથી. એટલે મેજ તેણીને એ છેલ્લી યુકિત અજમાવવાનું કહ્યુ હતું તેણી કદાચ પત્રમા લખ્યા મુજબ કાર્યતો કરશે પરંતુ પછી શું કરવુ એ તેણીને સુઝશે નહિ, એટલા માટે આપણે ત્યા ત્વરિત જવું જોઇએ. મને લાગે છે કે પાચ પચીસ હજારનો તડાકો ત્યાથી પણ જરૂર થશેજ. કાળીદાસ પાસેથી પણ ચાર પાચ લાખ પડાવ્યા છે, એટલે યમુનાને સાથે લઇ આપણે દુર દેશ નીકળી જઇએ કે ત્યા ઘણાજ આનદમાં જીદગી વ્યતિત કરી શકીએ."

"ગોવીદરામ, યમુનાને ખાતર દુર દેશ જવુ હોયતો તમારી મરજી પરંતુ કાળીદાસના ભયથી શાન્તિપુર છોડવાની કાંઇ જરૂર નથી. કારણ કે મે કાઇ તેના ઘરમાથી ચોરી કરી નથી." ચપાએ સમયનો લાભ લઇ ભાવ સુચક શબ્દોમા ગોવીદરામને ટકોર મારી.

ગોવીંદરામ શરમાઇ ગયો, ચપાની માર્મીકતાને તે સમજી ગયો. છતા તે સમય સુચક હતો તે બોલ્યો "ચંપા ચોરી ભલે નથી કરી પરંતુ મોહનલાલ આપણા કારસ્થાનો જાણે છે એટલે તેની હાએ હા કરીએ છીએ ત્યા સુધી તો આપણને વાંધો નથી. પરતુ એકવાર પણ તેને મદદ કરવામા આનાકાની કરી તો સમજો કે આપણી સલામતી નથી. વળી તેના કારસ્થાનો એક પછી એક બહાર આવતા જાય છે, પ્રજાપક્ષ અને અધિકારી વર્ગ તેની વિરૂધ્ધ છે, સુરસિહ સ્વાર્થવશ કેવળ તેને પ્રસન્ન રાખવા સહાયતા આપવાનો ખોટો ડોળ કરે છે, પરંતુ અંદર ખાનેથી તે ઘણોજ ડરે છે. એટલે એવી સ્થીતિમાં તેને કોઇ પણ પ્રકારની સહાયતા આપવી એ પણ વ્યાજબી નથી.

હવે તો તેનો સંસર્ગ છોડી દેવામાજ સાર છે. ચંપા જો ખરૂ પુછે તો યમુનાને ખાતર નહિ પરંતુ આપણાજ સુખને ખાતર હવે શાંતિપુરનો ત્યાગ કરી દેવામાજ માલ છે.

ગોવીંદરામના યુક્તિ યુક્ત જવાબથી ચંપા ચુપ થઇ ગઇ તેનુ કહેવુ તેણીને વ્યાજબી લાગ્યું. ને બોલી "ખેર જો તમારો એવોજ વિચાર છે તો આજેજ હું બાજી સંકેલવાની શરૂઆત કરી દઇશ. પરંતુ કાળીદાસ પાસે હવે કાઇ રહ્યું છે કે નહિ તેની આપણે ખાત્રી કરી લેવી જોઇએ. એમ કા નહોય કે તે આપણી યુક્તિઓ પામી જઇ, પોતાના ભાવિ જીવન માટે થોડી પુંજી બચાવી આપણને ઠગવા માટેજ કંગાલિયત બતાવતો હોય."

"જો કે એ બનવા સંભવ નથી, કારણ કે તેની સઘળી મિલકત મારા હાથેજ ફના થયેલી છે અને એથી મને ખાત્રી છે કે અત્યારે તેની પાસે એક દમડી પણ રહી નથી. ઉઘરાણી હોવાનું તો કેવળ બાનુંજ છે. વાસ્તવમાં એ સઘળી મિલકત આપણા ઘરમાજ આવી ગઇ છે તોપણ તારે ખાત્રી કરવી હોયતો ભલે કરી લે. જો તેની પાસે કાઇ રહ્યું નથી એવી તને ખાત્રી થાય તો કાઇ પણ યુક્તિથી તેને આપણો કરજદાર બનાવવાની કોશીષ કરવી જોઇએ."

"એટલે શુ, તેને કાઇ પૈસા ધીરવાની તમારી ઇચ્છા છે ?" ગોવીંદરામનું બોલવુ પુરૂં થાય તે પહેલાજ ચંપા વચ્ચે બોલી ઉઠી.

"નહિ ગાંડી, હવે તે તેને એક પાઇપણ અપાય ખરી કે ? પૈસા આપ્યા વગર કરજદાર બનાવવો એમાજ બહાદુરી છે."

"પરંતુ એ કેવી રીતે બની શકે ?"

"તું તેને ખોટા પ્યારમા ફસાવી પૈસાની માગણી કરજે, એટલે હુજ તેને માટે રસ્તો કરી લઇશ. તું ફક્ત મારી હામાં હા મિલાવજે

પછી તું જો જો કે તેને હુ મારી પ્રપંચજાળમા કેવી રીતે ફસાવુ છું."

"પરતુ એ રીતે કરજદાર બનાવવાથી ફાયદો શુ ?"

"ફાયદો એજ કે આપણે અહીથી નાસવામાં મુશ્કેલી ન પડે. કરજના બોજા તળે દબાએલો કાળીદાસ આપણી સામે ચુંકે ચાં ન કરી શકે અને કરે તો વગર ભાડાની કોટડીમા મોકલવાનુ સુગમ પડે સમજી ?"

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી એટલામા કાળીદાસના પગ લાંનો અવાજ સંભળાયો. ગોવીંદરામ ચપાને કેવી રીતે કામ લેવું તેની કેટલીક સમજુતી આપી પાછલે બારણેથી પસાર થઇ ગયો. ગોવીંદરામના જવા પછી કેટલીકવારે કાળીદાસે એ ઓરડામા પ્રવેશ કર્યો, ચપાના નિસ્તેજ ચહેરાપર દ્રષ્ટિ પડતાજ તે બોલ્યો "ચંપા આજે તુ ઉદાસ કેમ જણાય છે ?"

"શું કહું કાળીદાસ, હું તો તમારી કનડગતીથી લાચાર બની ગઇ છુ. અરે! નજીવા ખર્ચ માટે પણ મારે મોથાજ થવું પડે છે. ગઇ કાલે બજારમાથી કેટલાક કપડાં અને એક સાત હજારનો મોતીનો હાર લીધો છે તેના પૈસા આપવાના છે પરંતુ મારી પાસે એક પાઇ પણ નથી."

"તારી પાસે નથી તો શું થયું, કાળીદાસે તને કયારે ના પાડી છે ? પૈસાની બાબતમા તને કયારે સતાવી છે ?" ચંપા પોતાનું બોલવુ પુરૂ કરે તે પહેલા બહાર નીકળી બાજુમાજ છુપાએલો ગોવીંદરામ જાણે હમણાજ આવતો હોય તેવા ભાવ સહિત પ્રવેશ કરી ચંપાના વાકયોની પાદ પુર્તી કરતા બોલ્યો

"કોણ ગોવીંદરામ; તમે ઠીક સમય પર આવી પહોચ્યા. શુ ઉઘરાણીના પૈસા લાવ્યા ?

'નહિ કાળીદાસ.' ઉઘરાણીના સબંધમાં તો હું તમોને કહી ગયો તેવીજ હાલત છે. તરતમાં એક પાઇ પણ મળે એવી સહજ પણ વકી નથી.'

"તો પછી, મારી સ્થીતિનો તમોને અનુભવ છતાં ચંપાની હામાં હા મિલાવી શા માટે પરસ્પરમાં કલેશ કરાવો છો. મારી કંગાળ સ્થિતિ તેણીના ધ્યાનમાં છતાં મને વારંવાર શરમાવે છે એટલે તમારે તો તેણીને સમજાવી મને સતાવતી અટકાવવી જોઇએ"

"અરે! વાહરે કાળીદાસ, મને પણ બનાવે છે કે ' કરોડોની મિલકતનો માલિક છતાં ચંપાને પૈસા આપવા પડે માટે પોતાને કંગાળ કહેવડાવે છે કે ? ઉઘરાણી નથી મલતી માટે હું જલદીથી વસુલ કરૂં એમ ધારી તું ખાનગી મિલકત ચંપાથી છુપાવે છે કે ?" ગોવીંદરામે આસન લેતા અને કાળીદાસને કટાક્ષ કરતા કહ્યું

"નહિ ગોવીંદરામ, હું ખરૂંજ કહું છું. અત્યારે મારી પાસે એક રાતી પાઇ પણ નથી જે કાંઇ હતું તે સર્વ મેં ચંપાને અર્પણ કરી દીધું છે અને બાકીની સર્વ વ્યવસ્થા તો તમારે હાથેજ થયેલી છે."

'આ સર્વ બતાવવાની વાતોછે ખરી વાત તો એછે કે; હમણા તમારો મારા પર આગળના જેવો પ્યાર નથી." ગોવીંદરામ અને કાળીદાસ વચ્ચે ઉઘરાણીના સબંધમાં ચકમક ન ઝરે અને કાળીદાસ ઉશ્કેરાઇ ન જાય એમ ધારી ચંપા એ વાત પર પડદો નાખતાં અને વાતનું વળ બદલતા બોલી.

'ચંપા; શા માટે બળતામા ઘી હોમે છે ? હું એવો નીચ નથી કે તને છોડી બીજીની સાથે પ્યાર કરૂં."

"જો એમજ છે; તો એ પ્રેમની પ્રતિતિ ખાતર તારે બીજાની પાસેથી પૈસા મેળવીને પણ ચંપાને સંતોષવી જોઇએ. ઉઘરાણી આવવાની આશા પર લટકાવવી એ કંઇ ખરા પ્રેમીનું કામ નથી." ગોવીંદરામે કાળીદાસના બોલોને પકડી લીધા

"ગોવીંદરામ, તમે તો જાણોજ છો કે અત્યારે મારી કંગાળ સ્થીતિમા શાંતિપુરનો કાઇ પણ માણસ મને એક પાઇ પણ ધીરે તેમ નથી."

"શા માટે ન ધીરે; જો તારી ઇચ્છા હોય તો હુજ એ માટે તને બંદોબસ્ત કરી આપુ. તું તારા મિત્રોને ધીરધાર કરે અને તને શાંતિપુરમા ઉધાર ન મળે એ વાત કેમ માની શકાય ?"

"ભલે ખુશીથી, જો તમે બંદોબસ્ત કરી લાવતા હો તો ચંપાને જેટલા જોઇએ તેટલાની હમણાંજ તમને રસીદ લખી આપું."

"વાહ ચંપા, તને કેટલા રૂપિઆ જોઇએ છીએ ?" કાળીદાસના જવાબથી સંતુષ્ટ થયેલો ગોવીંદરામ ચંપાને ઉદ્દેશીને બોલ્યો.

"સાત હજાર" ચંપાએ જવાબ આપ્યો.

ખિન્ન વદને કાળીદાસ ઉઠયો અને ટેબલ પરથી ખડીઓ કલમ અને કાગળ લઇ રસીદ લખવાનું શરૂ કર્યું, પરંતુ તેને લખતો અટકાવી ગોવીંદરામ વચ્ચેજ બોલી ઉઠયો, "મણુર કેટલા રૂપિઆ લખેછે?"

"સાત હજાર" કાળીદાસે જવાબ આપ્યો.

'એટલે શું, ઉધાર દેનારો પોતાના વ્યાજ વટાવનો પણ ખ્યાલ નહિ કરેકે ? સાત હજાર આપનાર અગીઆર હજારની રસીદ જોશે ત્યારેજ તે તેટલા આપવાનું કબુલ કરશે.

"હેં! શું, મારા મિત્રો મારી પાસેથી વ્યાજ આગળથી લેશે ? ગોવીંદરામ, જો એમજ હોય તો આપણી ઉઘરાણી વસુલ થતાં સુધી

ચંપાને ધીરજ પકડવાનું કહો. મારે એવા પૈસા લેવાની કાંઇ જરૂર નથી." એમ કહેતજ કાળીદાસે કલમ ટેબલ પર મુકી દીધી.

કાળીદાસના એ વર્તનથી બાજી હાથથી છટકી જતી જોઇ ચંપા ભવા ચઢાવી, કાળીદાસને શુર ચડાવતી ગોવીંદરામને ઉદ્દેશીને બોલી 'ગોવીંદરામ રહેવાદો, એ શું આપશે ? નાણા તો એજ આપી શકે કે જે પૈસા કરતા પ્રેમની કીંમત વધારે સમજતો હોય"

ચંપાના એ શબ્દો સાભળી કાળીદાસ શરમાયા, ઘડીભર તે ચુપ રહ્યો. જેને ખાતર પોતાના ધનમાલની બરબાદી થઇ, અરે! જેના પ્રેમને ખાતર તે રસ્તાનો ભિખારી બની ગયો, તેજ ચંપાના મુખમાંથી આવા શબ્દો નીકળેલા જોઇ તેને ઘણોજ ખેદ થયો. પરંતુ તે પ્રગટ કરવાનો સમય નહોતો. અત્યારે તે ચંપાનો મોથાજ હતો. તેણીની ઇચ્છા તૃપ્ત કરવામાજ શ્રેય હતુ. આથી તે કેટલોક વિચાર કરી બોલ્યો "ચંપા મે આજ સુધી પૈસા કરતા તારા પ્રેમનેજ વધારે મહત્વ આપ્યું છે; તારાજ પ્રેમમા અંધ બની મેં મારૂ સર્વસ્વ ગુમાવ્યું છે; એટલું છતા પણ હજુ તને સંતોષ થયો નહોય તો લાવ તારી ઇચ્છા તૃપ્તિ માટે અગીયાર હજાર લખી આપવાને પણ તૈયાર છુ." એમ કહી તેણે ટેબલ પર મુકેલો કાગળ પાછો ઉપાડી લીધો અને ગોવીંદરામના કહેવા મુજબ રસીદ લખી આપી ચંપાના હાથમા આપતા તે બોલ્યો "લે હવે તો ખુશી થઇ ના ?"

"શું કહું કાળીદાસ, તમારી નબળી હાલત જોઇ મને ખેદ થાય છે પરંતુ વ્યવહારમા નડતી મુશ્કલીઓ દૂર કરવા અને તમારા જેવા શોખીનોને સંતોષ આપવા એશઆરામને લગતી વસ્તુઓ ખરીદવામા મને વારંવાર પૈસાની જરૂર પડે છે, એટલે મારે તમોને કહેવુ પડે છે," ચંપાએ કટાક્ષ કરતા કહ્યુ.

"બસ કર ચંપા, બહુ થયુ આજેજ મને સમજાયું કે તારો પ્યાર કેવળ પૈસાનોજ છે." કાળીદાસે કંઇક ક્રોધમાં કહ્યું.

"એ શું તમોને આજે સમજાય છે ? અરે! કાળીદાસ પૈસા વગર અમારા મકાનમા પગ મુકવાની પણ કોઇ હિંમત કરી શકતું નથી. તમેતો અત્યારથીજ ગભરાઇ જાઓ છો હજુ તો આ મકાનમાં થોડો ફેરફાર કરવાનો છે, તેમા પણ ત્રણ ચાર હજાર રૂપિઆની જરૂર પડશે."

"શું, એ પૈસા પણ તારે મારી પાસેથીજ લેવા છે ?"

"ત્યારે તમારા સિવાય મારૂં બીજુ કોણ છે કે જે મને આપશે."

"ચપા મારી પાસે હવે એક પાઇ પણ નથી એટલે જો તને પૈસાની જરૂર હોયતો આ મકાનને વહેચી નાખ, આપણે કોઇ ભાડાના મકાનમા રહીશું. દરરોજનાં આવા મોટાં ખર્ચો પુરાં કરવાનું હવે મારાથી બની શકે તેમ નથી."

"શું કહ્યું, મકાન વેચી નાખુ ? કયું મકાન વહેચી નાખુ ?"

"આજ મકાન બીજું કયું ?"

"આતો મારૂં મકાન છે તેને વહેચવાની કોનામા તાકાદ છે?"

"તારૂં મકાન, અરે! એવકુફ આ મકાન મારા પિતાએ બધાવ્યુ છે. તેના પર મારી માલિકી છે."

"ભુલે છે, કાળીદાસ ભુલે છે. આ મકાન એક વખત તારા પિતાના નામપર હતુ એ વાત ખરી છે પરંતુ અત્યારે આ મકાનની સનંદ ચંપાના નામની છે એટલે તારો આ મકાનપર સહજ પણ અધિકાર નથી. આ મકાનની ચંપા એકલીજ માલિક છે." ગોવીંદરામે કાળીદાસને વધારે ઉશ્કેરવાના ઉદ્દેશથી તાણો માર્યો.

"સમજ્યો, સમજ્યો, ગોવીંદરામ હું અત્યાર સમજ્યો. કે તું મારૂં સર્વનાશ કરવા માટેજ મને આ નીચ, નાગરી નિર્દય નાગીની પાસે લાવ્યો હતો. હરિદાસના પર ખોટું આળ ચડાવી તેની જગ્યાનો ચાર્જ સંભાળી મને સર્વ પ્રકારે પાયમાલ કરવાનોજ તારો ઇરાદો હતો. તારા વિશ્વાસ પર હુ ઠગાયો. ઉઘરાણી અને મારી મિલકતના વહીવટમાં તે કરેલો ગોટાળો; તારા ઉડાઉ જવાબો, એ સર્વનો મરવાળો કરતા મને સાફ સમજાય છે કે તમે બન્નેએ મારા ઘરમા નિડર પણે લુંટ ચલાવી મને એક રસ્તાનો ભિખારી બનાવવાનોજ નિશ્ચય કર્યો હતો, અને એટલા માટેજ મારા પિતાના નામ પર રહેલુ આ મકાન મારા નામ પર ફેરવવાને બહાને રજીસ્ટારની ઓફીસમા તેં મને બોલાવ્યો હતો. એ સમયે હું શરાબના નિશામા હતો એટલે શરાબની ધુનમા તુ મારી પાસે શુ લખાવે છે તેનું મને ભાન નહોતુ પરંતુ આજે સમજાય છે કે તેં શરાબથી થયેલી મારી બેચેનીનો લાભ લઇ આ મકાન મારા નામપર ચડાવવાને બદલે આ વેશ્યાના નામપર ચડાવી મારી પાસેથી ઉલટુંજ લખાવી લીધું છે ઓહ ! ગોવીંદરામ, હુ તને શુ કહું ? તારા દુષ્કૃત્યોનો કેટલોક ખ્યાલ મારા પિતા અને શારદાએ આપેલો છતા હુ તારા બહારથી દેખાતા નિર્દોષ ભાવ પર લોભાયો, અરે ! તારીજ સલાહથી મેં મારા પ્રેમાળ પિતાનો ઘાત કર્યો. નિર્દોષ શારદાના પવિત્ર નામને કલંકિત કર્યું. સાધ્વી મનોરમાને ધક્કા મારી ઘરથી બહાર કાઢી. અફસોસ ! ગોવીંદરામ, તારા વિશ્વાસપર મેં કેવા કેવા કરપિણ કૃત્યો કર્યા છે—"

'બસકર કાળીદાસ ભુલ પોતે કરી છે અને દોષ બીજાના પર ઢોળી પાડેછે કેમ ? અરે ! ઓ ! વિષયાંધ, ચંપાના મોહપાશમા સપડાએલા શયતાન શારદા જેવી સુશીલ બાળા પર ખુનનો આરોપ મુકવાનું પણ મેંજ તને શીખવ્યુ હતું કેમ ?"

"બહુ થયુ ગોવીંદરામ, બહુ થયું. મારાં પાપોની યાદ આપી હવે મને વધારે ન સતાવ, ભાગ્યવશ મારા હાથે થયેલાં પાપો હું ભોગવી લઇશ પણ કૃપાકરી મેં તને હમણા લખી આપી છે તે રસીદ મને પાછી આપ."

"કારણ ?"

'કારણ એજ કે, અત્યાર સુધી આ મકાનનો હું પોતાને માલિક સમજતો હતો. ઉઘરાણી વગેરે આવવાની આશા રાખતો હતો પરંતુ અત્યારે મને સ્પષ્ટ સમજાય છે કે હું રસ્તામાં રખડતા એક કંગાળથી પણ કંગાળ છુ. ગોવીંદરામ, મારી પાસે હવે એક પાઇ પણ રહી નથી જે કાંઇ હતું તે પણ તે લુંટી લીધું છે. તો તારી એ રસીદના પૈસા હું તને કયાંથી આપીશ ? કૃપા કરી મને મારી એ રસીદ પાછી આપ." કાળીદાસે કંપિત સ્વરે કહ્યુ.

"રસીદ કઇ રસીદ ? લાવ અગીયાર હજાર રૂપિઆ લાવ પછીજ રસીદ માગવા આવ" ગોવીંદરામ કંઇ પણ જવાબ આપે તે પહેલા ચપાએ મળેલી રસીદ પોલકાના ખીસામા છુપાવતા કહ્યું.

"હા બરાબર છે; પૈસા લીધા વગર તે કાંઇ રસીદ પાછીઅપાય?" ગોવીંદરામે પણ ચપાની હામા હા મિલાવી.

"હેં ! પૈસા, પૈસા કોણે લીધા છે ? ગોવીંદરામે મને કયારે આપ્યા છે ? ગોવીંદરામ, ભલે તેં મારૂં સર્વનાશ કર્યું છે; મારી બચેલી મીલકત પણ તુ સ્વાહા કરી ગયો છે, તદપિ તું મારો મિત્ર છે. ખરી હકીકત જાણતો છતા આ એક નીચ વેશ્યાની હામાં હા મિલાવતા તને જરાપણ શરમ નથી આવતી ?" કાળીદાસે કાંઇક ક્રોધમાં કહ્યું.

"હામા હા કેમ ન મિલાવે એનો માગે પુરાણો આશક છે."
ચંપા મર્યાદાની હદ ઓળગતાં અને પોતાની જાતપર આવતાં બોલી

"હેં! શુ, એ તારો આશક છે! ત્યારે શુ ગોવીંદરામે પોતાના સ્વાર્થને ખાતરજ મને તારા ખોટા પ્યારમા સપડાવ્યો હતો અફસોસ હું ઠગાયો, અરે! એક મિત્રદ્રોહીના હાથે ધોળે દિવસે લુટાયો. ચપા હું નહિ જાણતો હતો કે તું મારા પૈસાની બરબાદી થયા પછી મારા આ હાલ કરશે. શુ તું મને મારી રસીદ પાછી નહિજ આપશે?"

"નહિ કાળીદાસ, જો તું તારૂં ભલુ ચાહતો હોવતો અહીંથી એકદમ ચાલ્યો જા નહિતો મારે કાઇ બીજોજ રસ્તો લેવો પડશે " ચંપા મર્યાદાની હદ ઓળંગી ગઇ.

"ચંપા, આજે આતુ શું બોલે છે? અરે! તારા પ્રેમના ખાતર મે મારૂં સર્વસ્વ ગુમાવ્યુ છે, આ દુનિઆમા અત્યારે મારૂં કોઇ રહ્યુ નથી. હુ કયા જાઉં?"

"તારી ઇચ્છામાં આવે ત્યા પરતુ એકદમ અહીંથી ચાલ્યો જા. હવે જો વિલંબ કરશે તો મારે જુતીનો ઉપયોગ કરવો પડશે."

"ચંપા, હુ કગાળ છું મારી પાસે એક પાઇ પણ નથી" કાળીદાસે કરગરતાં કહ્યું.

"તું કંગાળ છે, એથીજ ચંપાને ત્યાં આજે તારૂં સન્માન નથી." ગોવીંદરામે ટકોર મારી.

"ખરૂ છે ભાઇ, વેશ્યા ધનવાનોનીજ યાર છે. તે દિવસે બિચારે દુર્ગાદાસે પણ મને એમજ કહ્યું હતું પરંતુ તે વખતે હુ ચંપાના બાહિક પ્રેમમાં મુગ્ધ બની ગયો હતો, મારૂં સર્વસ્વ મારા હાથેજ લુંટાવી રહ્યો હતો. આ બેધારી કટારીને સતેજ બનાવી રહ્યો હતો, હું નહિ ધારતો હતો કે એ કટારી મારૂંજ કલેજુ કાપવા જેવી



"કાળીદાસ, હું તારો એક શબ્દ પણ સાંભળવા માગતી નથી જા ચાલ્યો જા." ચપળાએ હાથ લાંબો કરી રસ્તો બતાવતા કહ્યું અને ગોવીંદરામ મુછે તાવ દેતો કાળીદાસની સામે જોઇ રહ્યો (પૃષ્ટ ૨૬૭)

ક્રુરતા ધારણ કરશે અત્યારે મને એ સજ્જન-મિત્રના શબ્દો યાદ આવે છે. તેજ વખતે જો હું તેની સલાહ માની આ પાપકર્મથી પાછો ફર્યો હોત તો આજે મારી આ દશા ન થાત."

"કાળીદાસ, હવે ગડયા પછી ડહાપણ નકામું છે આમાં ચંપાનો કાંઇ દોષ નથી. વેસ્યા વૃતિજ પરધન હરણ કરવાની હોય છે. જેમ મધપુડા પર બેસતી માખી જ્યાં સુધી મધપુડો મધથી ભરેલો હોય છે ત્યા સુધીજ તેને ચેટી રહે છે, તેવીજ રીતે વૈશ્યા પણ કામાધ શ્રીમંતોના દ્રવ્ય અને લોહી ન ચુસાય ત્યા સુધી તેનો પીછો છોડતી નથી. એટલે ચંપાએ પોતાના ધર્મ વિરૂદ્ધ કાંઇપણ કર્યું હોય એમ મને લાગતુ નથી." ગોવીંદરામે કાળીદાસના જખમ પર નીમક છાંટવા માંડયું

"ધિક્કાર, એવા ધનવાનોને કે જેઓ આ સર્વ સમજવા છતા વેશ્યાઓના વિશ્વાસમા દોરાઇ પોતાને પરાધીનતાની બેડીમાં જકડાવી દે છે,–મારી માફક અંધ પ્રેમમા ફસાઇ પોતાના ધનમાલને લુંટાવી દે છે," પછી તે ચંપા તરફ ફરીને બોલ્યો "ચંપા; મને સંપતિ તેમજ આશ્રયહીન બનાવી આજે આવી કંગાળ હાલતે ઘરમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કરી રહી છે એ શું વ્યાજબી છે કે ? ચંપા ચંપા, નિર્દય નથા, વિચાર કર મેં તારે માટે શુ નથી કર્યું ?"

"વિચાર કરવા જેટલો અત્યારે મને અવકાશ નથી. કાળીદાસ; હુ તારો એક શબ્દપણ સાંભળવા માગતી નથી. જા અહીંથી ચાલ્યો જા; નહિતો નોકરદ્વારા ધક્કો મારી બહાર કાઢવો પડશે." ચંપાએ લાંબો હાથ કરી રસ્તો બતાવતાં કહ્યું અને ખુરસી પર બેઠેલો ગોવીંદરામ મુચ્છે તાવ દેતો કાળીદાસની સામે જોઇ રહ્યો.

"બસ બહુ થયું ચંપા; આજેજ હું સમજ્યો કે વેશ્યાના પ્યારમાં પાયમાલ થયેલા પૈસાદારો માન અને આબરૂ ગુમાવી આખરે

વેશ્યાની લાતના ભોગ થઇ પડેછે મારે ખાતર એટલી તકલીફ લેવાની કાંઇ જરૂર નથી હું જાઉ છું, પરંતુ યાદ રાખજે કે જે સ્થીતિ તેં મારી કરી છે તે સ્થીતિ જોવાનો સમય તારે માટે પણ આવશે." એમ કહેનોજ કાળીદાસ બહાર નીકળ્યો ચંપાએ તેનો કાંઇ પણ દરકાર કરી નહિ.

કાળીદાસના જવા પછી ગોવીંદરામની સલાહથી ચંપાએ શાન્તિપુર છોડવાની તૈયારીયો કરવા માંડી; પરંતુ તેઓ શાન્તિપુર છોડી જાય તે પહેલા કાળીદાસ પોતાના કોઇ આપ્તજનની સહાયતા મેળવી; તેઓને જતા અટકાવે તો શુ થાય એવો વિચાર ગોવીંદરામને આવતાજ પેલી રસીદના આધારે કસમનામા પર વોરંટ મેળવી; કાળીદાસને પકડાવવાનુ યોગ્ય વિચાર્યું. ચંપાને પણ ગોવીંદરામની એ યુક્તિ આવશ્યક જણાઇ. તેણીની અનુમતી મળતા ગોવીંદરામ ચંપાને સર્વ તૈયારી કરી રાખવાની સુચના કરી બહાર નીકળ્યો.

---

# પ્રકરણ ૨૮ મું.

## -મિત્રની મદદ.-

હા ! વ્યભિચારી કાળીદાસ આ તેં શુ કર્યું, પતિવ્રતા ધર્મની મુર્તી મનોરમાના શુધ્ધ પ્રેમને છોડી એક નીચ વેશ્યાના પ્રપચી પ્યારમા ફસાઇ તે પિતાનો પણ ઘાત કીધો. અરે ! એટલેથીજ સંતોષ નહિ માનતા દુરાચારી દોસ્તના ભમાવવાથી તેં કરેલો દોષ બિચારી નીર્દોષ શારદા પર ઢોળી પાડી, તેણીને પિતાની ખુની અને વ્યભિચા-

રિણી તરીકે દુનિઆમાં જાહેર કરી; દુર્ગાદાસ જેવા દાની મિત્રના ઉતમ ઉપદેશની પણ તે દરકાર કરી નહિ; પ્રાણ બચાવનારને કાંઇ બદલો આપવાને બદલે એક વેશ્યાની સમક્ષ તેને અપમાનિત કરી બહાર કાઢયો. ઓહ ! તારાં આ અઘોર પાપોનું પ્રતિદાન તને અવશ્ય મળશે. તુ બુરે મોતે મરશે. પ્રભુ, પતિતોધ્ધારક પરમાત્મા હવે તારા સિવાય મારૂં આ જગતમા કોઇ નથી સર્વનુ મેં મારા હાથથીજ નિકંદન કર્યું છે. રહેવા કે વિશ્રાંતિ લેવા મારા માટે એક પણ સ્થાન નથી; હુ કયા જઇશ ! કોનો આશ્રય લઇશ .. .........!

"જેલનો કે જયા તને સ્થાન અને અન્ન બન્ને મળી શકશે." પારાવાર પશ્ચાતાપમા ડુબેલા કાળીદાસ પોતાનું ઉપરોકત બોલવુ પુરૂં કરે, તે પહેલા તેના શબ્દોની પાદપુર્તી કરતો ગોવીંદરામ ત્યાં પોલીસો સાથે દાખલ થયો અને કાળીદાસ તરફ આગળી બતાવતો પોલીસોને ઉદ્દેશીને બોલ્યો "પકડો આજ કાળીદાસ છે"

"શું તમારૂજ નામ કાળીદાસ છે ?" પોલીસો પૈકી એકે ખાત્રી કરવાના ઉદ્દેશથી કાળીદાસને પુછ્યું.

"હા પરતુ તમારે મારૂં શું કામ છે ?"

"ગોવીંદરામ પાસેથી તમે અગીઆર હજાર રૂપિઆ લીધા છે તે અત્યાર સુધી તમે નહિ આપેલા હોવાથી તેણે તમારી જાતપર વોરંટ મેળવેલો છે. હવે કાંતો તેના રૂપીઆ આપી મુકિત મેળવો, અથવા આ વોરંટને માન આપી અમારી સાથે ચાલો"

"શું ગોવીંદરામ; આ સઘળું ખરૂ કહે છે. અરે ! ઓ મનુષ્ય રૂપમાં છુપાએલા શયતાન તેં મારી સર્વ સંપતિનો, અરે ! મારા સર્વ-

સ્વનો નાશ કર્યો છતાં હજુ તને તૃપ્તિ થઈ નથી કે તારા રાક્ષસ મિત્ર મોહનલાલની મદદ મેળવી મને પકડવા આવ્યો છે. અરે ! ઓ દુષ્ટ, તું મારો મિત્ર અને હિતચિંતક હોવાનો દાવો કરતો હતો કે કયાં છે તારો એ પ્રેમ અને મિત્રતા ? બોલ બોલ, ઓ વિશ્વાસઘાતી શું આજ તારો ધર્મ છે કે ? પવિત્રતાનો ડોળ કરી ધર્મને બહાને ધનવાનોના નિર્દોષ સંતાનોને દુરાચારી બનાવી દેવા એજ તારૂં કર્મ છે કે ? મારી આ દશા કરી, હરિદાસ જેવા એક નિમકહલાલ નોકરને દોષિત ઠરાવ્યો; પિતાનું ખુન કરાવ્યું એટલું છતા હજુ પણ ન ધરાયો કે ખોટો વોરંટ લઈ આવ્યો."

"બસ કાળીદાસ, જબાન બંધ કર મારાં નાણા ચુકાવી આપ, નહિતો પરિણામ ભયંકર આવશે." ગોવીંદરામે ડોળા ધુરકાવતા કહ્યું

"અરે ! ઓ કળિયુગના અવતાર, તેં મારી પાસે રહેવા પણ શું દીધું છે કે માગવા આવ્યો છે. મારૂં સર્વનાશ કરનાર નરપિશાચ, તને પરમાત્માનો પણ ડર નથી. આ રીતે પડતાપર પાટું મારવી એમાં કાંઇ બહાદુરી નથી. છોડી દે છોડી દે. ગોવીંદરામ અત્યારની મારી આપત્તિનો ખ્યાલ કરી મને છોડી દે"

"છોડી દઉં, એક ઝેરી સર્પને છોડી દઉં નહિ મારા રૂપિઆ વસુલ થયા વગર હું તને કોઇ કાળે છોડી શકું તેમ નથી."

'ગોવીંદરામ તું મને કપટ જાળમાં ફસાવી મારી પાસે રસીદ લખાવી પૈસા આપ્યા વગર તેનો આવો ઉપયોગ કરશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.''

'અરે ' ઓ બેવકુફ પૈસા લીધા વગર તે કોઇ રસીદ લખી આપતુ હશે ? ખરૂં કે તારા એ મિથ્યા બકવાદથી કાંઇ પણ વળનાર નથી. મારા નાણા આપ્યા વગર તું અહીંથી એક ડગલું પણ આગળ વધી શકનાર નથી.''

"અફસોસ, તારા જેવા મિત્ર દ્રોહી પાસે દયાની યાચના કરવી વ્યર્થ છે. ચાલ હું તારી સાથે આવું છું. પરંતુ યાદ રાખજે ગોવીંદરામ તારા આ પાપનુ તારે ભયંકર પ્રાયશ્ચિત કરવુ પડશે."

"સમય આવે જોઇ લેવાશે હાલતો ચાલો" લાચાર કાળીદાસે પોતાના બન્ને હાથો લંબાવ્યા. પોલીસોએ તેના હાથમા હાથકડી પહેરાવી દીધી તેઓ કાળીદાસને લઇ આગળ વધે તે પહેલા કાળીદાસનો પુરાણો મિત્ર દુર્ગાદાસ ત્યા દાખલ થયો અને તેઓને અટકાવતા બોલ્યો "સબુર, આ બધું શુ છે ? આ નિર્દોષને કયાં લઇ જાઓછો?"

"આ શેઠના અગીઆર હજાર રૂપિઆ તેમની પાસે લેણા છે; તે ભરપાઇ નકરી શકવાથી તેમણે મેળવેલા વોરંટના આધારે અમારે આ રસ્તો લેવા પડયો છે." પોલીસોએ ગોવીંદરામ તરફ આંગળી બતાવતા અને દુર્ગાદાસને પ્રત્યુત્તર આપતા કહ્યુ.

'શુ આ ભામટાએ કાળીદાસ જેવા કરોડો પતિના પુત્રને રૂપીઆ ધીર્યા છે ? અને તે ખરું માની તમારા નીચ જમીનદાર સાહેબે તેને વોરંટ આપ્યો છે ? વાહ, મહારાજાની ગેરહાજરીમા મોહનલાલ આવા ગંડાના દલાલોની દયા ખાવામા ઠીક પોતાની સતાનો ઉપયોગ કરી રહ્યોછે." પછી તે ગોવીંદરામને ઉદ્દેશીને બોલ્યો "ધિક્કાર છે ! દુષ્ટ મિત્રદ્રોહી આખરે જેવું ખાધું તેનુંજ ખોદ્યું........."

"બસ કર, મભાળીને બોલ તુ મને કોણ કહેનાર ?" દુર્ગાદાસને બોલતો અટકાવી ક્રોધાવેશમાં આવેલો ગોવીંદરામ વચ્ચેજ બોલી ઉઠયો.

"જા જા, એ શયતાન; કોઇ ચુડી પહેરેલાઓને ડરાવ. હું તો તારા સર્વ કારસ્થાનો જાણું છું ચંપા કોણ છે ? અને તેને તુ કેવી રીતે ઉપાડી લાવ્યો છે એ સર્વ મારા ધ્યાનમાં છે. ગભરા નહિ

થોડાજ સમયમા તારાં સર્વ અત્યાચારો મહારાજા સમક્ષ રજુ કરી તને તારી કરણીનું ફળ ચખાડીશ.'' દુર્ગાદાસે ભય બતાવતાં કહ્યું.

"બચાવો, બચાવો, દુર્ગાદાસ આ નરપિશાચના હાથથી મને બચાવો. અત્યારે તમારા સિવાય મારૂં રક્ષણ કરી શકે એવું આ દુનિયામા કોઇ નથી. આ દુરાચારીએ દગાથી મારી પાસે રસીદ લખાવી લીધી છે. ખરી રીતે મે એક પાઇ પણ તેની પાસેથી લીધી નથી; એ વાતનો માત્ર એક ઇશ્વર સાક્ષી છે. મોહનલાલ શહેરના રક્ષક છતા અત્યારે તે ભક્ષક બની ગયો છે. એક વખતનો મારો એ સ્નેહી છતા શયતાનની ગરજ સારી રહ્યો છે. ગોરાંદગામ અને એ શયતાન બન્ને એ મળી મારૂં સર્વસ્વ હરી લીધુ છે, દુનિઆની દ્રષ્ટિમાં મને એક ..'

"જાણુ છુ કાળીદાસ તમારૂં સર્વ વૃતાંત હુ જાણુ છું. ગભરાઓ નહિ, હું તમને છોડાવવા માટેજ અહીં આવ્યો છું. ચિંતા નકરો, હુ એ બન્ને પાપીનો પુરે પુરો બદલો લઇશ." પછી તે પોલીસો તરફ ફરીને બોલ્યો "ભાઇ, જો કે તમે આ નીચને મદદ કરવામાં અન્યાય કર્યોછે, તમને મળેલા અધિકારનો મોહનલાલની મેહેરબાની મેળવવા ખાતર દુરૂપયોગ કર્યો છે, તોપણ તેમા હુ તમારો જરાપણ દોષ જોતો નથી. કારણ કે તમે પરાધીન છો, પરાધીનતાની બેડીમા જકડાએલો મનુષ્ય સારાસાર સમજી શકતોજ નથી. એટલે તમારો ગમે તેટલો અન્યાય છતા હું તમોને કાઇ કહેતોજ નથી, પરતુ એટલુ લક્ષમા રાખજો કે મોહનલાલની જમીનદારી જવાને હવે વિશેષ સમય નથી, તેના પાપનો ઘડો ભરાઇ ચુક્યો છે આજે કાલે કે પંદર દહાડા પછી પણ તે ફુટવાની તૈયારીમાજ છે, એટલે એ નીચના કહેવાથી અને કુતરાઓને સહાયતા આપવાની અનીતિથી હમેશા દૂર રહેજો એમાંજ તમારૂ ભલું છે. આ પિશાચને જેટલો

તમે જાણો છો તેના કરતાં વિશેષ હુ ઓળખું છું, એ કુતરાથી પણ હલકો છે, કુતરો તો એક વખત મળેલા ટુકડાનો ઉપકાર ભુલતો નથી, પરંતુ આ નીચનો કાળીદાસનું સર્વ નાશ કરવા છતા તેનો પિછો છોડતો નથી. જે રસીદના આધારે તેને વોરંટ મેળવ્યો છે તેના પૈસા જો કે કાળીદાસને મળ્યા નથી, તોપણ એ રસીદ તેની પાસે હોવાથી હુ તેના નાણા કાળીદાસના વતી તમારે સ્વાધીન કરૂંછુ તે લઇ તમે એને છુટો કરો. ન્યાયાલયમાંથી એ રૂપીઆ હુ પાછા મેળવીશ." એમ કહેતાંજ દુર્ગાદાસે પોતાના ખીસામાંથી એક નોટોનું બંડલ બહાર કાઢયું અને પોલીસોના વડાના હાથમાં મુકયુ.

કાળીદાસ છુટો થયો, ગોવીંદરામ વિલે મુખે પણ સ્વભિત ચિત્તે ત્યાંથી પાછો ફર્યો. રૂપિઆ મેળવ્યા પછી ચંપાને સાથે લઇ તેજ વખતે તેણે શાન્તિપુરનો સદાને માટે ત્યાગ કર્યો.

મુકત થતાની સાથેજ કાળીદાસ દુર્ગાદાસના ચરણોમાં ઢળી પડયો, અને ગળગળિત સ્વરે બોલ્યો "ભાઇ, આજે તેં મને આ બીજી વાર બચાવ્યો છે. દુર્ગાદાસ, દુર્ગાદાસ, તું મનુષ્ય નહિ પરંતુ દેવ છે. મિત્ર નહિ, પરંતુ પિતાની ગરજ સારનારો કોઇ મહાત્મા છે. વિષય લાલસામા લુબ્ધ બનેલા આ અભાગિઆને તેં એક વખત મિત્રત્વના આદર્શનો અનુભવ કરાવ્યો હતો, મને કુમાર્ગ પર નહિ જવા સમજાવ્યો હતો, પરંતુ એ વખતે હુ વ્યભિચારના નિશામા અંધ હતો. મેં તારી એક પણ વાત સાંભળી નહોતી. અરે ! તને એક અધમ વેશ્યાના સમક્ષ અપમાનિત કરી બહાર કાઢયો હતો, એટલું છતાં ઓ ! ઉદારાત્મા તેના તરફ તેં કાંઇ પણ ખ્યાલ નહિ કરતા આજે મારો ઉધ્ધાર કર્યો. ક્ષમાકર ભાઇ, ક્ષમાકર, અત્યાર સુધી હું વ્યભિચાર

વશ હતો તારા અને મિત્રત્વના આદર્શને જાણતો નહોતો એથીજ મે જ્ઞાન શુન્ય બની તને અપમાન યુકત વચનો કહ્યા હતાં. દુર્ગાદાસ શું તું મારા એ અપરાધોની ક્ષમા નહિ કરે ? ઓ દયાળુ હૃદયના દેવ, કહે કહે તું કેમ ચુપ રહ્યો છે ?" કાળીદાસે અશ્રુપાત કરતા દુર્ગાદાસના ચરણો પકડી લીધાં દુર્ગાદાસની આંખોમા પણ આસુ આવી ગયા. તે થથરતે અવાજે બોલ્યો.

"કાળીદાસ મને વધારે ન શરમાવ, તે મારૂ શું બગાડયું છે કે મારી પાસે ક્ષમા માગે છે. તે વખતે થયેલા અપમાનમા મે તારો દોષ જોયોજ નથી, કારણ કે તું પરાધીન હતો. જ્યારે પુર્વ જન્મના પાપનો ઉદય થાય છે ત્યારે મનુષ્ય પોતાને ભુલી જાય છે, કર્મની ગતિથી તે નીચ હૃદયનો બનતો જાય છે, ધન બળ ગુણ સર્વ તે ખોઇ બેસે છે અને આખરે જ્યારે એ પાપનો ક્ષય થાય છે, ત્યારે તે પશ્ચાતાપના પારાવાર સમુદ્રમાં ડુબી જાય છે. શોચ નકર, હજુપણ તારે માટે સુમાર્ગ ખુલો છે. મનુષ્ય પરાર્થ દ્વારા પોતાના પાપોનું પ્રાયશ્ચિત કરી શકે છે. હજુ પણ જો તુ પોતાને સભાળે તો સુખભોગનો અવકાશ છે." કાળીદાસને ઉઠાડતાં અને હૃદય સરસો ચાપતાં દુર્ગાદાસ આશ્વાસન આપતો બોલ્યો.

"નહિ, હવે આ કુકર્મીને માટે એવો એકપણ માર્ગ રહ્યો નથી. મે એવાં ઘોર પાપો કર્યાં છે કે જેમાથી હું આ જીવનમાં છુટી શકું તેમ નથી. મારે મારા કર્મનુ ફળ અવશ્ય ભોગવવુજ પડશે, હા, જો મારી સાધ્વી મનોરમા મને મળે તો તેણીના સસર્ગથી મને કાંઇક શાતિ મળે ખરી. મને લાગે છે કે તેણી હરિદાસને ત્યાંજ હશે કારણ કે એ બિચારીને આશ્વાસન મળે એવું બીજું કોઇ સ્થાન મેં રહેવા દીધુંજ નથી."

આ પ્રમાણે વાતચીત ચાલે છે એટલામાજ સામેથી હરિદાસ આવતો જણાયો. કાળીદાસની તેના પર દ્રષ્ટિ પડતાંજ તે હર્ષાવેશમા બોલી ઉઠયો; "એજ, એજ, મારો નિમકહલાલ નોકર હરિદાસછે, એણેજ સાધ્વી મનોરમાને ખાતર પોતાના પ્રાણની પણ પરવા કરી નથી. અરે ! મારા સખત પ્રહારથી તે બિચારો લોહી લુહાણ બની અધમુઆ જેવો બની ગયો હતો, એટલુ છતા આજ સુધી તેને મારા વિરૂધ્ધ કાંઇપણ પગલું લીધુ નથી. અફસોસ ........"

"કોણ મારા માલિક," કાળીદાસનું બોલવુ પુરૂં થાય તે પહેલાંજ હરિદાસે ત્યા પહોચી જઇ કાળીદાસના ચરણો પકડી લીધાં અને ચોધાર આંસુઓથી કાળીદાસનાં ચરણો ભીંજવી દીધાં.

"ઉઠ ભાઇ ઉઠ, મારા અપવિત્ર ચરણને સ્પર્શ કરી મને પાપ મા ન નાખ. હુ પાપીછુ અધમછુ, મારો સ્પર્શ કરવાથી તારો પવિત્ર આત્મા દુભાશે.'

'એમ ના બોલો મારા માલિક એમ ના બોલો. હુ તો આપનો એક સાધારણ નોકર છું, આપનાજ અન્નથી આ શરીર પોષાયુ છે, આપનીજ કૃપાથી આજસુધી આ અભાગીનુ જીવન ટકયું છે, પરંતુ........."

"સમજ્યો સમજ્યો; મનોરમાના સબંધમાં તું કાંઇ કહેવા માગે છે પરંતુ હરિદાસ તે વખતે હું પરાધીન હતો. વેશ્યાના ખોટા પ્યારમા અંધ બનેલો હતો, એથીજ મેં તારી એ દશા કરેલી હતી મનોરમાને તજેલી હતી. પરંતુ કહે કહે, એ ઉદારદીલ આત્મા મારી એ મનોરમાતો કુશળ છે ના ?"

"કુશળ કુશળતા તો તેજ દિવસે અમારો ત્યાગ કરી ગઇછે, કે જે દિવસ મારા માલિકે મકાનથી બહાર પગ દીધો અને ધર્મ, કર્મ,

તેમજ શર્મને, એક બાજારી વેશ્યાના હાથમા ન્હેંચી વ્યભિચારનો આશ્રય લીધો." હરિદાસે કાંઇક બળાપો કરતા કહ્યુ.

"ધન્ય છે, ધન્ય છે હરિદાસ, તારા માતા પિતાને ધન્ય છે, આવા સમયમા પણ સત્ય કહેવાની હિંમત કરનાર હરિદાસ તને ધન્ય છે, તારા જેવા નોકરોજ માલિકનું ભલુ કરી શકે છે" દુર્ગાદાસે હરિદાસની પ્રશસા કરતા કહ્યુ.

"હરિદાસ તું ખરૂ કહે છે. જો કે તું મારો એક વખતનો નોકર છે, માલિકને કટુવચન કહેવાનો તને કાંઇ પણ અધિકાર નથી, તોપણ તુ જે કાંઇ કહે છે તે વ્યાજબીજ છે. મારીજ ભુલના પરિણામે કુશળતા મારા ઘરનો ત્યાગ કરી ગઇ છે, દે દે, મારા નીચ કર્મો પર જેટલો ધિક્કાર દેવા હોય તેટલો દે, તેં મને પ્રથમ ઘણુ સમજાવ્યો હતો, અરે! સાધ્વી મનોરમા પર થતો અત્યાચાર અટકાવવા ચેતાવ્યો હતો, પરંતુ તે વખતે મદની અંધેરી મારી આંખો પર હતી એટલે મેં તારા ઉપદેશને તુચ્છ માન્યો હતો. હરિદાસ, હરિદાસ, હુ તારા જેવા નિમકહલાલ નોકરની કાંઇ કદર કરી શક્યો નહોતો. પરિણામે મેં મારૂ સર્વ ધન ગુમાવ્યુ છે હવે તો માત્ર એકજ ધન રહ્યુ છે..........."

"નહિ પ્રભુ, એ પણ આ દુનિઆમાથી સદાને માટે ચાલી ગયુ છે હોસ્પીટલમાથી નીકળ્યા પછી મે સાભળ્યુ કે મનોરમાએ આપની છેલ્લી આજ્ઞાનો અમલ કરવા જળસમાધિ લીધી છે, પોતાના પ્રાણ કરતા પતિ આજ્ઞાને મહત્તા દીધી છે."

"હેં! હેં! હરિદાસ આ તું શું કહેછે? ઓ! મનોરમા, આ હું શું સાભળુ છું! કયાં છે કયા છે, ઓ દેવી તું કયાં છે! ઓ લક્ષ્મી તું કયા છે! એકવાર ફક્ત એકજ વાર, હુ એ પવિત્ર મુર્તીને

જોવા ઇચ્છું છું. હરિદાસ, મને એ આધવી પાસે લઇ જા, મારે તેની પાસે કરેલા પાપોની ક્ષમા માગવી છે. હાય મનોરમા, શામાટે આત્મ ઘાત કર્યો ? શા માટે તારા આ પાપી પતિને સાથે ન લઇ ગઇ ? તારા વિના હવે મારૂં જીવન વ્યતિત થવુ મુશ્કેલ છે જ્યાં સુધી હું તને સ્વર્ગમા નહિ મળીશ ત્યા સુધી મને શાંતિ નહિ મળે.'' બોલતાં બોલતાં કાળીદાસનો કંઠ રૂંધાઇ ગયો તે પોતાના શરીરનું ભાન ભુલી ગયો બેશુધ્ધ બની ગયો.

કાળીદાસની એ સ્થીતિથી દુર્ગાદાસ અને હરિદાસ બન્ને ગભરાઇ ગયા. જો બનતી ત્વરાએ તેની સારવાર કરવામાં નહિ આવે તો પત્નિના વિયોગમા તેનાં પ્રાણ પરલોક પહોચી જશે એવો બન્નેને ભય લાગ્યો. આથી ઘણી સંભાળ સાથે કાળીદાસને ઉપાડી નજીકમા આવેલા હરિદાસના મકાનમા તેઓ લઇ ગયા અને શીતળ ઉપચારોથી તેને શુધ્ધિમા લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલીકવારે કાળીદાસ શુધ્ધિમા આવ્યો. હરિદાસની કંગાળ સ્થીતિમા તેને બોજા રૂપ નથાય એટલા માટે દુર્ગાદાસ હરિદાસને સમજાવી કાળીદાસને પોતાની સાથે લઇ પોતાના નિવાસ સ્થાનપર ગયો.

---

# પ્રકરણ ૨૯ મું.

## -દુઃખતાપર ડામ.-

શાંતિપુરના મધ્યમા આવેલા એક ભવ્ય બંગલામાં આદિતરામ નામનો એક ધનાઢય ગ્રહસ્થ રહેતો હતો. તેમનો ધંધો વ્યાજ વટાવનો હતો. તેણે પોતાના એ ધંધામાં સારો

પૈસો પેદા કર્યો હતો પરંતુ તેની ધન તૃષ્ણા હજુ સુધી શાંત થઇ નહોતી. તે ઘણાજ નિષ્કરૂણ ભાવથી કારોબાર ચલાવતો હતો. તેની ઉમર અત્યારે લગભગ સાઠ વર્ષની હતી, શરીર હૃષ્ટ પુષ્ટ અને કદ ઉચું હતું. નાકની ઉપરથી લલાટ પર્યંત ગોપીચંદનનું તિલક, કંઠમાં તુલશીની માળા, મુખમાં કૃષ્ણ કૃષ્ણની ધ્વનિ, ઇત્યાદિ વૈષ્ણવના તમામ લક્ષણો તેનામાં હતાં. ક્રોધની સાથે તો તેને પરમ દુશ્મનાવટજ હતી; કોઇ બે ગાળો આપી જાય તોપણ તે કોઇ દિવસ તેના પર નારાજ થતો નહિ, પણ તે સાથે તેની પાસે નીકળતા પોતાના પૈસા પણ છોડતો નહિ. બ્રાહ્મણને જોતાજ તે તેને વંદન કરતો પરંતુ એક પાઇ દાન કે પરોપકારમાં ખર્ચતો નહિ. કોઇના પર વિપત્તિ આવવાની વાત સાંભળી તેનું હૃદય ભરાઇ આવતું પરંતુ પોતે ધનવાન છતાં દુઃખીઓને દીલસો આપવાનું તેનાથી બનતું નહિ. તે નિસંતાન હતો. હમણાં થોડા દિવસ થયાં તેણે ત્રીજીવાર લગ્ન કર્યું છે. તેની સ્ત્રીનું નામ લલિતા છે, તેણીની ઉમર લગભગ અઢાર વર્ષની હશે, એ સૌંદર્યવતી લલના લલિતા, વૈષ્ણવ ચુડામણી આદિતરામના સાત જન્મોની તપસ્યાનું ફળ છે.

પ્લેગની મહામારી વખતે બે હજાર રૂપિઆ આજ શ્રીમાન પાસેથી હરિદાસ લાવેલો હતો અને તેના બદલામાં તેણે શાંતિપુરનાં મકાનો તેની પાસે ગીરો મુકેલાં હતાં. અમ્રતલાલ આ વાત જાણતો નહોતો, તેણે બેચાર વખત પૈસા કોની પાસેથી લાવ્યો એ વગેરે અનેક પ્રશ્નો પુછ્યા હતા પરંતુ હરિદાસે તેને ભળતા જવાબો આપી સંતોષ્યો હતો. એ બિચારાને થોડીજ ખબર હતી કે ત્રીકમદાસ શેઠનું અવશાન થશે અને પોતાની સ્થીતિમાં અચાનક આટલો બધો ફેરફાર થઇ જશે. એતો એમજ ધારતો હતો કે શેઠ પાસેથી મળતી રકમનો અરધો

હિસ્સો દરમાસે ભરતો જઇશ તો બે વરસમાં કરજ ભરપાઇ થઇ જશે. પરંતુ ભાવિની વિચિત્ર ગતીથી પગાર મળવાનો બાજુપર રહ્યો, પરંતુ મનોરમાનું રક્ષણ કરવા જતાં કાળીદાસના હાથે ઘાયલ થઇ હોસ્પિટલનો આશ્રયલેવો પડયો. હજુ તેને આરામ થયાને ચાર માસ પુરા થયા નહિ એટલામાજ આદિતરામે ગોવીંદરામની ઉશ્કેરણીથી ઉઘરાણી કરવા માંડી. હરિદાસ ગભરાયો, પોતાના બહોળા કુટુંબનું તે મહામુશીબતે પોષણ કરતો હતો. અરે! કોઇ વખતે તો બિચારાને પેટ પુરતુ મળવાના પણ સાસા પડતા હતા. નિરંતરની ચિંતાથી બિચારાનું શરીર પ્રતિ-દિન ઘસાવા લાગ્યું, આદિતરામ તેની સ્થીતિ જાણતો છતાં તેને સહજ પણ દયા આવતી નહિ. તેતો હરિદાસનો વાયદો પુરો થતાંજ પૈસાની ઉઘરાણી માટે આવીને ઉભો રહેતો. વ્યાજ વગેરે ઉમેરી આદિતરામે બેને બદલે ચાર હજારની રકમ કરી મુકી હતી. હરિદાસની જગામા તેટલી કીંમત નહોતી આથી તે વારંવાર હરિદાસનેધમકાવતો અને જેમ બને તેમ ત્વરીત પૈસા ભરપાઇ કરવાને કહેતો.

આદિતરામના વારંવાર થતા શબ્દ પ્રહારથી આખરે હરિદાસ કંટાળ્યો અને એક દિવસે તેણે આદિતરામને કહ્યું 'શેઠજી. જો મારૂં મકાન લઇ લેવાથીજ તમોને આનંદ થતો હોયતો લ્યો, ખુશીથી તે હું તમારા નામ પર ચડાવી આપવાને તૈયાર છું."

"હરિ, હરિ, કેવો જમાનો છે. અરે મુર્ખા, હુ તારી બે હજા-રની જગ્યાને લઇને શું કરૂં ? પછી બાકીના બે હજાર હું કોની પાસેથી વસુલ કરૂં ?" આદિતરામે થંડે પેટે જવાબ આપ્યો

"એટલે શું, તમારા ચાર હજાર રૂપિઆ મારા પર નીકળે છે? અરે ! આદિતરામ આ તમે શું બોલો છો ?" એટલી મોટી રકમ હું તમોને ક્યાંથી આપીશ ?"

"તે હું શું જાણું. ગમે તે કર પણ મને મારા પૈસા આપ,"

"પણ હિસાબથી લેશો કે મારા જેવા ગરીબના ગળા પર છરી ફેરવશો ?"

"વાહ હરિદાસ, પેસા લેતી વખતે તો ઘણા કાલાવાલા કરતો આવ્યો હતો અને વ્યાજ બે ટકા આપવાનુ કહેતો હતો.--

"શેઠજી, એ સમય જુદો હતો અત્યારે મારાથી બે ટકાનુ વ્યાજ આપી શકાય એવી મારી સ્થીતિ નથી. કૃપા કરો, વ્યાજની રકમને માફી વાળો. હું તમારી મુળ રકમ મારૂ આ મકાન વેચીને ભરી આપીશ," આદિતરામને બોલતો અટકાવી હરીદાસે કાલાવાલા કરતા વચ્ચેજ કહ્યુ,

"શું કહ્યું, વ્યાજ મુકી દઉં ? અરે ગાંડા, શું મારા પૈસા હરામના હતા ? હરિદાસ; હું એક કોડી પણ કમતી નહિ કરી શકુ. બોલ તુ મારા પેસા આપે છે કે નહિ ?"

"આપીશ, તમારા પૈસા દુધમાં ધોઇને આપીશ. પરંતુ થોડો સમય સબુર કરો, અમૃતલાલ આવી જશે તો તેમની પાસેથી લઇને હુ તમારા પૈસા વ્યાજ સાથે આપી દઇશ," આદિતરામનો સ્વભાવ હરિદાસ જાણતો હોવાથી તેની પાસે કાલાવાલા કરવાથી કાઇ વળશે નહિ, વળી કોઇ મોટાને વચ્ચે રાખ્યા વગર આ કંજુસ ફેંસલો કરશે નહિ એમ સમજી ટુંકામાંજ જવાબ આપ્યો.

"નહિ હરિદાસ, હવે મારાથી એક દિવસ પણ થોભી શકાશે નહિ. આજે ત્રણ વરસ થયાં આવાજ જવાબોથી તું મને ઉડાવે છે, હવે મુદત પુરી થઇ ગઇ છે એટલે જો તું મારા નાણાં જલદી નહિ આપીશ તો મારે લાચારીએ કોર્ટનો આશ્રય લેવો પડશે." આદિતરામે હરિદાસને ધમકાવતા કહ્યું.

કોર્ટનું નામ સાંભળતાજ હરિદાસ ગભરાઇ ગયો. તે આદીતરામને કાલાવાલા કરતો બોલ્યો નાહે નહિ, ઓ દયાળુ શેઠ કૃપા કરી મારા પર ફરીયાદ ના કરતા, કોર્ટમા જવા કરતાં હું મરવાનુ વધારે પસદ કરૂં છું, હુ કોઇ પણ વખતે કોર્ટના પાજરા પર ચડયો નથી એવુ પગલું ભરી મને બદનામ ન કરતા, હુ તમારા પેસા બનશે તેટલી ત્વરાએ આપી દઇશ."

"નહિ, ત્રણ વર્ષ પુરા થવા આવ્યા છે એટલે કોર્ટનો આશ્રય લીધા સિવાય છુટકો નથી. આજે સાજ સુધી અથવા આવતી કાલે અગીઆર વાગ્યા પહેલા જો તું મને પૈસા નહિ પહોચાડશે તો હું કાલે જરૂર ફરીયાદ દાખલ કરી દઇશ."

હરિદાસ નિરાશ થયો ક્રુર આદીતરામને વિશેષ કહેવું તેને યોગ્ય લાગ્યું નહિ તે ચુપ રહ્યો, આદીતરામ ઉપરોકત ધમકી આપી ત્યાથી ચાલ્યો ગયો. હરિદાસ હવે શુ કરવુ તેના વિચારમા ઘડીભર સ્થિર ભાવે ત્યાજ ઉભો રહ્યો. કેટલીકવારે કાઇ વિચાર આવતા તે પોતાના એક પાડોશીની પાસે ગયો; જેને પોતે મુશ્કેલીના સમયમાં મદદ આપી હતી, પરતુ ત્યાંથી તે નિરાશ થયો. હવે કાઇ પણ ઉપાય ન રહેવાથી કૃષ્ણ મંદીરમા ગયો અને તેમાં મુર્તીમંત બિરાજતા રાધારમણને, એ નોધારાના આધારને, અત્યતદીન કરૂણ વાણીથી પોતાના દુઃખનીવાત નિવેદન કરી. "પ્રભુ મે જે કાઇ કરજ કર્યુ છે તે તારી પ્રેરણાથીજ કર્યું છે. તુ ગરીબોનો બેલી છે, તારી સહાયતા વગર હવે મારો ઉધ્ધાર નથી. પ્રભુ મેં જે કાઇ કર્યુ છે તે મારી શકિત વિરૂધ્ધ નુ હતું પરંતુ મને તારામા સંપુર્ણ ભરોસો હતો. એથીજ હું અમ્રતલાલ પાસે જુઠું બોલ્યો હતો. નાથ હવે અમ્રતલાલ પાસે માગી શકાય તેમ નથી, તારી દયા વગર મારો ઉધ્ધાર નથી." બોલતાં બોલતા





હરીદાસનો કંઠ રૂંધાઇ ગયો, તેની આખમાથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો ઘડીવાર તે આખો બંધ કરી, ખરતે આંસુએ તે મુર્તી સમીપ ઉભો રહ્યો. ભગવાને તેને શુ કહીને શાત્વના દીધી એ કહી શકતા નથી પરંતુ તે જયારે મંદીરમાંથી બહાર નીકળ્યો, ત્યારે તેનુ ચિત શાત અને સ્વસ્થ હતું એટલું અમે જાણીએ છીએ.

ત્રણ ચાર દીવસ બાદ આદીતરામ બેલીફ સાથે હરીદાસના મકાન પર આવ્યો અને સમન્સ તામીલ કરાવ્યો. કોર્ટમા જવાનો સમય ઉપસ્થિત થયેલો જોઇ હરિદાસે ઘણીજ કરૂણ ભાષામા આદીતરામને સમજાવવાનો પ્રયત્ન કર્યો તે ખુબ રોયો પરંતુ તેના રડવાથી આદીતરામને યત્કિચીત પણ અસર થઇ નહી. આથી તે બેલીફ તરફ ફરીને બોલ્યો "ભાઇ, હું ગરીબ છું અદ્યાપિ મે કોર્ટના બારણા જોયા નથી. કોઇ ધનવાનો સાથે મારી પિછાણ નથી અને જેની સાથે ઓળખાણ છે તે કાળીદાસ આપી શકે તેમ નથી કૃપા કરી આદીતરામને સમજાવો; હું તેમના પૈસા થોડા દીવસમાજ આપી દઇશ."

"હરિદાસ, તુ આટલો બધો ગભરાય છે શામાટે? કેસ ચાલવાને હજુ પંદર દિવસની મુદત છે, તે દરમીયાન જો તું પૈસા મેળવી શકે તો પછી કેસ પાછો ખેંચી લેતા કયા વાર લાગવાની છે? આતો મુદત પુરી થઇ અને તું પૈસા આપી શક્યો નહિ એટલે કાયદાની રૂએ કોર્ટને અરજ કરવી પડી." આદીતરામે થંડે પેટે આશ્વાસન આપતા કહ્યું.

આદીતરામના એ લુખા આશ્વાસનથી હરિદાસને સંતોષ મળ્યો નહી તે આદીતરામના પગ પકડી, રડતો રડતો બોલ્યો "શેઠજી શા માટે નાહક ગરીબને દુ:ખી કરો છો—"

"પણ ભાઇ, આમા હું શું કરૂં છુ જો કોર્ટમાં અરજ ન કરૂં તો મારા પૈસા ખોટા થાય—"

"નહિ નહિ, આદીતરામ તમારા પૈસા ખોટા નથી. હુ કોઇપણ રીતે તમારા પૈસા ભરપાઇ કરીશ. પરંતુ મને આફતમાથી બચાવો." હરિદાસ રડતા રડતા બોલ્યો તેના રડવાનો અવાજ સાંભળી તેની સ્ત્રી પણ બે બાળકો સાથે બહાર આવી. બેલીફની સાથે આદીતરામને આવેલો જોઇ તે સમજી ગઇ કે આદીતરામ આજે કાંઇ અનિષ્ટ વિચારથી અહીં આવેલો છે. આથી તેણી પણ આદીતરામના પગ પકડી રડતી રડતી બોલી "ભાઇ રક્ષા કરો, અમો ગરીબ પર દયા કરો. તમારા પસા અમારો દેહ વેચીને પણ થોડા દીવસમાં પહોંચતા કરીશું." માતા પિતાની કરુણા જનક સ્થીતિ જોઇ નિર્દોષ બાળકો પણ હૃદયફાટ રડવા લાગ્યાં. આખુ મકાન કરૂણભાવનાથી છવાઇ ગયું, બેલીફની આંખમાંથી પણ દયાના આસુ સરવા માંડ્યા પરંતુ આદિતરામને તેની સહજ પણ અસર થઇ નહિ. તોપણ તે મીઠી ભાષાનો ઉપયોગ કરનાર મહાન નેતા હતો, તેને કેટલીક અભય પ્રદાન કરનારી વાતો સંભળાવી સર્વને શાંત પાડયા, સમન્સ હરિદાસના હાથમા આપી, કેસની મુદત લંબાવવાની આશા આપી ત્યાથી બેલીફ સાથે ચાલતો થયો.

હરિદાસ આજે પણ એ સમન્સ હાથમા લઇ ધીરે ધીરે મંદીરમાં ગયો. અને એ પરમ બંધુ, નિરાશ્રયોના આશ્રય અસહાયોના સહાયક, શ્રી કૃષ્ણચંદ્રની સમક્ષ સજળ નેત્રે પોતાના પર આવેલી આપતિની વાત વિદીત કરી. શ્રીહરીએ આજે પણ તેને કાંઇક અશ્વાસન આપ્યું હોય એમ જણાયું કારણકે જે વખતે તે મંદીરમાંથી બહાર નીકળ્યો તે વખતે તેના ચહેરા પર વિષાદની સહજ પણ છાયા નહોતી.

આદીતરામ જતી વખતે કહી ગયો હતો કે કેસને માટે અદાલતમાં હાજરી આપવાની કાંઇ જરૂર નથી હું કેસને દિવસે મુદત

નખાવી દઇશ તેના બોલવા પર વિશ્વાસ કરી હરિદાસ સમન્સમા જણાવેલી તારીખે કોર્ટમા હાજર થયો નહિ એથી આદીતરામે એ સમયનો લાભ લઇ ચાર હજારને બદલે પીસ્તાલીસસોની ખર્ચ સહિત એક તરફી ડીક્રી કરાવી લીધી.

ડીક્રી મળી જવા પછી આદીતરામ એક દિવસે હરિદાસના મકાન પર ગયો, અને તેને ડીક્રી થવાની વાત સાથે પૈસાની માગણી કરી. ડીક્રી થવાની વાત સાભળી હરિદાસનું સર્વાંગ કંપી ઉઠયુ, ને ગળગળિત સ્વરે બોલ્યો "શેઠજી, તમે તો કહેતા હતા કે હું કેસની મુદત લંબાવીશ."

"હરિદાસ, એમા મારો દોષ નથી. અદાલતનું કામ છે ત્યાં આપણી વાતો પર કોણ ધ્યાન આપે છે. ખેર, એ વાતો માટે હવે કાઇ પણ વિવાદ કરવો વ્યર્થ છે કહો મારા પૈસા મને કયારે આપશો ? હવે હું વધારે સમય થોભી શકીશ નહિ."

"મેં તો તમને પ્રથમથીજ કહેલુ છે કે હુ તરતમાં આપી શકીશ નહિ. તમારા ચાર હજાર રૂપિઆ મારા જેવા ગરીબને મેળવવામા કેટલી મુશીબત પડશે એ તમારાથી કયા અજાણ્યું છે જો અહીં અમ્રતલાલ હોત તો મને આટલી મુશ્કેલી ન પડત"

"ચાર હજાર કેમ, હવે તો ચાર હજાર પાચસો થયા છે કારણકે વકીલ સ્ટાંપફી વગેરેનો તેમા ઉમેરો થયો છે."

"હેં, આપ આ શું કહો છો ? હાય ! એટલા બધા રૂપિઆ હુ તમોને કયાથી આપીશ. ઓ પ્રભુ, હવે મારૂં શું થશે ? આ મારા નિર્દોષ બાળકો અને મારા આશ્રય પર રહેલાં આપ્તજનો એકાંતરા અપવાસ કરી દિવસો નિર્ગમન કરે છે; ત્યા હું આ શેઠના સાડાચાર હજાર રૂપિઆ જેટલી મોટી રકમ કયાથી લાવીશ ? નાથ, હવેતો

તારોજ આધાર છે તુંજ અમારો બેલી છે. પ્રભુ માર કે ઉગાર, તારી ઇચ્છામા આવે તેમ કર, હુ તારેજ શરણે છું." હરિદાસ હૃદય ફાટ રડવા લાગ્યો

"હરિ, હરિ, કેવો ઘોર કળિયુગ છે. મેં સ્વપ્ને પણ નહિ ધાર્યું હતું કે તુ આવી ચાલાકી કરી મને લોકોમા ખરાબ કરશે, આ રીતે મને કષ્ટ દેશે. હે કૃષ્ણ, આ સર્વ તમારીજ ઇચ્છાનો ખેલ છે." આદીતરામ ગળે પડતો બોલ્યો.

"ભાઇ, ગુસ્સે ન થાઓ તમારા ક્રોધથી મારૂં સત્યાનાશ વળી જશે. હુ ઘણોજ ગરીબ છું મને આ ખડિયરમા મળતા આરામથી વંચિત ન કરતા હુ તમારે પગે પડું છું." આદીતરામના શબ્દોથી અતિશય આઘાત થતાં હરિદાસે થથરતે અવાજે કહ્યું.

"અફસોસ, દુનિયાની કેવી ચાલ છે. લોકોનો રૂપિઆ લેતી વખતે એક રંગ હોય છે અને આપતી વખતનો રંગ કાંઇ ઓરજ હોય છે. અરે, તને આ મકાનમાથી કાઢનાર હુ કોણ છું ! મારામા એવી શું શકિત છે ? આ વાત કાનુન અને અદાલતના હાથમાં પડી છે, ત્યા તારૂં કે મારૂં કાંઇ ચાલી શકે તેમ નથી. એતો અદાલત જેવો હુકમ આપશે તે તારે અને મારે માન્ય રાખવોજ પડશે. નાહક તું મને દોષ આપે છે ? રાધાકૃષ્ણ—રાધાકૃષ્ણ..."

આ વખતે પણ હરિદાસની સ્ત્રી પતિના ઉધ્ધાર માટે આદીતરામના ચરણોમા મસ્તક રાખી ખુબ રોઇ. બન્ને બાળકો આદીતરામને સિંહ, રીંછ, આદિ હિંસક પશુઓની માફક ભયાનક સમજી દુરથીજ તેના ચહેરા તરફ અત્યંત દયા ભરી દ્રષ્ટિએ જોતાં રડવા લાગ્યા. પરંતુ આદીતરામ એ ગરીબોની એવી કરૂણા પ્રાર્થનાઓથી જરાપણ વિચલિત થયો નહિ, આશ્વાસન સરખુ પણ આપ્યુ નહિ. ઉલટો ચાર

પાચ દિવસમાં પૈસા મોકલવામાં નહિ. આવે તો અદાલતના હુકમ મુજબ કારવાઇ કરવાનુ કહી ત્યાથી ચાલતો થયો. હરિદાસ નિતાન્ત કાતર ભાવથી પોતાની સ્થીતિનો ખ્યાલ આપતો કેટલેક દૂર તેની પાછળ ગયો, પરંતુ એ પથ્થર જરાપણ પીગળ્યો નહિ, નિરાશ થયેલો હરિદાસ તેનાથી છુટો પડી મકાનપર નહિ જતા એ વિપદ્ભજન શ્રી કૃષ્ણના મદિરમા ગયો અને ગળગળિત સ્વરે પોતાની દુ ખદ સ્થીતિ સંભળાવી. તેનો ફેંસલો કરવાનું તેનેજ સોપી તે પોતાના મકાન પર ગયો.'

પાચ દિવસો જોત જોતામાં ચાલ્યા ગયા, આદીતરામે બરાબર આઠમે દિવસે આવી હરિદાસના મકાન પર ટાચ મારી. મકાન લીલામ થયું અને ચોવીસો રૂપિઆમાં આદીતરામેજ ખરીદી લીધું. આદીત-રામના રૂપિઆ સાડાચાર હજાર નીકળતા હતા તેમાથી ચોવીસો બાદ જતા બાકી એકવીસો રહેતા હતા. મકાન લીલામ થઇ જવા પછી આદીતરામે મકાન ખાલી કરવાની અને બાકીના રૂપિઆ નાબુડ-તોબ ભરપાઇ કરવાની હરિદાસને ધમકી આપી, હરિદાસ બિચારો શું કરે, તે તો બિચારો પ્રથમની માફક સપરિવાર રડીને પોતાની હાલ તનો ખ્યાલ આપતાં આદીતરામને કાલાવાલા કરવા લાગ્યો, પરતુ આદીતરામ વિચલિત થાય તેમ નહોતો. તે જતા જતા કહી ગયો કે એક મહિનાની અંદર મકાન ખાલી કરી નહિ આપે અને તેના બાકી રહેલાં નાણાં ભરપાઇ નહિ કરે; તો પરિણામ સારૂં નહિ આવે.

કુદરતનો એવો એક નિયમ છે કે દુ:ખતા પરજ લાગે. હરિ-દાસના સબંધમા પણ તેમજ બન્યું. એકતો બિચારો આદીતરામના પૈસા કેવી રીતે ચુકાવવા તેની ઉપાધિમા હતો ત્યાં વળી તેનો છોકરો એકાએક બિમાર પડી ગયો, તેને વિષમ જ્વર લાગુ પડયો. હવે શું

કરવું, કોની સહાયતા લેવી, એ ચિંતામાં બિચારો હરિદાસ ગાંડા જેવો બની ગયો. તેના પાડોશીઓને તેની દયા આવી. તેની બાજુનાજ મકાનમાં એક હકીમ રહેતો હતો તેને પાડોશમાંનો એક મનુષ્ય જઇને બોલાવી લાવ્યો. તેણે હરિદાસના પુત્રની નાડી પરિક્ષા કરી કહ્યું કે "છોકરાને ભયંકર જ્વર લાગુ પડ્યો છે. જો તેનો જલદીથી ઇલાજ કરવામાં નહિ આવે તો પરિણામ શું આવશે તે કહી શકાતું નથી. માટે બની શકે તો ત્વરિત કોઇ હુશીયાર ડોક્ટર અથવા વૈદ્યની સલાહ લેવાય તો સારૂં." હરિદાસના દુઃખની સીમા રહી નહી. એક તો ધન અને અન્ન બન્નેનો અભાવ અને તેમાં વળી એકના એક પુત્રની બિમારી, આવા સંયોગોમાં ઉન્માદી બનેલો હરિદાસ આખા શહેરમાં ડોક્ટર માટે આખો દિવસ રખડ્યો. પરંતુ ફી લીધા સિવાય કોઇ પણ ડોક્ટરે એ ગરીબને ઘેર જવાની હા પાડીજ નહી, આખરે સુર્યાસ્ત સુધીના ભગિરથ પ્રયત્ન પછી કરાંચીથી એક ગ્રહસ્થની દવા કરવા આવેલા, રાજકોટના પ્રસિધ્ધ વૈદ્યરાજ ભાણજી મુળજીના પટ શિષ્ય નવલશંકર નારણજીવ્યાસને બોલાવી લાવવામાં તે સફળ થયો. આ વૈદ્યરાજ જો કે ઉમરમાં નાના હતા પરંતુ તેનું અનુભવ જ્ઞાન અગાધ હતું. નાડી પરિક્ષા અને અસાધ્ય રોગોની ઔષધિઓનું તેઓને સંપુર્ણ જ્ઞાન હતું. કાઠીઆવાડના દરેક રાજા રજવાડાઓમાં રાજ્ય વૈદ્ય તરીકે પ્રસિધ્ધ થયેલા વૈદ્યરાજ ભાણજી મુળજીના હાથ નીચે તાલીમ લીધેલા એ વૈદ્યમાં એવી અપુર્વ શક્તિનો આવિર્ભાવ થાય તેમાં આશ્ચર્ય પણ શું છે ? નવલશંકર ભાઇ જેમ અનુભવી હતા, તેમ દયાળુ પણ હતા. હરિદાસના પાડોશીઓ દ્વારા તેની સ્થીતિનો કેટલોક અનુભવ તેને મળી ગયો હતો હરિદાસના સારા ભાગ્યે તેમના વડીલ વૈદ્યરાજ હરિલાલ ભીમજી કે જેઓ કરાંચીમાં

હર્ષ, ભગંદર, મસા, કકમાળ, આદિ અસાધ્ય રોગોની ચિકિત્સા કરવામાં પ્રસિદ્ધિ પામ્યા છે. સિંધ તેમજ આસપાસના પ્રદેશોમાં જેનો જયઘોષ સંભળાઇ રહ્યો છે, તેઓ પણ શાંતિપુરમાં હતા તેમની સાથેજ નવલશંકરભાઇનું આગમન થયું હતું. આથી એ દ્રવિત હૃદયના નવલશંકરભાઇએ, હરિદાસની અનુકંપા ઉપજાવે તેવી કરૂણ પ્રાર્થનાથી તેમના પુત્રના ઉધ્ધાર માટે પોતાના વડીલની સલાહ લેવાનું પણ યોગ્ય વિચાર્યું બન્નેએ સાથે મળી હરિદાસના પુત્રને જોયો, પરિક્ષા કર્યા પછી જણાયું કે એ અસાધ્ય રોગીની ચિકિત્સા માટે બેમાંથી એક જણે રોકાવું પડશે. જો કે હરિદાસ પાસેથી પૈસા મળે એવી આશા નહોતી, તદપિ ગરીબોને મદદ કરવામાંજ મહત્તા માનનારાએ ઉદારચીત આત્માઓને એવા ગરીબોના દ્રવ્યની પરવાજ નહોતી. ગરીબોને માટે તેમના દવાખાંના કરાચી અને કાઠીઆવાડમાં સદાને માટે ખુલ્લાજ હતા આખરે નવલશંકર ભાઇએજ ત્યાં રહેવું અને હરિદાસના પુત્રની સુશ્રુષા કરવી એમ નક્કી થયું વૈદ્યરાજ હરીલાલ ભીમજીના જવા પછી નવલશંકર ભાઇએ હરિદાસને બહાર લઇ જઇ કહ્યું "તમારા પુત્રને વાતશ્લેષ્મિક જ્વર લાગુ પડેલો છે અને તે ઘણો અસાધ્ય છે. તોપણ ભય રાખવા જેવું નથી સારી માવજત અને નિયમસર દવા આપવાથી આરામ થઇ જશે."

અહા! પ્રભુ હવે શું થશે? મારો પુત્ર કેવી રીતે બચશે? મારા ઘરમાં ખાવાને અન્ન નથી પહેરવાને વસ્ત્ર નથી આવી સ્થીતિમાં હું પુત્ર માટે દવાના પૈસા કયાંથી લાવીશ? પ્રભુ પ્રભુ હું મારા પુત્રને કેવી રીતે બચાવીશ? "વૈદ્યરાજ હું ઘણોજ ગરીબ છું—"

"ગભરાઓ નહી હરિદાસ; તમારી ગરીબ હાલત મારા ધ્યાનમાં છે. એટલુંજ નહિ પરંતુ આદીતરામ તમારી સાથે જે વ્યવહાર ચલાવી રહ્યો છે એ પણ મારા ધ્યાનમાં છે. હું દરરોજ બે વખત

તમારા પુત્રને જોઇ જઇશ ફીની મને કાંઇપણ જરૂર નથી પરંતુ આવશ્યક ઔષધિઓ મારી પાસે નહોવાથી તેને માટે અવશ્ય પૈસા જોઇશે. હરિદાસ, હું પણ તમારા જેવોજ ગરીબ છું. મારી સ્થીતી સારી હોત, મારી પાસે દ્રવ્ય હોત; તો ઔષધીનાં પૈસા પણ તમારી પાસેથી ન લેત. તો પણ હું મારી સ્થીતી અનુસાર તમોને મદદ કરીશ.

વૈદ્યરાજના આશ્વાસન ભરેલા શબ્દોથી હરિદાસને કાંઇક સંતોષ મળ્યો. તે આનંદના આવેશમાં વૈદ્યરાજને આશીરવાદ આપતો બોલ્યો "ભાઇ, પ્રભુ તમારૂં કલ્યાણ કરે. તમે બાલબચ્ચાં સહિત દીર્ઘાયુઃ થાઓ. તમારી મારા પર આ અસીમ કૃપાનો હુ કયા શબ્દોમાં ઉપકાર માનું ? વૈદ્યરાજ જો તમે મારા પર એટલી કૃપા કરશો તો હું મારો આ દેહ વહેંચીને પણ દવાના પૈસા એકઠા કરીશ." હરિદાસે થથરતે અવાજે વૈદ્યરાજનો ઉપકાર માનતાં કહ્યું.

'વારૂ ચાલો મારી સાથે આવો, હું તમને હમણા જે ઔષધી આપુંછું તે બરાબર બબ્બે કલાકે આપતા રહેજો. પ્રભુ કૃપા હશે, તો આજેજ દવાની અસરથી કાઇક આરામ જોવામા આવશે." એમ કહી વૈદ્યરાજ બહાર નીકળ્યા, હરિદાસ પણ તેની સાથે ગયો અને ત્યાંથી ઔષધી લાવી તેનો પ્રયોગ શરૂ કર્યો.

દશ દિવસ વીતી ગયા; અગિઆરમેં દિવસે જ્યારે વૈદ્યરાજે આવીને જોયું તો સ્થીતિ ભયંકર માલુમ પડી. દયાળુ વૈદ્યરાજે જોયું કે ઉદર પોષણ માટે આમ તેમ રખડતા હરિદાસથી જોઇએ તેવી માવજત થઇ શકતી નથી, અને જ્યા સુધી સારી માવજત નહિ થાય ત્યાં સુધી દરદીની હાલત સુધરવાની નથી. આથી તે દીર્ઘદર્શી વૈદ્યરાજે પાડોશનાં પાંચ સાત માણસોને બોલાવી તેઓને ઉદ્દેશીને કહ્યું

"હરિદાસના છોકરાની તબીયત પ્રતિદીન સુધરવાને બદલે બગડતી જાય છે, તોપણ નિરાશ થવા જેવું નથી. હવે પછી જે ચિકિત્સા થશે તેમાં ઉતમ ઔષધોની જરૂર પડશે, અને ખર્ચ પણ ઘણું થશે. એ સિવાય એક માણસને રોગીની પાસે બેસાડવા પડશે. આ બન્ને વ્યવસ્થા કરી શકે એવી હરિદાસની સ્થીતિ નથી એટલે જો તમારામાંથી એક એક જણ દર્દીની પાસે બેસવાની તકલીફ લે તો એ ગરીબ બાળકના પ્રાણ બચી શકે તેમ છે."

વૈદ્યરાજના એ પ્રસ્તાવ પર કોઇએ કાંઇ ધ્યાન આપ્યું નહિ. તેમા એ લોકોનો કાંઇ દોષ નહોતો કારણકે એ જગ્યામાં રહેનાર સઘળા મનુષ્યોની સ્થીતિ ગરીબ હતી. પાચ પૈસા આપી હરિદાસની સહાયતા કરવાનુ કોઇનાથી બની શકે તેમ નહોતુ તેમજ રોગીની પાસે દીન રાત બેસી રહેવાનું પણ એઓ માટે મુશ્કેલ હતું કારણ કે એ સર્વ મજુર વર્ગ હતો, મજુરી ઉપરજ તેનો નિર્વાહ હતો એ હરિદાસ સારી રીતે જાણતો હતો. આથી તે ગદગદિત સ્વરે બોલ્યો "ભાઇઓ, હું જાણુ છુ કે આપ સર્વ પણ મારી માફક ગરીબ છો. પૈસાની સહાયતા તો બાજુ પર રહી પરંતુ તમારાથી ધંધો છોડી મારા પુત્રની પાસે બેસી શકાય તેમ પણ નથી. તોપણ જો તમો એકાદ બે મનુષ્યો વારા ફરતી રહેવાની મારાપર કૃપા કરો તો હું તમોને જે કાઇ રોજ મળે છે તેટલો હિસ્સો નિરંતર આપ્યા કરીશ. જો કે મારી પાસે એક કોડી પણ નથી તોપણ આ થાળી, વાટકા, લોટા, કળશો, આદિ ત્રાંબા પીતળનાં જે વાસણો મારી પાસે છે તે વહેંચી તેમાંથી જે કાઇ મળશે તે હુ તમારે સ્વાધીન કરીશ. આશા છે કે આપ દયાળુ મારી આ પ્રાર્થના અવશ્ય ધ્યાનમાં લેશો." હરિદાસની એ હૃદયદ્રાવક હકીકત સાંભળી ત્યાં ઉભેલા સર્વની આંખોમાં આંસુ આવી

ગયાં પરંતુ પોતાની કંગાળ સ્થીતિને લઇ કાંઇપણ લીધા વગર સેવા કરવાનુ કોઇ સાહસ કરી શકયું નહિ. આખરે વારા કરતી એક એક માણસે બાળકની પાસે બેસી રહેવાનું કબુલ કર્યું હરિદાસના આનંદનો પાર રહ્યો નહિ. પોતાનો બાળક હવે જરૂર બચીજશે એવી આશામાં, ઘરમા બાકી રહેલાં તમામ વાસણો એકઠાં કરી તેને એક કપડામાં બાંધી લીધાં. અને જેવા ને બહાર નીકળવા જાય છે તેવીજ એક અલૌકિક શોભામયી સુંદરીએ તે મકાનમાં પ્રવેશ કર્યો. સુંદરી યુવતી હતી, તેના હાથમાં સૌભાગ્ય ચિન્હ અને કપાળ સિંદુરથી ભરેલુ હતુ એ સુંદરી કોણ છે, તેનું નિવાસસ્થાન કયાંછે, એ વૈદ્યરાજ સિવાય કોઇ જાણતું નહોતુ. તદપિ ગરીબો પ્રતિ તેણીની મમતા, બિમારોની સારવાર કરવાની ઉત્સુકતા, અને લોક સેવાના ગમે તેવા કઠીન કાર્યમા દ્રઢતા, એ તેમનામા રહેલા ઉત્તમ ગુણોથી માતાની ગરજ સારનારી એ સુંદરીને આસપાસનાં મનુષ્યો માલક્ષ્મીના નામથી સબોધે છે વૈદ્યરાજ પણ એજ નામથી બેલાવે છે. આપણા પુર્વ પરિચિત યોગી સાથે આ માલક્ષ્મીનો ઘણોજ ગાઢો પરિચય છે, તેઓ પણ તેણીને એજ નામથી અલંકૃત કરે છે, એટલે હવે આપણે પણ તેણીને માલક્ષ્મીના નામથીજ ઓળખીશુ.

વૈદ્યરાજ આ દેવીને ઓળખતા હતા તેઓ જ્યારે અહીં આવતા ત્યારે એકવાર એ દેવીનાં દર્શન કરવાનો તેમનો હમેશનો નિયમ હતો. હરિદાસે તો એ દેવીને પહેલ વહેલાજ જોયા હતાં, દેવીને જોતાંજ વૈદ્યરાજ બોલી ઉઠયા "લ્યો, આ દયામયી ભગવતી આવી પહોચ્યા. એ દીન દુ:ખીઓની દાતા અને નિરાધારોની માતાના આગમનથી હરિદાસના પુત્રને અવશ્ય આરામ થશે."

વૈદ્યરાજનું બોલવું પુરૂં થાય તે પહેલાં તો આસપાસથી બાળક વૃદ્ધનર, સન્નારી; આદિનું એક ટોળું મા, મા, કહેતું અને

આનંદના પોકાર કરતુ તે દેવીની આસપાસ ફરી વળ્યું. કોઇએ તેની સામે હાથ જોડયા. કોઇએ તેના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ કર્યા. આનંદ ધ્વનિથી એ સ્થાન, એ નિદારૂણ વિપતિનું લીલાક્ષેત્ર આનંદમય બની ગયું. હવે સર્વને વિશ્વાસ બેઠો કે દેવીના આગમનથી હરિદાસના પુત્રને આરામ થશે.

હરિદાસ ઘડીભર મા લક્ષ્મી તરફ એકી ટસે જોઇ રહ્યો. એ દેવીને તેણે ક્યાંક જોયા હોય એમ તેને લાગ્યું. પરંતુ ક્યા એ તેને યાદ આવ્યું નહિ, તેમજ પરિચય મેળવવા માટે તેની હિંમત પણ ચાલી નહિ, તોપણ તેના અંતઃકરણના ઊંડા ભાગમાથી એજ ધ્વની નીકળતો હતો કે આ દેવીને મે કોઇ સ્થળે અવશ્ય જોયા છે

" માતા, હું આપના આશ્રમમા આવ્યો હતો પરંતુ આપના દર્શન થયા નહોતા." કેટલીકવારે કોલાહલ શાંત પડયા પછી વૈદ્યરાજે દેવીને ઉદ્દેશીને કહ્યું.

" ભાઇ, હું અહીંયા નહોતી. ભાગ્યવશ આજે શ્રી કૃષ્ણ ભગવાનના દર્શન કરવા આવેલી હતી ત્યા હરિદાસના પાડોશી દ્વારા મે સાભળ્યુ કે તેના પુત્રની તબીયત સારી નથી એટલે તેને જોવા અહીં આવી છું."

અહા ! કેવો મધુર સ્વર છે ! કેવી કોમળતા છે ! અનન્તરમા લક્ષ્મીએ હરિદાસ તરફ જોયુ અને બોલ્યાં " ભાઇ, આ શું ? માથા પર પોટલી શાની ઉપાડી છે?"

હરિદાસને એ દેવીનો કંઠ પરિચિત જણાયો. પરંતુ એ કોણ છે ? ક્યા તેમની મુલાકાત થઇ હતી ? એ વગેરે પુછવાની તે હિંમત કરી શકયો નહિ. તોપણ એ યુવતીના આગમન માત્રથી હરિદાસ એટલું સમજી ગયો, કે શ્રી કૃષ્ણચંદ્રે કૃપા કરી મારી આ વિપતિ

કાળમા સહાય કરવા માલક્ષ્મીને મોકલી છે. હવે કાંઇ ભય નથી. અત તેણે વાસણની પોટલી માથાપરથી નીચે ઉતારી.

' હરિદાસ, શું આ વાસણો તમારે વેચવા છે ? જો એમ હોય તો મને એ વાસણોની ઘણીજ આવશ્યકતા છે. જો કે બજારમા વેહેંચવાથી કદાચ તમોને તેના પૈસા વધારે મળશે પરંતુ હું તમોને દશ રૂપિઆથી વધારે આપી શકું તેમ નથી. જો ઇચ્છા હોયતો લ્યો આ દશ રૂપિઆ અને એ વાસણો મને આપો." એમ કહેતાંજ તેણીએ પોતાની સાડીના છેડાપર બાંધેલી દશ રૂપિઆની નોટ છોડી હરિદાસના હાથમા આપી. અને પ્રત્યુતરની રાહ નહિ જોતાં ત્વરિત ગતિથી તે વાસણોની પોટલી ઉપાડી મકાનની અંદર ચાલી ગઇ. આનંદ, ઉત્સાહ, આશા અને ભરોસો પોતાની સાથે લઇ તેણી રોગીની શય્યા પાસે બેઠી. હરિદાસ પણ વૈદ્યરાજની સાથે અંદર ગયો. માલક્ષ્મીએ પ્રેમ પુર્વક રોગીની માવજત કરવા માડી, હરિદાસ અને બીજાં માણસો પણ તેનીના સાથે સામેલ થયાં.

---

# પ્રકરણ ૩૦ મું.

## યમુના નાસી ગઇ.

અગીઆર હજારની રસીદના આધારે કસમનામા પર વોરંટ મેળવી ગોવીંદરામ કાળીદાસને ફસાવાતો ગયો પરંતુ દુર્ગાદાસે બરાબર અણીના સમયે આવી તેને બચાવી લીધો એ આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ. આ બનાવ પછી એક પળ પણ શાંતિપુરમાં રહેવું

ગોવીંદરામને જોખમ જેવુ જણાયુ આથી તે જેટલું ઉપડે તેટલું ઉપાડી ચંપાની સાથે તેજ વખતે રાજનગર તરફ રવાના થઇ ગયો પરંતુ ત્યા પણ તે જાહેરમા ફરી શકે તેમ ન હોવાથી, યમુના પોતાના કાર્યમા સફળ થાય ત્યાંસુધી, રાજનગરથી કેટલેક દુર આવેલા એક ગરીબ ખેડુતના ઝુંપડામા ચંપાની સાથે છુપી રીતે રહેતો હતો. તોપણ તે રાત્રિના પોતાના મકાનમાં યમુનાને ખાનગી રીતે નિરંતર મળતો હતો. યમુના પ્રથમ ભાઇથી શરમાતી હતી પરંતુ આ વખતે તેણીને સહજ પણ સંકોચ થતો નહોતો. પોતે પહેરેલા કપડાં, દાગીના, વગેરે પોતાના ભાગ્યવાન ભાઇને બતાવી તેને સંતોષ આપવાનો પ્રયત્ન કરતી હોય, અને જાણે પોતે આ કાર્ય કરવામા ઘણુજ ડહાપણ વાપર્યું હોય. એવી ચેષ્ટાઓ કરતી હતી. ગોવીંદરામ સ્વાર્થાંધ હોવાથી યમુનાને કશુ કહેતો નહિ. તેને તો કોઇપણ પ્રકારે દુનીયાના સર્વ ખુણે ખાચરેથી, દ્રવ્યનો ગાંસડો બાંધી, પોતાનું ઘર ભરવાનીજ લાલસા હતી. તે વારંવાર યમુનાને પૈસા કેમ પડાવવા, સુરસિંહને ઉલ્લુ કેમ બનાવવો, એ વગેરે ઉપદેશ આપી તેણીને ઉત્તેજીત કરતો હતો. એક દિવસે જ્યારે યમુના સુરસિંહના મકાનપર ગઇ તે વખતે સુરસિંહ આવેલો નહોતો. અને એવુ તો નિરંતર થયાજ કરતું હતું તોપણ આજે તેમને ઘણો સમય લાગ્યો. રાત્રિના બાર વાગી ગયા તોપણ સુરસિંહ આવ્યો નહિ. એથી યમુનાને ચિંતા થવા લાગી. તેણી બહાર દરવાનને તેની તપાસ કરવા માટે મોકલવાનો વિચાર કરતી હતી એટલામાં શરાબમા મસ્ત બનેલા મહાશયને મકાનમાં પ્રવેશ કરતા જોયાં. કાઇ વિચાર આવતા તેણીએ ક્રોધનો એક અભિનય દેખાડવાનો નિશ્ચય કર્યો. તે એક વસ્ત્ર ઓઢી પલંગપર ગઇ અને એવી રીતે પડી કે જાણે જોનારને એમજ થાય કે તે ભરનિદ્રામાં

પડી છે. તેણી ધારતી હતી કે સુરસિંહ સીધો પોતાની પાસે આવશે અને આજે મોડું થયું એ અપરાધની માફી માંગવા મને જગાડશે, મારી પાસે માન ભિક્ષા માંગશે. પરંતુ સુરસિંહ તેની આશાનુસાર કાંઇપણ ન કરતાં ચુપચાપ એક બીજા પલંગપર જઇ સુઇ રહયો કેટલીકવારે યમુનાએ જોયું કે સુરસીંહ તો પલંગ પર સુતો છે ત્યારે તેણીની ધીરજ ખુટી તે પલંગ પરથી નીચે ઉતરી અને સુરસીંહ જે પલંગ પર સુતો હતો ત્યાં ગઇ અને સુરસિંહને જગાડવાનો પ્રયત્ન કરવા લાગી. તેના એ પ્રયત્નથી કેટલીકવારે તે જાગી ઉઠયો અને બોલ્યો 'ઓહ! કોણ યમુના, શું તું હજુ જાગે છે? તને સુતેલી જોઇ તારૂં સ્વાસ્થ્ય ન બગડે એવા હેતુથી મેં તને ન જગાડી. જા સુઇજા; રાત્રિ થોડી છે, આરામ કર હું અહીંજ સુતો છું."

યમુનાની જગ્યાએ જો કોઇ બીજી સ્ત્રી હોત તો જરૂર તે અભિમાનથી ફુલી ગઇ હોત પરંતુ એ ગૌરવનું અભીમાન અધ: પતીતા યમુનામાં નહોતું તે બોલી "નહી હવે નહી સુઉં મને નીદ્રા નથી આવતી."

"તો મને શા માટે હેરાન કરે છે જા સુવા દે."

"મારે તમારી સાથે એક બે વાતો કરવાની છે."

"ભલે ખુશીથી કહે."

"તમે મને એક મકાન બંધાવી આપવા કહ્યું હતું તે કયારે બંધાવી આપશો ?"

"બસ; એકે બીજું કાંઇ કહેવું છે"

"મારા દાગીનાઓ માટે પણ હજુ તમોએ કાંઇ બંદો બસ્ત કર્યો નથી

"એ પણ મારા ધ્યાનમાં છે."

"મારા દરીદ્ર કુટુંબનો નીર્વાહ ચાલી શકે એટલા માટે એક સારી જેવી રોકડ રકમ મારા નામ પર બેંકમાં રાખવાની તમોએ મને આશા આપી હતી તેનોપણ તમોએ કાંઇ બંદોબસ્ત કર્યો નથી."

'થઇ રહેશે. આવતી કાલે એ માટે વીચાર કરીને જવાબ આપીશ.'

"નહી એ નહી બનશે; તમારે હમણાજ મારા પ્રશ્નનો જવાબ આપવો પડશે."

" એમ છે, તો સાભળ. યમુના, મેં તને જે કાંઇ આપ્યું છે તે પુરતું છે તેથી વધારે એક પાઇ પણ મેળવવાની જેતુ આશા રાખતી હોય તો તે નકામી છે."

" હેં ! આ શું બોલો છો ! મને લોભમા ફસાવી, મારો ધર્મ તજાવી, મારૂં સત્યાનાશ વાળ્યા પછી તમારો આવો નિર્માલ્ય જવાબ ?"

"યમુના, તારા જેવી દુઃખિની અને સાધારણ સ્ત્રીમારી ધર્મપત્નિની હયાતી છતા મારા આ આલીશાન મકાનમા દાખલ થઇ શકી, મારી અપુર્વ શય્યા પર શયન કરી શકી, અને મારા જેવા સતાધીશ સાથે આનંદ પ્રમોદ કરી શકી એ તારૂં સૌભાગ્ય સમજ. મુર્ખ, તું સમજતી નથી કે સ્વામીની શય્યામાથી યુવતીને ઉપાડી મગાવવાની જેનામા શકિત છે તેને એક નિઃસહાય, નિરાશ્રય વિધવાને લાવવા માટે લોભના ફંદાની શી જરૂર પડે?" સુરસિહે થંડે પેટે જવાબ આપ્યો અને ઘડીભર યમુનાની સામે જોઇ રહ્યો

યમુનાનું માથું ફરવા લાગ્યું, અરે ! અભાગિની હજુપણ આ કલંકને દુર કરી તારી પુર્વાવસ્થામાં પહોચવાની તારી ઇચ્છા થાય છે કે નહિ? નહિ નહિ, તું પાપનોજ વ્યવસાય કરવાનુ શીખી છે. એટલે દેહ વેચી અર્થ અલંકાર અને અટાલીકાઓની કામના કરવા સિવાય બીજું તને નહિ સુઝે.

યમુના ઘણો સમય સુરસિંહની સાથે રહી છે અને તેને તેણીને ઘણાજ આદર સહ રાખી છે એટલે તે ખુલ્લા દીલથી સુરસિંહની સાથે વાતચત કરી શકે છે. સુરસિંહના છેલ્લા શબ્દો સાભળી તે સાહસ એકઠું કરતી બોલી "શું કહું તમે મોટા માણસ છો, બધી વાતે સમર્થ છો એ હુ જાણું છું, તોપણ મારા જેવી દુઃખીનીને આશા આપી નિરાશ કરવી એ તમારા જેવા બુદ્ધિમાનોને શોભતું નથી. તમે મને જેટલી નિર્બળ સમજોછો તેટલી નિર્બળ હું નથી. મારે ભાઇ અને બીજાં સગા સબધીઓ પણ છે. ભાઇ પણ કાંઇ સાધારણ વ્યકિત નથી પરંતુ શાંતિપુરમા પ્રસિધ્ધી પામેલા એક વિદ્વાન પડીત છે; શાન્તીપુરના જમીનદારની તેમના પર પુર્ણ કૃપા છે; તે તેમના સ્નેહી અને સલાહકાર છે. કહો સુરસિંહ આવી હાલતમા હુ મારૂં કલંકીત મુખ લઇ તેમની પાસે શી રીને જઇ શકીશ! દયા કરો આપે આપેલી મારી આશાઓ પુરી કરો તમારી પાસે દ્રવ્યની કમી નથી જો તમે મારાપર દયા નહી કરશો તો હું કોને કહેવા જઇશ? હવે મારૂં તમારા શીવાય બીજું કોણ છે? દયા કરો, સુરસીંહ દયા કરો,

'દયા, હું શું દયા કરૂં? દયાનો હું કોઇના પર કરતોજ નથી, જે સ્ત્રી દાસી પણ થવાને યોગ્ય નથી તેના પર મેં આટલો સ્નેહ રાખ્યો, મારી હૃદયેશ્વરી બનાવી, એ શુ થોડું છે. યમુના દયા કરવી એતો દુર્બળ હૃદયનું કામ છે; હું કાઇ કાયર નથી કે દયા કરૂં સમજી?"

"ખેર, મારા માટે તમે કાંઇ નકરો પરતુ તમારાથી મારામાં જે ગર્ભ રહ્યો છ એ ગર્ભના બચ્ચા પર તો કાંઇ રહેમ કરો, તેના માટે તો કાઇક બંદોબસ્ત કરો."

"અરે ગાંડી, મે આટલા દીવસ વિજ્ઞાન શાસ્ત્રની શા માટે આલોચના કીધી એ તુ જાણે છે ? આવા સ્થાને પર કેવા પ્રકારનો વ્યવહાર આવશ્યક છે એ વાત પણ જો હું વીજ્ઞાન પાઠથી ન જાણી શકું. તો મારી વીદ્યા બુધ્ધી શા કામની. જે બાળક જન્મથી મરણ પર્યંત મનુષ્ય સમાજમાં લજ્જાપ્રાપ્ત કરવાનોજ અધીકારી છે;જેબાળકના પીતાનુ નામ બતાવવું પણ મુશ્કેલ છે; તેવા બચ્ચાને સંસારમા ન આવવા દેવો એજ એનાપર ભારી દયા છે. એવી દયા હું એકનહી, પરંતુ સેકડો વાર કરી ચુકયો છું કેમકે એ વીજ્ઞાન સમત છે."

યમુના એ વીજ્ઞાનોપદેશનો અર્થ સમજી ન શકી, તોપણ તે એટલું અવસ્ય સમજી કે સુરસિહની વાતોમા કલ્યાણનો અંશ માત્ર નથી. ત્યારે તેણીએ પોતાનો ભાવ બદલ્યો પરતુ તેમાં પણ તે ન ફાવી. આખરે નીરાશ હતાશ બની પોતાના સ્થાન પર જઇ નીદ્રાનુ સેવન કરવા લાગી, સુરસીંહ પણ સગ્રામ જીતી તત્કાળ શય્યા પર પડયો થોડીજ વારમાં તેનાં નસ્કોરા બોલવા લાગ્યાં.

સુરસિહની કઠોરતા જોઇ હવે પછી શું કરવું તેનો નીશ્ચય યમુનાએ કરી લીધો હતો. બિછાના પર પડયા પડયા પણ તેણી સુર સિંહના સુવાનીજ રાહ જોઇ રહી હતી. સુરસિંહના નસ્કોરાનો અવાજ સાભળી તે શય્યા પરથી ઉઠી અને સુરસિંહના પલંગ પાસે ગઇ. તે બરાબર નિદ્રામાં છે કે નહિ તેની ખાત્રી કરી લીધા પછી તેણીએ ખીંતીપર ટાંગેલા સુરસિંહના કોટમાથી એક ચાવીનો ઝુડો બહાર કાઢી ધીમે પગલે પલંગની બાજુમાજ ઉભા કરેલા એક કબાટ પાસે ગઇ. અને સુતેલા સુરસિંહ તરફ દ્રષ્ટિ કરતી તેણી કબાટ ખોલવા લાગી. સહજ પણ અવાજ ન થાય એવી સંભાળથી તેને કબાટ ખોલ્યો અને તેમાથી એક બોકસ બહાર કાઢ્યું. તે દાગીના ગીનીઓ



યમુનાએ સુરસિંહના કોટમાંથી એક ચાવીનો ઝુડો બહાર કાઢી ધીમે પગલે પલંગની બાજુમાંજ ઉભા કરેલા એક કબાટ પાસે ગઇ અને સુતેલા સુરસિંહ તરફ દ્રષ્ટિ કરતી તેણી કબાટ ખોલવા લાગી (પૃષ્ટ ૨૯૮.)

અને નોટોથી ભરેલું હતું. યમુનાએ તે બોકસને એક કપડામાં લપેટી કબાટ બંધ કર્યો, અને ચાવીનો ઝુડો યથાસ્થાને મુકી બોકસને બગલમા મારી લીધું અને ધીમે પગલે તેણી બહાર નીકળી. બહાર આવી જોયું તો દરવાન જાગતો હતો. જવું કે નહી એવા વીચારમાં યમુના ઘડીભર ત્યા ઉભી રહી પરંતુ ફરી કાંઇ વીચાર આવતાં તે આગળ વધી અને દરવાનને દરવાજો ખોલવાનો હુકમ કર્યો. યમુનાની આજ્ઞા સાંભળતાંજ દરવાને દરવાજો ખોલી આપ્યો, યમુના બહાર નીકળી અને થોડીજ વારમાં પોતાની પર્ણકુટી પર જઇ પહોંચી. દરવાન દરવાજો બંધ કરી નીદ્રાનું સેવન કરવા લાગ્યો.

# પ્રકરણ ૩૧ મું.

## –સુરસિંહની નિર્દયતા.–

શાતિપુર છોડની વખતે ગોવીંદરામે કાળીદાસની સાથે જે બાજી ખેલી હતી, તેના પરિણામનો વિચાર કરતાં હવે રાજનગરમાં પણ વધારે સમય થોભવું એ જાણી જોઇને આપતિ વહોરી લેવા જેવું હતું. આથી ચંપાએ ગોર્વીંદરામને સમજાવી અને તેટલી ત્વરાએ રાજનગરનો ત્યાગ કરવાને જણાવ્યું કેટલોક પુખ્ત વિચાર કરતાં ગોવીંદરામને પણ ચંપાનું કહેવું યોગ્ય લાગ્યું. યમુના આજે પોતાના કાર્યમા સફળ ન થાય તોપણ તેણીને સાથે લઇ કોઇ દુર દેશમાં નાશી જવાનો બંન્નેએ સંકલ્પ કર્યો અને જે ગરીબ ખેડુતના ઝુંપડામાં તેઓએ આશ્રય લીધો હતો તેને થોડા પૈસાની લાલચ આપી તેનીજ બેલ ગાડી તૈયાર કરાવી શાતિપુરથી લીધેલો સામાન તેમાં રખાવી, તેજ

વખતે તેઓ ત્યાંથી રવાનો થયા, અને સુરસિંહના ઘરમાંથી ચોરી કરી નીકળેલી યમુના પોતાના મકાન પર પહોચે તે પહેલા એ બન્ને ધર્મ સંપન્ન વ્યકિતઓ ત્યાં જઇ પહોચી.

યમુનાઓ પોતાની પર્ણકુટીમા આવી જોયુ. તો એક નવિન સ્ત્રી તેણીના તુટાફુટા મકાનને પોતાના આલોકથી આલોકિત કરી રહી હતી યમુના આ અલંકૃતા, સુપરિષ્કૃતા સુંદરીને પોતાની પર્ણકુટીમા બેઠેલી જોઇ આશ્ચર્ય પામી, તેણીએ તેનો પરિચય આપવા પોતાના બંધુને કહ્યું. ગુણવાન ભ્રાતાએ. ગુણવતી ભગીનીને ચંપાનો પરિચય કરાવ્યો. ચંપાને જોઇ યમુના ખુશ ખુશ થઇ ગઇ. ચંપાની સાથે યમુનાએ અનેક પ્રકારની વાતો કરી એટલુંજ નહિ પરંતુ પોતે જે પંથની પથિકા બની છે તે પણ સમજાવ્યું. બંન્નેના ચારિત્રનો પરસ્પરને પરિચય મળી જવા પછી કેટલીક વારે ગોવીંદરામે યમુનાને ઉદ્દેશીને કહ્યું "કેમ યમુના, પછી મે તને કહ્યુ હતું. તેનુ શું કર્યું?"

ભાઇની વાત સાભળતાંજ યમુનાને કપડામાં વીંટેલી અને બગલમાં છુપાવી રાખેલી બોકસની વાત યાદ આવી. તે તેણી એ ભાઇના હાથમા આપી અને બોલો" ખુશામત અને લડાઇ ઝગડાથી તો કાંઇ કામ થયું નહિ, આખરે તમે બતાવેલી યુકિતજ કામે લગાડી અને આ સર્વ વસ્તુઓ લઇ અહી આવી."

ગોવીંદરામે બોકસ ખોલ્યુ. તેમા પડેલી વસ્તુઓ જોતાજ તે આનંદમા આવી ગયો. હીરા મોતીના દાગીના, મોહોરો. નોટ, તથા રૂપિઆથી બોકસ ભરેલું હતું તે આનંદના આવેશમાં બોલી ઉઠયો "શાબાસ, યમુના તેં પણ ખુબ કરી છે."

"પરંતુ ભાઇ, મેં રાજય દરબારમાંથી લુટ ચલાવી છે. શયતાન સુરસિંહ સુર્યોદય થતાજ આપણને પકડી પાડશે માટે જેમ બને તેમ ત્વરિત અહીથી નીકળી જવુ જોઇએ." યમુનાએ કહ્યું.

"હા ખરૂં છે, પણ અહીંથી ભાગીને જવું કયાં ?" ગોવીંદરામે પ્રત્યુતર આપતાં કહ્યું

"શ્રીનગર, બીજે કયા ? પરરાજયમા જવા સિવાય આપણો બચાવ થવો મુસ્કેલ છે. વળી શ્રીનગર મોટું શહેર હોવાથી આપણે ત્યા આનંદમા રહી શકીશું. આ સર્વ ચીજો વહેંચી તેના જે રૂપિઆ આવે તે યમુનાના નામ પર બેંકમા જમા કરાવી બાકીના પૈસાથી આપણો વ્યવહાર ચલાવીશું, ચંપાએ તેઓની વાતચીતમા ભાગ લેતાં કહ્યું.

"પરંતુ શ્રીનગરમા તો કાળીદાસનાં ઘણા સગાઓ છે એટલે ચીથરે હાલ થએલા કાળીદાસને જો શાંતિપુરમા કોઇ સ્થળે આશ્રય નહિ મળે તો ત્યાજ જશે અને જો તેને ત્યાં કોઇની મદદ મળી ગઇ તો તે આપણને હેરાન કરશે " ગોવીંદરામે વાંધો રજુ કર્યો.

"ગોવીંદરામ તમારૂં એ ધારવુ ખરૂ છે પરંતુ કાળીદાસ આપણને કાંઇ કરી શકે તેમ નથી કારણ કે તેની તમામ જગ્યાઓ તેણે મારા નામ પર કરી આપી હતી અને તે મેં વેહેચ્યા છે એટલે તેનાથી કાંઇપણ થઇ શકે તેમ નથી." ચંપાએ ખુલાસો કર્યો.

"તોપણ પેલી અગીઆર હજારની ખોટી રસીદ જે આપણે તેની પાસેથી લખાવી લીધી છે તેને માટે જો કાંઇ સાબીતી સાથે આપણા પર પગલાં લેવા ધારે તો બની શકે તેવું છે."

"નહિ. એ ભય પણ ખોટો છે કારણ કે એ માટેની સાબીતી તેને મળી શકે તેમ છેજ નહિ. રસીદ લખાવતી વખતે આપણા ત્રણ સિવાય બીજું કોઇ ત્યાં હતુંજ નહિ." ચંપાએ કહ્યું.

આખરે શ્રીનગર જવાનુંજ નક્કી થયું. યમુનાને પણ ચંપાની સલાહ પસંદ પડી કારણ કે હવે તેણી ચંપાની સોબતમાં રહી શ્રીનગર જેવા

મોટા શહેરમા સુખ, સૌભાગ્યની અધિકારિણી થવાની આશામાં હીંમત હતી. તે કાંઇ કહેવા જતી હતી એટલામાજ ચંપા બોલી ઉઠી "યમુના સૌંદર્યવતી છે, જો તે શ્રીનગરમા કોઇ ફાકડા શેઠીયાની નજરે પડશે તો સમજો કે આપણી કમાઇમા વધારે થશે. તેણી પણ રાણી મહારાણી ની માફક સુખ ભોગનો અનુભવ કરશે."

આવી સુંદર પરામર્શ સુબુદ્ધિમતી ચંપા સિવાય કોણ આપી શકે તેમ છે? યમુના તો પોતાની પ્રશસા સાભળતાંજ અતિશય આનંદમા આવી ગઇ.

ગોવીંદરામની સલાહથી યમુનાએ પોતેજે માલ ચોરી લાવી હતી તે ચંપાને સ્વાધીન કર્યો કારણકે ચંપા જેવું વીશ્રામપાત્ર ગોવીંદરામ માટે આ સંસારમાં બીજુ કોઇ નહોતું યમુના જે બોકસ લાવી હતી તે ચંપા એ પોતાની સાથે લાવેલી પેટીમાં સંભાળથી મુકયું અને પછી પોતે જે ગાડીમાં આવી હતી તેજ ગાડીમા ત્રણે જણા ત્યાથી પલાયન કરી ગયાં.

હાય પાપ, તું મનુષ્યને કેવા હૃદયહીન પશુ બનાવી દે છે. અભાગિની યમુના જતી વખતે પોતાની વૃધ્ધ માતાને પણ મળી નહિ. જે બાળક બાળિકાનું તે લાલન પાલન કરતી હતી તેના તરફ તેણીએ એકવાર દ્રષ્ટિ પણ કરી નહિ, આ રીતે એ ત્રણે કીર્તીકુશળોએ પ્રયાણ કર્યું.

યમુનાના જવા પછી લગભગ પાચ કે છ કલાકે શ્રીયુત સુરસિંહજીની નિદ્રા તુટી તેની નજર એકાએક કબાટ પર પડી તે કોઇએ ખોલ્યો હોય એવો તેને ભાસ થયો તેમજ યમુના પણ ન જણાઇ, તેથી તરતજ ઉઠી ચાવી લઇ કબાટ ખોલ્યો અને ખોલતાંજ મનમા બબડયો આશુ! કબાટમા રાખેલી કીમતી વસ્તુઓ કયા ગઇ? ઘડીભર સુરસિંહ અવાક બની આમ તેમ દ્રષ્ટિ ફેરવતો દીગમુંઢ

બની ગયો. એકાએક તે ચમકયો, યમુનાની ધનભિક્ષા તેને યાદ આવી. કેટલીકવારે દરવાનને તેણે અંદર બોલાવ્યો અને યમુનાને તેણીના મકાન પરથી ઘસડી લાવવાનો હુકમ કર્યો, દરવાન ગયો અને થોડીજ વારમાં પાછો આવી બોલ્યો "સાહેબ, યમુના તો પોતાના ભાઈ સાથે રાત્રિનાજ અહીંથી પસાર થઇ ગઇ છે."

"હેં શું ! તે અહીંથી ચાલી ગઇ ? મારી આંખોમાં ધુળ નાંખી ગઇ ? ફિકર નહિ, મારો ઘોડો તૈયાર કરો, અને ચાર પાંચ માણસો મારી સાથે ચાલો હું જાતેજ તેના મકાન પર જઇશ અને તપાસ કરીશ.

હુકમ થતાજ ઘોડો હાજર થયો અને ચાર પાંચ શસ્ત્રધારી સિપાઇઓ પણ આવી પહોચ્યા. સુરસિંહને આમ અચાનક જતો જોઇ ગામના લોકોએ જાણ્યું કે આજે જરૂર કોઇના પર આફતનો પહાડ તુટી પડવાનો છે.

લોકોનું અનુમાન ખરૂં પડયું. ગોવાંદરામની પર્ણકુટી પાસે સુરસિહનો ઘોડો અટકયો, સિપાઇઓ પણ ઉભા રહ્યા. સુરસિંહે તેમાના એકને અંદરથી યમુનાની માને બોલાવી લાવવાનો હુકમ કર્યો. વૃધ્ધા થરથર કાંપતી અને સિપાઇઓના ધક્કા ખાતી સુરસિંહની સામે આવી ઉભી રહી. સુરસિંહ તેણીની પીઠ પર ચાબુકનો પ્રહાર કરતો બોલ્યો "બોલ હરામજાદી, તારી છોકરી કયા છે ?"

"મહારાજ, મને મરતીને ન મારો. હું ખરૂંજ કહુ છુ કે તે કયાં ગઇ એ હું જાણુતી નથી." વૃધ્ધાએ હૃદયફાટ રડતાં અને થરથર કાંપતાં જવાબ આપ્યો.

"જુઠું બિલકુલ જુઠું. જાઓ ગોવીંદરામની વહુને બાલ પકડી અહીં ઘસડી લાવો." આવેશમાં આવેલા સુરસિંહે સક્રોધ સિપાઇઓને હુકમ આપતાં કહ્યું.

નિમકહલાલ નોકરોએ એ હુકમનો તરતજ અમલ કર્યો. ગોવીંદરામની યુવાન પત્નિને પણ એ પિશાચો આ નરપ્રેતની પાસે ઘસડી લાવ્યા. તેણીના નાના નાનાં બાળકો રડતાં રડતા તેની પાછળ આવ્યા. સુરસિંહ ઘોડા પરથી નીચે ઉતર્યો. વૃધ્ધા તેના ચરણમા પડી ગદ્‌ગદિત સ્વરે બોલી "દયા કરો, જોઇએ તો મારો જાન લો પરંતુ પ્રભુને ખાતર મારી વહુની બેઇજતી નકરો."

સુરસિંહે પ્રત્યુતરમા તે વૃદ્ધાના માથાપર પદાઘાત કર્યો. નિરાશ હતાશ બનેલી વૃધ્ધા મુર્છીત બની ગઇ પછી તે સુશીલા તરફ ફરીને બોલ્યો "જો તું તારૂં ભલું ચાહતી હોયતો ગોવીંદરામ અને યમુના કયા છે તે બતાવ. બોલ, જલદી બોલ, નહિતો તારૂ સર્વનાશ કરીશ."

"મહારાજા, શું આપ એમ ધારો છો કે યમુના અને મારા પતિને અમે છુપાવ્યા છે ?" સુશીલાએ રડતા રડતા કહ્યુ.

"હા મારૂં ધારવું એવુંજ છે બોલ તે કયાં છે ?"

"મહારાજ, હુ નથી જાણતી. અમો ગરીબ છીએ, નિરૂપાય છીએ, અમારા પર જોર જુલમ કરી અમોને નાહક દુઃખી કરવાનો તમારી ઇચ્છા હોય તો ભલે, એમ કરી તમારી ઇચ્છાને તૃપ્ત કરો. પ્રભુ અમારો બેલી છે. એજ નોધારાનો આધાર તમારા અત્યાચારથી અમારૂં રક્ષણ કરશે."

"ચુપ રહે હરામજાદી, તમો સર્વ બદમાસ છો. યમુના મારા ઘરમાથી ચોરી કરી કયા નાશી ગઇ છે એ તમો જાણો છો છતાં છુપાવો છો. તમારા જેવાઓને તો ક્રુરમા ક્રુર સજા થવી જોઇએ" એમ કહેતોજ તે સિપાઇઓ તરફ ફરીને બોલ્યો "શુ જોઇ રહ્યા છો તેના ઘરને આગ લગાડો."

આ સાંભળતાંજ વૃદ્ધા ઉંચ્ચે સ્વરે રડવા લાગી પરંતુ સુશીલા સ્થિર ભાવે આકાશ તરફ દ્રષ્ટિ કરતી ત્યાજ ઉભી રહી.

ખરેખર ઘરને આગ લગાડવામાં આવી પુરાણું મકાન પળ-વારમાંજ ભસ્મિભુત થઇ ગયું.

ધન્ય છે સુરસિંહ તમારા જ્ઞાન અને પાંડિત્યને ધન્ય છે. યમુનાના પાપને ખાતર આ નિર્દોષોને રસ્તાના ભિખારી બનાવવા એ શું તમારા જેવા સતાધીશોને છાજતું કાર્ય હતું કે ? સુરસિંહ તમારી આ કલંક કાલિમા સેંકડો વાર ધોવાનો યત્ન કરવાં છતા પણ ભુસાવી મુશ્કેલ છે. આજે, કાલે, યા કોઇ વખતે તમારે આ દારૂણ દુષ્કૃતિનું ફળ ભોગવવુંજ પડશે. જો. જો; પેલી દુ:ખિની પોતાના પુત્ર, કન્યાનો હાથ પકડી આશ્રયહીના બની આકાશની તરફ જોઇ રહી છે. સમજે છે કે એ કોને પોતાની દુ:ખગાથા સંભળાવી રહી છે ? કયાથી સમજે જો સાભળ, એ ગોવીંદરામની પતિવ્રતા સ્ત્રી દીન સહાયક નારાયણના વિચારાલયમા પોતાની ફરીયાદ પહોચાડી રહી છે. એ વિચારાલયમાં ધનવાન કે દરિદ્રનો ભેદ નથી, સ્વામી અને નોકરની લાજ નથી તેમજ રાજા અને પ્રજાની ભિન્નતા નથી. તમારી ધન સંપતિ; અહંકાર, તમારી સ્વાર્થ પરતા; અલૌકિક યુકિત-ઓ; અદ્દભુત જ્ઞાન અને વિદ્યા તેમાથી કોઇપણ તમારી ત્યા રક્ષા કરી શકે તેમ નથી.

જયારે આખું મકાન ભસ્મિભુત થઇ ગયું અને એ નિરાધારોને સુવા બેસવાનું કાંઇ સ્થાન ન રહ્યુ ત્યારે સુરસિંહ પોતાના રસાલા સાથે પાછો ફર્યો તેના જવા પછી કેટલીક વારે સુશીલા રડતી અને નિશ્વાસ નાખતી બોલી; "જો હું સાધ્વી હોઉ તો હે ભગવાન તું મારી આ દુ:ખપુર્ણ અવસ્થા પર અવશ્ય વિચાર કરજે. આજથી મારૂં ઘર વૃક્ષની છાયા છે........"

"નહિ, તમારું ઘર વૃક્ષની છાયા કેમ થશે ? માતા, બહેનને ગોદમા લો, ભાઇને હું નેડું છું. વૃધ્ધ સાસુનો હાથ પકડી મારે ઘેર ચાલો હું તમારોજ પુત્ર છું મારાથી બનતુ તમારૂં લાલન પાલન કરીશ. સુશીલાની વાત પુરી થાય તે પહેલા એ મુજબ બોલતા અને શ્વાસ ભેર દોડતા આવતા એક પુરૂષે કહ્યુ.

સુશીલા ઘડીભર તેના સામે જોઇ રહી કેટલીક વારે તે બોલી "તમે કોણ છો ?" મારો પરિચય હુ આપને પછીથી આપીશ અત્યારે તો મારી સાથે ચાલો, બાળકો ભુખ્યા છે, વૃદ્ધ માતા પણ ભયથી કંપે છે; નિરાપદ સ્થાન પર જવા પછી હું મારો સર્વ વૃતાત તમોને સંભળાવીશ." એમ કહેતાંજ તેણે બાળકને પોતાની ગોદમાં લીધો અને આગળ ચાલવા લાગ્યો સુશીલા અને વૃધ્ધા પણ મંત્ર મુગ્ધની માફક તેની પાછળ ચાલવા લાગ્યાં.

# પ્રકરણ ૩૨ મું.

## –નમુનેદાર નૃપતિ.–

આપણા માન્ય ગ્રથોમાં રાજાને ઇશ્વરી અશ અને પુજ્ય ગણવાની આજ્ઞા કરેલીછે, અને તે પ્રમાણેજ ભારત વર્ષની પ્રજા તેવાજ ભાવથી અદ્યાપિ પર્યંત માનતી આવે છે. પરંતુ જેમ પ્રજાનો ધર્મ રાજા પ્રતિ રાખવાને વર્ણવેલ છે તેમજ રાજાના ધર્મ વિષે પણ તેજ શાસ્ત્રમાં કહેલુ છે જે સમયે આર્યાવર્ત સર્વ પૃથ્વીમાં ઉચ્ચ સ્થાન અને પ્રતિષ્ઠાનો ભોકતા હતો, તત્સમયે રાજા તથા પ્રજા પરસ્પરના ધર્મોને રૂડી રીતે અનુસરતા હતા, અને તેના પરિણામે રાજા અને

પ્રજામાં ઉતમ પ્રેમ ભાવ દ્રષ્ટિ ગોચર થતો હતો. તત્પશ્ચાત જેમ જેમ રાજા પોતાના ધર્મના અનુસરણમાં શિથિલતા રાખી સ્વચ્છદે વર્તવા લાગ્યા, તેમ તેમ પ્રજાએ પણ પોતાનો તેના પ્રતિનો પુજ્ય ભાવ દિન પ્રતિદિન ઘટાડવા માડયો. ધીમે ધીમે રાજાઓ વિષય લંપટ બની ગયા અને એ વિષયનાં પુતળાઓએ રાજ્ય પદને શરમીંદુ બના વ્યુ, રાજ્ય, લક્ષ્મીનો ઉપભોગ પોતાની વિષય તૃપ્તિ માટે, વૈભવ માણવાને કર્યો. પ્રજાને કચરી નાખવા માટે, પગાયા હક લુંટી લેવા માટે, શિયળ વતીઓના શિયળનો નાશ કરવા માટે, સૈન્ય સમુદાય ભેળા કરવા લાગ્યા. જ્યાં ત્યા લોહીની નદીઓ, ખુના મરકી: અવ્યવસ્થા, માર ફાડ, લુંટફાટ અને જુલ્મ ચાલી રહ્યો. રાજા અને પ્રજા અન્યો અન્યના પ્રેમભાવ, પુજ્યભાવ, ત્યાગ કરી વૈરભાવે વર્તવા લાગ્યા. આ બધું અનિષ્ટ ત્રાસ દાયક પરિણામ શાનું ? નૃપતિઓ પોતાના ધમને નહિ અનુસર્યા તેનું. ઇતિહાસ જોશો તો સર્વ સ્પષ્ટ થશે અકબર જેવા પરધર્મી છતા.ઘણા બાદશાહોના સમયમા સર્વત્ર શાન્તિજ જણાતી હતી. પ્રજાને પુત્રવત્ પાળવી પછી તે ગમે તે જાતની, ગમે તે ધર્મના હોય, એ નૃપતિનો ધર્મ છે અને એ ધર્મ બજાવવા માં જો શિથિલતા દર્શાવવામાં આવે તો પરિણામે અનષ્ટનુંજ દર્શન થાય. આ પૃથ્વીપર શ્રેષ્ટ પદવી તથા સપુણ સામર્થ્ય ધરાવનાર મહારાજ્ય ઇંગ્લાંડનું દ્રષ્ટાંત જુઓ, એ આજે ઉન્નતિના સૃંગ પર બિરાજમાન થયેલું છે. શાથી ? ત્યા રાજા અને પ્રજા બંન્નેના ધર્મો નક્કી કરી મર્યાદીત કરેલા છે, રાજા અને પ્રજા પરસ્પરના ધર્મને અશોઅંશ અનુસરે છે. આવી બંધારણ વાળી રાજ્ય વ્યવસ્થાને લીધે રાજા તથા પ્રજા ઉભય અન્યોઅન્યનો પ્રેમ અને વિશ્વાસ પ્રાપ્ત કરી શકે છે. જ્યાં રાજા અને પ્રજાનાં જીગર એક ત્યાં ખામી નજ રહે. આજ કારણથી ઇંગ્લાંડ સર્વોપરી મહારાજ્ય ગણાયું છે.

કાયદો, રાજા અને પ્રજા બંન્નેના ઉપર સતા ધરાવે છે. જ્યા રાજાની મરજી એજ કાયદો છે; ત્યા તેના કડવાં ફળ અનુભવાયા છે. આપણા હિંદમા હાલપણ અંગ્રેજ સરકારની સતા નીચે અનેક નૃપતિ પોત પોતાના મુલક ઉપર રાજ્ય ચલાવે છે અને અદ્યાપિ તેઓની પ્રજા તેઓને દેવના જેવુંજ માન આપતી આવે છે કિંતુ આ વીસમી સદીના ધસારાબંધ આગળ વધતા સુધરેલા જમાનામા, પશ્ચીમની રાજ્ય શૈલીથી વાકેફ થતા શાણી સરકારના રાજ્ય કારભારની પધ્ધતિ નજરે નજર જોવાથી લોકોના વીચારમા મહત ફેરફાર થયા છે અને થતા જાય છે. તેઓ રાજા એટલે શુ, રાજાનો અધીકાર કેટલો, પ્રજાની ફરજ શું, અને કેટલી તે સમજવા લાગ્યા છે. આવા જમાનામા દેશી નૃપતીઓનો સ્વચ્છંદી અમલ પ્રજા સાખી શકે નહી એ સ્વભાવીકજ છે.

રાજનગર નરેશ સુરેંદ્રસીંહનું વય અત્યારે પચાસ વર્ષનું છે. તેઓએ ગાદીપર આવ્યા પછી વીલાયતના પ્રખ્યાત મહા પુરૂષોની મુલાકાત તથા તેમની સાથે વાર્તાલાપનો લાભ લીધો છે. પાર્લામેન્ટ સભાનું દર્શન કરી પ્રજા સ્વાતંત્ર્યના ચિતારનું નિરક્ષણ કર્યું છે અને પરિણામે તેઓ ઘણાજ ઉદાર ચિત અને પ્રજાના કલ્યાણ માટે સતત શ્રમ લેનારા છે. તેમને કાંઇ સંતાન નહોવાથી સુરસિંહ નામના પોતાના એક ભત્રિજાને દતક લીધેલો છે, અને જયારે તે વિલાયતની મુસાફરી કરવા જાય છે ત્યારે રાજનગરની સતા તેના હાથમાં સોપતા જાય છે. જ્યાં સુધી મહારાજા સુરેંદ્રસિંહ રાજનગરમા હોય છે ત્યાં સુધી પ્રત્યેક ખાતાની જાતિ દેખરેખ પોતેજ રાખે છે. ઓફીસમાં નિયમસર હાજર થવા સાથે ન્યાયાધિશોનું કામ પણ તપાસે છે. અપીલો સાંભળેછે અને પોતાના દીર્ઘ દ્રષ્ટિવાળા નિષ્પક્ષપાત ન્યાયથી પ્રજાના

હદયને હર્ષથી હસાવે છે; પરંતુ જ્યારે તેઓ વિલાયત જાય છે ત્યારે સુરસિંહ. બેદરકાર બની જાય છે અને ન્યાયની બાબતમાં તે પ્રજાને રીબાવે છે, રડાવે છે. જ્યારે મહારાજાને વિલાયતથી પાછા ફરવાનો સમય ભરાઇ આવે છે ત્યારે તે પ્રજાને દબાવી એવી નિર્માલ્ય બનાવી દે છે કે મહારાજાની રૂબરૂ તેની વીરૂદ્ધ ફરીયાદ કરવાની કોઇ હિંમત કરી શકતું નથી. આથી ન્યાય નૃપતિના રાજ્યમાં ચાલતું અંધેર એ સત્ય પ્રિય રાજાના ધ્યાનમા આવી શકતું નથી. વળી દરવર્ષે વિલાયત જવાનો તેમને શોખ લાગેલો હોવાથી પ્રતિદીન અન્યાયની માત્રા વધતી જતી હતી. સુરસિંહ અને મોહનલાલ બન્નેના ત્રાસથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારતી હતી અમૃતલાલનો ઉદ્યોગ ચાલુ હતો; પ્રજાબળ મજબુત હતું, સાધારણ કર્મચારી વર્ગ પણ અમૃતલાલનો મદદગાર હતો; પરંતુ એટલું છતાં એ પોકાર ઠેઠ મહારાજા સુધી પહોંચાડવો એ ઘણુંજ મુશ્કેલ હતું. આથી વિલાયતથી પાછા ફરેલા મહારાજા સુરેંદ્રસિંહ શ્રીનગરથી રાજનગર પધારે તે પહેલા તેને ખાનગી મળી; રાજ્યમાં વધતી જતી આંધાધુંધીનો કાંઇક ખ્યાલ આપવા આપણા પુર્વ પરિચિત યોગીરાજે નિશ્ચય કીધો હતો અને એથી તે શ્રીનગર અને રાજયનગરની વચ્ચે એક પર્ણકુટી બનાવી મહારાજાની માર્ગ પ્રતિક્ષા કરતો ત્યા રહેતો હતો.

એકાએક એક દિવસે મહારાજાની સ્વારી એ યોગીની પર્ણકુટી પાસે આવી પહોંચી. આ વખતે મધ્યાનનો સમય હતો, સુર્યનારાયણ ઉગ્રરૂપ ધારણ કરી અગ્નિ વરસાવી રહ્યા હતા, પ્રસ્વેદમાં ન્હાઇ રહેલા અશ્વો થાકી ગયા હતા. તેઓને આરામની આવશ્યકતા જણાતાં મહારાજાએ પોતાની સાથે ચાલતા એક અશ્વારોહીને ઉદ્દેશીને કહ્યું "બહાદુરસિંહ; આપણે રાજનગરના સીમાડા સુધી આવી પહોંચ્યા છીએ,

અશ્વો પણ થાકી ગયા છે, માટે અહીં પડાવ નાંખો અને સુરસિંહને આપણા આગમનની ખબર મોકલાવો

મહારાજાની આજ્ઞાનો બહાદુરસિંહ કાંઇપણ અમલ કરે તે પહેલા આપણો જટાધારી મહારાજાની સામે આવીને ઉભો રહ્યો અને બોલ્યો મહારાજ, જરા થોભો સુરસિંહને ખબર પહોચાડવા પહેલાં મારી એક અરજ સાંભળો. આપ પ્રજા કલ્યાણ માટે સતત શ્રમ લેનારા ઉદારચિત અને ન્યાયી છો, આપના પર પ્રજાનો સંપુર્ણ વિશ્વાસ છે. આપે વિલાયત જવા પહેલા, સુરસિંહને અવળી સલાહો આપી અનીતિને રસ્તે ન ચડાવે અને પ્રજાને ન રંજાડે એવા, ઉતમ સલાહકારો અને વફાદાર અનુચરોની વ્યવસ્થા કરી હતી. પરંતુ આપના વિલાયત જવા પશ્ચાત નીચ સોબતીઓના સંસર્ગથી એ ઉતમ વ્યવસ્થાને સુરસિંહે ધુળમા મેળવી દીધી છે. પ્રજાનુ રક્ષણ કરવું તો બાજુમાં રહ્યુ પરંતુ ભક્ષણ કરનારાઓને અટકાવવાનો પણ સુરસિંહ કાંઇ પ્રયત્ન કરતો નથી; તેથી પ્રજામા ભારે ખળભળાટ ઉભો થયો છે, એક બાજુ મોહનલાલનો અત્યાચાર અને બીજી બાજુ સુરસિંહ બેદરકાર, એથી ઉન્મત બનેલો અધિકારી વર્ગ સ્વચ્છંદપણે પ્રજાનાં લોહી ચુસવામાં અને ન્યાયને બહાને મહારાજાના નામને કલંકિત કરવામાં પોતાના સામર્થ્યનો ઉપયોગ કરી રહ્યોછે. શું કહું મહારાજા, અત્યારે શાતીપુર અને રાજનગરની પ્રજાની સ્થીતી એટલી બધી દયાજનક થઇ પડી છે કે જેનુ શબ્દોમાં વર્ણન થઇ શકે તેમ નથી."

યોગીની વાતો સાભળી મહારાજા આશ્ચર્ય ચકિત મુદ્રાએ ઘડીભર તેની સામે જોઇ રહ્યા. કેટલીક વારે કાંઇ વિચાર આવતા તે બોલ્યા "સતાધીશોની શયતાનીયતનો તમારી પાસે કાંઇ પુરાવો છે?"

"હા મહારાજા; પુરાવા એક નહીં પણ અનેક છે. સતાના મદમા અંધ બનેલા શયતાનો નીર્બળ નીરાધારોને કેવી રીતે સતાવે

છે તે સાભળવાથી આપને ખાત્રી નહી થાય. નજરે નીહાળ્યા વગર નહી સમજાય."

"ઠીક છે, હુ રાજનગર જઇ એ સઘળુ નીહાળીશ અને જો તમે કહોછો તેવી મને ખાત્રી થશે તો પ્રજાને સતોષ મળે તેવી સુવ્યવસ્થા કરીશ." મહારાજાએ ટુંકામાંજ પતાવ્યું.

"અપરાધ ક્ષમા, પરંતુ મહારાજ, આપના વારવાર થતા વિલાયતના લાબા પ્રવાસ પછી અધીકારી વર્ગ પોતાનાં છીદ્રો છુપાવવામાં એટલો લધો કેળવાઇ ગયો છે અને પ્રજા એટલી બધી દબાઇ ગઇ છે કે ટુંક સમયમા સતાધીશોની અનીતિ તમે નહી જોઇ શકો તેઓનો બાહ્ય આડંબર એટલો બધો આકર્ષક છે કે જે જોતાં આપને પ્રજાનાજ દોષો દ્રષ્ટિ ગોચર થશે. મહારાજ શું કહું, આજથી પંદર વર્ષ પુર્વે આપ વિલાયતની પહેલી સફર કરી આવ્યા. તે વખતે આપના રાજ્યની જે સ્થિતિ હતી; જે આધાધુંધી ચાલતી હતી; તેવીજ બલ્કે તેથી પણ વિશેષ અત્યારે ચાલી રહી છે. શાતિપુરના જમીનદાર શાંતિલાલનું ખુન કેમ અને કેવી રીતે થયું એ બાબત અદ્યાપિ અંધારામાંજ રહી છે, તેનું કારણ પણ જો ખરૂં પુછો તો અધિકારીઓ પર આપે રાખેલો અંધ વિશ્વાસજ છે."

સુરેંદ્રસિંહની જગ્યાએ જો કોઇ બીજો રાજા હોત તો રાજ્ય સત્તાના મદમાં અંધ બની; યોગીની એક કટાક્ષ ભરી વાણી બદલ સખતમાં સખત શિક્ષા ફરમાવી હોત, પરંતુ સુરેંદ્રસિંહ ન્યાયી હતો. પ્રજાનુ કલ્યાણ કેમ થાય; પ્રજાના સંતોષ માટે શું કરવું જોઇએ, રાજા એટલે શું અને રાજાનો અધિકાર કેટલો; એ સર્વ તે સમજતો હતો. વળી યોગીના કથનમાં પણ સત્ય હતું એટલે એ સત્ય પ્રિય રાજા યોગીના પર ગુસ્સે થવાને બદલે ઉલટો સંતુષ્ટ થયો. તે પોતાની

ભુલ સ્વીકારતો બોલ્યો. "ખરૂં છે. શાંતિલાલના ખુનની બાબતમાં અધિકારી વર્ગના વિશ્વાસ પર મેં એ સ્વર્ગવાસી શાંતિલાલની પત્નિને ગેરઇન્સાફ આપ્યો છે, પરંતુ હવે શુ થાય? પંદર વર્ષ પુર્વે બનેલી બીનાનો ખરો ભેદ હવે શી રીતે મેળવી શકાય ?"

"મહારાજ, એ ભેદ જાણવો કાંઇ મુશ્કેલ નથી. આપની સહાયતા મળશે તો હું શાંતિલાલના ખુનનું ખરૂં રહસ્ય થોડાજ સમયમાં આપની પાસે રજુ કરીશ."

"હેં શું: શાંતિલાલનું મૃત્યુ કોણે અને શા માટે કર્યુ એ બીના તમે જાણો છો ?"

"હા જાણું છું, પરંતુ શાંતિલાલના ખુનીપર સુરસિંહની મહેરબાની હોવાથી એ ભેદ આપની સહાયતા વગર ખુલો કરવાને અશકત છું."

"એટલે શું; સુરસિંહ પણ એ કેસમાં સામેલ છે ?"

"નહિ, સુરસિંહ એ ખુન કોણે અને કેવી રીતે કર્યું એ જાણતો નથી. તોપણ તેમા કાંઇ કારસ્થાન રચાયુ છે એટલું તો તે અવશ્ય જાણો છો."

"તો પછી એ સબધા સુરસિંહ આજસુધી મારી પાસે કેમ કાંઇ બોલ્યો નથી ?"

"એમાં પણ ભેદ છે. સુરસિંહનું ચારિત્ર્ય પણ આપ ધારો છો તેટલું કાંઇ સારૂં નથી તેના કેટલાંક કામો એવા તો કમ્પીણ છે કે જોનારને કંપારી આવ્યા વગર રહેજ નહિ. શાંતિલાલનું ખુન કરનાર, સુરસિંહનાં દરેક છિદ્રો જાણે છે. એથી સુરસિંહ પોતાના છિદ્રો ખુલા પડી ન જાય એટલા માટે હમેશા તે શયતાનથી દબાએલોજ રહે છે. ખાસ કરીને સુરસિંહની બેદરકારીના પરીણામે આપની

ગેરહાજરીમાં, આપના ન્યાયી અમલમાં પણ દ્રવ્ય મદમાં અંધ બનેલા અધિકારીઓ ફાવે છે."

"એટલે શું, સુરસિંહ પણ દુર્જનોને દબાવે છે—સતાવે છે?"

"હા; સુરસિંહ પણ એક નિરાધાર બ્રહ્મ કુટુંબને દુઃખ દઇ રીબાવે છે. આપ ન્યાયી છો. દીર્ઘદ્રષ્ટિ વાળા છો. વધારે શું કહુ મહારાજ, અત્યારે રાજનગર કરતા શાંતિપુરની એવી સ્થીતિ છે કે દ્રવ્ય મદમાં બહેકી ગયેલા પ્રજાના પુરૂષો પણ પોતાની લક્ષ્મીથી સર્વને વશ કરી સ્વચ્છંદે પાપ કર્મ કરી રહ્યા છે. અને લક્ષ્મીની લાલચમાં લપટાએલો અધિકારી વર્ગ તેને આધીન વર્તે છે. આ રીતે ધનવાન અને અધિકારી વર્ગની ઐકયતા હોવાથી, બિચારા મધ્યમ સ્થીતિના નિરપરાધ મનુષ્યોને નિરંકુશ પણે એ અત્યાચારીઓ રીબાવે છે. જો કોઇ કાઇ ફરિયાદ લાવે છે તો ખોટા સાક્ષીઓ ઉભા કરી, ફરિયાદીના સજડ પુરાવાઓને તોડી પાડી; નિર્દોષને દોષિત ઠરાવી, નિર્દયપણે સતાવે છે. એટલુજ નહિ પરંતુ પોતાની વિરૂધ્ધ કોઇ ફરિયાદ કરવાનું સાહસ ન કરે એવો ભય બતાવી પાપીઓ પોતાનો પ્રભાવ સર્વત્ર જમાવે છે. માટેજ કહું છું કે જો આ કાર્યમા ઉતાવળ થશે તો કોઇ બિચારાં નિર્દોષોને ગેર ઇન્સાફ મળી જશે પ્રજાને પૈસે ભોગ વિલાસ ભોગવનારા શયતાનો ફાવી જશે અને જો એમ થયુ તો આપનો ન્યાય સદાને માટે કલંકિત થશે."

યોગીની ન્યાય સંગત વાતો સાંભળી મહારાજા સુરેંદ્રસિંહ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા, યોગી કહેછે તેવાજ સ્થીતિ જો શાંતિપુરની હોય તો તેના ઉધ્ધાર માટે ઉતાવળ કરવી એ અધિકારી વર્ગને વધારે ઉન્મત બનાવવા જેવું છે એમ પણ તેને લાગ્યું. તે સાથે એ યોગી

કોણ છે એ જાણવાની જીજ્ઞાસા પણ વધી. કેટલીકવારે ને કાંઇ વીચાર કરી બોલ્યો, "આપનું કથન સત્ય છે. શાંતિપુરના શયતાન શાસકોના ત્રાસથી પ્રજાનો ઉધ્ધાર કરવા ગુપ્ત વેશે ફરવાની અત્યંત આવશ્યકતા છે; પરંતુ કયા સ્થળે શું બને છે એ વાતથી હું અજ્ઞાન છું. એટલે તમારે મારી સાથે રહી પ્રજાના કલ્યાણ કાર્યમા સહાયતા આપવી પડશે."

"ઘણીજ ખુશીથી, હુ ન્યાયનોજ ભિક્ષાર્થી છુ. આપના ન્યાયી રાજ્યમા થતો અત્યાચાર સહન નહિ થઇ શકવાથીજ આપની પાસે ન્યાયની યાચના કરવા આવ્યો છું એટલુંજ નહી પરંતુ કેટલાક સબળ પુરાવાઓ પણ મારી સાથેજ લાવ્યો છું. સામે દેખાતી મારી પર્ણકુટીમા ચાલો ત્યાં આપને સંતોષ મળે એવો શાંતિપુરના શયતાનોના કરપીણ કૃત્યોનો અનુભવ મળી જશે.

"શાંતિપુરમા એવો કયો શયતાન છે કેજે મારી રાંકડી પ્રજાને રંજાડે છે ?"

"ક્ષમા કરો, એ નામ હું હમણાં આપી શકતો નથી, મારી પર્ણકુટીમા પેસતાજ આપના એ પ્રશ્નનો ઉતર મળી જશે."

"વારૂ, તમારો પરિચય આપવામાં કાંઇ હરકત છે ?" મહારાજાએ યોગીનો પરિચય મેળવવા એ પ્રશ્ન કર્યો.

"મારો પહેરવેશજ મારો પરિચય આપવાને પુરતો છે." યોગીએ માર્મીક શબ્દોમા જવાબ આપ્યો.

"નહી, તમારૂં વાક્ય ચાતુર્ય, તમારી નિડરતા, ચપળતા, અને પ્રજા વાત્સલ્યતા એ સર્વ તમે યોગીવેશમાં છુપાએલા કોઇ પ્રજાહીત ચીંતક ગુપ્તચર હોવાનું અનુમાન કરાવે છે."

"આપનું એ અનુમાન કદાચ ખરૂં પણ હોય તોપણ આપના આ સૈનિકો સમક્ષ મારો પરિચય આપવાને મારૂં અંતઃકરણ મને ના પાડે છે."

મહારાજાના એક ઇશારા સાથેજ બધું મંડળ દુર જઇ ઉભું. યોગીએ ધીમા સ્વરે અને ટુંકા શબ્દોમાં પોતાનો જે કાંઇ પરિચય આપ્યો તે સાભળી મહારાજા સુરેંદ્રસિંહ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા; કેટલીક ક્ષણો પર્યંત તે યોગીની સામે એકી ટસે જોઇ રહ્યા.

"કેમ મહારાજ, વિચારમા કેમ પડી ગયા? શું મારા કથનમાં આપને વિશ્વાસ નથી?" મહારાજાને વિચારમાં ઉભેલા જોઇ યોગીએ કહ્યું.

"વિશ્વાસ, અરે યોગીરાજ અવિશ્વાસને હવે સ્થાનજ કયાં રહ્યું છે? કે વિશ્વાસનું પુછોછો? પરંતુ અત્યાર સુધી તમે એ વાતને મારાથી ગુપ્ત શા માટે રાખી? એજ મારી શંકાનો વિષયછે." મહારાજાએ ખુલાસો કર્યો.

"હુ આપને હમણાજ કહી ગયો તેમ આપના અધિકારી વર્ગ પરના અંધવિશ્વાસેજ અદ્યાપિ એ વાત ગુપ્ત રાખવાની મને ફરજ પાડી હતી. હજુ પણ આપ મારી પ્રાર્થના નહિ સ્વીકારો, મારી સાથે ગુપ્ત વેશમા નહિ ચાલો, તો મને ભય રહે છે કે અત્યાર સુધી મેં ઉઠાવેલા પરિશ્રમ પર પાણી ફરી વળશે. ઉન્મત અધિકારી વર્ગ સાવધ બની પોતાની દિશાને બદલી નાખશે."

"નહિ, હવે તે પોતાના કાવાદાવામા નહિ ફાવશે."

"તોપણ મહારાજ ઉતાવળનું પરિણામ ઉલટુંજ આવશે. માટે મારી પ્રાર્થના ધ્યાનમાં લઇ મારી પર્ણકુટીમાં ચાલો, ત્યાં આપને જે સમાચાર મળે તે સાંભળ્યા પછીજ કાંઇ અનુમાન પર આવો."

'વારૂ ઠીક છે ચાલો." એમ કહી મહારાજા સુરેંદ્રસિંહ બીજો હુકમ મળતાં સુધી ત્યાંજ પડાવ નાંખવાની બહાદુરસિંહ સુચના આપી

યોગીની સાથે વિદાય થયા અને સૈનિકો નિવાસ માટેની તૈયારી કરવામા રોકાયા.

યોગીની પર્ણકુટીમાં જવા પછી મહારાજાએ જે કાંઇ જોયું, જે કાંઇ સાંભળ્યું, તે પરથી એ ન્યાયી નૃપતિને ખાત્રી થઇ ગઇ કે અધિકારી વર્ગ પર રાખેલા અંધવિશ્વાસના પરિણામે પોતાના ન્યાયી રાજ્યમા પણ અંધાધુંધી વધી ગઇ છે. યોગી કહે છે તેવીજ રાજ્યની સ્થીતિ થઇ ગઇ છે અને તેને સુધારવા પ્રજાને એ શયતાનોથી બચાવવા સંપુર્ણ સાવધાનીથી કામ લેવાની જરૂર છે આથી તે કેટલોક સમય વિચાર કરી યોગીને ઉદ્દેશીને બોલ્યા, "યોગીરાજ, હવે શું કરવું? મારી રાંકડી પ્રજાને એ શયતાનોના ત્રાસમાથી કેવી રીતે છોડાવવી ? પુખ્ત વિચાર કરતા આપનુ કહેવુ મને યથાર્થ જણાય છે. અધિકારી વર્ગ પર દમન નીતિનો ઉપયોગ કરવા જતા પરિણામ ભયંકર આવવાનુ અનુમાન થાય છે. "

'ખરૂં છે. આપના જેવા ન્યાયી નૃપતિએ દમન નીતિનો ઉપયોગ કરવો એ અન્યાય છે. મારી દ્રષ્ટિએ તો માત્ર એકજ ઉપાય છે. "

"તે કયો ?"

"એજ કે અધિકારી વર્ગના અપરાધોને પુરવાર કરી શકાય તેવાં સાધનો એકત્ર કરી..........."

" તેને સંપુર્ણ સજાએ પહોચાડવા એમજ કે ની ? " યોગીનું બોલવું પુરૂં થાય તે પહેલાંજ મહારાજા વચ્ચે બોલી ઉઠયા.

"નહિ, તેને ક્ષમા આપી ઉપકારના બોજા તળે દબાવવા."

"શું ક્ષમા ? ગુન્હેગારોને ક્ષમા ? નહિ, દુષ્ટોને શાસન કરવું એજ રાજ્યધર્મ છે."

"નહિ, અહિંસા ધર્મનું પાલન એજ ન્યાયી નૃપતિનું કર્મ છે. હિંસાવાદીઓને અહિંસા ધર્મનું શિક્ષણ આપવું એજ સુશિક્ષિત શાસકોનો ધર્મ છે."

"પરંતુ એમ કરવાથી ઉન્મત અધિકારીઓ વિશેષ ઉન્મત બની જશે, છુટા મુકવાથી એ પાપાચારીઓ પાપની પરાકાષ્ટાએ પહોચી જશે.

"ફિકર નહિ પાપની પરાકાષ્ટાએ પહોચેલો જીવ શુધ્ધિમાં આવ્યા પછી પોતાના પાપનું પરિણામ ભોગવતો જીવનના સાર્થકનો માર્ગ પોતાની મેળેજ શોધી લેશે. કરેલા કુકર્મોનું કુદરત તરફથી ફળ મળતા તે સ્વયં સુમાર્ગની રાહપર આવી જશે. શાસકોએ કરેલી મજાથી ભયભિત થયેલા અપરાધીઓ થોડા સમય માટે પાપ કર્મ નહિ કરવાનો નિશ્ચય કરી લે છે એ વાત ખરી છે, તેઓનો એ વૈરાગ્ય કેવળ સ્મસાન વૈરાગ્ય જેવોજ છે. પરતુ કુદરતથી સજા પામેલા પાપીઓ પારાવાર પશ્ચાતાપ કરી અશ્રુજળથી પોતાને શુધ્ધ કરી સદાને માટે સુમાર્ગપર આવી જાય છે."

"આપનુ કથન ગમે તેટલું ન્યાયસંગત છતાં, શાસન પધ્ધતિથી બિલકુલ વિરૂધ્ધ છે. અપરાધ પુરવાર થયા પછી ગુન્હેગારને છોડી મુકવો એ કેવળ અન્યાય છે."

"ગુન્હેગારોને છોડી મુકવા એમ મારૂં કહેવું નથી, પરંતુ આજ કાલ કેદીઓની જે દશા કરવામાં આવે છે તેવી દશામાં તેને ન મુકતાં તેના પર છુપી દેખરેખ રાખી તે છટકી ન જાય તેવી સંભાળ સાથે તેને તેના કર્મનું ભાન કરાવવું, અને તે પોતાની મેળેજ પોતાના પાપનો પશ્ચાતાપ કરતો સુરાહ પર આવે તેવી સખત વ્યવસ્થા કરવી એજ મારો ઉદ્દેશ છે."

"પરંતુ તમારો એ ઉદ્દેશ પાર પાડવા કોઇ ચાલાક ગુપ્ત ચરોની જરૂર છે તમારી એ કાર્યપ્રણાલી ઘણીજ પ્રશંસનિય અને અહિંસા પુર્ણ હોવા છતાં, તમારા સિવાય બીજા કોઇના પણ વિશ્વાસ પર સોંપી શકાય તેવી નથી. જો તમે એ કાર્યનો બોજો તમારે માથે લેતા હો તો મને તેમા કાંઇ વાંધો નથી."

"જો આપના તરફથી મને થોડા વિશ્વાસુ માણસોની સહાયતા મળશે તો આપની આજ્ઞાનું પાલન કરવાને હુ તૈયાર છું."

"ભલે ખુશીથી, તમોને જોઇએ તેટલા તમારી પસન્દગીના માણસો લઇ તમારા કાર્યમા પ્રવૃત થાઓ, પરંતુ તમે અપરાધીને પકડવા અને તેને તેના કર્મની સજા આપવા શું વ્યવસ્થા કરવા ધારી છે એતો જરા સમજાવો ?"

"પહેલી વ્યવસ્થા તો એવી છે કે. અપરાધી પોતેજ ચાલીને મારી પાસે આવે અને મારી ઇચ્છાને આધિન બની જાય અને બીજીમા સહજ બળ પ્રયોગ કરવા પડે."

"વાહ, એ તો ઘણીજ ઉતમ વ્યવસ્થા છે. પરંતુ અપરાધી પોતાની મેળેજ તમારી પાસે આવે એ આશ્ચર્યકારક બીના છે"

"એમાં આશ્ચર્ય જેવું કાંઇજ નથી મહારાજાની મદદ હશે. અને આપનાં વિશ્વાસુ માણસો મારી આજ્ઞાનુસાર કાર્ય કરશે, તો થોડાજ સમયમાં એવા એકાદ બે અપરાધીઓને હુ મારા કબજામા આવેલા આપને બતાવી શકીશ, તદપિ એ અપરાધીઓ પર મારી સતા રહેશે એટલુજ નહિ પરંતુ જેના પર બળ પ્રયોગની જરૂર છે તેવા અપરાધીઓને સજા કરવાનું પણ મારાજ સ્વાધીનમાં રહેશે."

"કબુલ છે, એ તમારી સર્વ સૂરતો મારે કબુલ છે, પ્રજાને સતાવનારા શયતાનો સહેલાઇથી સકંજામાં સપડાય, અને મારી રાંકડી

પ્રજા તેના ત્રાસમાંથી સદાને માટે મુકત થાય, એટલુજ મારે તો જોઇએ છીએ."

"વારૂ તો આપ મારી સાથે ચાલો અને શાંતિપુર તેમજ રાજનગરના સતાધીશોના ઘરપીણ કૃત્યો નજરે નિહાળો."

"મને તમારા એકેએક શબ્દો પર સંપુર્ણ વિશ્વાસ છે એટલે હવે તેમ કરવની પણ મારે જરૂર નથી જ્યાં સુધી તમારો પરિચય થયો નહોતો ત્યાંસુધી એવી ખાત્રી કરવાની જરૂર હતી પરંતુ આપની પર્ણકુટીમાં આવ્યા પછી એ સબંધમાં શંકા કરવા જેવું કાંઇ રહેતુંજ નથી,"

"તોપણ જ્યાં સુધી હું સંપુર્ણ સાધનો એકઠાં નકરી શકું, ત્યા સુધી આપે જાતે મારી સાથે શ્રમ લેવો પડશે."

"ઠીક છે, જો તમારી એવીજ ઇચ્છાછે તો હું તમે કહેશો ત્યાં સુધી તમારી સાથેજ રહીશ."

યોગી મહારાજની ઉદારતાની પ્રશંસા કરતાં મનમાંજ બબડયો, "ખરેખર પ્રજાના કલ્યાણને ખાતર પોતાની પ્રભુતાને તિલાંજલિ દેનાર આવા ન્યાયપ્રિય નૃપતિને લાખોવાર ધન્ય છે ! જે દેશમાં આવા નમુનેદાર નૃપતિનો નિવાસ છે તે દેશનાં પણ અહોભાગ્ય છે."

આ પછી કેટલીક અગત્યની વાતો કરી, બંન્ને પર્ણકુટીથી બહાર નીકળ્યા અને બહાર ઉભેલા સૈનિકોને કેટલીક આવશ્યક સુચનાઓ આપી ત્યાથી શાતિપુરને પથે પડયા.



# પ્રકરણ ૩૩ મું.

## -અરવિંદ બાબૂની મુલાકાત.-

યમુના, ગોવીંદરામ અને ચપા એ ત્રણે વ્યકિતઓ ગજનગરથી બે માઇલ દૂર આવેલા રેલવે સ્ટેશનપર આવી પહોચી. સ્ટેશનમા પ્રવેશ કરતા પહેલા તેઓએ દુરથી જોયુ કે, પાસે મેદાનમા એક વિશાળ વૃક્ષની નીચે એક પાલખી પડેલી છે, અને તેની બાજુમાં એક મોટા પથરને અઢેલી એક મનુષ્ય હુક્કો પીતો ઉભો છે. સઘળાએ જોયુ કે હોક્કો ચાદીનો છે ઉતમ વસ્ત્રો અને રત્નાલંકારોથી તેનું આખુ શરીર વિભુષિત થયેલું છે ચંપાને તે મનુષ્યની મુર્તી અતિ-સુંદર અને રહસ્યમયી માલુમ પડી. યમુનાએ તિક્ષણ દ્રષ્ટિથી જોયુ તો જણાયું કે તે મહાશયની ઘડીઆળ અને ચેન સોનાનાં છે, ચેનમાં હીરા જડેલા છે બાજુના એક બીજા ઝાડનીચે આઠ માણસ બેઠેલા હતા ગોવીદરામ આ સર્વ ઠાઠ જોઇ સમજી ગયો કે બાબુ સાહેબ કોઇ જમીનદાર છે તે ગાડીમાથી નીચે ઉતર્યો અને ધીમે પગલે જે સ્થળે મહાશય બેઠા હતા તે તરફ જવા લાગો યમુના અને ચંપાએ પણ તેનુંજ અનુકરણ કર્યું. નજીક જતાં બાબુના હુકાની તમાકુની ગધે ગોવીદરામના નાકમાં પ્રવેશ કર્યો. ગોવીદરામ શરાબ પીતો હતો પરંતુ તમાકુ તેણે આજ દિવસ સુધી કદી પીધી નહોતી તમાકુમાં આટલી બધી મીઠાશ છે--તે આટલી બધી સુદર વસ્તુછે એ બિચારા ગોવિંદરામને બિલકુલ ખબર નહોતી તમાકુથી તેના મન, પ્રાણ એકદમ સુગંધમય બની ગયા. ગોવીંદરામે તમાકુ કોઇ દીવસ પીધી નહોતી તો પણ અત્યારે તેને એમજ થવા લાગ્યું કે બાબુએ પકડેલી હુકાનીનળી

એકદમ તેના હાથમાંથી ઝુંટવી લઇ બે ત્રણ દમ લગાવી દઉં પરંતુ તેમ કરવાનું તેનામાં સાહસ નહોતું. તે ધીમે પગલે બાબુની પાસે ગયો અને બોલ્યો. "કેમ મહાશયજી આપ બ્રાહ્મણ છે."

"નહિ, કેમ તમે પણ તમાકુ પીઓ છો કે શું?" બાબુ ગોવીંદરામનો ભાવ જાણી ગયા હોય એવા ભાવથી હસતા હસતા બોલ્યા.

"નહિ, મને તમાકુ પીવાની આદત તો નથી પરંતુ તમારી સુગંધિત તમાકુ મને લલચાવે છે." ગોવીંદરામે જવાબ આપ્યો.

ધન્ય, તમાકુ દેવ! ભુભાર હરણ કરવા માટે શુભ મહુર્તમાં તમારો જન્મ થયો છે, તમારા પ્રસાદથી ક્ષુદ્ર મનુષ્યો પણ મોટા પુરૂષોના મિત્ર બની જાય છે. જેની કોઇ દિવસ મુલાકાત થઇ નહોય તેવાઓની સાથે સહજમાં સ્નેહ કરાવી દેવો એજ તમારી મહતા છે. જો એમ નહોય તો એક ઉતમ કુળોત્પન્ન સહિંતા આદિનો સહધ્યાયી વ્યાસ ગોવીંદરામ તમારો સ્વાદ લેવાની ઇચ્છા કરેજ કેમ! અને આવા સમૃધ્ધિ સંપન્ન બાબુની સાથે એક વૈશ્યાસેવી સાધારણ સ્થીતિનો માણસ વાતચીત કેમ કરી શકે?

"ખેર, જો તમારી ઇચ્છા હોય તો તમાકુ પીવામાં કશો દોષ નથી. ઘણા બ્રાહ્મણો બીડી ચીગાર સીગારેટ આદિ પીએ છે તો તમને શું વાંધો છે" એમ કહેતાજ બાબુએ દુર બેઠેલા પોતાના નોકરો પૈકી એકને ઇશારાથી પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "રામા, જા આ શુદ્ર જાતિના ભાઇ માટે એક બીજો હુકો તૈયાર કરી લાવ."

"બાબુ સાહેબ, હુ શુદ્ર નથી પણ બ્રાહ્મણ છું. બ્રાહ્મણને લાયકનોજ હુકો મંગાવો." ગોવીંદરામે વાંધો રજુ કર્યો.

બાબુએ હસતાં હસતા નોકરને તેમ કરવાની આજ્ઞા કરી હુકકો તૈયાર થઇ આવે એટલા સમયમાં ગોવીંદરામ જે સ્થળે પેલા માણસો

બેઠો હતો ત્યાં ગયો. અને ત્યાંથી તેણે જાણી લીધુ કે જેને તે અત્યારસુધી એક સાધારણ માણસ માની બેઠો હતો તે શ્રીનગરનો એક પ્રતિષ્ટીત જમીનદાર છે, અને તેનું નામ અરવિંદ બાબુ છે. અરવિંદ બાબુને દર વરસે પાચ લાખ રૂપિઆની આવક છે. તેઓ શાંતિપુરના ગરીબોની સહાયતા માટે આવેલા હતા અને આજ ગનની ગાડીમા શ્રીનગર જનારછે. આવા એક અસાધારણ વ્યકિત સાથે અના યાસે પરિચય થઇ જવાથી ગોવીંદરામ પોતાને ધન્ય માનવા લાગ્યો. તે આ શુભ સમાચાર પોતાની બહેન તેમજ ચંપાને જણાવવા પોતાની ગાડી તરફ વળ્યો. ત્યાં જઇ જોયું તો તેના મનમા જે ઇચ્છા હતી તેમજ થયેલું તેણે જોયું. યમુના અને ચંપા તે જમીનદારની સામેજ ઉભાં છે. યમુના સ્મિત હાસ્ય કરતી ઘડીમા નીચે તો ઘડીમા તે જમીનદારની તરફ નિહાળે છે, જમીનદાર તેનો સ્મિત સાથે જવાબ વાળેછે. આ દ્રશ્યથી ગોવીંદરામ ને જે આનંદ થયો તે અવર્ણનિયછે.

ચંપા પણ લાલસા સુચક નવીન બાણ છોડયા સિવાય ન રહી શકી. તેણીએ વિચાર્યું કે જો જમીનદારની સાથે વાતચીત કરવાનો સહજ પણ પ્રસંગ મળી જાય; તો હું કોઇપણ રીતે તેને મારા પ્રેમમા ફસાવવાનો યત્ન કરૂં. યમુનાની દિશા તેણીના કરતા કાઇ જુદીજ હતી તેણી પણ પોતાના સુખને માટે મનમાજ આશાની ઇમારતો બાધની હતી પરંતુ એ પૈકી કોઇ કાઇ બોલતું નહોતું. આ અરસામાં ગોવીંદરામ પણ ત્યા આવી પહોંચ્યો તેને અરવિંદે પ્રશ્ન કર્યો; "આ બન્ને કોણ છે ? એ તમારી શું સગી થાય છે ?"

"મહાશય, એકતો મારી બહેન છે; અને આ મારી ઘણીજ નિકટની સબંધિની છે." ગોવીંદરામે પ્રત્યુતર આપતાં અને બન્નેની ઓળખાણ કરાવતા કહ્યું.

"આ નાની ઉમરનો છે એજ તમારી બ્હેન હોવી જોઇએ, તમે તેને કયાં લઇ જાઓ છો," અરવિંદે સહજ સ્મિત કરતાં કહ્યું.

અરવિંદના એ પ્રશ્નથી ત્રણે ચમકયાં, શું જવાબ આપવો તેના વિચારમાં તે ઘડીભર ચુપ રહ્યા પરંતુ આખરે કેટલોક વિચાર કરી ગોવીંદરામ બોલ્યો. "અમો શ્રીનગર જઇએ છીએ, ત્યાંજ અમારૂં રહેઠાણ છે અને બજારમાં મારી કરીયાણાની દુકાન છે"

"અહો ! ત્યારે તો આપણે એકજ સ્થાનનાં વતની છીએ, આવો આજે તો આપણે સાથે બેસીનેજ ભોજન કરીએ" અરવિંદે આનંદ પ્રદર્શીત કરતાં કહ્યું.

અરવિંદના આ શબ્દો સાંભળી ગોવીંદરામના આનંદનો પાર રહ્યો નહિ તે પોતાની ઇચ્છા પુરી થવાનો સુયોગ જોઇ: ચંપા અને યમુના સાથે પેલી ચોરેલી બોકસ સહિત અરવિંદની સાથે ભોજન માટે કેટલેક દુર બાંધેલા એક તંબુમાં ગયો. ત્યાંની શોભા અને ઐશ્વર્ય જોઇ ત્રણે આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં. પલંગ, ખુરશી, ટેબલ આદિથી તંબુને શણુગારવામાં આવ્યો હતો. આ સર્વ સામગ્રી જોતા સર્વએ તંબુમાં પ્રવેશ કર્યો અને યથાસ્થાન બેઠા પછી કેટલીકવારે અરવિંદના હુકમથી બેચાર નોકરો મોટા મોટા ચાંદીના થાલાઓમાં પુરી, કચોરી, લાડુ આદિ અતિ ઉતમ વસ્તુઓ અને સ્વર્ણના ગ્લાસોમા જળ લઇ આવ્યા, તે દરેકની સામે મુકી દેવાનો ઇશારો કરી અરવિંદ એક પેટી ખોલી; તેમાંથી એક બેટલ બહાર કાઢી તે ગોવીંદરામની સમક્ષ મુકતાં બોલ્યો "અભ્યાસ હોયતો ઇચ્છાનુસાર પીઓ. હું તો સવારે પી ચુકયો છું એટલે લાચાર છું નહિતો જરૂર થોડો લેત." બોટલની સાથે ત્રણેનો ગાઢો સબંધ હતો એટલે ત્રણે તેને જોતાંજ ઘણાં પ્રસન્ન થયાં, ગોવિંદરામના આનંદની સીમા રહી

નહી, ચંપા શોચમાં પડી, યમુના આનંદના આવેશથી કુદવા લાગી તે આ વખતે મનમાજ કાંઇ બબડતી હતી, મારૂં રૂપ વાસ્તવમાં અલૌકિક છે મને જોતાજ અરવિંદ મોહિત થઇ ગયા છે અરવિંદ ચંપાની ચિંતા શીલતાને જાણી ગયો એટલુંજ નહિ પરંતુ તેણે એક યુકિત કરવાનો સંકલ્પ કરી લીધો.

ગોવીંદરામ અને યમુનાએ બાટલીને છંન્સાફ આપવા માડયો પરંતુ ચંપા બોટલને અડી સુધ્ધાં પણ નહી. આ કાર્યની સમાપ્તિ થવા પછી સર્વ ભોજન પર બેઠા ભોજન કરતા કરતાં યમુનાની નજર અરવિંદે પહેરેલી અંગુઠીપર પડી તેણીનાથી ન રહેવાયું તે બોલી ઉઠી, "મહારાજ તમે પહેરી છે તેવી અંગુઠી મારી પાસે પણ છે. જમી લીધા પછી હું તમોને તે બતાવીશ."

"કેમ નહોય ! ગોવીંદરામ જેવા સમૃધ્ધિવાન ભાઇની બહેન પાસે એવી અંગુઠી હોય એમાં શું આશ્ચર્ય ? " અરવિંદે વ્યંગમાંજ કહ્યું.

કેટલીકવારે ભોજન કાર્ય સમાપ્ત થયું. યમુના મુખવાસ લીધા પછી પેલી બોકસ ખોલવાનો પ્રયત્ન કરવા લાગી. ગોવીંદરામ તેણીની એ ચેષ્ટાથી જો કે નારાજતો થયો પરંતુ તેણીને ધમકાવવાનું કે અટકાવવાનું તે સાહસ કરી શકયો નહિ. તોપણ તે થોડું સાહસ એકઠું કરી બોલ્યો; "રહેવાદે, યમુના, હમણાં એ વસ્તુઓને જેમની તેમ રહેવાદે. પરંતુ યમુનાએ ભાઇની વાત સાભળી નહિ તેણી તો બોકસ ખોલવા લાગી. ચંપા અત્યાર સુધી ચુપ હતી એ અરવિંદથી સહન થયું નહિ અસ્ફુટ સ્વરે ચંપાને ઉદ્દેશીને તે બોલ્યો; "તમે કેમ કાંઇ બોલતા નથી ? શું તમોને કાંઇ શરમ લાગે છે ?"

ચંપા ઉંડા પાણીની માછલી હતી, અરવિંદના એટલા કહેવા

છતાં પણ તે ચુપ રહી. તેણીના એ વ્યવહારથી અરવિંદ જાણે કંટાળી ગયો હોય તેવા ભાવથી બોલ્યો, "ખેર જો તમારી ઇચ્છાજ નહોય તો એ માટે મારો ખાસ આગ્રહ નથી." એમ કહેતાજ તેણે પોતાનું મોઢું યમુના તરફ ફેરવ્યું, ચંપાએ જાણ્યું કે બાજી હાથથી ચાલી જાય છે. સાણસામા આવેલો શિકાર છટકી જાય છે, હવે વિશેષ માનમા રહેવું ઠીક નથી, એમ ધારી તે જાણે વાતચીત કરતા બહુજ શરમાતી હોય એવો આડમ્બર કરતી બોલી, "મારા જેવી પ્રૌઢાની સાથે વાત કરવાનું કદાચ તમોને પસંદ નહિ હોય એમ ધારી હું ચુપ રહી હતી."

"નહિ તમારી ભુલ થાય છે જુના ચોખાનો સ્વાદ ઓર હોય છે, ખરૂ પુછો તો તમારૂં સૌંદર્ય અને હાવભાવ યમુનાથી કોઇ પણ પ્રકારે ઉતરે તેમ નથી" અરવિંદે પ્રશંસા કરી ચંપાને છાપરે ચડાવી દીધી

ચંપા પણ ખુશી થઇ તેણીએ કટાક્ષ ભરી દ્રષ્ટિએ અરવિંદના સામે જોયું અને હાસ્ય કર્યું. અરવિંદે પણ તેવાજ સ્મિત સાથે સામો જવાબ આપ્યો. એટલામાં યમુના પાચસાત વીંટીઓ સાથે ત્યાં આવી પહોચી અને અરવિંદની અડોઅડ બેઠી. અરવિંદ સાવધાનીથી જરા દુર ખસ્યો અને અંગુઠીઓ ઉપાડતો બોલ્યો; "વાહ, ઘણીજ સરસ અંગુઠીઓ છે. આ તમોને કોણે આપી ? હેં આ શું ! આ અંગુઠીમા તો સુરસિંહ નામ લખેલુ છે. ? શું તું તેમની અર્ધાંગિની છે ? "

સુરસિંહનું નામ શ્રવણ પુટ પર અથડાતાજ ગોવીંદરામ ચમક્યો, કંપ્યો, ભયભિત થયો. તે કંપિત સ્વરે બોલ્યો "શું ! અંગુઠીમાં સુરસિંહનું નામ લખેલું છે ? ફેંકી દે યમુના એ અંગુઠીને ફેંકી દે ? નહિતો આપણે નાહક માર્યાં જઇશું ?"

"તો શું, એ તમોને મળેલી નથી ? ત્યારે એ તમારી પાસે ક્યાંથી આવી ?" અરવિંદે પુછ્યુ.

"મે તેના ઘરમાથી ચોરી કરી છે. શું કહુ, સુરસિંહે મારૂ જીવન ધુળમા મેળવ્યુ મને મોટી આશાઓ આપી, ઘણું દ્રવ્ય આપવાનો લોભ બતાવી મારૂં સર્વનાશ કર્યું હું ક્યાંયની ન રહી ત્યારે મારે આ રસ્તો લેવો પડ્યો." યમુનાએ જવાબ આપ્યો.

"જો કે એવા મુંજીના સબંધમા એમજ થવું જોઇતું હતું, તોપણ તુ જાણે છે કે એ જમીનદાર છે એ ધારે તો તમોને ગમે ત્યાથી પકડાવી શકે છે." અરવિંદે ભય બતાવતા કહ્યું.

"ખરૂ છે, મહારાજ ખરૂં કહે છે. જયા સુધી એ કીંમતી ચીજો આપણી પાસે હશે ત્યાં સુધી સુરસિંહ આપણને જંપવા નહિ દેશે." ચંપાએ અરવીંદના મતને અનુમોદન આપતાં કહ્યું.

"ત્યારે આપણે શું કરવું, આ ચીજો કયા છુપાવવી ?" ગોવીંદરામે ભયભિત થતાં કહ્યું.

"મારી તો ઇચ્છા છે, કે જો મહારાજા આ કામમાં મદદ કરે અને એ સર્વ ચીજો પોતાની પાસે રાખે તો એ સુરસિંહ આપણને કાંઇ નહિ કરી શકે. મહારાજતો સમર્થ છે એટલે એ કાંઇને કાંઇ બંદોબસ્ત કરી લેશે. ચંપાએ કહ્યું.

ચંપા જાણતી હતી કે અરવિંદને મારા પર અનુરાગ ઉત્પન્ન થયો છે. ભલે તે યમુનાની સાથે મીઠી મીઠી વાતો કરે પરંતુ તેનો ખરો ભાવતો મારા પરજ છે. જો આ બે દુશ્મનો સાથે નહોત તો અરવિંદને તે જરૂર લટ્ટુ બનાવી શકી હોત અને હજુ પણ સમય મળી જાય તો તેને પોતાની જાળમાં ફસાવી દે પરંતુ તે ક્યાં જાણતી હતી કે અરવિંદ જે અભિનય બતાવી રહ્યો હતો તે દેખાવ માત્રનોજ

હતો તેના અંતઃકરણમાં તો એ પિશાચો માટે જાળ પાથરવાનીજ વેતરણ ચાલી રહી હતી. અસ્તુ: પાઠક ચોરાએલી વસ્તુઓ અરવિંદ પાસે રાખવાની સલાહ આપવામાં ચપાનો શું હેતુ હતો, એ આપ જાણો છો તેમાં પણ કૌશલ્ય છુપેલું હતું, તેના મનમા લોભ હતો તે ધારતી હતી કે એ ચીજો અરવિંદની પાસે આવવાથી કોઇને કોઇ વખતે પોતાના કળા કૌશલ્યથી પોતે એકલીજ એ વસ્તુની હકદાર બની જશે. એ સિવાય અરવિંદનો સ્નેહ મેળવવાની અને તેણી તેને ચાહે છે એમ બતાવવાની એ ઉમદા તક હતી એમ પણ તેણી જાણતી હતી.

ચપાની સલાહ ગોવીંદરામને રૂચી, યમુનાની ઇચ્છા ન છતાં તેણીને પણ તે માન્ય રાખવું પડયું. સર્વના અનુરોધથી અરવિંદે પોતાના ખીસામાંથી એક નોટબુક બહાર કાઢી અને તેમાં એ સર્વ દાગીના ની નોંધ લઇ તેના પર એ ત્રણે ધર્મજ્ઞાન સંપન્ન વ્યકિતઓની સહી લીધી. સહી આપવામાં પ્રથમ તો એ ત્રણેએ આનાકાની કરી પરંતુ અરવિંદે જ્યારે સમજાવ્યું, કે મારો શ્રીનગરમાંજ નિરંતર નિવાસ નથી થતો પરંતુ હું ફરતો રહુ છું એટલે કદાચ મારી ગેરહાજરીમાં તમારા પરની આફત દુર થવા પછી તમોને તમારી ચીજો જોઇએતો મારો દીવાન તમોને આ નોંધ મુજબ આપી શકે, આની એક નકલ તમારી પાસે હોય એ વધારે સલામતી ભરેલું છે. એમ કહી તેણે પોતાની નોટ બુકનું પાનું ફાડી તેમાં એ ચીજોની નોંધ લઇ પોતાની સહી કરી ગોવીંદરામના હાથમાં આપી. અરવિંદની આ ઉદારતાથી ત્રણે દિંગ થઇ ગયાં તેઓનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ અને ગુપ ચુપ સહીઓ કરી આપી. એટલું કર્યા પછી અરવિંદ પોતાની પોકેટબુક ખીસામાં મુકતાં બોલ્યો; "આજે રાતની ગાડીમાં

હું પંજાબ જવાનો છુ ત્યાથી પંદરેક દિવસ પછી પાછો ફરીશ. મારો દીવાન તમારી સાથે શ્રીનગર ચાલશે અને મારૂં રહેવાનું સ્થાન બતાવશે હુ પંજાબથી જ્યારે પાછો ફરીશ ત્યારે એક વખત અવશ્ય તમારી મુલાકાત કરીશ પરંતુ કૃપા કરી તમારૂ ઠેકાણુ મારા દીવાનને બતાવી આપજો કે જેથી હું આવું તે વખતે તમને શોધવાનું મુશ્કેલ નપડે"

"પણ મહારાજ અમોએ જે સ્થીતિમાં રાજનગરનો ત્યાગ કર્યો છે તે સ્થીતિમાથી અમો મુકત થઇએ નહિ ત્યા સુધી શ્રીનગરમા અમો અમારા સ્થાન પર રહી શકીએ તેમ નથી. શું આપ અમારા પર એટલી કૃપા નહિ કરી શકો ? કે અમારા માટે એવું કોઇ ગુપ્ત સ્થાન શોધી આપી સુરસિહનો ભય દુર થાય ત્યા સુધી અમો છુપા રહી શકીએ ?" ચંપાએ કાંઇક પુખ્ત વિચાર કરી એ પ્રશ્ન કર્યો.

કેટલોક સમય વિચાર કર્યા પછી અરવિંદે કહ્યું "ઠીક છે, એ માટે હું દીવાનજીને ભલામણ કરૂ છું." એમ કહી તે ઉઠયો અને જે સ્થળેદીવાન વગેરે બેઠા હતા ત્યા ગયો અને દીવાનને એકાંતમા બોલાવી કહ્યું, "સુંદરરાય, આ ત્રણેને તમે ઓળખો છો ?"

"કેમ ન ઓળખું! મને અને કાળીદાસને પાયમાલ કરનાર એ કૃત્યા ચંપાને કેમ ન ઓળખુ? અને આ ગોવીંદરામ કે જે મારૂ અને ત્રીકમદાસ શેઠના ઘરનુ સત્યાનાશ વાળનાર શયતાન છે તેને હુ તો શું પરંતુ સારા સારા શેઠ સાહુકારો પણ સારી રીતે ઓળખે છે ? પરંતુ આ ત્રીજી બાઇને હું ઓળખતો નથી સુંદર- રાયે કહ્યું,

એ ગોવીંદરામની વિધવા બહેન યમુના છે. તે ગર્ભીણી છે, તમો તેની સાથે શ્રીનગર જાઓ અને કોઇપણ પ્રકારે તે હવે આપણા હાથમાંથી છટકી ન જાય એવો બંદોબસ્ત કરો. પરંતુ જોજો સંભા- ળજો ભુતકાળમા બનેલા બનાવને યાદ કરી ઉતાવળે કાંઇ સાહસ

ન કરતા ? નહિતો બાજી બગડી જશે ? આપણી સર્વ યુક્તિઓ એ પિશાચો કળી જશે ?"

"એ માટે આપ નિશ્ચિંત રહો આપની કૃપાથી મેં મારા મન પર કાબુ મેળવી લીધો છે. આપ સુખેથી સિધાવો હું એ દુષ્ટાત્માઓને માટે મકાન ખોળી આપીશ અને એવા સ્થાનમાં તેઓને રાખીશ કે તે ત્યાંથી છટકીને જઇ શકેજ નહિ પણ તમે પાછા.........

'હું એકાદ દિવસ પછી ત્યાં આવીશ. ચંપા ઘણીજ ચાલાક બની ગઇ છે એટલે તેની સામે ચાલાકીથીજ કામ લેવામાં લાભ છે.' અરવિંદે કહ્યું.

"ઠીક છે, તો હું આવતી કાલે સવારની ગાડીમા તેમની સાથે જઇશ અને તમારા આવવા પહેલા સઘળો બંદોબસ્ત કરી રાખીશ."

એ પ્રમાણે વાતચીત કરી અરવિંદે એ ત્રણેને ત્યા બોલાવ્યાં, ચંપા સુંદરરાયને જોતાજ ચમકી, તેણીના ચહેરાનો રંગ બદલાઇ ગયો તેણીને પંદર વર્ષ પુર્વે બનેલા બનાવનુ સ્મરણ થઇ આવ્યું, પોતાના હાથે થયેલા એક કરપીણ કૃત્યનું દ્રશ્ય તેની દ્રષ્ટિ સમીપ ખડું થયું, તેણી ભયભિત બની ગઇ. કેટલીકવાર સુધી તેણીએ સુંદરરાયના સુંદર મુખ તરફ જોયા કર્યું સુંદરરાયના ચહેરા પર કોઇપણ પ્રકારનાં શંકાસ્પદ ચિન્હો જણાયા નહિ ચંપા કાંઇક શાંત થઇ, તેણીનો ભય કાંઇક ઓછો થયો, પોતાને ભ્રમ થયેલો માની પોતાની નબળાઇ માટે તે મનમાંજ હસી. અરવિંદ તેણીનો ભાવ સમજી ગયો તદપિ જાણે તે કાઇ જાણતોજ નહોય તેવા ભાવ કરી સુંદરરાયની ઓળખાણ કરાવતાં બોલ્યો; "આ મારા દિવાનજી છે, તમારે માટે મેં તેમને ભલામણ કરી છે. તે તમોને જોઇએ છીએ તેવો સર્વ બંદોબસ્ત કરી આપશે

તમારી વસ્તુઓની નોંધ પણ મે તેમને આપી છે એટલે જો મને બે દિવસ વધારે લાગી જાય અને તમોને તમારી ચીજોની જરૂર પડે તો તમો ગમે ત્યારે દીવાનજી પાસેથી મેળવી શકો છો. હવે હું જાઉ છું મારી મુસાફરીની સર્વ તૈયારી થઇ ચુકી છે. તમો આજની રાત્રિ અહીં ગુજારી સવારની ટ્રેનમા શ્રીનગર ઉપડી જજો." એમ કહેતાજ બાકીનાં માણસોને સાથે લઇ અરવિંદે સ્ટેશનનો રસ્તો લીધો. ગોવીંદરામ યમુના તેમજ ચપાએ સ્ટેશન સુધી મુકવા આવવાનો ઘણોએ આગ્રહ કર્યો પરંતુ અરવિંદે તેમ કરવાને તેઓને સાફ નાપાડી આથી નિરાશ વદને સૌ પોતપોતાનાં બિછાનાં પર ગયા.

---

# પ્રકરણ ૩૪ મું.

## —આદિતરામની પત્નિ.—

આદિતરામ સ્નાનથી પરવારી સધ્યાદિ નિત્ય કર્મમાં પ્રવૃત થયો, આખા શરીરે ભસ્મ ચોળી ગૌમુખીમાં હાથ નાંખી માળા ફેરવવા લાગ્યો, આ વખતનો તેનો આડમ્બર એવોતો આકર્ષક હતો કે જોનારને કોઇ તપસ્વી બેઠો હોય એવો ભાસ થયા વગર રહે નહિ

જે વખતે આદિતરામ જપ કરી રહ્યો હતો તે વખતે તેની ગૃહિણી એક રકાબીમાં થોડી બુદી અને સેવ મિશ્રિત કરી નાસ્તા માટે તેની સામે રાખી ગઇ. આદિતરામ નિરંતર નિત્ય કર્મથી પરવાર્યા પછી થોડા ચણાહારાજ જળપાન કરી લેતો હતો. આજે સેવ અને બુદીને પોતાની સામે મુકેલી જોઇ તેનું ધ્યાન તુટી ગયું. તેના

આખા બદનમા આગ વરસવા લાગી; તેણે ગૌમુખી ઘણાજ ગુસ્સા સહ દુર ફેંકી દીધી અને બોલ્યો "આજે આ હું શું જોઉં છુ ? શેવ અને બુદી ખવડાવી તેં મને મારી નાંખવાનો વિચાર કર્યો છે કે શું ? "

"અરે, આ શું બોલો છો ? સાઠ વરસના બુઢા થયા તોપણ કંજુસાઇ ન ગઇ. હવે તો કાંઇક વિચાર કરો આ સર્વ કોના માટે એકઠું કરો છો ? પેટે પાટા બાંધીને, ગરીબ કરજદારોને સતાવીને કયા તમારે આ માયા મુડી સાથે લઇ જવી છે ?" ગૃહિણીએ સહજ ગુસ્સામા પ્રત્યુત્તર આપતા કહ્યું.

"પૈસા મારી સાથે આવે કે ન આવે તેની મને ચિંતા નથી, પરંતુ દિનરાત મને જેની ચિતા છે તેને તો કામ આવશે. સાઠ વરસનો થયો છુ તેથીજ તારે માટે પૈસા બચાવવાની આટલી ફિકર કરૂંછું."

"મારે માટે એટલી ચિંતા કરવાની કાંઇ જરૂર નથી. મારા કાકા તમારા કરતા મારી વિશેષ ચિંતા કરે છે. આજે આ સર્વ ચીજો તેમણેજ મારા માટે મોકલાવી છે."

"ઓહો એમ છે ! ત્યારે તો હું ધારૂં છું કે તારા કાકાએ ચાર પાંચ શેર મિઠાઇ જરૂર મોકલી હશે. જોઉ એ કયા છે ? આપણે જેટલી જોઇએ તેટલી રાખી, બાકીની મિઠાઇ વાણીને વહેંચી તેના પૈસા પેદા કરી લાવું. ગાંડી હુંતો તારા ભલાને માટે કરૂં છું."

"વાહરે તમારી ભલાઇ. મારા કાકાએ મોકલાવેલી મિઠાઇના તમે દામ કરવા માગો છો કેમ ? લો હમણાંજ આપું છું " એમ કહેતાંજ તેણીએ બાજુમા પડેલી ઝાડુ ઉપાડી અને રણરંગિનિની માફક તડાતડ આદિતરામના શિરપર મારવા લાગી.

"અરે ! અરે ! આ શું " સવારના પહોરમાં પતિ દેવની ઝાડુથી પુજા કરવી એ શું તારા જેવી હિંદુ રમણીને ઠીક લાગે છે?"

"જો મારા કાકાએ મોકલેલી મિઠાઇના નાણાં કરવાનું તમોને વ્યાજબી લાગતું હોય તો આમ થવું એ પણ વ્યાજબી છે" લલિતા ફરીને પણ આદિતરામને મારવા લાગી. આ રીતે સ્ત્રીનો માર ખાવો ન્યાય સંગત ન સમજી આદિતરામે ત્યાંથી બહાર નાશી જવાનો નિશ્ચય કીધો.

આદિતરામ ગયો, લલિતા દરવાજો બંધ કરી આવી. તેણીનો ચહેરો ક્રોધથી અને પતિને ઝાડુ પ્રહાર કરવામા પડેલા શ્રમથી લાલ-ચોળ બની ગયો હતો લલિતા સૌંદર્યવતી હતી; તેના વૃદ્ધ પિતાએ ધનના લોભમા પડી આ કૃપણ વૃદ્ધના હાથમા પોતાની કન્યાને અર્પણ કરી હતી, આદિતરામની ઉમર સાઠ વર્ષની અને લલિતા માત્ર અઢાર વર્ષની હતી; બન્નેની ઉમરમાં આકાશ પાતાળનું અંતર હતું, લલિતાનો સ્વભાવ પહેલાં આવો ક્રુર નહોતો. તેણી એક વર્ષ સુધીતો આદિતરામના આદેશાનુસાર ચાલી હતી અને તેણીનો પતિની આજ્ઞાનુવર્તીની બની રહેવાનો દ્રઢ સંકલ્પ હતો પરંતુ આદિતરામનો દુર વ્યવહાર સહન કરવાનું ક્રમશઃ એ કોમળાંગિને અસહ્ય થઇ પડયું. આદિતરામ તેને પુરૂં અનાજ પણ ખાવા દેતો નહિ. ભોજન કરતી વખતે પણ તેણીને ઓછુ ખાવાની ધમકી આપતો, એટલુજ નહી પરંતુ એ કંજુસ એકાદશી, સોમ પ્રદોશ આદિ મહિનામાં વ્રત નિમીતે એચાર ઉપવાસ પણ કરાવતો. કપડાં લતા તેમજ માથામાં તેલ વગેરે વસ્તુઓથી પણ તેણીને તંગ કરતો. કદાચ લલિતા તેની આજ્ઞા વિરૂધ્ધ કાંઇ ખર્ચ કરતી તો તે તેણીને તાડન કરતો, નિરંતર આ પ્રકારના ચાલુ વ્યવહારથી સ્વામી અને સ્ત્રીની વચ્ચે હમેશા કલહ થયા કરતો. પરિણામ એ આવ્યું કે આદિતરામની સ્વરૂપવતી ભાર્યાએ પતિના માર થી કંટાળી હવે તેણીએજ સ્વામીનો સજાદ્વારા સત્કાર કરવાનો નિશ્ચય

કર્યો. આદિતરામ ગમે તેવો ક્રુર છતા તેને સ્ત્રીનો માર સહન કરવો પડતો હતો. કારણ કે એક તો પોતે વૃદ્ધ, વળી સ્ત્રીને વશ કરવામાં જોઇએ તેટલી શકિતનો અભાવ; અને તે ઉપરાત મિત્રોદ્વારા વારંવાર થતો પ્રહાર, આ સર્વ કારણોથી સ્ત્રીનું આ નિંદ્ય વર્તન પણ મુંગે મોઢે સહન કર્યે જતો હતો આટલું છતાં પાડોશના લોકો તેને કહેતાં કે આદિતરામ વૃધ્ધ થયા, હવે સ્ત્રીના પર અંકુશ રાખવો, ખર્ચના સબંધમાં તેણીને તંગ કરવી, એ જાણી જોઇને આપતિને બોલાવવા જેવુ છે. તમે જાણો છો કે તમારી સૌંદર્યવતી સ્ત્રીના પર ઘણા નવ જવાનોની નજર છે. ઘણા રસિકો, તમારા જો વૃધ્ધના ગળામાંથી એ મુકતામાળા ખેંચી લેવાની કોશીષો કરી રહ્યા છે. જો તમારા ચાલુ કંકામથી કંટાળી તમારી સ્ત્રી એકવાર પણ બહાર નીકળી અને એ રસીકોની નજરે પડી તો સમજી લો કે તમારૂં શ્રેય નથી. સ્નેહીઓના એ ઉપદેશ વાકયોએ આદિતરામના શરીરના દરેક પરમાણુંઓમા પ્રવેશ કર્યો હતો, આ પછી તે પોતાની પ્રાણપ્રિયાને મારવું તો શું પરંતુ ગાળો સુધ્ધા દેવાની હિમત કરતો નહિ. આટલું છતાં આદિતરામની વિજાતિય હદય હીનતાને કારણ લલિતાની શ્રદ્ધા ભકિત તેના પરથી એકદમ ઓછી થઇ ગઇ હતી.

સ્ત્રીનો મારખાઇ આદિતરામ ગયો તો ખરો પરંતુ થોડીજ વારમાં તે પાછો આવ્યો, અને દ્વાર ખખડાવતો બોલ્યો "અલી કમાડ ખોલ. મારે ઉઘરાણીમાં જવું છે જો રસોઇ તૈયાર હોય તો જમતો જાઉં."

"રસોઇ અત્યારમાં તે કયાંથી થશે ? હું કાંઇ તમારી દાસી નથી કે આખો દિવસ ઘરનું વેતરૂં કર્યા કરીશ." લલિતાએ અંદરથીજ જવાબ આપ્યો

'હરિ, હરિ, આતું શું બોલેછે ? અરે ! ગાંડી તુ દાસી નહિ પણ રાજરાણી છે, હુ તારો નોકર છું કૃપા કરી કમાડ ખોલ; મારી ભુલ થઇ." આદિતરામે નમૃતા બતાવવા માંડી પરંતુ લલિતાએ કશો પ્રત્યુતર આપ્યો નહિ. આથી નિરાશ, હતાશ, બનેલો આદિતરામ નિશ્વાસ નાંખતો બોલ્યો "ખેર જો ભોજન તૈયાર નહોય તો હું પછી આવીશ, પણ કમાડતો ઉઘાડ, મારે મારી શાલ લેવી છે થંડીમાં બહાર નીકળી શકાય તેમ નથી.',

"શાલ હું લાવી આપું છું પણ કમાડ નહિ ખોલું. બેચાર વખત તમોને આવી નશીયત નહિ મળે ત્યાં સુધી તમે ઠેકાણે નહિ આવો." એમ કહેતી તેણી દ્વાર છોડી અંદર ચાલી ગઇ અને શાલ લાવી દિવાલની ઉપરથી બહાર ફેંકી આદિતરામે તે લીધી અને બાલ્યો "ખેર જો તારી એવાજ ઇચ્છા છે, મને પજવવાનીજ તારી મરજી છે, તો હું જાઉં છું. પરંતુ સાવધાન રહેજે હુ કદાચ રાત્રે મોડો આવીશ અથવા વખતે રાત્રિ ત્યાં વીતાડીશ."

"અરે જાઓનો તમોને પાછા આવવાનુ કોણ કહે છે? તમે આવો કે ન આવો મારેતો બન્ને સરખુછે. તમારૂ ન આવવુંજ મારા માટે સારૂં છે, પ્રભુ કરે અને તમો જ્યા જાઓ છો ત્યાથી પાછા ન ફરો." લલિતા ગુસ્સામા એ શબ્દો બોલતી અદર ચાલી ગઇ. આદિતરામ પણ ત્યાં નહિ થોભતા આગળ ચાલ્યો પરંતુ કેટલેક દુર ઉભેલો એક સન્યાસી આ પ્રકાર જોઇ ઘણોજ નારાજ થયો. દુર ઉભા રહી તેણે લલિતા અને આદિતરામ વચ્ચે ચાલેલો વાદ વિવાદ સાંભળ્યો હતો આદિતરામના જવા પછી તે સન્યાસી આદિ-તરામના મકાન પાસે આવ્યો અને દરવાજો ખખડાવ્યો. લલિતાએ દ્વારની સંધિમાંથી જોયુ તો એક સન્યાસી બહાર ઉભેલો જણાયો.

એ સન્યાસીને તેણીએ અનેકવાર જોયો હતો એટલુંજ નહિ પરંતુ તેની અમૃત વાણી પણ સાભળી હતી. એ સન્યાસીએ લલિતાને પતિ પરાયણા થવાનો અનેકવાર ઉપદેશ આપ્યો હતો પરંતુ યદ્યાપિ એ ઉપદેશની કાંઇપણ અસર થયેલી હોય એમ જણાતું નહોતું. આજના એ પતિપત્નિ વચ્ચે ચાલેલા વ્યવહારથી સન્યાસીનું હૃદય અત્યંત દગ્ધ થયેલું હતું, અને એથીજ તે લલિતાને કાંઇક ઉપદેશ આપવાના ઉદ્દેશથી અહીં આવેલો હતો. પરિચિત સન્યાસીને દ્વારપર ઉભેલો જોઇ લલિતાએ દ્વાર ખોલી તેને આદરસહ અંદર પ્રવેશ કરાવ્યો અને એક આસન પર બેસાડી ભકિત પુર્વક તે ભવ્ય પુરૂષની સામે હાથ જોડી ઉભી રહી.

કેટલીકવારે તેણીએ રડતા રડતાં આજે બનેલા બનાવની બીના સન્યાસીને સંભળાવવા માંડી "પ્રભુ, હવે હું શું કરૂં ? નીચના સસર્ગથી હું પણ નિતાત ઘૃણિત બનતી જાઉં છું. હું સમજુ છું કે પતિના કરતાં મારો અપરાધ વિશેષ છે પણ શું કરૂં પ્રભુ, તેનું વર્તન મારાથી સહન થતું નથી. તેને વિના અપરાધ તાડન કરવાથી પણ મને સંતોષ થતો નથી. તેનું મોઢું જોતાંજ મારા આખા બદનમાં આગ વરસે છે, તે નજીવી રકમ માટે ગરીબો પાસેથી પાણી પીવાનો લોટો સુદ્ધાં પણ ખુંચવી લે છે; એક પૈસાને માટે લાખોવાર જુઠું બોલે છે, એટલુંજ નહિ પરંતુ આપતિથી ઘેરાએલા મનુષ્યનું સત્યાનાશ વાળવામા પણ એ પાછુંવાળી જોતો નથી. પ્રભુ, જ્યારે હું આ સર્વ વાતોનો ખ્યાલ કરૂંછું ત્યારે હું તેને બિલાડી અને કુતરાથી પણ અધમ સમજું છું. તેના સંસર્ગથી મારો સ્વભાવ પણ નિતાન્ત મન્દ બની ગયો છે. હવે હું શુ કરૂં ? કહો, કહો પ્રભુ, આવી સ્થીતિમાં મારૂં શું કર્તવ્ય છે ?" લલિતાએ આંખમાં આંસુ લાવી સન્યાસીને પ્રાર્થના કરતાં કહ્યું.

"લલિતા, હું ધારતો હતો કે મારા ઉપદેશની તને કાંઇક અસર થઇ છે પરંતુ નહિ તેં મારા ઉપદેશનો દુરૂપયોગ કર્યો છે. એથી આજે હું તને તારા કર્તવ્યનો માર્ગ દેખાડવાજ અહીં આવ્યો છુ. બેસ લલિતા, જરા સ્વસ્થ થઇ મારા બે શબ્દો સાભળી લે. આજના મારા ઉપદેશની જો તને કાંઇ અસર નહિ થાય તો હુ સમજીશ કે તુ સ્ત્રીજ નથી."

લલિતા કિંકર્તવ્ય વિમુઢ સ્થીતિએ નીચે બેઠી. તેણીના બેસવા પછી સન્યાસીએ શું ઉપદેશ આપ્યો એ અમારા સાભળવામા આવ્યો નથી પરંતુ એ ઉપદેશનું પરિણામ આપણે આગળ જતાં જોઇ શકશું હાલતો પ્રિય પાઠક; ચાલો આપણે આદિતરામની પાછળ જઇએ અને તે કયા જાય છે તે જરા તપાસીએ.

---

# પ્રકરણ ૩૫ મું.

## -મહાત્માની હરિદાસને સહાય.-

હરિદાસનો પુત્ર રોગ શય્યા પર પડ્યો છે, માલક્ષ્મી ઘણાજ યત્નથી રોગીની સુશ્રુષા કરી રહી છે તેણીના યત્નોમા કાંઇપણ પ્રકારની ત્રુટી નથી તોપણ રોગીની દશા પ્રતિદીન બગડતી જાય છે. એક દિવસે વૈદ્યરાજે રોગીની પરિક્ષા કરી કહ્યું; "આજનો દિવસ ઘણો ખરાબ છે. આવી અવસ્થામા ભાગ્યેજ રોગી બચી શકે છે" વૈદ્યરાજના આ શબ્દો સાભળી ઘરમા રડારોડ થઇ રહી. હરિદાસની સ્ત્રી જમીન પર પછાડા મારતી રડી રહી હતી; પાડોશાં પણ હાહાકાર મચી રહ્યો હતો, હરિદાસ આંખમાં આંસુ વરસાવતો ઉંચે દ્રષ્ટિ કરી પ્રભુ પ્રાર્થના કરી રહ્યો હતો.

જે વખતે અહીં આવુ હૃદય દ્રશ્ય વિદ્દારક દ્રષ્ટિગોચર થતું હતું તે વખતે આદિતરામે ત્યાં પ્રવેશ કર્યો, આ વખતે આદિતરામ એકલો નહોતો તેની સાથે અદાલતના બે બેલીફો પણ હતા. બેલીફે આવતાની સાથેજ હરિદાસને કહ્યું. "આ મકાન આજે તમારે આદિતરામને સ્વાધિન કરવુ પડશે"

હરિદાસના હૃદય પર બેલીફના એ શબ્દોએ વજ્રઘાતથી પણ વિશેષ આઘાત કીધો. તે ચિત્ર લિખિત પુતળાની માફક એકી દ્રષ્ટિએ બેલીફના તરફ જોઇ રહ્યો. ક્રમશ: એક એક કરી અનેક મનુષ્યો ત્યા એકઠા થઇ ગયાં. આ વખતે અત્યંત કરૂણ ભાવથી રડતા રડતા હરિદાસે બેલીફને ઉદ્દેશીને કહ્યુ "મહાશય, અત્યારે હું મહાન આપતિમા છું. મારો એકનો એક પુત્ર બિમાર છે, તેની તબીયત અત્યારે ઘણીજ ખરાબ છે, એવી હાલતમાં હું કયાં જઇશ? કૃપાકરી મને થોડો સમય આપો"

"ભાઇ. તમોને સમય આપવાનું અમારી સતામા નથી. તમારી સ્થીતિ ગમે તેવી હોય તેની સાથે અમારે કાઇ સબંધ નથી." બેલીફે જવાબ આપ્યો.

"દયા કરો, ભાઇ દયા કરો. મારા પરની આફતનો કાંઇક ખ્યાલ કરો. મારૂં આ શહેરમા કોઇ સબંધી નથી, રહેવાને સ્થાન કે ખાવાને અન્ન નથી. આવી સ્થીતિમા હું કયા જઇશ ?" હરિદાસે કાલાવાલા કરવા માંડયા.

"હું લાચાર છું. તમારી અનુકંપા ઉપજાવે તેવી સ્થીતિ જોઇ મારૂં હૃદય દ્રવિત થઇ જાય છે પરંતુ હું લાચાર છું. આ આદિતરામ શેઠે તમારૂં મકાન ખરીદ્યું છે. જો તે તમારા પર દયા કરે,

તમારા મકાનપર ટાંચ લગાવવાની મના કરે, તોજ અમારાથી તેમ બની શકે તેમ છે. અન્યથા નહિ." એલીફે જવાબ આપ્યો.

આદિતરામે બેદરકારીથી એલીફની સામે જોયું અને હુકમને અમલ કરવાને સંકેત કર્યો. એલીફ આગળ વધ્યો પરતુ હરિદાસ તેના પગ પકડી રડતાં રડતાં બોલ્યો "ભાઇ દયા કરો; મારો પુત્ર બિમાર છે તેટલો સમય મને અહીં રહેવા દો. તેના મરવા પછી મારી પણ સમાપ્તિ થઇ જશે, મારૂં સર્વસ્વ નાશી જશે, પછી મારે આ મકાનની કે બીજી કોઇ પણ વસ્તુઓની શી જરૂર છે. ફકત બેજ દિવસ મને અહીં રહેવા દો. જો હું જુઠું બોલતો હોઉં તો આ વૈદ્ય-રાજને પુછો કે મારા પુત્રની હાલત અત્યારે કેવી છે ?"

વૈદ્યરાજે એલીફને રોગીની નિતાન્ત; સંકટાપન્ન અવસ્થા સારી રીતે સમજાવી અને એવી ભયંકર અવસ્થામાં રોગીને સ્થાનાન્તરિ કરવાથી તત્કાળ તેનું મત્યુ થવા સંભવછે એમ પણ જણાવ્યુ. એલી-ફનું હ્રદય દ્રવિત થયુ પરતુ આદિતરામનું કઠોર હ્રદય આવી કરૂણ સ્થિતી નિહાળ્યા છતાં પણ ન પીગળ્યુ. તે એલીફને ઉદ્દેશીને બોલ્યો 'તમે તમારૂં કામ કરો, એ લોકોની વાતો સાથે તમારે કાંઇ સબંધ નથી."

લાચાર બિચારો એલીફ પોતાની ફરજ બજાવવા તૈયાર થયો. વૈદ્યરાજે તેને અટકાવ્યો પરંતુ તે ખરતે આસુએ માત્ર એટલુંજ બોલ્યો કે "આમાં મારો કાંઇપણ દોષ નથી, તમારે જે કાંઇ કહેવું હોય તે આદિતરામ શેઠને કહો,"

"આદિતરામ; તમે પ્રવીણ અને વિવેકી વ્યકિત છો, તેમજ તમારી ઇશ્વરમાં અટલ ભકિત છે. આવા અસમયમા જો તમે દયા નહિ કરો તો બીજું કોણ કરશે ?" વૈદ્યરાજે આદિતરામને કાલાવાલા કરવા માંડયા.

"બસ દુર થાઓ. બેલીફ્ સાહેબ; એ લોકોની વાતો તો સવા-રથી સાંજ સુધી ચાલ્યા કરશે તમે તમારૂં કામ કરો" આદિતરામ વૈદ્યરાજના બોલોપર ધ્યાન નહિ આપતાં બેપરવાઇથી બેલીફને કામ પુરૂં કરવાની આજ્ઞા આપતાં બોલ્યો.

સર્વનાશને સામે ખડો થયેલો જોઇ સમસ્ત ઉપસ્થિત મનુષ્યો નીચું મોઢું કરી અશ્રુ વરસાવવાં લાગ્યાં. બેલીફ્ હરિદાસના દ્વારસુધી પહોચી ગયો; વૈદ્યરાજ રોગીને સંભાળ પુર્વક કોઇ પાડોશીના મકા-નમા લઇ જવાની ગોઠવણમાં ગુથાયા. ચારે તરફ ભીષણ ક્રન્દન ધ્વનિ સભળાવા લાગી, બસ એજ સમયે બાજુ વાળા મકાનની બગલ-માથી ભદ્રવંશ ધારી વૃધ્ધ પુરૂષ એ સ્થાન પર આવી પહોચ્યો. વૃધ્ધ નીસફેદ દાઢી છાતી સુધી લટકતી હતી, શિરપર શ્વેત કેશરાશી હતી અને વર્ણ ગૌર હતો. તે દુર્બળ કે કમજોર નહોતો પણ યુવાનોની માફક તેનું શરીર સમુન્નત, દંતપંકિત શોભામય, નયન જ્યોતિષ્માન અને અંગ પ્રત્યગ સગઠિત હતું.

એ અપરિચિત વૃધ્ધને જોઇ સર્વ મનુષ્યો એકદમ વિસ્મીત થઇ ગયા. વૃદ્ધ એ ભીડની વચ્ચે આવી આદેશ વ્યંજક અને પ્રભુતા પુર્ણ સ્વરથી બોલ્યો "ખબરદાર, હરિદાસના મકાનમાં કોણ પ્રવેશ કરે છે ? પાછા વળો, નહિતો પરિણામ ખરાબ આવશે."

સિપાઇઓ અથવા બેલીફથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. તેઓ આગળ વધતા અટકી ગયા અને ભયભિત દ્રષ્ટિએ કેટલીક વારે એ વૃદ્ધની સામે જોઇ રહ્યા બેલીફ્ પણ સિપાઇઓને આગળ જવાનો હુકમ આપી ન શકયો. કેટલીકવારેબેલીફ્ હિંમત એકઠી કરી બોલ્યો ? મહાશય, તમે કોણ છો ? સરકારી કામને શા માટે અટ-કાવો છો ? "

"સરકારી કામ, અરે ઓ સરકારી કામના નામપર કલંક લગાડનાર કુળાગારો, તમોને પોતાની ફરજનું સહજ પણ જ્ઞાન છે ખરૂં કે ? તમે જ્ઞાન શુન્ય છે, સરકારી કામને અહીં બદનામ કરવા આવ્યા છો. શું એક અસાધ્ય રોગીની છેલ્લી સ્થીતિમા પણ તેના આપ્ત જનોપર આ રીતે અત્યાચાર કરવો એ તમારો ધર્મ છે કે ? અરે ઓ નિષ્ઠુર હૃદયના રાક્ષસ; એક નિર્દોષ બાળકને છેલ્લો શ્વાસ ખેંચતો જોઇ આ પાડોશીઓના હૃદય પણ પીગળી ગયા છે ત્યારે ઓ અધમ, તું પેલા નરપિશાચ મોહનલાલની આજ્ઞાથી અત્યારે આ આપત્તિથી ઘેરાએલા કુટુંબ પર દુઃખનો વરસાદ વરસાવી રહ્યો છે ધિકાર છે ! તમારા જેવા ખુશામદી નોકરોને. તમારા જેવા નીચ કર્મચારીઓના અત્યાચારથીજ મહારાજા સુરેંદ્રસિંહ ઉપર પ્રજાની અશ્રધા ઉત્પન્ન થતી જાય છે. મહારાજાની ગેરહાજરીમા તમો પોતાને અનુકુળ કાયદાઓ ઘડી તેની મદદથી મહારાજા સુરેંદ્રસિંહના ન્યાયી રાજ્યમા આ રીતે સંકટમાં સપડાએલી પ્રજાપર અત્યાચાર કરી તેમના પવિત્ર નામને, ઉજ્વળ કીર્તીને, કલંકિત કરો છો. જાઓ, અહીંથી એકદમ ચાલ્યા જાઓ, સરકારી કામ પુરૂં કરવું હોયતો કોઇ યોગ્ય સમયે આવજો" વૃધ્ધે આવેશ પુર્ણ શબ્દોમા બેલીફને ધમકાવતા કહ્યું.

"માફ કરો. અમારી એમા સહજ પણ કસુર નથી આદિતરામની સાથે અમો અવેલા હોઇ તેમની ઇચ્છાને આધિન અમારે થવું પડ્યું છે." બેલીફ નરમ થતો બોલ્યો.

"કેમરે આદિતરામ; બે દિવસ શાંત રહેવાથી તારા કૃષ્ણ નામમા કલંક લાગી જાય છે કે ? જા, ભાગ, પાખંડી આજ આ મકાન પર તારૂં કાંઇ નહિ ચાલી શકે, જેણે તને હરિદાસ વિરૂદ્ધ ઉશ્કેર્યો છે તે શયતાન મોહનલાલની પણ તાકાદ નથી કે આજે હરિ-



ઋષ્વે પોતાના ખીસામાથી એક નોટનું બંડલ બહાર કાઢી તે આહિતરામની સામે ધર્યું અને બીજા હાથમાં રસીદ પકડી તે બોલ્યો: "ઠીક છે, લ્યો આ તમારા રૂપીઆ અને આ રસીદ પર તેની પહોચ લખી આપો."

પૃષ્ઠ ૩૪૧.

દાસના મકાનનો કબજો લઇ શકે સમજ્યો ?" એલીફના બોલો સાંભળી તે વૃદ્ધ આદિતરામ તરફ ડોળા ધુરકાવતો બોલ્યો

વૃદ્ધના વાકયોનુ તેજ અને નિર્ભીકતા ઇત્યાદિની મનમાંજ આલોચના કરતો આદિતરામ ભયભિત થયો. પરંતુ ડરવાથી સાંસારિક કામો ચાલી શકતા નથી એ સુનીતિનું સ્મરણ કરી તે બોલ્યો "આપ ગમે તે હો પરંતુ આપની વાતો બિલકુલ અન્યાય પુર્ણ છે. મેં કેસમાં રૂપિઆ ખરાબ કર્યા, હરિદાસે પૈસા ન આપ્યા અને મકાનનું કોઇ ગ્રાહક ન થયું ત્યારે તેને કરજમાંથી મુકત કરવા મોટી રકમ જતી કરી મેં ખરીદ્યું એ પણ મારા હાથથી જતું કરૂ એ આપ શું કહો છો ? "

" જતા કરવાની વાતજ નથી. તમોને રૂપિઆથી મતલબ છે બોલો કેટલા રૂપિઆમાં તમે મકાન ખરીદ્યું છે ? હરિદાસ પાસે તમારા કેટલા રૂપિઆ લેણા છે ? "

" મેં ચોવીસો રૂપિઆમાં મકાન ખરીદ્યું છે, અને કેસ વગેરેમાં ખર્ચ કરતાં હરિદાસ પાસે મારા કુલ રૂપિઆ સાડા ચાર હજાર લેણા નીકળે છે ." આદિતરામે કહ્યું.

" ઠીક છે, લ્યો આ તમારા રૂપિઆ અને આ રસીદ પર તેની પહોંચ લખી આપો." વૃધ્ધે પોતાના ખીસામાંથી એક નોટોનું બંડલ બહાર કાઢી ને આદિતરામની સામે ધર્યું અને બીજા હાથમાં રસીદ પકડી. વૈદ્યરાજને ઉદ્દેશીને બોલ્યો " વૈદ્યરાજ અંદરથી સાહી ખડીઓ લઇ આવો."

વૈદ્યરાજ અંદર ખડીઓ કલમ લેવા ગયો. ઉપસ્થિત મનુષ્યો આ અપરિચિત વૃદ્ધની ઉદારતા તેમજ વ્યવહાર જોઇ અવાક બની ગયાં. "

' પણ.....:..પણ........મેં કાંઇ વેહેંચવા માટે મકાન ખરીદ્યું નથી." કેટલીક વારે આદિતરામ થથરતે અવાજે બોલ્યો.

"આદિતરામ, જો તમને બો બસો વધારે જોઇતા હોય તો તે આપવાને હું તૈયાર છું પરંતુ મકાન તો હરિદાસના હવાલામાંજ રહેશે. કારણ કે એ ઉદારચિત હરિદાસે તમારી પાસેથી પોતાના મકાન પર ઉપાડેલા પૈસા શાંતિપુરના દીનદુખીઓની સહાયતા કર-કરવામા અને પ્લેગ જેવા મહા ભયંકર દરદોથી પીડીત જનોને બચાવવાના ઉપયોગમા લીધા છે. અને પરોપકારમા ખર્ચેલા પૈસા ભરપાઇ કરવાનો બોજો પ્રભુ પર રહેલો છે એટલે એ હરિદાસને ખાતર નહિતો પ્રભુને ખાતર પણ એ મકાન તમારે હરિદાસને પૈસા લઇને પાછું સોંપવુજ જોઇએ. અને એ પૈસાની પહોચ આ રસીદપર આપવીજ જોઇએ." વૃધ્ધે પોતાના નિશ્ચયને વળગી રહેતા કહ્યું.

રૂપિઆની વધારે લાલચ મળવાથી આદિતરામના મોઢામા પાણી આવી ગયું અને તેણે ધાર્યું કે થોડો આડમ્બર દેખાડવાથી વખતે કંઇક વિશેષ પૈસા મળે એમ ધારી ને બોલ્યો "નહિ મહાશય, હું આ મકાન હરિદાસને સોંપી શકીશ નહિ મને પૈસા કરતાં મકાનની વધારે જરૂર છે."

આદિતરામના એ શબ્દો સાંભળી વૃદ્ધનું આખું શરીર ક્રોધથી કંપી ઉઠયુ, તેનો ચહેરો લાલ બની ગયો. આદિતરામ અને ત્યાં ઉભેલા સર્વ મનુષ્યો વૃધ્ધનું ઉગ્ર સ્વરૂપ જોઇ ભયભિત બની ગયાં કેટલીકવારે વૃધ્ધ ક્રોધ કંપિત સ્વરે બોલ્યો "શુ કહ્યુ, તુ આ મકાન કોઇ પણ રીતે હરિદાસને સોંપવા નથી માગતો ! અરે ઓ નીચ. તું તો શું પરંતુ તારો સ્નેહી મોહનલાલ કે સુરસિંહ સુધ્ધાની પણ તાકાદ નથી કે આ મકાનનો કબજો હરિદાસના હાથમાથી ઝુંટાવી શકે.

દશ હજારની કીંમતની જગ્યા તું સાડાચાર હજારમાં પચાવી જવા માગે છે કેમ ? સુરસિંહ અને મોહનલાલના ભયથી ભલે કોઇ હરિદાસની જગ્યા પર તારા કરતાં વિશેષ રકમ આપવાની હિમત ન કરતું હોય પરંતુ હુ એવી નજીવી રકમમાં એ મકાન તારા હાથમા કોઇપણ કાળે સોપનાર નથી. બોલ; તું પૈસા લઇ રસીદપર સહી કરે છે કે નહિ ? જો આદિતરામ; તું નહિ સમજે તો બળાત્કારે પણ હું આજે આ મકાન તારે હાથેજ હરિદાસને સોંપાવીશ અને આ રસીદ પર પણ સહી કરાવીશ, બોલ; કેમ ચુપ રહ્યો ? હુ તારા મોહનલાલ કે સુરસિહથી બિલકુલ ડરતો નથી જલદી બોલ નહિતો.."

વૃદ્ધની ગમે તેવી ધમકી છતાં આદિતરામ પોતાની જગ્યા પરથી એક તસુપણ હઠયો નહિ. આથી વૃધ્ધનો ક્રોધ છેક પરાકાષ્ટાએ પહોચ્યો. તેણે તરતજ ત્યા ઉભેલા સિપાઇઓના હાથમાથી ચાબુક ખુંચવી લીધો અને તે વડે આદિતરામના અંગપર પ્રહાર કરતો બોલ્યો "પાપી દુષ્ટ, તારા જેવા પાખંડીને મારવોજ ઉચિત છે આજે હું તને જીવતો નહિ છોડું."

જોરથી થતા પ્રહારના પરિણામે આદિતરામ કાંપતો કાપતો જમીન પર પડી ગયો. વૃધ્ધ તેની છાતી પર પગ રાખી બોલ્યો "બોલ શું કહે છે ? બેલીફની સામે શા માટે જુએ છે ? પાપી એ બેલીફની પણ તાકાદ નથી કે તને આજ મારા હાથથી છોડાવી શકે, બોલ સહી કરે છે કે નહિ ? નહિતો હમણાંજ તારો વધ કરૂં છુ" એમ કહેતાંજ વૃધ્ધે આદિતરામની છાતી પર મુકેલો પગ ખુબ જોરથી દબાવ્યો. આદિતરામ "બાપરે મરી ગયો મને માફ કરો." આદિ પ્રાર્થના કરવા લાગ્યો.

"નહિ, જ્યાં સુધી આ પેસા લઇ ગરીબ પર સહી કરવાનું કબુલ નકરે ત્યાં સુધી હું તને છોડનાર નથી"

કૃપા કરી મને છોડી દો તમે જેમ કહો તેમ કરવાને હુ તૈયાર છુ આદિતરામે ગળગળિત સ્વરે કહ્યું,

વૃધ્ધે પોતાનો પગ આદિતરામની છાતી પરથી ઉપાડી લીધો. બેલીફ અને સિપાઇઓ જે અત્યાર સુધી અવાક બની આ દ્રશ્ય નિહાળી રહ્યા હતા તે ધીમે અવાજે વૃધ્ધને ઉદ્દેશીને બોલ્યા "મહોદય જો આજ્ઞા હોયતો હવે અમે અહીંથી જઇએ."

વૃધ્ધે સંમતિ સુચક શીર હલાવ્યું. બેલીફ અને પોલીસો ચાલ્યા ગયા તેના જવા પછી આદિતરામ કેટલીકવારે સ્વસ્થ થયો અને બોલ્યો "મહાશય, જો આપ મને ચારસો રૂપીઆ મારી નીકળતી રકમ સાથે ઉમેરી આપો તો હુ તમારા કહેવા મુજબ કાર્ય કરવાને તૈયાર છુ. હું ગરીબ છું, મારા પર એટલી દયા તો તમારે કરવીજ પડશે."

"આદિતરામ જો કે તેં બે હજારને બદલે સાડા ચાર હજાર જેટલી રકમ કરવામાં મોટો અન્યાય કર્યો છે, તોપણ એ તરફ ખ્યાલ ન કરતાં હું તને તારી મરજી મુજબ પૈસા આપવાને તૈયાર છુ." એમ કહી વૃધ્ધ વૈદ્યરાજ તરફ ફરીને બોલ્યો "વૈદ્યરાજ આ રૂપિઆ, અને રસીદ લો આદિતરામને તેના કરજ ઉપરાંત ચારસો વધારે આપી તેની રસીદ પર સહી લઇ લ્યો અને ઉપસ્થિત ગ્રહસ્થો પૈકી ત્રણ પ્રતિષ્ટીત મનુષ્યોની સાક્ષી લો. આ રૂપીઆમાંથી જો કાંઇ બચે તો હરીદાસને ખર્ચ માટે આપજો અને લ્યો આ તમોએ હરિદાસના નિરાધાર બાળકની ચીકિત્સા કરી છે તેના બદલ તમારી ફી ઔષધિ વગેરેના ખર્ચના સો રૂપીઆ તમે રાખો." એમ કહી એક સો રૂપીઆની નોટ તેણે વૈદ્યરાજના ખીસામા સેરવી દીધી અને પછી પુછ્યું "હાં, વૈદ્યરાજ આજે રોગીની સ્થીતી કેવી છે?"

"મહાશય આજે રોગીની સ્થીતી ઘણીજ ખરાબ છે." વૈદ્યરાજે કહ્યું.

વૈદ્યરાજની વાત સાંભળી વૃધ્ધે હરીદાસના સામે જોયું. હરિદાસ કૃતજ્ઞ ભાવથી વૃધ્ધની સામે જોઇ રહ્યો હતો. તેની આંખમાં આસુ હતા. તેને આશ્વાસન આપતાં વૃધ્ધ બોલ્યો "હરીદાસ ગભરાવાનુ કાંઇ કારણ નથી. દવા સાથે શ્રીકૃષ્ણચંદ્રનું ચરણામૃત આપતા રહેજો ઇશ્વર કૃપાથી તમારા પુત્રને થોડાજ સમયમાં આરામ થઇ જશે."

"પ્રભુ, જ્યારે આપે દર્શન આપી દાસને કૃતાર્થ કીધો છે, આપત્તિમાંથી બચાવ્યો છે, ત્યારે મને વિશ્વાસ છે કે હવે મારો પુત્ર પણ બચી જશે પરંતુ હેવ અમો દુ:ખીની દાદ સાભળનાર આપ કોણ છો ? મને લાગે છે કે મેં આ પુર્વે આપને કોઇ સ્થળે જોયા છે પરંતુ સ્મૃતિમા આવતુ નથી"

'હશે હરીદાસ; મારો પરિચય પ્રસંગ આવતાં પોતાની મેળે થઇ જશે. હાલતો તમે અંદર જાઓ અને શ્રીકૃષ્ણચંદ્રનું ચરણાંમૃત તમારા પુત્રને પાઓ અને વૈદ્યરાજ તમે બેચાર પ્રતિષ્ઠિત ગ્રહસ્થો સાથે આ પાખંડીના કરજની પુર્ણાહુતી કરો.' વૃધ્ધે હરીદાસના પ્રશ્નનો જવાબ આપતાં અને વૈદ્યરાજને આજ્ઞા કરતાં કહ્યું.

હરિદાસ વૃધ્ધની આજ્ઞા પાલન કરવા અંદર ગયો અને વૈદ્યરાજ પોતાના કામે વળગ્યા. કેટલીકવારે હરિદાસે બહાર આવી જોયું તો તેજસ્વી વૃધ્ધ ત્યા નહોતો તે ક્યાય ચાલ્યો ગયો હતો. વૈદ્યરાજ આદિતરામનું દેવું પતાવવાની પંચાતમાં પડેલા હતા. હરિદાસે ઘણી તપાસ કરી પણ વૃધ્ધનો પતો લાગ્યો નહિ.

એ કોણ હશે, એ વગેરે વિચારોનો ખુલાસો હરિદાસને વૈદ્યરાજ પાસેથી પણ મળી શક્યો નહી. આથી નિરાશ થયેલા હરિદાસે એ મહાનુભાવની આજ્ઞાનુસાર નિરંતર પુત્રને શ્રીકૃષ્ણચંદ્રના ચરણામૃતનુ પાન અને સેવન કરાવવા માડયું. ધીમે ધીમે બાળકની તબીયત સુધરવા લાગી. જ્યારે દવાની કાંઇ જરૂર નથી એમ વૈદ્યરાજને જણાયુ ત્યારે એક દિવસે વૈદ્યરાજે હરિદાસને કહ્યુ "હરિદાસ, હવે મારે અહીં આવવાની કાંઈ જરૂર નથી શ્રીકૃષ્ણના ચરણામૃતથી તમારો બાળક નિરોગી બની ગયો છે—"

"નહિ વૈદ્યરાજ મારો પુત્ર તમારીજ કૃપાથી બચી ગયો છે. તમારા આ ૠણનો બદલો હુ મારી જીંદગી પર્યંત વાળી શકું તેમ નથી." હરિદાસે વૈદ્યરાજને બોલતા અટકાવી વચ્ચેજ કહ્યુ

"ભાઇ હરિદાસ; હું એક સાધારણ મનુષ્ય છું. મારામાં એવી શું શક્તિ છે કે તમારા પુત્રને આરામ કરી શકું આ સર્વ પ્રભુની માયા છે. તમેજ જુઓની કે જે વખતે એક એક ઘડી પ્રલયના જેવી વિતતી હતી, દવા અને પથ્યના અભાવથી તમારો પુત્ર મરવાની અણી પર હતો, ઘરમા અન્ન કે ધન કાંઇ નહોતું, તેવા સમયે મા લક્ષ્મીએ આવીને મદદ કરી. આદીતરામના અત્યાચારથી એ વૃધ્ધ દેવતાએ બચાવ્યા. એથી મને સમજાય છે કે પ્રભુની તમારા પર અપાર દયા છે. એ નિયંતાની દયા પાસે બિચારા મનુષ્યોના શકતી સામર્થ્ય કયા હિસાબમાં. હરિદાસ ખરૂ પુછો તો આ સર્વ તમારા સુકર્મનું ફળ છે. સારી સ્થીતિમાં તમોએ ગરીબોની સેવા કરી છે તેનુંજ પુણ્ય અત્યારે તેમોને આડું આવે છે."

"ખરૂં છે વૈદ્યરાજ, એ વૃધ્ધ દેવતાએ તો મારા પર ઘણોજ ઉપકાર કર્યો છે. અરે મારા પુત્રને મરતો એણેજ બચાવ્યો છે. જો

આદિતરામના અત્યાચારથી એ વખતે તેઓએ મને છોડાવ્યો નહોત તો હું જરૂર આપઘાત કરી, મારા જીવનનો અંત લાવત અને પછી મારા પુત્રની શુ દશા થાત એતો આપ સમજી શકો તેમ છે. ખરે-ખર એ મનુષ્ય નહી પરંતુ દેવતાજ હતા. જો એકવાર ફરીને તેમનાં દર્શન થાય તો હું મને ભાગ્યશાળી સમજું. શું વૈદ્યરાજ એ દેવતાના રહેઠાણુની તમોને કાંઇ ખબર છે ?"

" નહિ, હું પણ એ મહાત્માના આશ્રમને જાણતો નથી."

" હાય, ત્યારે હવે હું એ મહાત્માને કયાં શોધીશ—?"

"ગભરાઓ નહી, હુજ એ મહાત્માનો તમોને પતો આપીશ." હરિદાસનુ બોલવું પુરૂં થાય તે પહેલાં એક બાજુથી એક ભુવન મોહીનિ સુદરીએ પ્રવેશ કરતા કહ્યું.

હરિદાસ અને વૈદ્યરાજે જે તરફથી એ અવાજ આવ્યો તે તરફ જોયું તો તેઓની સામે મા લક્ષ્મીને ઉભેલાં જોયાં "કેમ હરિ-દાસ; તમે એ મહાત્માના દર્શનની અભિલાષા રાખો છો ?"

"હા દેવી, શું આપ એ દેવતાનો પતો મેળવી આપશો ?" હરિદાસે દેવીને દંડવત કર્યા અને કહ્યું.

"ઘણીજ ખુશીથી, પરંતુ હરિદાસ; એ દેવતા નહી પરંતુ આપણા જેવાજ સાધારણ મનુષ્ય છે " માલક્ષ્મીએ સહજ સ્મિત કરતાં કહ્યું.

માતા, તમારી દ્રષ્ટિમાં ભલે એ સાધારણ મનુષ્ય હોય પરંતુ અમારાં જેવાં ક્ષુલક પ્રાણીઓ માટે તો તમો અને એ મહાત્મા બન્ને દેવતાજ છો. દેવી, તેમના દર્શન કયાં થશે ?" હરિદાસે સંપુર્ણ ભાવ સહિત પ્રશ્ન કર્યો.

"અહીયાંજ, આવશ્યકતા પડતાં એ પોતેજ તમોને ઘેર બેઠાં દર્શન દેશે. તમો અમોને દેવતા કહેતા તો ભલે કહો પરંતુ હુ બરાબર સમજુ છુ કે હું તમારી માફક સાધારણ મનુષ્ય છુ. તમારાથી અધમ કે ઉત્કૃષ્ટતર જીવી કદાપિ નથી. શ્રીકૃષ્ણચંદ્રની કૃપાથી તમારા પુત્રને આરામ થયો એ જાણી મને ઘણો આનંદ થાય છે, હવે તેના પથ્ય આદિનો પ્રબંધ કરો અને તેને કેટલાક દિવસ નિયમ સંયમમા રાખો. આકાર્યમાં મારી સહાયતાની જરૂર હોય તો ખુશીથી કહો હુ તૈયાર છે." માલક્ષ્મીએ હરિદાસને પ્રત્યુતર આપતાં કહ્યું.

"માતા, હું તમારો વિના મુલ્યે ખરીદેલો ગુલામ છુ મારો ગોપાલ સદા તમારો દાસ બની રહેશે. દેવી, હવેતો આપ અહીઆંજ રહો. શુ આપ આ સેવકની એટલી વિનતિ નહિ સ્વીકારો ?" હરિદાસે આંખમા આંસુ લાવતા કહ્યુ.

"હરિદાસ, હું તમારી પુત્રી બરાબર છુ. પિતાને ત્યા પુત્રી રહે એમાં કાંઇ આશ્ચર્ય નથી પરંતુ મારૂં કાર્ય એક ઠેકાણે બેસી રહેવાથી સિધ્ધ થઇ શકે તેમ નથી એટલે લાચાર છુ. તોપણ હુ સમય મળતા જરૂર તમારે ત્યા આવતી રહીશ." માલક્ષ્મીએ હરિદાસને આશ્વાસન આપતાં કહ્યું

"દેવી, એ વૃધ્ધ મહાત્માએ જે દ્રવ્ય આપ્યું હતું તેમાંથી આદિતરામનું રૂણ ચુકાવતા અને દવાઓના દામ આપતા સો રૂપિઆ બચેલા છે જે વૈદ્યરાજે મને પાછા આપેલા છે તે આપ લઇ જાઓ અને એ વૃદ્ધ મહાત્મા આપને મળે ત્યારે તેમને આપી દેજો." હરિદાસે કહ્યું.

"નહિ, એ રૂપિઆ તેને પાછા આપવાની કાંઇ જરૂર નથી. તેમાંથી તમો ગોપાલને માટે ખાવા પીવાની વ્યવસ્થા કરવામાં ખર્ચ

કરજો, એને એ વૃદ્ધ મહાત્માએ પણ એમજ કહેવડાવ્યું છે." માલક્ષ્મીએ પ્રત્યુતર આપતા કહ્યું.

" પણ—"

"નહિ હરિદાસ એ માટે દુરાગ્રહ કરવાની કાંઇ જરૂર નથી એ પૈસા તમારે રાખવાજ પડશે." હરિદાસને બોલતો અટકાવી મા લક્ષ્મીએ વચ્ચેજ કહ્યું

"ખેર, જો તમારી એનીજ ઇચ્છા છે તો દેવી હું લાચાર છું પરંતુ માતા હવે આ તમારાં વાસણો તમે કયારે મંગાવી લેશો ?" હરિદાસે મા લક્ષ્મીને વાસણોની યાદ આવતા કહ્યું.

"હરિદાસ, એ વાસણો હાલતો આપના ઘરમાજ રહેશે અને મારાં ભાઇબહેનોજ એ વાસણોને વ્યવહારમા લેશે, જ્યારે મને જરૂર પડશે ત્યારે મગાવી લઇશ." એમ કહેતાજ માલક્ષ્મી ઉતરની અપેક્ષા કર્યા વગર ત્યાંથી પલાયન કરી ગઇ. વૈદ્યરાજ અને હરિદાસ એકી દ્રષ્ટિએ જે તરફ દેવી ગયાં તે તરફ જોઇ રહ્યા. થોડીજ વારમાં દેવી અદ્રશ્ય થઇ ગયા અને હરિદાસ પણ વૈદ્યરાજ સાથે અંદર ગયો.

---

# પ્રકરણ ૩૬ મું.

## -સુરસિંહ અને સન્યાસી.-

જ્ઞાન ગર્વિત દાર્શનિક મહાશય; આપને કોટી કોટી પ્રણામ કરતો હું આપની મહિમાને સ્વીકારૂં છું પરંતુ આ ક્ષુદ્ર લેખક આપના સમસ્ત મંતવ્યોને ગ્રહણ કરવાને બિલકુલ તૈયાર નથી. તમો





ભાગ્યને નથી માનતાં; પુનઃર્જન્મને નથી સ્વીકારતા: જન્મ જન્માન્તરિણ કર્મ ફળને નથી માનતા; સંસાર ભરના કોષમાંથી "પ્રારબ્ધ" શબ્દને દેશનિકાલ કરવાનોજ તમારો ભગીરથ પ્રયત્ન છે અને સર્વ આગનોને મનુષ્યના વર્તમાન કર્માકર્મનું પરિણામ બતાવો છો. કદાચ આપનુ એ તત્વ વિશેષ સારવાન અને યુકિતયુકત હશે પરંતુ સંસારનો સર્વ વ્યવહાર તેને પુર્ણતઃ પ્રતિકુળ છે. જગતમા જેટલી ઘટનાઓ, જેટલા કાંડ, ક્ષણ, અનુક્ષણ અને પગલે પગલે પ્રત્યક્ષીભુત થાય છે, તેનો અધિકાશ સ્થળો પર, તમારા એ સારવાન તત્વોનો પ્રયોગ કરવા છતા કોઇ પણ પ્રકારે મીમાસા થતી જોવામાં આવતી નથી. અમારા સમાજની ઘણીએ માતાઓ અપરિસિમ દુઃખ ભોગવતી પોતાનું જીવન વ્યતિત કરી રહી છે: સાધુ પુરૂષ મુઠીભર અનાજ માટે આસપાસ ફરતા દ્રષ્ટિએ પડે છે; હત્યાકારી મનુષ્ય રાજ્ય દરબારથી નિર્દોષ છુટી જાય છે અને અહિંસક વ્યકિત હત્યાના અપરાધમાં પકડાય છે. આ પ્રકારે જેટલા અસંભવ કાંડ સંસારની ચારે તરફ નજરે પડે છે તેનો વિચાર કરતા આપના એ મહાન તત્વો પર અવશ્ય અશ્રધા ઉત્પન્ન થાય છે. અને સ્પષ્ટ સમજાય છે કે આ સંસાર એક સુવિશાળ કર્મ ક્ષેત્ર માત્ર છે. એ કર્મ ક્ષેત્રમાં જીવ કર્મ કરવાને માટેજ આવે છે. કોઇ ઉત્સાહથી, તો કોઇ નિરૂત્સાહથી. કોઇ ઇચ્છા પુર્વક, તો કોઇ અનેચ્છાથી. પણ પોત પોતાને કરવા યોગ્ય કર્મો કરે છે. ક્રિયાશીલતાજ આ સંસારની વ્યવસ્થા છે કોઇ નિષ્ક્રીય નથી જીવ જે સમયે, જે ઘડીએ અને જે ક્ષણે, સંસારમા પ્રવેશ કરે છે તેજ ક્ષણે અને તેજ પળે તેને કર્મરત થવુ પડે છે, જીવના સ્નેહ મય માતા પિતા એક સમય તેનો પરિત્યાગ કરી શકે છે. પ્રિયમિત્ર પોતાનુ સ્નેહ બંધન તોડી શકે છે અને પ્રાણા-

ધિક્ક પ્રણુત્તિની તેને એક દિવસ ત્યાગ કરી દે છે, પરંતુ કર્મ કદાપિ તેને ત્યાગતુ નથી. ધનવાન હો યા ગરીબ. ભિક્ષુક હો, યા રાજેશ્વર. મુર્ખ હો, યા વિદ્વાન પરંતુ કાર્ય કરવા માટેજ સર્વનો જન્મ થયો છે તોપણુ મનુષ્ય તેના ફળા ફળના વિષયમા એકદમ અંધ છે, જીવ કર્મનો દાસ છે પરંતુ કર્મ જીવનુ તાબેદાર નથી. મનુષ્ય ફળની આકાક્ષાથી કર્મ કરે છે પરંતુ કયા કર્મનું કેવું ફળ છે એ તે જાણુતો નથી. ફળનો વ્યવસ્થાપકતો ભાગ્ય અથવા પ્રારબ્ધજ છે,

આપણુા પરિચિત અત્યારના ઇન્ચાર્જ રાજનગરના નૃપતિ સુરસિંહજી ગમે તેવા વિદ્વાન; સુશિક્ષિત હોવા છતા અન્ય મનુષ્યોની માફક કર્મોના દાસ છે. સતી સ્ત્રીના સતિત્વનો નાશ; નિરપરાધને દડ, ગુણવાનો પર અનુચિત અત્યાચાર એજ એ પાખંડીનું નિત્યકર્મ છે. એ નિશંક ભાવથી, ઇચ્છાનુ રૂપ કર્મ સાધન કરે છે અને ઇચ્છાનુંસાર ફળ મેળવી તૃપ્તિ લાભ કરે છે. એ પોતાને ગમે તેવો ધારે પરંતુ વસુંધરા ભગવદ્ વિહીન નથી. તેમજ ક્રિયા ફળ, મનુષ્યનો પ્રતાપ, ધનસપતિ કે કૃતિત્વને આધિન નથી પરંતુ પ્રારબ્ધાધિન છે. એ જ્વલંત સત્ય કાળાંતરે પણુ મિથ્યા થવાનું નથી,

જે દિવસે ગોર્વીદરામના ઘરને આગ લગાડી સુરસિંહે પોતાની કીર્તીનો વિસ્તાર કર્યો તેજ દિવસે તેણે એક સમ્માનિત મનુષ્યની પીઠપર ચાબુકના પ્રહારો કરી પોતાના મહત્વનો પરિચય કરાવ્યો. એ મનુષ્યે ઘોડાપર બેઠેલા સુરસિંહને સલામ ન કરી એજ તેનો અપરાધ હતો. સુરસિંહે કરેલી સજા ઉચિત છે, યા અનુચિત એ સબંધી પ્રજા પૈકી કોઇએ પણુ કાંઇ કહ્યું નહોતું આથી સુરસિંહ અભિમાનમાં અંધ બની પોતાના કુકર્મોથી પ્રજાને નિરંતર પીડતો હતો.

એક દિવસ સુરસિંહ સધ્યાના સમયે પોતાના બગીચાની વચ્ચે બનાવેલા વિલાસ ભુવનમા બેસી તમાકુ સેવન કરી રહ્યો હતો, ચાર પાંચ દોસ્તો તેને ઘેરીને આસપાસ બેઠા હતા, એટલામા એકાએક એ સુસજિત ભુવનનાં ખુલ્લાં દ્વાર પર હર હર બમ્ બમ્નો ધ્વનિ સંભળાયો. સર્વનું ધ્યાન એ ધ્વનિ તરફ ખેંચાયુ, અહા કેવુ અપુર્વ દર્શન ! એક વિભુતિ વિલેપિત, કલેવર જટા જુટધારી, વિશાળકાય, વ્યાઘ્રચર્મ અને ત્રિશુલધારી મુર્તીમાન શીવના સ્વરૂપમાં એક સન્યાસી એ દરવાજા પર ઉભો છે. એ દેવકાય, પરમ શોભામય સન્યાસીને જોતાજ સર્વ વિમુગ્ધ અને વાકયહીન બની ગયા. હિંદુધર્મ વિદ્વષી સુરસિંહ પણ કેટલીક વાર સ્થીર ભાવે એ સન્યાસી તરફ જોઇ રહ્યો. સભ્ય ભાષામાં આવા અનુરાગ આગ્રહ અને આવેગને હૃદયની દુર્બળતા કહે છે, હૃદયની દુર્બળતા કઇ વસ્તુનુ નામ છે એ અમો બરાબર જાણતા ન હોવાથી એ વિષયની મીમાસા કરવી એ અમારી શકિતથી બહારનું કામ છે. અમારો વિશ્વાસ છે કે સમસ્ત વાતોના આવરણમાં ધોખેબાજી અને બદમાસીને ઢાંકવા સભ્યતાનો પોશાક પહેરી સભ્ય સમાજમાં પ્રવિષ્ટ કરી દેવાની જે સુવ્યવસ્થા, સભ્યતાના શાસ્ત્રમાં લખી છે એજ પદ્ધતિનું નામ અમારી ભાષામાં હૃદયની દુર્બળતા છે, અસ્તુ સભ્ય સુરસિંહ હૃદયની દુર્બળતાને દુર કરી પ્રબળતાનુ આવાહન કરતા તે સન્યાસીને ઉદેશીને બોલ્યો " તુ કોણ છે ? અહીં શા માટે આવ્યો છે ? તને અહી કોણે બોલાવ્યો છે ? બોલ જલદી બોલ, નહિ તો હમણાજ તારો પ્રાણ લઇશ"

" હુ સન્યાસી છું, મને કોઇએ નિમંત્રણ કર્યું નથી, હું મારી પોતાની મેળેજ આવ્યો છું. મારૂં અનિષ્ટ કરવાની કે મને રોકવાની કોઇનામા પણ હિમત નથી." એમ કહેતાંજ તેણે તે ઓર-

ડામા પ્રવેશ કર્યો અને કોઇ કાંઇ કહે તે પહેલાંજ ત્યાં બિછાવેલી એક સુપરિષ્કૃત ગાદી પર બેસી ગયો. સન્યાસીનું આ સાહસ જોઇ સુરસિંહ અત્યત ક્રોધમાં આવી ગયો અને બોલ્યો "તું પાગલ છે, જા એકદમ અહીંથી બહાર નીકળી જા નહીતો ધક્કા મારી બહાર કાઢવો પડશે "

પ્રત્યુતરમાં સન્યાસી જોરથી હસી પડયો. એ હાસ્યની ધ્વનિ મકાનની અંદર હસતી હસતી ઘુમવા લાગી. કેટલીકવારે તે બોલ્યો "હું પાગલ નથી પરંતુ તારા જેવા ઘણાને પાગલ બનાવું છું. મેં સાભળ્યું છે કે તુ વિદ્વાન છે જો મારી સાથે કાઇ શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છા હોય તો ખુશીથી કર મને કોઇનો ડર નથી. હું અહીયાં મારા સાહસ પર ભરોસો કરીનેજ આવ્યો છુ. સંસારમા કાંઇ તું એકજ રાજા નથી, તારાથી મોટા મોટા રાજાઓ વર્તમાન છે તું કે તારા સીપાઇ મને કાઇ કરી શકવાના નથી, તારી પાસે બહુ તો બે પાંચસો સિપાઇઓ હશે પરતુ મને તો મોટી ફોજ પણ હઠાવી શકે તેમ નથી. જો પરીક્ષા કરવી હોયતો આવ સામે આવ અને સામે આવવાની હીંમત નહોય તો તારા સીપાઇઓને બોલાવ, તેઓને મોટા ઇનામની લાલચો આપી મને અહીંથી બહાર કાઢવાનો હુકમ ફરમાવ, પછી જોઉં છું કે કોનામાં તાકાત છે કે મને અહીંથી એક તસુ પણ હઠાવી શકે. સુરસિંહ, એ તો સમજાવ કે મને અહીંથી દુર કરવા તુ આટલો બધો વ્યસ્ત કેમ છે ? હું અહી બેઠો તેમાં મેં તારૂં કાઇ અનિષ્ટ તો નથી કર્યું ?"

"એ સમજાવવા હું બંધાએલો નથી. બસ એકદમ અહીંથી ચાલ્યો જા. બોલ જાય છે કે નહી ?" સુરસિંહે ધમકાવતાં કહ્યું.

"નહિ; અત્યારે તો શું પણ આજે આખી રાત્રિ, કાલનો આખો દિવસ મારે અહીં રહેવું પડે તો એમાં કાંઇ આશ્ચર્ય નથી."

"પરંતુ હું તને એક ક્ષણને માટે પણ અહી થોભવાની મનાઇ કરૂં છું."

"હું તારા એ મનાઇ હુકમને ઠોકરે મારૂંછું. સુરસિંહ, તારાથી ડરવાનું મને કાંઇ કારણ નથી પરંતુ મારાથી ડરવાના તારે માટે ઘણાં કારણો છે. હુ અહી તારો ન્યાય કરવા આવ્યો છું, આજે તને દંડ આપીશ અથવા તારૂં સત્યાનાશ વાળીશ એજ મારો સંકલ્પ છે. તારા જેવા દુરાત્માઓ વસુંધરાને ભાર રૂપ છે."

"પાખંડી સન્યાસી આ તુ શુ બોલે છે ? શું તું મારો ન્યાય કરશે ? ન્યાય પ્રિય મહારાજા સુરેંદ્રસિંહના એક બહાદુર ભત્રિજાને તુ ડરાવશે ? તેને દંડ દેશે ?"

"હા હા; એ સત્યપ્રિય મહારાજાના ન્યાય બંધનને તોડી પાડનાર ! આજે તને તારા કર્મનો યોગ્ય બદલો મળશે."

"દુષ્ટ, જો જીવવાની દરકાર હોય તો અહીંથી એકદમ ચાલ્યો જા નહિતો હમણાજ આ નાળીકામાંથી નીકળતી ગોળી તારો પ્રાણ લેશે." એમ કહી સુરસિંહે રિવોલ્વર બહાર કાઢી અને તે સન્યાસીની સામે તાકી,

પરંતુ સન્યાસી નિશ્ચિંત ઉભો રહ્યો, સુરસિંહનું આખું શરીર ક્રોધથી કંપવા લાગ્યું. અને તેના કંપતા હાથના અંગુઠાનો રીવોલ્વરના ઘોડાને આઘાત થયો. "ગુડુમ" કરતો શબ્દ થયો અને તેમાંથી છુટેલી ગોળી બારીના એક કાચ સાથે અથડાઇ બહાર નીકળી ગઇ. કાચના ઝીણા ટુકડાઓથી દ્વારનો રસ્તો બંધ થઇ ગયો, આખો ઓરડો ધુમાડાથી અંધકારમય બની ગયો, સન્યાસીની રૂધીર યુક્ત દેહ જોવાને

સર્વેએ સામે જોયું પરંતુ ત્યા સન્યાસી નહોતો. સન્યાસી સુરસિંહની પાછળ ઉભો હતો; સુરસિંહે પોતાનું મુખ બદલ્યું અને જેવો પીસ્તોલ છોડવાને તેણે હાથ ઉંચો કર્યો તેવોજ તે અતુલ બળશાળી સન્યાસીએ તેના હાથમાંથી પીસ્તોલ છીનવી લીધી. સુરસિંહ તત્કાળ સમજી ગયો કે સન્યાસીના શરીરમાં મસ્ત હાથીના જેટલું બળ છે સન્યાસીએ પીસ્તોલને તોડી, મરોડી જમીન પર ફેંકી દીધી અને તે એકદમ સુરસિંહના શરીર પર ધસ્યો અને તેને પોતાની બાથમાં ઉપાડી બોલ્યો "કેમ મુંઢ અભીમાની દુરાત્મા, હવે કાંઇ સમજાયું કે મારામાં કેટલી શકિત છે ? જો હું ચાહું તો તારો હમણાંજ નાશ કરી નાંખું પરંતુ એમ કરવાથી મારી મતલબ સિદ્ધ થાય તેમ નથી એથી તને અન્ય પ્રકારે દંડ દેવાનો મારો વિચાર છે પરંતુ એ દંડ કયારે અને કેવો આપીશ એ તને પાછળથી સમજાશે."

'ચુપકર, તારા જેવા ઘણા પાખંડીઓને પાષાણ સાથે પછાડી આ સુરસિંહે પ્રાણ લીધા છે. તું એમ ના સમજતો કે તારૂં આ રાક્ષસી બળ જોઇ હું ડરી જઇશ. સન્યાસીના વેશમાં છુપાએલા શયતાન, તું બીજાને ઉપદેશ આપી ન્યાયાન્યાય સમજાવવા આવ્યો છે પરંતુ તને પોતાના કર્તવ્યાકર્તવ્યનું ભાન નથી, શું તું એમ કહેવા માગે છે કે; તેં પોતાના બળના ભરોસા પર મારા મકાનમાં મારી આજ્ઞા વગર પ્રવેશી અકારણ અત્યાચાર કર્યો એ ન્યાય સંગત છે ?"

"હા, તારા જેવા નીચ નારકી નરપિશાચને માટે એ ન્યાય સંગત છે. સુરસિંહ ગોવીંદરામની બહેનને લલચાવી, તેના વૈધવ્ય ધર્મને ધુળમાં રોળી આખરે તેણીને નિરાશ કરવામાં, તેમજ તેણીના ચાલી જવા પછી ગોવીંદરામની સાધવી પત્નિ, તેની વૃદ્ધ સાસુ અને નાનાં નાનાં નિર્દોષ બાળકોને રડાવી, તેના ઘરમાં આગ લગાડી તેમને

રસ્તાનાં ભિખારીથી પણ કંગાળ હાલતમાં મુકી દીધા એ શું પ્રજા રક્ષક રાજાનું કામ છે કે ?"

"હું ગમે તે કરૂં તેની સાથે તારે શું કામ છે ? યમુના પોતાની ઇચ્છાથી આવી હતી મેં કાંઇ તેને બોલાવી નહોતી."

"જુઠું બિલકુલ જુઠું. સુરસિંહ, તારાં દરેક કારસ્થાનો મારા ધ્યાનમાં છે, તારો એકપણ બચાવ મારી પાસે નહિ ચાલી શકે. બોલ એ કુટુંબના પર તેં જે અત્યાચાર કરેલો છે તેનું પ્રાયશ્ચિત કરવાને તું તૈયાર છે કે નહિ ?"

"એ ગુન્હેગારો હતા, તેના અપરાધનો મેં તેને યોગ્ય દંડ આપ્યો તેમાં વળી પાપ શાનું અને પ્રાયશ્ચિત કેવું."

"નારકી, નિરપરાધ મનુષ્યોને આશ્રય હીન બનાવી દેવા, વૃદ્ધ વિધવા અને નિર્દોષ બાળકો પર ચાબુકના પ્રહાર કરવવા એને શું તું ધર્મ કહે છે ?"

"હા, રાજ્ય શાસન બાબતમા તારા જેવા એક અબુધ વૈરાગી શું સમજે ?"

" બરાબર છે. તારા જેવા હિતાહિત જ્ઞાનશુન્ય પશુની શાસન પદ્ધતિ સમજવી એ સાધારણ બુદ્ધિનું કામ નથી. મુઢ પાપાત્મા; પ્રતાપ અને ધન સપત્તિના પ્રભાવથી અત્યાચારની હાહાકાર ધ્વનિથી પૃથ્વી મંડળને ગજાવી રહ્યો છે. મહારાજાની ગેરહાજરીમાં મોહનલાલ જેવા એક નરપિશાચના પાપી વિચારોને પોષણ આપી, અનિતીના માર્ગને વધારી રહ્યો છે. યોગી કોણ છે, તેનું કર્મ શું છે, અમૃતલાલની પ્રતિ અધિકારી વર્ગ તેમજ પ્રજા વર્ગનું આટલું બધું આકર્ષણ થવાનું કારણ શું, એ સર્વ બાબતોનો કાંઇપણ વિચાર કર્યા વગર તેં મોહનલાલની દરેક વાતોને ખરી માની; તારા માણસોની

મદદ દ્વારા યોગીને પકડવાનો અને અમૃતલાલને હેરાન કરવાનો માર્ગ ખુલો કરી આપી; એક મહાન અન્યાય કર્યો છે. તમે બન્ને પરસ્પર ના છિદ્રો જાણતા હોય એકેકના બચાવ માટે પરસ્પર સહાનુભુતિ બતાવો છો પરંતુ એમ કરી તમો પરમ પવિત્ર મહારાજા સુરેંદ્રસિંહના નામને લજાવો છો. મુર્ખ મોહનલાલને તો આમાં કાંઇ સ્નાન સુતક નથી પરતુ તમારા કુળને, તમારા પુર્વ પવિત્ર પુરૂષોને કલંક લાગે છે. સમજ અને હજુ પણ એ કુમાર્ગથી પાછો વળ એ નરપિશાચ મોહનલાલનો સંસર્ગ છોડી દે. જો આજે તું મારૂં કહેવુ નહિ માને તો સમજ કે તુ આ દુનિયામા નથી."

"અરે જા જા; ઓ વેરાગી તારાથી શુ થનાર છે ? હું ગમે તે કરૂં તેની સાથે તારે શુ કામ છે ?"

"મારે શું કામ છે ! અરે ! ઓ દુષ્ટ ! ભારત જનની તારા જેવા પાખંડી રાજ્ય શાસકોને પોતાની ગોદમાં સ્થાન આપવાને બિલકુલ રાજી નથી. એથી તેમનીજ પ્રેરણાથી મારા શારિરીક બળના પ્રભાવે તારા એ દુઃશાસનને તોડવા તારી સમક્ષ હાજર થયો છું. બોલ; એ નીચ મોહનલાલનો સંસર્ગ છોડી આજ સુધી કરેલાં પાપોનું તારે પ્રાયશ્ચિત કરવુ છે કે મરવું છે ?"

"શું તું મને મારશે ! એક સાધારણ વેરાગી મારા જેવા શક્તિશાળીને સંહારશે ? "

"હા સંહારશે. ઓ નરાધમ; આ સન્યાસી આજે તને તારાં પાપોનું પ્રાયશ્ચિત કરાવશે યાતો પોતાના હાથે તારો સહાર કરશે. સુરસિંહ મારી આગળ તું એક સાધારણ પશુ સમાન છે, આજ તારી સામે વિધી પ્રેરિત યમરાજ ઉપસ્થિત છે. બોલ શું કહે છે ?"

"એજ કે તું અહીંથી ચાલ્યો જા."

"એમ, ત્યારે સુરસિંહ હવે સાંભળ જે યોગીની વિરૂધ્ધ મોહનલાલે તારી પાસે ફરીયાદ કરીછે અને જેને પકડવા તેં તેને સહાયતા આપીછે-તેજ યોગી આજે તારી સમક્ષસન્યાસી વેશમા આવી પોતાના શારિરિકબળનો તને સુધારવામા, સુમાર્ગપર લાવવામાં ઉપયોગ કરેછે" એમ કહેતાજ એ બલિષ્ટકાય સન્યાસીએ વિકટ ધ્વનિ સાથે સુરસિંહનું ગળું પકડી લીધું અને તેને જમીનપર પટકી દીધો. બાપરે, મરૂં છુ, બચાવો, ઇત્યાદિ કરૂણ સ્વરથી તે જમીન પર પડયો પડયો પ્રાર્થના કરવા લાગ્યો, તેના સોબતીઓ સન્યાસીનું રૂદ્ર સ્વરૂપ જોઇ ત્યાથી પલાયન કરી ગયા.

# પ્રકરણ ૩૭ મું.

## -ઉદાર અમૃતલાલ.-

આજે દિવસે સુર્યોદય થતા આખા રાજનગરમા તરેહ તરેહની અફવાઓ ઉડવા લાગી. કોઇ કહેતું કે કૈલાશ પર્વતથી શીવ પાર્વતીએ આવી ત્રિશુલ દ્વારા સુરસિંહનો વધ કર્યો, ત્યારે કોઇ કહેતું કે એ શયતાનને તેના પિશાચી કાર્યનો યોગ્યજ બદલો મળ્યો છે. સુરસિંહે અત્યાચાર કરી આખા રાજનગરમા હાહાકાર વર્તાવી મુકયો હતો. કોઇ સારી, તો કોઇ માઠી. એમ અનેક વાતો થતી હતી. એતો સંસાર છે, મરેલા સિંહને ગર્ધવ પણ લાત મારે છે. આજ ઘણા નિંદકોને પેટભરી સુરસિંહની નિંદા કરવાનો અવકાશ મળ્યો છે.

સુરસિંહની હત્યાની વાત ચારે તરફ ફેલાઇ ગઇ, રાજનગરથી બે ગાઉ દુર આવેલી એક અવસ્થિત પર્ણકુટીમા પણ એ સમાચાર

પહોચ્યા કુટીર મહાજીર્ણ અને તેની ચારે તરફ માટીની દીવાલો ઉભી હતી પણ તેનું આગણુ સાફ હતું. આંગણામા બેસી એક યુવતી ફાટેલી ગોદડી શીવી રહી હતી. યુવતી કૃષ્ણ વર્ણા છે, જેનો રંગ કાળો છે તેને સુંદરી નામથી સંબોધિત કરવાથી સંભવ છે કે ઘણા મનુષ્યો અમારી મશ્કરી કરશે એવા ભયથી અમો એ યુવતીને સુંદરી કહીએ યા નહિ એ માટે શંસયમા છીએ. જો કૃષ્ણવર્ણા થવું એજ સુંદરીઓની શ્રેણીમા બેસવાને માટે નિષેધ છે તો દ્રુપદનંદિની કૃષ્ણાને મેળવવાની આશામાં ભારત વર્ષના રાજાઓ એટલા બધા શા માટે આતુર હતા? ખેર, પાઠક નારાજ થાય યા ખુશી અમે ડરતાં ડરતા કહીએ છીએ કે જે યુવતી એકલી બેસી ગોદડી શીવી રહી છે તે જો કે કૃષ્ણવર્ણા છે તદપિ સુંદરી છે. પાસેજ કેટલેક દુર એક વૃક્ષની નીચે એક બાળક અને બાળિકા રમી રહ્યાં છે. પાઠક, આ યુવતીને ઓળખો છો ! એ યુવતી ગોવીંદરામની સ્ત્રી સુશીલા છે. શીવતાં શીવતાં તેણીની નજર સામેથી આવતી એક વૃધ્ધા પર પડી તે એકદમ ઉઠી અને એ વૃધ્ધા જે તરફથી આવતી હતી તે તરફ ગઇ. વૃધ્ધાએ ભીનું વસ્ત્ર પહેરેલું હતુ અને માથા પર ભીનાં કપડાંની એક પોટલી મુકેલી હતી, સુશીલા એ તેના શીર પરથી પોટલી ઉતારતા ઉતારતાં ઘણાજ નમ્રભાવે કહ્યું "માતા, કપડાં તો ભીંજાઇને બહુ ભારી થઇ ગયાં છે શા માટે શ્રમ લો છો ? મેં તમને કહ્યું હતું કે કાલે સ્નાન કરવા જતી વખતે સઘળાં ધોતી આવીશ છતાં તમે શા માટે લઇ ગયાં ! મારી હાજરી છતાં તમારે આવું કષ્ટ શા માટે ભોગવવુ પડે ? " એમ કહેતાંજ સુશીલા ઉતાવળે પગલે પર્ણકુટીમાં ગઇ અને એક સુકું વસ્ત્ર લાવી તે વૃધ્ધાને આપ્યું. કપડાં બદલ્યા પછી તે વૃધ્ધા બોલી બેટા ! તું એકલી કેટલું કામ કરશે? હું જોઉં છું કે તને બે ઘડી આરામ લેવાની

ફુરસદ મળતી નથી. અરેરે બેટા ! મે કેવી આશાઓ બાંધી હતી. મે ધાર્યું હતું કે હું તને સુખમા રાખીશ પરતુ મારા ફુટેલાં કર્મોના દોષથી મારી એ ઇચ્છાઓ પર પાણી ફરી વળ્યું, હાય ! તારા જેવી લક્ષ્મીને આવું દુઃખ ! પ્રભુ, મારૂ તો જે થવાનું હતું તે થઇ ગયુ. આજે કાલે અથવા આઠ દહાડા પછી મારી લીલાઓ સમાપ્ત થવાનીજ. પરંતુ એ પ્રભુ ! મારી આ નિર્દોષ પુત્ર વધુએ તારૂં શું બગાડયું છે, જો તું દયા નહિ કરે તો આ સુર્ય ચંદ્ર જેવાં કુમળા બાળકો કોને શરણે જશે ! હાય ! જેને મે નવમાસ ગર્ભમા રાખ્યો તેને વૃધ્ધાવસ્થામા મારૂં મ્હોં કાળું કર્યું બેટા સુશીલા તારી શી હાલત થશે ! અરેરે ! સુશીલા તું મારા માટે કેટલુ કષ્ટ સહન કરે છે ! બેટા, મારો તને આશીરવાદ છે તુ સુખી રહે, તારો પુત્ર રાજા બને, તુ રાજમાતા થઇ મારા જેવી વૃધ્ધ અનાથ વિધવાઓની આશ્રય દાતા થા. ”

“માતા, શાત થાઓ. ઇશ્વર દયાળુ છે, નિરાધારોનો આધાર છે. એજ નિયંતા આપણી વહારે આવશે, આપણી દીન કરૂણ પ્રાર્થના સાંભળશે. ”

“શુ ખરેખર સાંભળશે ! ભગવાન મારા જેવી અભાગીણીની દીન કરૂણ પ્રાર્થના સાંભળશે ! જે પાપિણીના સંતાન ઘોર પાપી છે તેનાં પાપ શું ઓછાં હશે ! બેટા એવી પાપિણીનો પોકાર શું પ્રભુ સાંભળશે ! ”

“સાંભળશે, અવશ્ય સાંભળશે, માતા, તમારા આશીરવાદથી મારૂં કલ્યાણ થશે હું તમારી પુત્રી છુ, તમારી સેવા કરવાની સુબુધ્ધિ જો મારામા કાયમ રહેશે તો માતા તમે કહો છો તેમજ થશે મારો પુત્ર અવશ્ય રાજા થશે. મારાં વૃધ્ધ સાસુના પવિત્ર ખોળામાં

એ સિંહાસન પર બિરાજશે અને હું...માતા હું તમારાં ચરણસ્પર્શ કરી ચમર ઢાળીશ. તમારો આશીરવાદ એજ મારા માટે રાજ્ય સુખ છે. ”

“ધન્ય છે બેટા ધન્ય છે. તારા જેવી સાધવીઓના સત્યથીજ આ ભારત વર્ષનુ ગૌરવ ટકી રહ્યું છે. તારો પુત્ર અવશ્ય રાજા થશે; તું રાજમાતા અને આ માજી તમો સર્વની અધિષ્ટાતા થશે.” એમ કહેતી અને દોડતી આવતી એક વ્યકિતએ સુશીલાના શબ્દોની પાદ-પુર્તી કરી.

સર્વએ એ તરફ જોયું, આનદથી સુશીલાનું મુખ કમળ ખીલી નીકળ્યું, બાળકો પોતાની રમત છોડી એકદમ ત્યાં દોડતા આવ્યા, વૃધ્ધ માતા અત્યંત કરૂણા જનક દ્રષ્ટિએ તે વ્યકિતની માર્ગ પ્રતિક્ષા કરતી ઉભી રહી. ક્ષણવારમા એ નાનુ કુટુંબ આનદ અને ઉત્સાહ પુર્ણ બની ગયુ. તેના નજીક આવવા પછી સુશીલાએ તેને બેસવાને માટે સ્થાન આપ્યુ, બન્ને બાળકો ભાઇ ભાઇ કહેતા તે આગતુકની ગોદમાં ચડી બેઠા, આગતુકે અતિ પ્રસન્નતા પુર્વક એ બન્નેને હૃદય સાથે ચાપ્યા. બાળકોની આંખો સજળ બની ગઇ, આગતુકના નેત્રોમાંથી પણ બે અશ્રુ બિંદુઓ સરી પડયાં, કેટલીક વારે સ્વસ્થ થવા પછી તે બોલ્યો “વિનય, રાધા, આ શું તમારા હાથ પગ ધુળથી ભરેલા છે, મોઢું પણ સાફ કર્યું નથી. જાઓ, હાથ મોઢું ધોઇ જલદી આવો પછી આપણે સર્વ સાથે બેસી નાસ્તો કરીએ આજે હું તમારા માટે આ મિઠાઇ લાવ્યો છું.”

“મિઠાઇ લાવ્યો છું ” એ શબ્દ બાળકોના શ્રવણ પુટપર અથડાતાંજ આનંદમાં આવી ગયા. બન્ને ઉઠયાં અને હાથ મોઢું

ધોઇ ત્વરિત પાછાં એ આંગતુકની પાસે આવ્યાં આંગતુકે પોતાની પાસેની પોટલી છોડી અને તેમાંથી મિઠાઇ બહાર કાઢી તેના ભાગ પાડતાં તે બોલ્યો, "આ વૃધ્ધ માજીનો હિસ્સો; આ આપણી માતાનો હિસ્સો, અને આ બાકી રહેલો આપણ ત્રણેનો હિસ્સો છે કેમ ખરૂંના બહેન ? "

આગતુકની એ યોજનાને સુશીલા તેમજ વૃધ્ધ માતાએ માન આપવુજ પડયું. બાળકોની સાથે તેઓને પણ મિઠાઇને ઇન્સાફ આપવોજ પડયો. ખાતાં ખાતાં અનેક સંસારિક વાર્તાલાપ ચાલવા લાગ્યો ઘરમા અનાજ વગેરે છે કે નહિ આવતી કાલે કઇ કઇ ચીજોની જરૂરત છે; પરચુણ ખર્ચ માટે કેટલા પૈસા જોઇશે; એ વગેરે આગતુકે વૃધ્ધ માતાને પુછ્યું. વૃધ્ધ માતાએ અત્યંત કરૂણાજનક શબ્દોમા કૃતજ્ઞતા દર્શાવતાં પોતાની જરૂરીયાતો જણાવી દીધી. ખર્ચ માટે એક પાઇ પણ પાસે નહોવાનું વૃધ્ધાના મુખેથી સાંભળી તેણે પાચ રૂપિઆ પોતાના ખીસામાંથી કાઢયા અને તે વૃધ્ધાના હાથમાં મુકયા; અને જે જે વસ્તુની જરૂરીઆતો વૃધ્ધાએ જણાવી હતી તે પુરી પાડવાનુ આશ્વાસન આપતાં તે બોલ્યો "તમે જણાવેલી સર્વ ચીજો કાલે સવારના આવી જશે. એ સિવાય જો કાંઇ વિશેષ જોઇએ તો મેં તમોને કહ્યું છે તે સ્થળે ખબર મોકલાવજો. ખબર મળતા હુ જાતે આવી પહોંચાડી જઇશ અથવા મોકલી આપવાનો બંદોબસ્ત કરીશ. મારાથી વખતે વહેલું મોડું અવાય અને ઇશ્વર નકરે અને તમારામાંથી કોઇ બિમાર પડી જાય તો જે ડોકટરનું ઠેકાણું મેં તમોને આપ્યું છે તેને ખબર આપવાથી તે ત્વરિત તમારી પાસે આવી જશે અને દવા વગેરેનો બંદોબસ્ત કરી આપશે. કોઇ પણ બાબતમાં તમારે સંકોચ ન કરવો, મને તમારા ઘરનોજ એક મનુષ્ય સમજવો, "

'ભાઇ, હું તમારો કયા શબ્દોમાં ઉપકાર માનું ? અમારી આટલી ચિંતા આજ સુધી કોઇએ પણ કરી નથી. મારા સર્વસ્વ; મારા પ્રાણાધિક પ્રિયતમે પણ અમારા માટે આટલી કાળજી કદી પણ કરી નથી. અમારા માટે આટલી બધી ચિંતા રાખનાર ભાઇ તમે કોણ છો ? સુશીલાએ આંખમા આંસુ લાવતા થથરતે અવાજે કહ્યું.

"હું કોણ છું ! હું તમારોજ પુત્ર છું. અને આ તમારા નાના પુત્ર વિનયચંદ્રનો સગો ભાઇ છું. કેમ ખરૂંના રાધા ?" આગતુકે પ્રત્યુતર આપતાં કહ્યુ.

" હા, તમે મારા ભાઇ છો. ' રાધાએ આંગતુકની બગલમાં છુપાતા કહ્યું

" નહિ એતો મારા ભાઇ છે " એમ કહેતો વિનય પણ તેને ગળે વળગી પડયો.

આગતુક બન્નેને હૃદય સાથે ચાપતો બોલ્યો "હું તમો બંનેનો ભાઇ છુ. માતા, એકજ માબાપના સંતાનો, ભાઇ બહેનો અમારી માફક આ રીતે પ્યાર કરે છે ખરૂંના"

"ભાઇ. તું મનુષ્ય નહિ દેવતા છે. તારા જેવો પુત્ર મેળવવામાં હું પોતાને પુર્ણ સૌભાગ્યવતી સમજું છું. પ્રભુ તને દીર્ઘાયુષ આપે," સુશીલાએ આંસુ લુછતાં લુછતાં કહ્યુ.

"માતાનો આશીરવાદ કદાપિ મિથ્યા થતો નથી. પ્રભુ અવશ્ય આપણું ભલું કરશે કેમ ખરૂંના બહેન ?" આંગતુક રાધાને ઉદ્દેશીને હસતાં હસતાં બોલ્યો.

"પરંતુ ભાઇ તું એકલો છે, તારા પર આમારો અને તારા કુટુંબનો બોજો એ કયાં સુધી ચાલી શકશે ?"

"જ્યાં સુધી આ દેહમાં રકતનું એકપણ બિંદુ હશે ત્યાં સુધી. આ દેહના હાડ માસમા બોજો ઉપાડવાની શકિત હશે ત્યા સુધી. એક ખાંધપર મારો આ પરિવાર બિરાજશે અને બીજી ખાધપર મારાં બાલ બચ્ચા સ્થાન લેશે." આંગતુકે કહ્યું.

" ખરેખર ભાઇ, તું મનુષ્ય નહિ પરંતુ દેવ છે." સુશીલાએ કહ્યું.

"નહિ માતા, હું દેવ નહિ પરંતુ સાધારણ મનુષ્ય છું. હા દેવ મારો સહાયક અવશ્ય છે, પુર્વ જન્મના પુણ્ય ફળ અને તમારા આશીરવાદથી દેવતાની સેવા કરવાનો મને અવસર મળ્યો છે. પરંતુ એ દેવ આપણા જેવાજ મનુષ્ય છે. તેને ઘર, બાર, સ્ત્રી, પુત્ર બધુ છે. તે અહાર વિહાર પણ કરે છે. તોપણ તે દેવતા છે. જ્યા તે કોઇ પ્રકારનું દુખ જુએ છે ત્યા તે હાજર થાય છે, તે કદી દુરાત્માઓને દંડ દે છે તો કદી સાધુઓની સેવા કરે છે. દુઃખીઓને માટે એકાન્તમા બેસી અશ્રુપાત કરે છે. તે રાજા નથી, ધનવાન નથી, તોપણ તેને ત્યાં કોઇપણ ચીજની કમી નથી, ધનની જરૂર પડતા તેને કોઇની પાસે હાથ લંબાવવો પડતો નથી; તોપણ મનુષ્ય તેને ધનના ઢગલાથી ઢાકી દે છે. તેના કામોમા સ્વાર્થની છાયા નથી, પરમાર્થ એજ તેમનો પ્રાધાન્ય ઉદ્દેશ છે. માજી, તમારા આશીરવાદથી એ દેવતાના દર્શન કરી હું કૃતાર્થ થયો છું મારી પાસે જે કાંઇ ધન હતું તે મેં તેમનાજ ચરણોમાં અર્પણ કર્યું છે, તોપણ તેમના ઉપદેશ અને આશીરવાદથી મને કોઇ પણ જાતની મુશ્કેલી નડતી નથી. હું મારા દિવસો ઘણાજ આનંદથી વ્યતિત કરૂંછું. તમારા દરેક દુઃખો નિવારણ કરવાનુ કાર્ય એ દેવતાએજ મને સોપેલું છે, તમારી ઇચ્છા હશે તો એક વખત એ દેવનાં દર્શન હું તમોને કરાવીશ."

"જેનામા એવા અપુર્વ ગુણો છે, તે અવશ્ય દેવતા છે. તેના દર્શન કરવાનુ સૌભાગ્ય તારા જેવા પુણ્યાત્મા મનુષ્યોનેજ પ્રાપ્ત થાય છે અમારા જેવા પાપીને એવા દેવના દર્શન ક્યાંથી થાય ?"

"થશે, અવશ્ય થશે. હવે જ્યારે તેઓ મને મળશે ત્યારે એક વખત તમારી પાસે આવી જવા જરૂર પ્રાર્થના કરીશ. હા પણ માજી: તમે કાંઇ સુરસિંહના ખબર સાંભળ્યા ? "

"હા, એ વાતનો હું તમને કહેતાજ ભુલી ગઇ. જે વખતે હું નદીપર કપડા ધોતી હતી તે વખતે ત્યા બેઠેલી સ્ત્રીઓ આપસમાં વાતો કરતી હતી કે કૈલાસથી શીવજીએ આવી સુરસિંહનો નાશ કર્યો, શું એ વાત ખરી છે ?" આગતુકની વાત સાભળી વૃધ્ધા વચ્ચેજ બોલી ઉઠી.

સુરસિંહના મૃત્યુની વાત સાંભળી અનુકંપાથી સુશીલાનું હૃદય દ્રવિત થઇ ગયું, તેણીએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો, તેનુ હૃદય આ વખતે અત્યાચારી પીડનકારી દુરાત્મા સુરસિંહને માટે રડતું હતું. તેણીના હૃદયમા એજ ધુન ચાલી રહી હતી કે સુરસિંહ પાસે અઢળક ધન સંપતિ; સુખ, સ્વાચ્છન્દ્ય અને પ્રબળ પ્રતાપ છતાં તેનામાં ધર્મ ભાવ કેમ નહોતો ! તે અનવરત પાપાનુષ્ઠાન કરી દેવતાના ક્રોધનું કારણ કેમ બન્યો ! શા માટે તેણે પતંગની માફક પાપ વન્હિમાં કુદી પોતાના પ્રાણ ગુમાવ્યા !

સુશીલાને વિચારમાં પડેલી જોઇ આંગતુક તેનો મનોભાવ સમજી ગયો તે બોલ્યો "માતા, સુરસિંહના મૃત્યુ સમાચારથી તમોને કાંઇ ખેદ થતો હોય એમ તમારા ચહેરા પર છવાએલા ભાવોથી જણાય છે. તમારા જેવાં દયાળુ દેવીના હૃદયમાં એ ભાવ ઉદ્દભવે

એ સ્વાભાવિક છે, તોપણ એવા શયતાનોને માટે શોક કરવો અના-વશ્યક છે કારણ કે તેને તમારૂં કાંઇ થોડુ અનિષ્ટ નથી કર્યું."

"ભાઇ, અનિષ્ટ કરનારને શ્રાપ આપવો એના જેવું આ જગતમાં બીજું કોઇ પાપજ નથી. આજસુધી મેં એ સુરસિહને સદાચારી બનાવવાનીજ ઇશ્વર પાસે પ્રાર્થના કરી છે, તેનુ અનિષ્ટ થાય એવી ભાવનાને મેં મારા હૃદયમા સ્થાન પણ આપ્યુ નથી, અને ઇશ્વર મને એવી બુદ્ધિ પણ ન આપે. ભાઇ, જો તેને પ્રાણ દડને બદલે એવીજ કોઇ ભયંકર શિક્ષા થઇ હોત તો તે પોતે કરેલા પાપોનું પ્રાયશ્ચિત કરવાની અવશ્ય તક લેત, અને આ જન્મમા કરેલાં પાપોનો પ્રાયશ્ચિત દ્વારા નાશ કરી બીજા જન્મમાં પોતાના દેહનું સાર્થક કરત. શીવનો અર્થ કલ્યાણ હોવા છતા એ મહાદેવ એક સાધારણ મગતરાંને આ રીતે પ્રાણ દંડની શિક્ષા કરે એ શુ ખેદ જનક નથી?"

"ધન્ય છે, માતા તમારી ઉદ્દારતાને ધન્ય છે. તમારા જેવી પરોપકારી સતી સાધવી સ્ત્રીઓના સતીત્વ બળેજ આ ભારતનુ ગૌરવ ટકી રહ્યું છે. તમારી આ સાધુ વૃતિથી અને સતત ચાલુ રહેલા આશીરવાદથી એક વખત એ શયતાન સુરસિંહનું અવશ્ય કલ્યાણ થશે."

" એટલે શું સુરસિંહના મૃત્યુની અફવા ખોટી છે ? " વૃધ્ધાએ પુછ્યું.

"હા, બિલકુલ બનાવટી છે. પરતુ એ વાત ખરી છે કે એક સન્યાસી તેના મકાન પર ગયા હતા પરંતુ તેને તેમનું કાંઇ અનિષ્ટ કર્યું નથી,"

"એ સન્યાસી કોણ હતા ?"

'તમારા હિતચિંતક,"

"અમારૂં ને તમારા સિવાય એવું કોઇ હિતચિંતક આ દુનિયામા હોય તેમ લાગતું નથી."

"હશે, પણ તમારા જાણવામા નહિ હોય. ખેર, એ વાતને જવાદો! સન્યાસી ગમે તે હોય પરંતુ તેણે સુરસિંહનું કાંઇ અનિષ્ટ નથી કર્યું એ વાત ચોક્કસ છે. પરંતુ જો સુરસિંહ પોતાની ચાલ નહિ સુધારે, પ્રજાપર અત્યાચાર કરતો નહિ અટકે, શાંતિપુરના જમીનદાર મોહનલાલ પર અંકુશ નહિ રાખે; તો સન્યાસી તેનું સર્વનાશ કરશે એમા કાઇ શંસય નથી."

"એ સન્યાસી હાલ કયાં છે?" વૃદ્ધાએ પુછ્યું.

"મને તેના ઠેકાણાની ખબર નથી. મેં પણ તમારીજ માફક શીવજી આવવાની ગપ સાંભળી હતી અને એથી હું રાજનગર ગયો હતો પરંતુ ત્યાં મેં સાંભળ્યું કે એક સન્યાસી સુરસિંહને પોતાની ચાલ સુધારવાની ધમકી આપી ચાલ્યો ગયો છે. પરંતુ માજી એટલુ ચોક્કસ છે કે જો સુરસિંહ હવે નહિ સંભાળે તો એક દિવસ તેને મહાન વિપતિમાં ફસાવું પડશે. સન્યાસી કોઇ મહાપુરૂષ છે; તેણે સુરસિંહે તમારા પર કરેલા અત્યાચારની વાત સાંભળી હતી અને એથીજ તેઓ તેને શાસન આપવા ત્યાં ગયા હતા."

"સન્યાસીએ સુરસિંહના જીવનની રક્ષા કરવામાં વ્યાજબીજ કર્યું છે; કારણ કે એવા મનુષ્યોની મતિ ઠેકાણે લાવવાનો એ એક રામબાણ ઉપાય છે. અપકારનો બદલો ઉપકારથી વાળવામાં આવે તો અપકારી એક વખત ઉપકારી બની જાય છે. જયારે સુરસિંહની બુધ્ધિ ઠેકાણે આવશે ત્યારે તેની પાસે ધન બળની કમી નહીં હોવાથી તે દ્વારા ઘણા મનુષ્યોનું તે ભલું કરી શકશે, જે મનુષ્ય

સગતિ દોષથી આજે ખોટા રસ્તાપર છે ને સમય જવા બાદ પોતે સુમાર્ગ પર જઈ પહોંચશે" સુશીલાએ કહ્યું.

આગતુક સુશીલાની મનમાંજ પ્રશસા કરતા બોલ્યો "ધન્ય છે માતા સુશીલા, તમોને ધન્ય છે. સુરસિહ અવશ્ય પોતાના પાપોનું પ્રાયશ્ચિત કરશે અને સુધરશે એમા કાંઇ પણ શક નથી. અરે ! પણ વાતોમા ને વાતોમાં ઘણો સમય વીતી ગયો, હવે મને આજ્ઞા આપો, મારે હજુ કેટલાક અગત્યનાં કામો કરવાનાં છે. વળી હું પાચ સાત દિવસ પછી ફરીને આપની સેવામાં હાજર થઇશ. આપને જે કાંઇ જોઇએ તે મેં બતાવેલા સ્થાનેથી મંગાવી લેજો "એમ કહેતાજ તે ઉઠયો અને બન્ને બાળકોને છાતી સરસા ચાપી પ્રેમ પુર્વક બન્નેના ગાલો પર એક એક ચુંબન કર્યું અને સુશીલા તેમજ વૃધ્ધ માતાની આજ્ઞા મેળવી આંગતુક ત્યાંથી ચાલ્યો ગયો.

સુશીલા દરવાજા સુધી તેને મુકવા ગઇ અને નીચુ મોઢું કરી શરમાતા શરમાતાં તેણી અસ્ફુટ સ્વરે બોલી "ભાઇ, હું જેના કુશળ સમાચારની આશા રાખું છું—."

"માતા, ગભરાઓ નહિ તેઓ પણ કુશળજ છે. ઇશ્વર કૃપા હશે તો થોડાજ સમયમા તેઓ તમોને આવી મળશે." આગતુકે સુશીલાનો ભાવ જાણી લઇ તેણીને બોલતી અટકાવી વચ્ચેજ કહ્યુ

"ઇશ્વર કરે એ જ્યા હોય ત્યા સુખી રહે. પરતુ ભાઇ, તેમની સંભાળ રાખવાનું હું તમનેજ સોપું છું. તેના પર કોઇપણ જાતની વિપતિ આવી ન પડે એવો બંદોબસ્ત કરવાની હું તમોને પ્રાર્થના કરૂં છું." બોલતા બોલતા સુશીલાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"માતા, ચિંતા નકરો. તેમને કોઇ પણ પ્રકારની તકલીફ ન થાય એવો સર્વ બદોબસ્ત અમોએ કરેલો છે." આંગતુકે આશ્વાસન આપતા કહ્યુ.

એ સમાચારથી સુશીલા નિશ્ચિંત બની ગઇ. આગતુક ચાલ્યો ગયો. જ્યાં સુધી તેની ભવ્ય મુર્તી નજરે પડી ત્યાં સુધી સુશીલા તેના તરફ અનિમેષ નેત્રે દરવાજા પર ઉભી જોઇ રહી. જ્યારે તે દેખાતો બધ થયો ત્યારે તે મનમાજ બબડી ખરેખર જે ભાગ્યવતીને આવો સંતાન છે તેને દુનિયામા કોઇપણ પ્રકારનું દુઃખ નથી. આ કોઇ સાધારણ મનુષ્ય નથી પરતુ મનુષ્યના રૂપમા કોઇ દેવ છે.

"હા ખરેખર દેવતા છે." વૃધ્ધ માતા સુશીલાના છેલ્લા શબ્દોની પાદપુર્તી કરતી બંન્ને બાળકો સાથે ત્યા આવી પહોંચી. બાળકો સુશીલાની આસપાસ વીટલાઇ પોતાનાં કાલા ઘેલા શબ્દોમાં બોલ્યા "માતા, માતા, અમાલા ભાઇ કયાં ગયા ? "

" બેટા તમારો ભાઇ પોતાને ઘેર ગયો."

" ત્યારે શું આ ઘર તેમનું નથી ? " રાધાએ નિર્દોષ ભાવે પુછ્યું.

" આ ઘર પણ તેમનુંજ છે અને તેથી તો તે આપણી આટલી ચિંતા રાખે છે. " સુશીલાએ બાળકોને આશ્વાસન આપતાં કહ્યુ.

" તો પછી શા માટે ચાલી ગયા ? ચાલો અમોને પણ તેને ઘેર લઇ જાઓ. અમે તેની સાથેજ રહીશું તેના વગર અમોને એક ઘડીપણ ગમતું નથી."

" બેટા, તે ફરીને પાછા હમણાંજ આવશે અને તમારા માટે સારૂં સારૂ ખાવાનું લાવશે. તમારાં સદભાગ્યેજ આવો મદગુણી ભાઇ મળ્યો છે નહિતો બેટા તમારી અને આ વૃધ્ધ માજીની કોણ જાણે શું એ દશા થાત. ચાલો બેટા, આપણો ભાઇ આવે એટલા વખતમા રસોઇની તૈયારી કરી રાખીએ. " સુશીલાની આખમાંથી આસુઓ સરવા લાગ્યા તેણીનાથી આગળ બોલી શકાયુ નહિ.

"માતા તુ તો રડે છે ? શું ભાઇએ તમોને કાઇ કર્યું છે ? શું તે તમારાથી રીસાયા છે ?" વિનય બોલ્યો.

"ભાઇ, એ મારાથી જયારે રીસાશે ત્યારે હું માનીશ કે મારી ભાગ્ય દેવી ફરી છે. હું રડતી નથી પરતુ તમારા એ મોટા ભાઇની ઉદારતા જોઇ આનંદના આવેશના અશ્રુથી હૃદયના બોજાને ઓછો કરૂં છું, ચાલો બેટા, ઘરમા ચાલો. " એમ કહેતાજ તેણીએ બન્ને બાળકોને પોતાની ગોદમા ઉપાડી લીધાં અને અંદર ચાલી, વૃધ્ધા પણ તેની પાછળ ગઇ.

પાઠક; સુશીલાનો પુત્ર અને એ નિર્દોષ બાળકોનો પ્રિયભાઇ એ આંગતુક કોણ હતો એ તમે જાણો છો ? એ બીજો કોઇ નહિ પરંતુ આપણો પુર્વ પરિચિત "ઉદાર અમૃતલાલજ" હતો.

---

# પ્રકરણ ૩૮ મું.

## -લલિતાને માલક્ષ્મીનો ઉપદેશ.-

છેક સાંજે અપરિચિત વૃદ્ધ દ્વારા, હરિદાસ પર નીકળતા રૂપિઆ લઇ આદિતરામ મકાનપર આવ્યો અને લાવેલા રૂપિઆ લલિતાને આપતા બોલ્યો "લે; આ સંભાળીને મુકી દે આ રૂપિઆ મેળવવામાં મહાન કષ્ટ ભોગવવુ પડયુંછે અરે ! માર પણ ખાવો પડયો છે."

"માર ખાવો પડયો છે ! ઘણુંજ સારૂં થયુ. એ ચાર સ્થળે એમ થશે ત્યારેજ તમે ઠેકાણે આવશો." લલિતાએ પૈસા લેતાં કહ્યું.

" લલિતા આ શું ! આજે તને શું થયું છે ! સવારના ઝાડુથી પુજા કરી અત્યારે વાકય પ્રહારથી વીંધે છે, શા માટે મને દુખી કરે છે ! "

" શુ કરૂ, જો તમે મારા કોઇ સબંધી હોત તો તમારી વાતો સાંભળી મારા હૃદયમા જરૂર દુ:ખ થાત, પરંતુ મારો અને તમારો કોઇપણ પ્રકારનો સબંધ નથી એટલે તમારી ગમે તેવી સ્થીતિ થાય તેમાં મને શું ?"

' એમ કેમ લલિતા ? મારી સાથે તારો વિવાહ થયો છે, તું મારી સ્ત્રી છે, હુ તારો સ્વામી છુ, મારાથી વિશેષ તારૂં આ દુનિઆમાં કોણ છે ? "

"તમારી સાથે મારો વિવાહ થયો છે એ વાત ખરી છે પરંતુ એ વિવાહને કયા પ્રકારનો વિવાહ કહેવો એ કાંઇ સમજાતું નથી. તમેજ કહો કે કોઇ મનુષ્યની છોકરીનાં લગ્ન, નરઘાતી વનરાજની સાથે થાય તો એ કન્યા એ વનરાજને કયાં સુધી પોતાનો સ્વામી કહી શકે ? તમારા શરીર પર મનુષ્યનું ચામડું છે, ચહેરો પણ મનુષ્યના જેવોજ છે અને એ પણ નિર્વીવાદ છે કે મારો તમારી સાથે લગ્ન સબધ જોડાયો છે. પરંતુ મારાથી એ કદાપિ નહિ બને કે હું એક નરઘાતક વનરાજને મારો સ્વામી કહું."

"લલિતા, સ્ત્રીઓએ પોતાના પતિના સબંધમાં એવી કલ્પના કરવી એ મહા પાપ છે."

" એ સર્વ સ્ત્રીઓના ધાર્મીક કર્તવ્યોને હું જાણું છું, પતિપર અશ્રધ્ધા કરવી એ મહાન અપરાધ છે. તદપિ એ પાપનું, એ

અપરાધનુ પ્રાયશ્ચિંત કરવાને હું તૈયાર છું પરંતુ તમને મારા સ્વામી કહેવામા હુ પોતાને પતિત સમજુ છું."

"શું હું વૃધ્ધ છું. કુત્સિત છું, એથી તું મને પોતાનો પતિ સમજવામાં પાપ માને છે ?"

"નહિ, તમે વૃધ્ધ તો શું પરંતુ ગળિત કુષ્ટ રોગી હોત તો પણ હું તમારાં ચરણોને જીવ્હાથી ચાટત, અરે ! તમે કાણા કુબડા કાળા હબશી જેવા હોત તોપણ તમારી ચરણ સેવા કરી હું પોતાને કૃતાર્થ સમજત; પરંતુ મારા દુર્ભાગ્યે તમે મનુષ્ય નહિ પરંતુ મનુષ્યનો સ્વાગ પહેરેલા નરઘાતક વનરાજ છો. એવા હિંસક પ્રતિ મનુષ્ય જે પ્રકારે તેને મારવાનો પ્રયત્ન કરે છે તેજ રીતે મને પણ તમારી સાથે શત્રુતા કરવાનું દીલ થાય છે, એથી હું તમને મારા સ્વામી કહી મારી જીવ્હાને કલંકિત કરવા નથી ચાહતી."

"તું મને નરહન્તા વનરાજ જેવો કેમ સમજે છે ? શું મે તારૂં કાઇ નકસાન કર્યું છે ? લલિતા, જો એમ હશે અને મને સમજાશે કે મારા દ્વારા તારૂં કાઇ અનિષ્ટ થયું છે તો હું તને ખાત્રી આપું છું કે ફરીને એવું નહિ કરૂં."

'હું તમોને એવા કેમ સમજું છું એ હું તમોને સેંકડો વાર સમજાવી ચુકી છું. શું કહું, મેં તમોને મારા સ્વામી બનાવવાનો અનેક વાર યત્ન કીધો પરંતુ તે પ્રયત્ન નિરર્થક ગયો છે. તમોએ મારૂં જે નુકશાન કર્યું છે તે ઘણું હોવા છતા હું તેને તુચ્છ સમજું છુ. કેવળ મારૂં નુકશાન કરીનેજ જો તમે મનુષ્ય બની જાત; શેર અને ચિતાની માફક પ્રાણ હિસા કરતાં અટકી જાત; તો હું તમોને મારા દેવતા સમજી તમારી પુજા કરત."

"લલિતા; સંસારિક કાર્યોનો જે રીતે નિર્વાહ કરવો જોઇએ તેજ રીતે મેં કર્યોછે. એમા હું નરઘાતક પશુ કેમ બની ગયો એ કાંઇ સમજાતું નથી મને તો લાગેછે કે તું રૂપવતી યુવતીછે એથી મારા જેવા એક કુત્સિત વૃધ્ધ પતીથી ઘૃણા કરે છે, આ બુઢો હવે તને ઠીક નથી લાગતો, કોઇ રસિક વિહારીથી વિહાર કરવાના વિચારમા લીન્ન થયેલી હુ તને ઘણા સમયથી જોઉં છું. મને વિશ્વાસ છે કે તુ કોઇ ને કોઇ સમયે મારા ઉજ્વળ કુળને અવશ્ય કલંકીત કરશે"

"તમારા જેવા મનુષ્યની એવી સમજ હોય એમા કાંઇ આશ્ચર્ય નથી. તમે વિશ્વાસ કરો યા નકરો પરંતુ હું આ મંસારમાં કોઇને પણ પ્રેમની દ્રષ્ટિથી જોતી નથી. જેને લીધે સ્ત્રીઓ પુરૂષ પ્રતિ આશક્ત બની જાય છે તે પ્રવૃતીનું હું ઘણા સમયથી દમન કરી ચુકી છું. સંસારમા તમારાથી મોટી ઉમરના જેટલા મનુષ્યો છે તે સર્વ મારા પિતા છે અને નાની ઉમરના પુત્ર અને ભાઇ સમાન છે. તમે એ સર્વથી ભિન્ન છો. નીચ અધમ અને પશુ છો; એટલે તમે મને કુલટાના સબોધન સંબોધો એમાં કાંઇ આશ્ચર્ય નથી. હું તમારા અનુગ્રહ કે નિગ્રહની પ્રત્યાશિની નથી. તમારા ગમે તેવા બોલથી મારૂં કાંઇ બગડવાનું નથી."

"બસ સુંદરી સમજ્યો, તારામાં શ્રેષ્ટ ધર્મનિષ્ટા છે. કહે હવે તારો શું વિચાર છે ? તું શું કરવા ધારે છે ?"

"મારો શું વિચાર છે અને હું શું કરીશ એ હું તમોને હમણાં કહી શકતી નથી પરંતુ એક કામતો અવશ્ય કરીશ. હું તમારી સહધર્મીણી છું, વિધી વિધાન અનુસાર ચેષ્ટા કરવાથી પણ જ્યારે હું તમોને શ્રેષ્ટ પથપર ન લાવી શકી ત્યારે અન્યાન્ય સદુપાયોનું અવલંબન્ન કરી; તમારાં સમસ્ત અનિષ્ટોનું નિવારણ કરી; તમારી

પ્રકૃત સહધર્મીણીનુ કાર્ય કરીશ. જેમ તમારો પરકાળ સુધરે એવી ચેષ્ટા કરીશ, તમે લોભમા પડી જેજે લોકોનો નાશ કર્યો છે તે સર્વનાપર સાધ્યાનુસાર ચેષ્ટા દ્વારા ઉપકાર કરીશ તેમની અવસ્થા જેવી પુર્વે હતી તેવીજ કરી દેવાનો પ્રયત્ન કરીશ. એજ મારો વિચાર છે, એજ મારો સંકલ્પ છે. આ સિવાય મારો એક બીજો નિશ્ચય એ છે કે આ સંસારમા હુ એકજ મહા પુરૂષની સાથે પ્યાર કરીશ તેના સિવાય મરણ પર્યંત કોઇને પણ મારા પ્રેમનું દાન નહિ કરીશ."

"એ તો હુ પહેલેથીજ સમજી ગયો હતો કે તું બીજાને ચાહે છે. બોલ બોલ, ઓ પાપિણી બોલ, એ તારો પ્રેમીક કોણ છે ? એ તારો રસિક નાગર કયાંનો રહેવાસી છે ?"

"મારા રસિક નાગરનુ રહેઠાણ સર્વ સ્થળોમા છે, એ ઘટ ઘટ વ્યાપી વગરનું કોઇપણ સ્થાન ખાલી નથી; તેને તમે નહિ ઓળખી શકો અને ઓળખ્યા પછી છોડી પણ નહિ શકો."

"પણ એ છે કોણ ?"

"એ મારો. તમારો અને આખા સંસારનો સરજનહાર છે. તેનાજ ચરણોમા મેં મારૂ આ જીવન, યૌવન; પ્રાણ, સર્વ સમર્પણ કર્યું છે. તેની પાસે પ્રેમનો અભાવ નથી, દયાની સીમા નથી, સુખની સમાપ્તિ નથી, આનંદનો પાર નથી, હુ તેનાથીજ પ્રેમ કરીશ તેનુંજ શરણ લઇશ."

"સમજ્યો સમજ્યો, કોઇ પાખંડી સન્યાસીએ તને બહેકાવી છે, જરૂર કોઇ વેશધારીએજ તારી બુધ્ધિ ફેરાવી છે, તેણે પોતે પ્રભુ બની તને પોતાનામા આશક્ત કરવાની જાળ બિછાવી છે." વારંવાર પોતાના મકાન પર આવતા એક સન્યાસીનુ સ્મરણ થઇ આવતાં આદિતરામે એ પ્રશ્ન કર્યો.

"જેવી તમારી ભાવના છે, તેવુંજ તમે સર્વ સ્થળે જુઓ છો. જેવી રીતે તમે તિલક, છાપા અને હાથમા તુલસીની માળા લઇ મુખમા રામ બગલમાં છરી પકડી ગરીબોના ગળા રેંસો છો તેવાજ તમે સર્વને જુઓ છો.'

"લલિતા તારી સર્વ વાતો એક વ્યભિચારિણી સ્ત્રીને અનુસરતીજ છે. તેં મારા ઉજ્વળ યશને કલંકિત કરવા ધાર્યું છે કે શુ !"

"જોકે મારામાં એવું એક પણ દુષણ હજુ દાખલ થવા પામ્યુ નથી, તો પણ જો તમે મને વ્યભિચારિણીજ ધારતા હોતો મારી સાથે કોઇ પણ પ્રકારનો સબંધ ન રાખો. મને ઘરમાંથી કાઢી મુકો, પરતુ એવુ કલંક મારા પર ન મુકો, મારા વ્યથિત હૃદયને વિશેષ દુઃખી નકરો, તમે કહો તો હું હમણાંજ મારા કાકા ને ત્યાં ચાલી જાઉં."

"નહિ લલિતા મને માફ કર, મારી ભુલ થઇ હવે હું તને કદાપિ એવું નહિ કહીશ, જા મને ભુખ લાગી છે કૃપા કરી, કાંઇ રસોઇનો પ્રબંધ કર હું સ્નાન કરીને હમણાંજ આવું છું,"

"ભલે હમણાજ હું રસોઇ તૈયાર કરૂ છું અને હજુ પણ તમોને વિચાર કરવાનો અવકાશ આપું છું. કદાચ મારૂં અહીં રહેવું આપના યશને કલંકિત કરનારૂં જણાય તો આવતી કાલેજ હું આ ગૃહનો, અને જરૂર પડશે તો આ દેહનો પણ ત્યાગ કરવાને તૈયાર છું." એમ કહેતી લલિતા પ્રત્યુતરની કાંઇ પણ પરવા કરવા સિવાય અંદર ચાલી ગઇ, આદિતરામ પણ સ્નાન માટે બહાર નીકળ્યો,

લલિતા જે વખતે રસોઇની તૈયારી કરી રહી હતી તે વખતે એકા એક "મા લક્ષ્મીનો જય" "દેવી અન્નપુર્ણાનો જય" "જય જય દેવી લક્ષ્મીનો જય" એવો ધ્વનિ તેણીના શ્રવણપુટ પર અથડાયો.

મા લક્ષ્મીનુ નામ સાભળતાંજ તેણી આનદના આવેશમા અધુ કામ પડતું મુકી એકદમ બહાર આવી, વૃધ્ધ સન્યાસીએ તેણીને એકવખત એ દેવીની મુલાકાત લેવા જણાવ્યું હતુ. અનાયાસે એ લાભ મળી જવાથી તેણી એકદમ દોડતી બહાર આવી, તેણીએ બહાર આવી જોયુ તો રસ્તામાં અનેક હિંદુ મુસલમાનથી ઘેરાએલી એક ત્રિશુલ ધારીણી સ્ત્રી સર્વની વચ્ચે ઉભી હતી કોઇ તેના ચરણને સ્પર્શ કરી તેણીની ચરણધુળી શીરપર ચડાવતાં હતાં, તો કેટલાક નાના બાળકો કુદીને દેવીની ગોદમાં જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, તો કેટલીક સ્ત્રીઓ પોતાના બાળકો સહ દોડી દેવીના ચરણોમા મસ્તક નમાવતી હતી આ દ્રશ્ય જોઇ લલિતાને માલક્ષ્મીપર અત્યંત શ્રધા ઉત્પન્ન થઇ તેણી પણ દોડતી ત્યા ગઇ અને દેવીના અપુર્વ સૌંદર્યને નિહાળતી ક્ષણ ભર ત્યા ઉભી રહી.

કેટલીક વારે માણસોની ભીડ ઓછી થઇ, રસ્તામાં માત્ર લલિતા અને માલક્ષ્મી બેજ રહ્યા. લલિતાએ ભક્તિ પુર્વક દેવીના ચરણોમાં પ્રણામ કર્યા અને બોલી, 'દેવી આજે આપનાં અનાયાસે દર્શન થવાથી દાસી કૃતાર્થ થઇ છે. પરમહંસજીએ આપની પાસેથી ઉપદેશ લેવાની મને આજ્ઞા કરી છે. દેવી, હુ પાપિણી છુ મારો ઉધ્ધાર થાય એવો મને કાઇ માર્ગ બતાવો,"

"તું કોણ છે ? મારી પાસેથી શુ મેળવવાની ઇચ્છા છે ?" માલક્ષ્મીએ કહ્યું.

"દેવી, હું શું કહીને મારો પરિચય આપું. હું સધવા છું, મારો ધણી જીવતો છે પરંતુ તે ઘણોજ અધમ, ઘોર પશુ છે. હું તેને મારો સ્વામી કહેતા પણ શરમાઉં છુ." લલિતાએ કંપિત સ્વરે કહ્યું.

"હેં આ હું શું સાંભળું છું ! કોઇ કુળ કામિનીના મોઢામાંથી આવી વાત આજ સુધી મેં સાંભળીજ નથી. પિતાને મુખે પતિની નિંદા સાંભળી સતીએ પ્રાણની આહુતિ આપવાની વાત સાંભળી છે, પરંતુ સ્ત્રીના મુખે પતિની નિંદા તો આજે પહેલીજ વાર તારા મુખે સાંભળું છું. તું રાક્ષસી છે. જા હું તારી સાથે વાત કરવા પણ ખુશી નથી." એમ કહેતીજ દેવી લક્ષ્મી ત્યાથી જવા તૈયાર થઇ, તેને અટકાવી. તેના ચરણો પકડી. લલિતા રડતાં રડતાં બોલી "ક્ષમા કરો દેવી. હુ ખરેખર રાક્ષસી છું. મારા જેવી પાપિણી આ દુનિયામા કોઇ નથી. સ્વામી મારી આખોનો કંટક બની રહ્યો છે, હુ ઘણો પ્રયત્ન કરૂં છુ પરંતુ પતિના પર પ્રેમ કરવાનુ મારાથી બની શકતુંજ નથી. દેવી મારા મહાન પાપનું કાઇ પ્રાયશ્ચિતજ નથી."

"હેં શુ કહ્યું, જેનું સ્મરણ કરવામા પણ પાપ છે એવું પાપ પણ તુ કરી ચુકી છે ? અભાગિણી શું સ્ત્રીઓનું જીવન, નારીનુ સારવાન સતીત્વ તેને પણ તે નષ્ટ કર્યું છે ?"

"નહિ દેવી, મેં એ મહાપાપ નથી કર્યું આ જીવનમા મેં કોઇપણ પરાયા પુરૂષની છાયાને પણ સ્પર્શ કર્યો નથી. સ્વામી પર પ્રેમ નહિ રહેવા છતાં મેં મારૂ મન કોઇને પણ સોંપ્યું નથી. સ્વામી મારી આખોનો કંટક છતાં મેં કોઇના પર પ્રેમ કર્યો નથી. સંસારના મારા પતિ સિવાયના સર્વ પુરૂષોને હું મારા ભાઇ અને પિતા સમાન સમજુ છું, મેં સ્વપ્નમાં પણ એવા દુષ્કર્મની ઇચ્છા કરી નથી."

"તો પછી તારા સ્વામી પર તને કેમ પ્રેમ ઉપજતો નથી ?" માલક્ષ્મીએ કહ્યું.

"તેનાં એક નહિ પણ અનેક કારણો છે. પરમહંસજી સર્વ જાણે છે." એમ કહી લલિતાએ એક પછી એક પોતાના જીવનની

સર્વ હકીકત માલક્ષ્મીને નિવેદન કરી. સ્વામીનો સ્વભાવ, તેના ચારિત્ર્યનુ સંપુર્ણ ચિત્ર, અને સ્વામીને સુમાર્ગપર લાવવા પોતે કરેલો પ્રયત્ન, એ સર્વ ટુંકામા સમજાવી સ્વામીનું કર્તવ્ય જ્ઞાન કેવી રીતે નષ્ટ થતું જાય છે, શામાટે તેણીને સ્વામી પર અશ્રધ્ધા ઉત્પન્ન થાય છે, એ વગેરે પણ ટુંકામાં જણાવ્યું

લલિતાની સર્વ વાતો સાંભળી લીધા પછી કેટલીક ક્ષણો વિચાર કરી મા લક્ષ્મી બોલી "લલિતા જો કે તારા કહેવા પરથી સ્પષ્ટ સમજાય છે કે તારો સ્વામી મહા નીચ રાક્ષસ છે તોપણ તું જાણે છે કે જે નારી સ્વામીની સેવા કરતી નથી, અને નિરંતર સ્વામીના દોષોજ જુએ છે તે નારીનો જન્મ વૃથાછે. તારા પતિના દુર્ગુણો તરફ જોવાનો તને સહજ પણ અધિકાર નથી, તે ગમે તેવો હોય પરંતુ તારે તો તેની સ્વામી ભાવે સેવાજ કરવી જોઇએ. પતીની અવજ્ઞા કરી તું મહાન પાપની ભાગિની બની છે તોપણ હજુ તારા એ પાપનુ પ્રાયશ્ચિત કરવાનો તને અવકાશ છે. બોલ તું શું કરવા ચાહે છે ? "

"દેવી, મારા સ્વામીએ જે જે મનુષ્યો પર અત્યાચાર કર્યો છે તે તે મનુષ્યોને સુખી કરવાનો પ્રયત્ન કરી મારા સ્વામીએ કરેલા પાપો અને દુરાચારોને ધોવાનો મે નિશ્ચય કર્યો છે. પરમહંસજીએ પણ મને એજ રસ્તો બતાવ્યો હતો અને તે સાથે આપને મળવાની પણ સલાહ આપી હતી. હવે આપજ કહો કે મારે શું કરવું ? કયા માર્ગનુ અવલંબન કરવું ?"

"પરમહંસજીએ બતાવેલો માર્ગ અને તેં કરેલો નિશ્ચય મારી સલાહને અનુકુળજ છે; પરંતુ તે સાથે મારે તેને એટલું કહેવું જોઇએ કે તારે સ્વામી તરફની શ્રધાને છોડવી ન જોઇએ. સ્ત્રીનું કર્તવ્ય, સ્ત્રીનુ ગૌરવ, સ્વામી સેવામાજ છે. પતિ ગમે તેવો

હોય, તેનાથી મહાન કષ્ટ મળતું હોય; તોપણ સ્ત્રીએ તો તેને પ્રભુ સમાન પુજવો જોઇએ. જા, ઘરમાં જા, પ્રભુ તારૂં મંગળ કરશે. લલિતા આજ પછી ભુલમાં પણ પતિ નિંદા કરવાનું સાહસ કરતી નહિ. એમ કરવાથી તુ પતિત બની જશે, રૌ રૌ નર્કની અધિકારીણી થશે. જા વળી ફરીને કોઇ અન્ય પ્રસંગે હું તને મળીશ, હમણા મારે એક સ્થળે અગત્યના કામ માટે ત્વરિત જવાની જરૂર હોવાથી હું જાઉં છું જરૂર પડશે તો હું પણ તારા કાર્યમાં યથાશક્તિ મદદ કરીશ." એમ કહેતાંજ માલક્ષ્મીએ ત્યાંથી ચાલતી પકડી લલિતા પણ પોતાના મકાનમાં ગઇ. આ વખતે તેણીના હૃદયમાં અનેક વિચારોની ઉથલપાથલ થઇ રહી હતી; તેણી પોતાના પાપનો પશ્ચાતાપ કરતી રસોડામાં કામે લાગી પરંતુ તેણીનું ચિત શાન્ત નહોતું. તેને આખું મકાન શ્મશાન સમાન ભાસતું હતું. આત્મદિપક બુઝી જવ પછી ખોળીયાની જે દશા થાય છે તેવીજ દશા અત્યારે લલિતાની હતી. તેણી ફાટી આંખે દરવાજા તરફ વારંવાર જોતી હતી; એ પરથી તે કોઇની માર્ગ પ્રતિક્ષા કરતી હોય એમ જણાતું હતું. શું ધાર્યુ પ્રિય વાચક, લલિતા કોની રાહ જોતી હશે એ તમો જાણો છો. શું આદિતરામને માટે આટલી બધી વ્યાકુળ હશે ? શું માલક્ષ્મીના ઉપદેશે તેણીના પર કાંઇ અસર કરી હશે? કોણ જાણે આદિતરામ આવે ત્યારેજ એ સઘળું સમજાય. પ્રિય પાઠક, આવો આદિતરામ આવે ત્યાં સુધી આપણે જરા ચંપાની હાલત તપાસીએ.



# પ્રકરણ ૩૯ મું.

## -ચંપાની ચાલાકી.-

અરવીંદની મુલાકાત પછી ચંપાના હૃદયમાં એક દુરાકાંક્ષાએ પ્રવેશ કર્યો હતો. તેણી અરવીંદને એક વખત એકાંતમાં મળવાને ઇન્તેજાર હતી. જ્યારે દીવાનજી સાંજે શ્રીનગર જવાનુ નકી થયું અને અરવીંદે પણ પંજાબની આવ્યા પછી એક વખત મુલાકાત લેવાનુ જણાવ્યું, ત્યારે તેણી ઘણી ખુશી થઇ. પરંતુ અરવીંદની મુલાકાત થાય તે પહેલા દીવાનજીને હાથ કરવાનો તેણીને વિચાર થયો. સુંદરરાયના સબંધમાં તેણીને થયેલો ભ્રમ હવે બિલકુલ દુર થઇ ગયો હતો. અરવીંદના જવા પછી તેણી સુંદરરાયની સાથે ઘણીજ છુટથી વાત કરતી હતી; સુંદરરાય પણ તેણીના પ્રશ્નના જવાબ ઘણાજ સંતોષ પુર્વક આપતો હતો, એટલે ચંપાના હૃદયમાં સુંદરરાય માટે શંકાનું સહજ પણ સ્થાન રહ્યુ નહોતુ. તોપણ યમુના અને ગોવીંદરામની રૂબરૂ સુંદરરાયની સમક્ષ પોતાની ઇચ્છા વ્યકત કરવાને તેણીનું અંતઃકરણ ના પાડતું હતું. અરવીંદના ચાલી જવા પછી તે ગોવીંદરામ અને યમુનાના સુવાની માર્ગપ્રતિક્ષા કરતી એક બાજુ પોતાની મહત્વાકાંક્ષા પુર્ણ કરવાના વિચારમા બેસી રહી. યમુનાએ અભ્યાસ કરતાં વધારે શરાબ પીધો હતો, ગોવીંદરામની પણ એજ હાલત હતી. તે બન્ને ઝોકા ખાતાં હોવાથી દીવાનજીએ તેમને શયન કરવાની સુચના કરી. ચંપાએ પણ અનુમોદન આપ્યું. ગોવીંદરામ એજ તકની રાહ જોઇ રહ્યો હતો, તે યમુનાને સાથે લઇ શયન માટે તૈયાર કરેલા તંબુમાં ગયો. તે બન્નેના જવા પછી ચંપા એકલી પડી તેણીએ હવે સુંદર-

રાયને ભોળવવાનો પ્રયત્ન કરવા માંડયો. ને સુંદરરાય તરફ કટાક્ષ ફેંકતી બોલી" સુદરરાય, શું આપનું મકાન પણ શ્રીનગરમાંજ છેકે ?"

"હા. સુંદરરાયે ટુંકામાંજ પતાવ્યું.

ચંપાએ સુંદરરાયનું મન રંજન કરવા પોતાનામાં હતું તેટલા સામર્થ્યનો ઉપયોગ કરવા માંડયો પરંતુ સુંદરરાય ઉંચ્ચ શ્રેણીનો અને ગંભિર હતો. વાતચિત અને વ્યવહાર પરથી મનુષ્યને ઓળખવાની તેનામાં અપુર્વ શકિત હતી. ચંપાની વાતો પરથી તેણીનો ઉદ્દેશ તે સમજી ગયો અને પોતાનું કાર્યસાધ્ય કરવાનો યોગ્ય અવસર સમજી ચંપાને છાપરે ચડાવતાં તે બોલ્યો "ચંપા, તું અપુર્વ સુંદરી છે. રાજા મહાશય તારી વાતો સાભળી ઘણાજ ખુશી થયા છે. યમુનાના એક પણ વાકયમા તેને આનંદ જેવુ કશું જોયું નથી, ખરૂ પુછે તો તે તને ચાહે છે પરંતુ પોતાનો પ્રેમ તારી પાસે રજુ કરવાનો તેને અવકાશ નહોતો અને એક બીજુંપણ કારણ હતું......"

" બીજું કારણ શુ હતું ? " ચંપાએ અધિરાઇથી પુછ્યું.

"એજ કે તેઓએ સાંભળ્યું છે કે તું એક બીજા માણુસને ચાહે છે, તારૂં સર્વસ્વ તેં તેને અર્પણ કર્યું છે એટલે રાજા ખુલી રીતે તારી સાથે પ્યાર કરવાને લાચાર છે કારણ કે એવા ઝગડાઓથી હમેશા તેઓ દુરજ રહેવાનું પસંદ કરે છે,"

"એ માટે આપ કાંઇ પણ ભય રાખવાની જરૂર નથી કારણકે જે માણુસ માટે આપ કહો છો તેને મેં મારૂં સર્વસ્વ અર્પણ કર્યું છે એમ નથી પરંતુ ખરી રીતે તો મેંજ તેમનું સર્વસ્વ હરણ કર્યું છે, અત્યારે તેની પાસે એક કોડી પણ નથી. અરે રસ્તામાં રખડતા એક ભીખારીથી પણ બદતર સ્થીતિમાં મેં તેને મુકી દીધો છે. શું આપ એમ ધારો છો કે એવી સ્થીતિએ પહોંચેલો એક રસ્તાનો

ભિખારી રાજા સાહિબ સામે આંગળી ઉચી કરવા જેટલી હીંમત કરી શકે ? ”

“જો કે એ બનવું મુશ્કેલ છે, તોપણ ચંપા પ્રથમથીજ જોઇ વિચારી કામ કરવાથી અંતમા તેનુ ફળ સારૂં આવે છે. એટલે પ્રથમ તારે તારા માર્ગમા આવતા કંટકોથી મહારાજાને નિર્ભય કરવાના છે. જો કે રાજાને એક રાણી છે પરંતુ રાજાનો પ્રેમ તેણીના પર નથી એટલે હું તનેજ રાણીના પદપર સ્થપાવીશ અને એ રાણીને તારી દાસી બનાવરાવીશ પરંતુ જ્યાં સુધી તારી આસપાસના કંટકો દુર ન થાય ત્યા સુધી એ બનવું ઘણુંજ મુશ્કેલ છે”

ચપા ચતુર છે, ધન રત્ન અને સુખ સૌભાગ્યનો લોભ તેના હૃદયમા પ્રબળ રૂપે બિરાજમાન છે, અભાગી કાળીદાસની સેવા તેણે ઘણા દિવસો કરી પરંતુ તેની ઇચ્છાઓની પુર્તી એ દ્વારા થઇ શકી નહિ, રાજાનું અપરિસિમ રૂપ, અતુલનિય ધન સંપતિ, અને મન મુગ્ધકારિણી સરલતા તેમજ રસિકતાએ ચપાની પ્રત્યેક નાડીમાં પ્રવેશ કરી તેણીને ઉન્મત બનાવી દીધી હતી. પતન ? તું ચપાની બહુજ નજીક છે કારણ કે તેનુ હિતાહિત જ્ઞાન, સંભવ અસંભવનો વિચાર કરવાની શકિત, એ સર્વ અત્યારે તેનો ત્યાગ કરી ગયાં છે રાણી થવાનો લોભ તેને દિશા ભુલાવી રહ્યો છે. એથીજ અમો કહીએ છીએ કે તેણીનું પતન થવાને હવે બહુવાર નથી.

કેટલીકવારે તે સુંદરરાયને ઉદ્દેશીને બોલી “સુંદરરાય; જો રાણી થવાની મારી ઇચ્છા પુર્ણ થશે, મને રાણી બનાવવામાં આપની મદદ મળશે; તો હું સોગન ખાઇને કહું છુ કે તમોને ન્યાલ કરીશ. આજ સુધીમાં મે મેળવેલી તમામ દોલત હુ તમનેજ અર્પણ કરીશ. લ્યો, અત્યારે આ હીરા જડિત પહોચી તમોને આપુ છું. તેની કીંમત

આશરે દશેક હજારની હશે. આ સિવાય તેવાજ રત્ન જડિત દાગીનાઓ રોકડ અને કાળીદાસની સર્વ સંપતિ જે મેં રાજા અરવીંદરાયને સોંપેલ છે તે સર્વ તમોને મારૂં કામ થઇ જવા પછી અર્પણ કરીશ.

"બસ હવે મને ખાત્રી છે કે મારૂં મહેનતાણું મને આપના તરફથી સારૂંજ મળશે. વારૂ હમણાં એ પહોચી તમારી પાસેજ રહેવા દો, એ ગમે તેટલી કીંમતની હોય પરંતુ જ્યાં સુધી હું તમારૂં કામ કરી ન આપુ ત્યા સુધી તમારી પાસેથી એક પાઇ પણ લેવામાં પાપ સમજું છુ. ચંપા, હું કોઇ દિવસ કોઇને વિશ્વાસ આપતો નથી અને આપું છુ તો તેનું પરિણામ પણ સતોષ કારકજ લાવું છુ. હાં પણ ચંપા એ રાજા સાહેબને સોંપાએલી મિલકત ગોવીંદરામના હાથમા નજાય તેની તમારે સંભાળ રાખવાની છે. કારણ કે રાજાસાહેબ યમુના અને ગોવીંદરામના વ્યવહારથી ઘણાજ નારાજ થઇ ગયા છે. યમુનાના સબધંમાં તેઓએ મને ઘણી વાતો કરી છે અને તે સાથે એમ પણ કહ્યું છે કે એવા માણસો સાથે ચંપાનો સબંધ હોય એ કોઇપણ રીતે વ્યાજબી નથી. બની શકે તો તેમનો સંસર્ગ છોડી દેવા તમોને સમજાવવાનું પણ મને કહેલું છે. એટલે જો તું રાજાને તારા સ્નેહ બધનથી બાંધવા માંગતી હોય તો બને તેટલી ત્વરાએ એ લોકોથી જુદી પડવાનો યત્ન કર."

સુંદરરાયની એ વાતો સાંભળી ચંપા પોતાની સત્યતા પ્રમાણિત કરતી બોલી "ખરૂં છે. સુંદરાય. યમુનાની સાથે સુરસિંહનો સબંધ કેવી રીતે બંધાયો અને એ બંન્ને વચ્ચે બગડવાનુ કારણ શું એ સર્વ હું જાણુંછું. એમ કહી સુરસિહ સાથેના દ્રષ્ટિમિલનથી માંડીને તેના ઘરમાથી ચોરી કરી યમુના નાસી આવી ત્યાં સુધીનો યથાસ્થિત હેવાલ સુંદરરાયને કહી સંભળાવ્યો, ગોવીંદરામની નીચતા, સુરસિંહનો

સ્વભા, અવિચાર અને અત્યાચાર આદિ ચંપાએ પોતાની વાક્ મય રસનાથી વ્યકત કરી. યમુનાને ગર્ભ છે અને તે ગર્ભને નષ્ટ કરવાનો એ ભાઇ બહેનનો વિચારછે એ પણ ચંપાએ સાથે સાથેજ જણાવી દીધુ. ટુંકામા વાતોને વધારે મશાલેદાર બનાવવા માટે તેણીએ સત્ય સાથે અનેક જુઠી વાતો પણ જણાવી. તેમા ખાસ કરી વિશેષ જુઠું તો યમુનાની ઉમરના સબંધમાં તે બોલી. તેણીએ કહ્યું કે યમુનાની ઉમર અત્યારે ત્રીશ વર્ષથી વધારે છે હું તેનાથી પાચ સાત વર્ષ નાની છુ. તે જરા કદમાં નાની હોવાથી મારા કરતાં ઉમરમા નાની દેખાય છે.

"યમુનાની ઉમર ગમે તેટલી હોય તેની સાથે આપણને કામ નથી, કારણ કે તેણી ગમે તેટલી સૌંદર્યવતી છતા તેણીનું વર્તન ઘણુંજ નિર્લજ અને વેશ્યા જેવુ છે એટલે રાજા સાહેબ તો તેણીનું મોઢું જોવા પણ ખુશી નથી. તોપણ એકદમ તેને અહીંથી રજા આપવી એ ઠીક નથી, શ્રીનગર જવા પછી સઘળો બદોબસ્ત કરી લઇશું. હવે તમે જાઓ અને શયન કરો, પણ જો જો સંભાળજો. રાજા સાહેબને સોપાએલી મીલકતની સતા તમારા હાથમાંજ રાખજો. ભુલે ચુકે પણ એ ગોવીંદરામને સોંપતા નહિ. એટલુંજ નહિ પરંતુ આપણા વચ્ચે થયેલી વાતચીત પણ તેના જાણવામાં આવે નહિ એવી સાવધાનીથી કામ લેજો, નહિતો આપણી સઘળી આશાઓ ધુળમા મળી જશે રાજા આવશે એટલે હું તમારા માટે સઘળો બદો-બસ્ત કરી લઇશ, ત્યા સુધી તમારે સભાળવાનું છે."

"એ માટે આપ નિશ્ચિંત રહો. તમો મારા માટે આટલો શ્રમ ઉઠાવો અને હું એ બદમાસો પાસે તેને ઓળખવા છતાં ભેદ ખુલો કરૂં એ કેમ બને,"

"વારૂ ત્યારે, હવે તમે જાઓ અને હું પણ મારે કામે લાગું છું." એમ કહી સુંદરરાય બીજા રૂમમા ચાલ્યો ગયો, ચંપા પણ બિછાના પર ગઇ અને થોડીજ વારમા નિદ્રાને આધિન થઇ ગઇ.

બીજે દિવસે સવારના યથા સમય સર્વ સ્ટેશન પર આવી પહોંચ્યા. સુંદરરાયે અગાઉથી ટીકીટ વગેરેનો બંદોબસ્ત કરી રાખે હોવાથી સર્વ ગાડીમાં બેઠાં, બરાબર નવ વાગે ગાડી ઉપડી અને બીજે દિવસે સવારનાં શ્રીનગર આવી પહોચ્યાં.

ચપા, ગોવીંદરામ, યમુના. વગેરેને શ્રીનગરમા આવ્યા આજે પાંચ દિવસ થઇ ગયા છે. સુંદરરાયે એક સુંદર બગલો તેઓના નિવાસ માટે કાઢી આપ્યો છે એટલુંજ નહિ પરંતુ તેના બંગલા પર પોલીસની ચોકી પણ બેસાડી દીધી છે. આવા બાદશાહી ઠાઠમાં એ ત્રણે શ્રીનગરના એકાત ભાગમાં આનંદ કરતા હતાં. એક દિવસે સુંદરરાયે ત્યાં આવી ચંપાને એકાંતમા ખબર આપી કે 'રાજા સાહેબ આજે રાતની ગાડીમા આવનાર છે અને તેઓ કદાચ આવતી કાલે મુલાકાતે આવશે. કયા ટાઇમે આવશે એ કાઇ ચોકસ કહી શકાય નહિ તોપણ તેને રીઝવવા સંપુર્ણ ઠાઠમા તૈયાર રહેવાનું છે. યમુના કે ગોવીંદરામને એ વાતની ખબર ન પડે એટલા માટે હું તમનેજ ખબર આપવાનુ ઉચિત ધારી અહીં આવ્યો છું, પરતુ ચંપા, જો જો પછી મને ભુલી ન જતાં. રાણી થયા પછી આ ગરીબ સેવકનેજ લાત ન મારતાં"

"સુંદરાય, આપ આ શું બોલો છો? હું એવી બેઇમાન નથી કે મારા પર ઉપકાર કરનારનો બદલો હું અપકારથી વાળું." એ વગેરે કહી ચંપાએ સુંદરરાયને પોતાના વચન માટે નિશ્ચિંત રહે-

વાનું જણાવી વિદાય કર્યો અને પોતે અંદર ગઇ. જોયું તો ગોવીંદ-રામ અને યમુના સુતા હતાં આથી તેણી ડ્રૉઇંગ રૂમમાં ગઇ અને શૃંગાર સજવા લાગી. તેણીને વિશ્વાસ છે કે પોતાનુ રૂપ મેનકા કે ઉર્વશીથી કોઇ પણ અંશે ઉતરે તેમ નથી. એ સૌંદર્યપુષ્પ રાજાના ઉદ્યાનમાજ ખિલવું ઉચિત છે. કુત્સિત કાળીદાસ આ રૂપની કદર કયાથી જાણે ! કેવળ સુયોગના અભાવથીજ આ મુકનમાળા એ વાદ-રાના ગળામાં પડી હતી. હવે તે એક ઝવેરીના શરીરને શોભાવશે. ઇત્યાદી મોટી મોટી આશાઓની અટાલિકા નિર્માણ કરતી ચંપા પોતાના દેહને સફેદ બનાવવામા અને બાલ સાફ કરવામાં ગુંથાઇ.

ચંપાના વેષ—ભુષા થવા પછી કેટલીક વારે ગોવીંદરામની નિદ્રા ભગ થઇ, રૂપની શ્યામ ઘટા ઘરમાં છવાએલી જોઇ ગોવીંદરામ બોલ્યો "ચંપા આજે આ શું ! કોને રીઝવવા આ ભુષણોથી વિભુ-ષિત થયેલી છે ?"

"તમને, બીજા કોને ? ગોવીંદરામ, આજના જેવી એકાત આપણને કોઇ દિવસ મળી નથી. આવો સુદર સમય ફરીને મળવો મુશ્કેલ છે. આજ સુધી કાળીદાસની ચોરી છુપીથી આપણે દીલખુશ કર્યું છે: આજે ઇશ્વરે સુયોગ આપી દીધો તો તે હાથથી કેમ જવા દઉ " તમારી સાથે એકાત લેવાના લોભથી તો હું કાળીદાસનો ગ્રહત્યાગ કરી આવી છુ. તેનું ધન, માલ, સર્વ લઇને પણ હું તમારીજ ખાતર આવી છું. તો પછી શા માટે મારા સ્નેહીને સંતો-ષવામા તેનો ઉપયોગ ન કરૂ. જો કે તમે તો મને વેશ્યા બનાવી બરબાદ કરી છે પરંતુ મેં તમારી છબી માગ હૃદયમાં કોતરી રાખી છે. મારો સ્નેહ તમારા પર પુર્વવત જેવોને તેવોજ છે," ચંપાએ યુક્તિ સંગત વાતથી ગોવીદરામને પાણી પાણી કરી નાંખ્યો.

"ખરૂં છે ચંપા, કાળીદાસની હાજરીમાં મારાથી તારી સાથે વાત પણ થઇ શકતી નહોતી........."

"અરે કહોને કે આનંદથી સાથે બેસી શરાબ પીવાનો પણ આપણને વખત મળ્યો નહોતો. લ્યો, આ ત્રણ રૂપિઆ લઇ જાઓ અને એક બોટલ લઇ આવો. આજે આપણે સાથેજ દારૂ પીઇશું." ચંપાએ ગોવીંદરામને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું અને ત્રણ રૂપિઆ તેના હાથમાં આપ્યા.

ગોવીંદરામ એવા સત્કાર્યમાં વિલંબ કરે તેવો મુર્ખ નહોતો. તે તરતજ બહાર નીકળ્યો પરંતુ બહાર પહેરો ભરતા પોલીસોએ તેને બહાર જતો અટકાવ્યો. ગોવીંદરામે એમ કરવાનું કારણ પુછતાં તેઓએ જણાવ્યુ કે "દિવાનજી હમણાજ અમોને કહી ગયા છે કે કાળીદાસ તમારા રહેઠાણની શોધમાં છે એટલે થોડો સમય તમારે કોઇએ બહાર નીકળવું નહિ. કાઇ કામકાજ હોયતો લાવો હું કરી લાવું." કાળીદાસનું નામ સાંભળતાંજ ગોવીંદરામના હાંજા ગગડી ગયાં, તેણે તરતજ ત્રણ રૂપિઆ સિપાઇના હાથમાં મુકયા અને પોતે અંદર ચાલ્યો ગયો. આનંદમાં ખલલ પડવાના ભયથી ગોવીંદરામે બળતીજ વાત કરી દીધી. થોડીજ વારમાં સિપાઇ શરાબની બાટલી સાથે અંદર દાખલ થયો અને ગોવીંદરામના હાથમા આપી ત્વરિત ત્યાથી ચાલ્યો ગયો. ગોવીંદરામ બહાર ગયો ત્યારે ચંપાએ યમુના જાગી નજાય એવો બંદોબસ્ત કરી લીધો હતો, તેણીએ કોઇ કેફી ચીજની અસર યમુનાની નાસીકા દ્વારા ઉતારી હતી. ગોવીંદરામને પણ ખુબ શરાબ પીવરાવી બેશુધ્ધ બનાવી દેવો એજ ચંપાનો ઉદ્દેશ હતો, કારણકે એમ કરવા સિવાય રાજાને એકાંતમાં મળવાનો અવસર પ્રાપ્ત થઇ શકે તેમ નહોતો. તેણીએ ઘણાજ આદર સહિત ગોવીંદરામને

એક ગ્લાસ શરાબ આપ્યો, વિનિત અને આજ્ઞાકારી ગોવીંદરામ તે ગટગટાવી ગયો. બીજો ત્રીજો એમ કરતાં આખી બાટલી ખલાસ થઇ. ધીમે ધીમે શરાબે ગોવીંદરામના મસ્તિક અને શ્રોણિતપર પોતાની સરદારી જમાવવા માંડી, શરીર શિથીલ થવા લાગ્યુ. આવી સ્થીતિમા પણ તે ચંપાને બાથમા લઇ તેની સાથે અનુચિત વ્યવહાર કરવા ચાહતો હતો, એટલામાં એકાએક મકાનનો દરવાજો ખુલી ગયો. એક શ્વેતકાય પુરૂષે ઘરમાં પ્રવેશ કરી ચંપાને બાથમાં પકડી ઉભેલા ગોવીદરામના શીર પર એક દંડો મારી દીધો. ગોવીંદરામ તેજ ક્ષણે રૂધિર મય કલેવર બની જમીન પર ઢળી પડયો. હવે તે મનુષ્ય ચપા તરફ વળ્યો અને જેવો તેણે ચંપાને ડંડો મારવા હાથ ઉપાડયો, તેવોજ પાછળથી કોઇએ તેના હાથને જોરથી પકડી લીધો. તેણે પાછુ વાળી જોયું તો એક વિશાળકાય બ્રાહ્મણ ઉભેલો હતો પ્રહારકારીની ઘણી ચેષ્ટા છતાં તે બ્રાહ્મણની વજ્ર મુઠીમાં આવેલો પોતાનો હાથ છોડાવી શકયો નહિ. ભય વિકલિતા ચંપાએ જોયું તો પ્રહારકારી કોઇ બીજો નહિ પરતુ કાળીદાસજ હતો. પણ એ અત્યારે અહીં કયાથી, અને આ બ્રાહ્મણ કોણ ?"

---

# પ્રકરણ ૪૦ મું.

## —પતિ ભકિત.—

આદિતરામના મકાનમાં અત્યારે આપણે લલિતાને પોતાના ઇષ્ટ દેવતાની પુજા કરતી જોઇએ છીએ. માલક્ષ્મીની પાસે તેણીએ દિક્ષા લીધી છે, દિક્ષા લઇ તેણીએ કેવું શીક્ષણ અને કેવો જ્ઞાન લાભ

કર્યો છે એ અને જાણતા નથી. પરંતુ એટલું અવશ્ય જાણીએ છીએ કે તે તરહ તરહનાં પુષ્પ, ચંદન, અક્ષત, આદિથી ઘણો સમય થયાં ઇષ્ટ દેવના ધ્યાનમાં લિન્ન થયેલી છે, હમણા તે આદિતરામની સાથે ઝગડો કરતી નથી, એટલુંજ નહિ પરંતુ કટુ વાકય સુધ્ધા નહિ કરવાનો તેણીએ નિશ્ચય કર્યો છે- તેણી દીવસનો ઘણો ભાગ પુજા પાઠમાજ વિતાવે છે. નિમિયત ભોજન બનાવી પ્રથમ પતિને જમાડી બાકી રહેલા અન્નમાંથી પોતાનું પેટ ભરી લે છે.

પત્નિના સ્વભાવમા આવું પરિવર્તન થવાથી, યદ્યપિ સંસારિક આનદમા વૃધ્ધિ નથી થઇ, તદપિ આદિતરામને પત્નિના એ વર્તનથી આનંદતો જરૂર થયો છે. તેને દાંપત્ય પ્રેમના સુખનો લાભ ભલે નથી મળતો પણ ઘરમા જે નિરંતર કલહ ચાલતો હતો તે સદંતર બંધ થઇ ગયો છે. એથી આદિતરામના દિવસો ઘણાજ આનદમાં પસાર થાય છે.

આજે લલિતા હમેશના નિયમ મુજબ પુજામાં બેઠી છે, તેણી ધ્યાનમા એટલી તો લિન્ન થયેલી છે કે પોતાના શરીરનું પણ ભાન નથી. તેણીની આખો બંધ હોવા છતાં તેમાથી નીકળતાં આંસુઓથી તેણીના ગાલ ભીંજાઇ ગયા છે. અત્યારે તે નતો દેવતા પર પુષ્પ ચડાવેછે કે ન કાંઇ મંત્ર બોલેછે. અત્યારે તે પોતે પોતાને ભુલી ગઇછે, ઉન્મદિની બની ગઇ છે.

બરાબર એ સમયે આદિતરામે ઘરમાં પ્રવેશ કર્યો અને પત્નિની એ સ્થિતિ જોઇ તે ગભરાઇ ગયો. તેણી કોઇ કઠીન રોગથી ઘેરાએલી હોય એવો તેને ભાસ થયો. તે ધીમે ધીમે તેની પાસે ગયો અને બોલ્યો "કેમ લલિતા તને શું થયું છે! કેમ કાંઇ બોલતી નથી!"

લલિતાએ ધારે ધીરે આખો ખોલી આદિતરામની સામે જોયું. તેની એ દ્રષ્ટિ ઘણીજ કોમળ, ઘણીજ મધુર, અને શાંત હતી. આદિ-

તરામના પર દ્રષ્ટિ કરતાંજ તેણી તેના ચરણોમાં ઢળી પડી. આદિત-રામ આ દ્રસ્યથી કાષ્ટની પુતળીની માફક સ્થભી ગયો તેના મોઢામાથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ, ઘણા દિવસથી તેણે પત્નિના દેહને સ્પર્શ કર્યો નહોતો. આજે તેના ચરણો પર લલિતાનું મસ્તક નમેલું જોઇ તેના શરીરમાં એક વિચિત્ર પ્રકારની મોહમયી મદિરાનો આવેશ આવી ગયો. તે સહસા કોઇ પણ પુર્ણાનંદમય અભિનય રાજ્યમાં પહોચી પરમાનંદનો અધિકાર બની ગયો.

કેટલીકવારે લલિતાએ પોતાનું માથું ઉંચુ કર્યું. આ વખતે તેણીની આંખો આસુથી ભરેલી હતી. તેણી હાથ જોડી બોલી "નાથ, ક્ષમા કરો. આજ સુધી કોઇ દિવસ મે તમારૂં આ રૂપ જોયું નહોતુ. તમારામાં આવી સુંદરતા, આવા ગુણ, આવું પુણ્ય અને પવિત્રતા છે એ હું આજ સુધી જાણતી નહોતી પ્રભુ મને જન્મ જન્માતરમા તમારીજ દાસી બનવાનું સદભાગ્ય આપે."

આદિતરામે એકવાર પોતાની સામે સજળ નેત્ર હાથ જોડી બેઠેલી પત્નિ સામે જોયું. આવી અવસ્થામાં શું કરવું જોઇએ એ બિચારો આદિતરામ ન સમજી શકયો, તોપણ તેણે પોતાના કપડાવતી પત્નિનાં આંસુ લુછવા માડયાં અને બન્ને હાથો ફેલાવી પોતાની બગલમાં લઇ લીધી. લલિતા પતિના ખભા પર માથું મુકી એક નાના બાળકની માફક પોકેપોક રડવા લાગી જ્યારે રડવાથી હ્રદયભાર ઓછો થયો ત્યારે તેણી થથરતે અવાજે આદિતરામને ઉદ્દેશીને બોલી. "નાથ આજ સુધી હું ભયાનક ભ્રમમાં ભુલી હતી. હાય મેં તમોને મનુષ્ય સમજી કેટલું કષ્ટ આપ્યું ! તમેજ શ્રીકૃષ્ણ પુર્ણ પુરૂષ છો એ હું આજસુધી જાણતી નહોતી. તમારી અપુર્વ શોભા અને ગુણોની તુલના થઇ શકે તેમ નથી. તમારામાં બુરાઇનો લેશ માત્ર પણ અંશ નહિ

હોવા છતાં મેં પાપિણીએ તમને પજવ્યા, અરે આ અપવિત્ર હાથોએ તાડન સુદ્ધાં કર્યું. નાથ, આ પતિતની અંતમાં શી ગતિ થશે! હું તુચ્છ નારી હોવા છતાં પતિના ભલાં બુરાં કામોનો વિચાર કરતી હતી. ધિકાર! ધિકાર!! અરે ઓ લલિતા તને લાખોવાર ધિકાર છે!!! તું મહાન પાપિણી છે, તારાં પાપોનું પ્રાયશ્ચિત આ જગતમાં નથી. નાથ, મને ક્ષમા કરો." બોલતાં બોલતાં લલિતાનો કંઠ રૂંધાઇ ગયો.

"નહિ લલિતા, હુંજ પાપીછું. હુંજ ઘોર બદમાશ, ઠગ પાજી અને પરાયું ધન હરનાર લુંટારો છું, ચોર છું."

"નાથ નાથ, એમ ના બોલો. એવી વાતો સાભળવામાં પણ પાપ છે. તમે જે કાંઇ કરો તે વ્યાજબીજ કરો છો, તમારા કામની વચ્ચે આવવામાં પણ પાપ છે."

"લલિતા તને આવી શિક્ષા કોણે આપી? તું એક દેવી જેવી કોની કૃપાથી બની ગઇ છે?"

"પ્રભુ; મને દેવી ન કહો, હું તમારી દાસી છું. મેં એવાં તો ભયંકર પાપો કર્યાં છે કે જેનું કાંઇ ઠેકાણું નથી. તમો દયામય છો, દયા કરી મારા અપરાધોની મને ક્ષમા આપો." લલિતાએ પ્રાર્થના કરતાં કહ્યું.

"નહિ લલિતા; હુંજ તારો અપરાધી છું. મને તારે ક્ષમા કરવી જોઇએ પરંતુ લલિતા મને એ તો સમજાવ કે કોના ઉપદેશથી તને આવું જ્ઞાન પ્રાપ્ત થયું?"

"એક સ્વર્ગીય દેવીના ઉપદેશથી. તેને તમો જાણતા પણ હશો, લોકો તેને માલક્ષ્મીના સુંદર નામથી સંબોધે છે. તેનાજ ઉપદેશથી હું મારા દેવતાને ઓળખી શકી."

ઘણાજ પ્યારથી લલિતાને હૃદય સાથે લગાવતાં આદિતરામ બોલ્યો, "માલક્ષ્મીના ચરણોમાં મારા કોટી કોટી પ્રણામ હો. એ દેવીની કૃપાથી આજે હુ મહા આનંદનો ભાગી બન્યો છુ."

"પ્રભુ. આજ્ઞા હોય તો આપ નિત્ય કર્મથી પરવારો એટલા સમયમા હું આપના માટે ભોજનાદિકનો પ્રબંધ કરૂં."

"ભલે જેવી તારી ઇચ્છા." આદિતરામે કહ્યુ.

આજ્ઞા મળતાંજ લલિતા રસોડામા ગઇ અને ભોજનની તૈયારી કરવા માંડી. તેણીના જવા પછી આદિતરામ અનેક વિચાર તરંગોમાં અથડાતો આમ તેમ આંટા મારવા લાગ્યો. કેટલીક વારે તે મનોગત બોલ્યો, " ખરેખર હું મહા પાપી છુ. મેં પૈસાની લાલચે અનેક ગરીબોનાં ગળાં રેંસવાનું કરપીણ કામ કર્યું છે, મારા પાપની સીમા નથી, તેનું પ્રાયશ્ચિત નથી. અરેરે લલિતાને મેંજ પાપિણી બનાવી હતી, તેની ઇચ્છાઓને લાગણીઓને દાબી દેવાનો મેજ પ્રયત્ન કર્યો હતો, એટલું છતાં માલક્ષ્મીના ઉપદેશથી તેણીનામાં છુપાઇ રહેલા સુસંસ્કારે ફરીને તેણીને જાગ્રત કરી. મારા જેવા અધમ, અરે અધમથી પણ અધમ નરને એ નારી દેવતા તરીકે પુજવા લાગી. હુ મહાન પાપી હોવા છતા, મારાં દરેક કરપીણ કામો તેણીના જાણવામાં છતાં, એ સાધ્વી લલિતા મને આટલું માન, આટલું સુખ. આપવાને તત્પર થઇ રહી છે. તો જો હું નિષ્પાપ બની જાઉં, સત્કર્મ તરફ મારા મનને દોરી જાઉં. તો કોણ જાણે કેટલા સત્કારને પાત્ર થાઉં. બસ. આજથી હું એ સાધ્વીના ઉપદેશાનુસાર વર્તીશ. હમણાંજ જાઉં, એ દેવીની પાસે ભોજન ગ્રહમા જાઉં, તેના પવિત્ર શરીરની હવા લાગવાથી પણ મન પવિત્ર થશે. જેના ઘરમા આવી દેવી છે તેને પાપ સ્પર્શ કરી શકતાં નથી. બસ આજથી હું સર્વ પાપ કર્મોને તિલાં-

જલી આપું છું એટલુંજ નહિ પરંતુ સાધવીની સલાહ અનુસાર કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરૂં છું. એ રીતે અનેક પ્રકારે બબડતો આદિતરામ ભોજન ગ્રહ તરફ વળ્યો. લલિતાએ પતિદેવને આવતા જોઇ એક આસન નાંખી આપ્યું. આદિતરામ તેના પર બેઠો અને પત્નિની સાથે વાતે વળગ્યો.

યથા સમય ભોજન તૈયાર થયું, લલિતાએ પ્રેમથી તે એક થાળીમા પીરસ્યું અને પોતે એક પંખો લઇ આદિતરામની સામે બેઠી. જ્યાં સુધી આદિતરામે ભોજન કર્યું ત્યાં સુધી લલિતાએ પંખો હલાવ્યા કર્યો. ભોજનથી નિવૃત થઇ આદિતરામ વિશ્રામ માટે આરામ ગ્રહમાં ગયો, લલિતાએ ઘણાજ ભાવથી પતિની થાળીમાં બચેલો ખોરાક લઇ પોતાની આત્મતૃપ્તિ કરી.

આ રીતે આદિતરામના દિવસો ઘણાજ આનંદમાં વ્યતિત થવા લાગ્યા, તેના ચિતમાં યથેષ્ટ ભાવાતર થવા લાગ્યો. તેણે પોતાના અતિત જીવનનું પ્રષ્ટ ખોલી જોયું તો તેમાં ઘણી પાપોની રેખાઓ ખેંચેલી માલુમ પડી. તે પોતાના પાપોનો નાશ કરવાનો માર્ગ મેળવવા માટે લલિતાની સાથે ધર્માધર્મના સબંધમાં નિરંતર પ્રશ્નોતર કરતો પરંતુ લલિતા તેને કહેતી કે હું પાપિણી છું. હું ધર્માધર્મની વાત શું જાણું ? હું પાપની અગ્નિમાં ભસ્મ થતી હતી એટલામાં મા લક્ષ્મીનું શરણ મળ્યું. તેણે મને સારી રીતે સમજાવી દીધું કે જે નારી પોતાના સ્વામીને મનુષ્ય માને છે, તેના જેવી પાપિણી આ જગતમાં બીજી કોઇ નથી. શ્રીકૃષ્ણની મુર્તી બતાવતા તેણે મને કહ્યું હતું કે નારીએ પોતાના સ્વામીની શ્રીકૃષ્ણના સમાન પુજા કરવી જોઇએ. તેનાજ કહેવા અનુસાર મેં સ્વામીને શ્રીકૃષ્ણ અને શ્રીકૃષ્ણને

સ્વામી સમજી ધ્યાન પુજા કરવાનો અભ્યાસ કરવા માંડ્યો, અને ભગીરથ પ્રયત્નના પરિણામે હૃદયમા ફેલાએલા અંધકારમા જ્યોતિનો આવીર્ભાવ થયો. ત્યારેજ હુ સમજી કે સ્વામી જે કાંઇ કરે, તેમા ઉચિતાનુચિતનો વિચાર કરવાનો મને સહજ પણ અધિકાર નથી હુ તો સ્વામીની વિના દામે ખરીદેલી ગુલામ છુ. પ્રભુ મને આશીરવાદ આપો કે મારી હમેશાને માટે તમારા પ્રતિ એવીજ મતિ રહે" લલિતાએ આદિતરામના ચરણોમાં પ્રણામ કરતા કહ્યુ.

આદિતરામે સ્નેહ પુર્વક તેણીને હૃદય સાથે ચાંપી. તેણીના અંગસ્પર્શ માત્રથી આદિતરામની મતિમાં પણ અસાધારણ ફેરફાર થઇ ગયો. ધીમે ધીમે તેને પોતાના કરપીણ કામો યાદ આવતા ગયા. તે એક દિવસ શ્રીકૃષ્ણ ચંદ્રના મંદિરમાં ગયો અને એ નિયંતાની મુર્તી સામે ઘણો સમય નેત્ર બંધ કરી, ભકિતભાવથી પ્રાર્થના કરવા લાગ્યો નેત્ર ખોલતાની સાથેજ તેમાંથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો. આજ સુધી તેણે કોઇપણ દિવસ આવા ભકિતભાવથી પ્રભુને પ્રણામ કર્યા નહોતા.

આદિતરામ મંદિરમાથી નીકળી સીધો હરિદાસના મકાન પર ગયો. આ વખતે હરિદાસ અતિ આપત્તિમા હતો, એ બિચારાના ઘરમા અન્નનો એક દાણો પણ નહોતો. મહિનામા પંદર દિવસ એવા કષ્ટના એ બિચારાને ભોગવવા પડતા હતા. મા લક્ષ્મી તેની એ સ્થીતિ જાણતી હતી, એટલે વારંવાર ત્યા આવી તેની મુશ્કેલીઓ દુર કરી જતી હતી. આજે હરિદાસ એ દેવીની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યો હતો. એકાએક એ સંતાપનાશિની મુર્તી નજરે પડી, તેને જોતાંજ હરિદાસે અત્યંત ભકિત ભાવે પ્રણામ કર્યા. માલક્ષ્મી ઘરની અંદર ચાલી ગઇ હરિદાસની ચિંતાનો બોજ ઓછો થયો. તે હવે નિશ્ચિંત મને

ધંધો કરવા બહાર નીકળ્યો પરંતુ હજુ તે દશ કદમે આગળ ગયો નહિ હોય એટલામાજ આદિતરામ તેને સામે મળ્યો. તેને જોતાંજ હરીદાસના હાજાં ગગડી ગયાં, તે નિરાશ હતાશ જ્યાનો ત્યાં સ્થિર થઇ ગયો. એટલામાં આદિતરામ પણ આવી પહોચ્યો. હરિદાસની એ સ્થિતી જોઇ તેને આશ્ચર્ય ચકિત મુદ્રાએ પ્રશ્ન કર્યો "કેમ હરિ- દાસ શું છે ? આટલા બધા ગભરાએલા કેમ જણાઓછો? બાળ બચ્ચાં તો સર્વ કુશળ છે ના."

પરતુ હરિદાસ ઉત્તર આપી શકયો નહી. તેને નિરૂત્તર ઉભેલો જોઇ આદિતરામ બોલ્યો "કેમ હરિદાસ, અવાક કેમ થઇ ગયા ? બોલતા કેમ નથી ?"

"શું બોલું આદિતરામ, તમને જોઇને મારા હોશ ઉડી ગયા છે. કહો ભાઇ આજે વળી શા માટે આવવું થયું છે ? શું હજુપણ તમારૂ લેણુ કાંઇ બાકી રહ્યું છે ?"

"નહિ હરિદાસ; મારૂં નહિ પણ તમારૂં મારી પાસે લેણું છે તે હું તમને પાછું આપવા આવ્યો છું. મેં જે રૂપિઆ લીધા છે તે મારા હિસાબ કરતા વધારે છે."

"વધારે કે ઓછા એ સબંધમાં હું કાંઇ જાણુતો નથી. આદિતરામ, મેં કાંઇ થોડાજ તમને આપ્યા છે કે હું પાછા લઉં ? જેણે તમને આપ્યા છે તેનેજ તમો એ પાછા આપો. એ રૂપિઆ લઇ હું શું કરૂં ?"

"પણ ભાઇ, એ આપનાર વૃધ્ધ મહાત્માના સ્થળની મને ખબર નથી એથીજ હું તમને આપવા આવ્યો છું. જયારે એ તમને મળે ત્યારે તેમને પાછા આપી દેજો, હમણાં તે તમારી પાસે રાખીલો."

"નહિ ભાઇ, એ રૂપિઆ હું મારી પાસે નહિ રાખું. મને એ મહાત્માના ઠેકાણાની ખબર નથી એટલુંજ નહિ પરંતુ એ કોણ છે એ સુધ્ધા પણ હું જાણતો નથી. હા, માલક્ષ્મી તેમને બરાબર ઓળખે છે તે હમણાંજ બહાર આવશે, તેમને મળી ઉચિત વ્યવસ્થા કરો. બાકી મારાથી એ રૂપિઆ લઇ શકાશે નહી."

એજ વખતે મા લક્ષ્મી ગોપાલની મા અને બહેનની સાથે વાતો કરતી કરતી બહાર નીકળી. આદિતરામ અને હરિદાસે નીચા નમી તેને પ્રાણામ કર્યા, કેટલીકવારે માલક્ષ્મી આદિતરામને ઉદ્દેશીને બોલી "આદિતરામ, મેં તમારા બંન્ને વચ્ચે ચાલતી વાતચીત સાભળી છે. કહો કેટલા રૂપિઆ તમોને વધારે મળ્યા છે ?"

"મે મારા હિસાબ કરતા ચોવીસસો અજાણતા નહિ પરંતુ જાણી જોઇને લેવાનું મહાન પાપ કર્યું છે તે મારે પાછા આપવા છે."

"આદિતરામ, થયેલી ભુલને સુધારવી એ પાપનુ પ્રાયશ્ચિત કરવા બરાબર છે. વારૂ ચાલો મારી સાથે આવો હું જેના રૂપિઆ છે તેની પાસે તમોને લઇ જાઉં, ત્યા જવા પછી એ જેમ કહેશે તેમ કરીશું."

એમ કહી માલક્ષ્મી અગ્રસર બની અને આદિતરામ તેની પાછળ ધીમે ધીમે ચાલવા લાગ્યો. હરિદાસ તેની પત્નિ અને ગોપાલ વગેરે જ્યાં સુધી માલક્ષ્મીની મુર્તી નજરે પડી ત્યાં સુધી સ્થિર ભાવે એ તરફ જોતાં ત્યાજ ઉભાં રહ્યાં.



# પ્રકરણ ૪૧ મું.

## -ચંપા જ્યાંની ત્યાં.-

સુજ્ઞ વાચકોના સ્મરણમાં હશે કે ગોવીંદરામને ડંડાના પ્રહારથી ભુમીશય્યા પર સુવાડી; કાળીદાસ જે વખતે ચંપાનો પણ એજ પ્રકારે સત્કાર કરવાની કોશીષ કરી રહ્યો હતો તેજ વખતે એક વૃદ્ધ બ્રાહ્મણે પાછળથી આવી તેનો હાથ પકડી લીધો હતો. કાળીદાસે પોતાનો હાથ છોડાવવા બહુ પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તે નિષ્ફળ ગયો. તેના હાથમાંથી ડંડો છીનવી લઇ તે બ્રાહ્મણે તેને એક લાતનો પ્રહાર કર્યો, પ્રહારથી કાળીદાસ જમીન દોસ્ત થયો પરંતુ ક્ષણવારમાજ તે સાવધ બની ત્યાંથી પલાયન કરી ગયો. તે કાયર પુરૂષ હતો, ભાવિ વિપતિની વિભિષિકા તેના નેત્રોની સામે મુર્તી ધારણ કરી તેનો ગ્રાસ કરવાને તૈયાર ઉભેલી હોય એમ કાળીદાસને જણાયું, એથી તે ત્યાં વધારે સમય રોકાવું જોખમ ભરેલું સમજી ત્યાંથી પલાયન કરી ગયો. તેના જવા પછી એ વૃધ્ધ બ્રાહ્મણ ગોવીંદરામની પાસે ગયો અને માથા પર થયેલા પ્રહારનું નિરક્ષણ કરી કેટલીકવારે તે બોલ્યો "કાંઇ ભય જેવું નથી થોડો પરિશ્રમ લેવાથી ટુંક સમયમાં આરામ થઇ જશે."

ચંપા પોતાના પ્રેમધન ગોવીંદરામને આ રીતે ઇજા થયેલી જોઇ, તેમજ પોતાની પ્રાણરક્ષા એ બ્રાહ્મણદ્વારા થએલી જોઇ તેનું સમસ્ત શરીર શીથીલ બની ગયું. હવે શું કરવું અને કયાં જવું એ તેણીનાથી કાંઇ સમજાયું નહિ. એજ વખતે બ્રાહ્મણ મહાશયના ઉપરોકત શબ્દો તેણીના શ્રવણ પુટપર અથડાયા અને તે હોંશમાં આવી

તે બ્રહ્મદેવને ઉદ્દેશીને બોલી "શું આપ ખરૂં કહો છો ! ગોવીંદરામ ને આરામ થશે ? તે બચી જશે ?"

"હા, ઉપાય કરવાથી તે અવશ્ય બચી જશે. આવ આપણે તેને બિછાના પર સુવાડીએ,"

"માફ કરો મહારાજ, મારામાં બિલકુલ શકિત નથી." ચંપાએ નફ્ટાઈથી જવાબ આપ્યો.

બ્રાહ્મણે જોયું કે ગોવીંદરામના બચાવ માટે યત્ન કરવો તો બાજુ પર રહ્યો પરંતુ એ સ્ત્રી તેને બિછાના પર લઈ જવાની સહાયતા આપવાનો પણ ઇન્કાર કરી રહી છે ચંપાના એ વર્તનથી તેને ક્રોધ તો ઘણો ચડયો પરંતુ તે હૃદયમાંજ સમાવી બીજી તરફ દ્રષ્ટિ કરી સુનેલી યમુના તરફ આંગળી બતાવતો બોલ્યો આ કોણ સુતું છે ?"

"એ ગોવીંદરામની બહેન છે. તેને જાગ્રત કરી તેની મદદથી ગોવીંદરામને બિછાના પર લઈ જાઓ. હું તો જાઉં છુ." ચંપાએ બેપરવાઈથી જવાબ આપ્યો.

"તું કયાં જાય છે ? ગાંડી ! હમણાં પોલીસો આવશે અને તને અહીં હાજર નહિ જોશે તો તુ પણ આ ગોવીંદરામના કારસ્થાનોમાં સામેલ હતી એવો પોલીસને શક આવશે. વળી ગોવીંદરામની બહેન જાગ્રત થયા પછી તને નહિ જોશે તો પોલીસોને તેણી એમજ કહેશે કે ચંપાજ મારા ભાઇને મારીને ચાલી ગઇ છે, અંગ્રેજી રાજ્ય છે ભાગીને કયાં જશે? પોલીસો તને પાતાળમાંથી પણ શોધી કાઢશે અને આ ખુનનો બધો દોષ તારા પર આવશે."

બ્રાહ્મણના એ શબ્દોથી ચંપા ચમકી, કંપિ, ભયભિત થઇ ગઇ, તે થથરતે અવાજે બોલી "આપે મને એક વાર બચાવી છે, કૃપા કરી આ વખતે પણ મને મદદ કરો, જો તમે અચાનક ન આવ્યા

હોત-તો કાળીદાસના ડડાના પ્રહારથી મારા પ્રાણ પરલોક પહોચી ગયા હોત. જ્યારે તમે મારી પ્રાણ રક્ષા કરી છે ત્યારે આ આપતિમાથી પણ મને બચાવો હું તમારે શરણે છું. મને અહી રહેવામાં ભય લાગે છે કૃપા કરી મને જવા દો. અહીંથી જવા સિવાય મારો બચાવ કોઇપણ પ્રકારે થઇ શકે તેમ નથી. તમારી કૃપા ઉપરજ મારા જીવનનો આધાર છે."

"તું કયા જશે ?"

"શહેર બહાર આવેલા મુસાફરી બંગલામાં."

"ત્યા જઇ શુ કરશે ?"

"એ બંગલામાં મહારાજા અરવિંદ રહે છે તેની સાથે મારી ઓળખાણ છે. કૃપા કરી મને ત્યા જવાદો તો ~~હું દરેક આફતોમાંથી~~ બચી શકીશ. તેમની છાયામાં છુપાયા પછી શ્રીનગરની પોલીસની તાકાત નથી કે તે મને તેના હાથમાથી ઝુંટાવી શકે. શું તમે મારાપર એટલી કૃપા નહિ કરો ?"

"કરીશ. અવશ્ય કરીશ. પરંતુ ચંપા શું આ તારા સાથી ગોવીંદરામને આવા સ્થીતિમાં પડતો મુકી ચાલી જવું એ તને વ્યાજબી લાગે છે ?"

"વ્યાજબી કે ગેર વ્યાજબી સમજવાની શકિત અત્યારે મારામાં નથી. મારો એ કાંઇ સગો નથી સૌ પોતપોતાનાં કર્મો ભોગવે તેમાં હું શું કરૂં !"

"ચંપા, આતું શુ બોલે છે ? હજુ થોડો સમય પહેલાજ મે તને આ ગોવીંદરામ સાથે આલિંગતા જોઇ છે અને તું કહે છે કે મારો તેની સાથે કાંઇ સબંધ નથી. કેટલુ જુઠું ! ચંપા, જેની સાથે એશઆરામ કર્યો, વૈભવો ભોગવ્યા, તેને આવી હાલતમા મુકીને ચાલ્યા જવું એ શું સ્ત્રી જાતને લાછન લગાડનારૂં નથી કે ?"

"અરે મંહારાજ, શું તમે એમ માનો છો કે મારો એવો સબંધ આ ગોવીંદરામ એકલા સાથેજ હતો. નહિ. એવા તો સેંકડો મારા પ્રેમના ભિખારીઓ નિરંતર મારા દ્વાર પર આવતા હતા જો હું દરેક ભિખારીઓને માટે મારા અમુલ્ય સમયને રોકતી રહુ, મને પોતાને આફતમા નાખતી રહું, તો મારા જેવી બીજી મુર્ખ કોણ! હવે હું એક ક્ષણ પણ થોભી શકતી નથી." ચંપાએ પોતાના મુળ સ્વભાવનું દીગદર્શન કરાવ્યું.

"ચપા, તું જાણે છે કે જો હું તારૂં અનિષ્ટ કરવા ધારૂં તો એક પળમાં કરી શકુ છુ પરંતુ એમ કરવા મારી બિલકુલ ઇચ્છા નથી, તું થોડો સમય થોભી જા; પોલીસો આવી જવા પછી હું તને ધારેલે સ્થાને પહોચાડી જઇશ."

"નહિ, હવે હું થોભી શકતી નથી. કૃપા કરી મને જવાદો હું તમારો ઉપકાર નહિ ભુલું."

"ખેર, જ્યારે તારો એવોજ આગ્રહ છે તો ભલે સુખેથી જા. તારા દરેક શબ્દો તને આફતમાં નાંખનારા છતાં હું તને એ સબંધમાં કાંઇ કહેતો નથી. પરંતુ ચંપા, ત્યાં જવા પછી રાજાના દરવાનો તને અંદર જવા નહિ દે તો પછી તું કયાં જશે? કોનો આશ્રય લેશે?"

"બ્રાહ્મણના એ શબ્દોની ચંપાને પુરેપુરી અસર થઇ. તેણીએ પોતાના વિચારને બદલાવ્યો પરંતુ ક્ષણવારમાંજ કાંઇ વિચાર આવતાં તે બોલી." ખેર, જે મારા નશીબમાં લખ્યું હશે. તે થશે, કૃપા કરી અહીંથી તો મને જવા દો. મારી પ્રાણ રક્ષા કરી છે તો આ દુઃખ દાવાનળમાંથી પણ બહાર નીકળવા દો."

' શું ત્યારે તારે જરૂર જવુજ છે ? ભલે જા, સુખેથી જા. હું તારૂં કાંઇપણુ અનિષ્ટ નહિ કરૂં એટલુંજ નહિ પરંતુ પોલીસો પણ તારો પત્તો ન મેળવી શકે એવો સર્વ પ્રકારે હું બંદોબસ્ત કરીશ. પણ ચંપા; કૃપા કરી આ યમુનાને તો જગાડતી જા એ પણ તારી સંગિની છે. તેને કહ્યા સિવાય ચાલી જવું એ મહાપાપ છે. તેણીને હોશમાં લાવવાનો તો કાંઇ પ્રયત્ન કર."

"હુ શુ કરૂ, મારે અને તેણીને શું ? એ પોતે પોતાનું કાડી લેશે."

"ખેર, જેવી તારી ઇચ્છા. પરંતુ ચંપા, તારો આ વ્યવહાર ન્યાયસંગત નથી. ઇશ્વરનો તારા પર ભારી કોપ થશે; અવશ્યમેવ તારે માટે એ નિયંતા ભયંકર શિક્ષા નિર્માણ કરશે."

ચંપા ચુપ ચાપ, કાંપતી કાપતી, ઘરથી બહાર નીકળી અને ચારે તરફ ભયભિત દ્રષ્ટિએ જોતી થોડીજવારમાં ત્યાથી અદ્રશ્ય થઇ ગઇ

જો, ગોવીંદરામ જો. તારા પિશાચી પ્રેમનુ આજે કેવું પરિણામ આવ્યુ. જેના પ્રેમ માટે તું અભિમાન કરતો હતો. જેનો પ્રેમાનુરોધવશ તું પોતાની સાધ્વી પત્નિનો તિરસ્કાર કરતો હતો, તેજ તારી પ્યારી ચંપા તને આવી શોચનિય સ્થીતિમાં છોડીને ચાલી જાય છે, અને જે પત્નિને તેં કોઇ દિવસ પ્રેમથી બોલાવી નથી, તેણીના પોષણનો પણ તેં કદી ખ્યાલ કર્યો નથી, જેને તું ચાંડાળિની સમજતો હતો, આજે એજ દેવી જો તારી પાસે હોત તો તે શું કરત એ તું જાણે છે ! એ તારા ચરણોને પોતાના હૃદય પર સ્થાન આપી, તને બચાવવા પોતાના પ્રાણની પરવા ન કરતાં રડતી

રડતી પ્રભુ પ્રાર્થના કરતે. અફસોસ ! આટલું હોવા છતાં પણ શ્રાંત મનુષ્ય અવૈધ પ્રેમનો શા માટે અનુરાગી થાય છે ! ધન્ય પ્રભુદેવ. તમારી આ પરદુ:ખકાતરતાને સતશ: ધન્યવાદ છે. એ અમો મારી રીતે જાણીએ છીએ કે ગોવીંદરામ તમારો કાંઇ સગો નથી એટલુ છતાં કોણ જાણે શા માટે તમો તેની જીવન રક્ષા માટે આટલી બધી કાળજી રાખો છો. પ્રભુ, દયામય, તમારી કૃપાથીજ આજે ગોવીં-દરામ બચી ગયો છે.

ચંપા ડરતી ડરતી, રસ્તો કાપતી, આગળ ચાલી જતી હતી પ્રત્યેક પદપર અનેક પ્રકારની શકાઓ તેણીને થતી હતી, કોઇ દોડતા આવતા માણસને જોઇ તે ભયભિત બની જતી હતી, તેણીને પોતાના શરીરનું ભાન નહોતું, સર્વ સ્થળે તેને ભયજ જણાતો હતો કેટલીકવારે તેણી ધારેલે સ્થાને આવી પહોચી. દુરથી તેણીએ જોયુ કે દરવાજા પર બંધુકધારી એક પોલીસ પહેરો ભરી રહ્યો છે. ચંપાને પહેલાં તો તેની પાસે જવામા સંકોચ થયો પરંતુ રાજાની પાસે પહોચવાનો એ સિવાય બીજો કાંઇ ઉપાય નહોવાથી તેણી સહસ એકઠું કરી તે પહેરાવાળા પાસે પહોંચી. આવી ભયકર રાત્રિએ એક સ્ત્રીને પોતાની સામે ઉભેલી જોઇ પહેરેગીર ટહેલતો બંધ થયો અને અનિમેષ નેત્રે તેણીના સામે જોઇ રહયો બંગલા પાસે ઉભી કરેલી બતીના પ્રકાશમાં તેણે જોયું કે તે સ્ત્રી અત્યંત સ્વરૂપવતી છે. તેણીને જોઇ એ પહેરેગીર ઘણોજ પસન્ન થયો.

" પહેરેગીર સાહેબ; મારે તમારી સાથે કેટલીક વાતો કરવાની છે." કેટલીકવારે ચંપા હિંમત એકઠી કરતી બોલી.

" ચંપાનો મધુર કંઠસ્વર સાભળી પહેરેગીર પાણી પાણી થઇ ગયો. એક સ્વરૂપવતી સ્ત્રી પોતાની સાથે વાત કરવા માગે એ તેના માટે કાંઇ ઓછા આનંદની વાત નહોતી. તે બોલ્યો." કહો શી આજ્ઞા છે! "

' બીજું તો કાંઇ નહિ પરંતુ મારા આવવાની ખબર રાજા સાહેબને પહોંચાડવાની છે. ચપાએ કહ્યુ."

ચંપાના આગમનથી પહેરાવાળાને જે ચટપટી લાગી હતી; અને તેણે જે મનમા ધાર્યું હતું તેનાથી ઉલટુંજ ચંપાનુ બોલવુ સાભળી તે નિરાશ થયો, અને નિશ્વાસ નાખનો બોલ્યો. "રાજાસાહેબ બગલામાં નથી અરધા કલાક પહેલાંજ તે બહાર નીકળ્યા છે. હવે ને પાછા કયારે આવશે એ કાંઇ કહી શકાય નહિ."

"ચંપાની નિરાશાનો પાર રહયો નહિ તે ઘડીભર ચુપ રહી. કેટલીકવારે કાંઇ વિચાર આવતાં તે બોલી. સુદરરાય દીવાન ઘરમા છે કે?"

"હા, તેઓ અંદર છે. શું તેમને ખબર આપવાની જરૂર છે?'

"હા, જો તેમને ખબર આપશો તો મોટો ઉપકાર થશે."

"વારૂ, ચાલો મારી સાથે આવો." એમ કહેનાજ પહેરેગીરે ચપાને સાથે લઇ મકાનમાં પ્રવેશ કર્યો અને ચંપાને નીચે ઉભી રાખી. ત્યાં ઉભેલા બીજા માણસોને તેણીના આગમનની સુંદરરાયને ખબર આપવાનું સુચન કરી તે બહાર પોતાના સ્થાન પર ચાલ્યો ગયો.

કેટલીકવારે સુંદરરાય નીચે આવ્યો. ચંપાને જોઇ તે આશ્ચર્ય ચકિત થઇ ગયો અને બોલ્યો "આ શું આશ્ચર્ય! ચંપા અત્યારે તમે અહીં કયાંથી?"

"સુંદરરાય આજે એક ભયંકર બનાવ બની ગયો છે; હું મહાન વિપતિમાં આવી પડી છું." એમ કહી તેણીએ અથથી ઇતિ સર્વ વૃતાંત કહી સંભળાવ્યો અને વધારામાં ઉમેર્યું કે "જો બ્રહ્મદેવે મને નાસી આવવામાં મદદ ન કરી હોત તો કોણ જાણે મારી શી

દશા થાત. સુંદરરાય હવે કૃપા કરી રાજાને સમજાવો અને મને તેઓના ચરણમાં સ્થાન અપાવો. નહિતો મારી બહુ બુરી દશા થશે"

"શાંત થાઓ, ચંપા ગભરાઓ નહિ. મે સઘળો બંદોબસ્ત કરી રાખ્યો છે, સારૂં થયું કે અનાયાસે તમે આવી પહોચ્યા. નહિતો આવતી કાલે હું એ કામ માટેજ તમારી પાસે આવવાનો હતો. ચપા શું કહું, રાજા તમારા પ્રેમમા એટલા ઘેલા બની ગયા છે કે તમારો એક ઘડીનો વિયોગ પણ હવે તેને માટે અસહ્ય થઇ પડયો છે. તેઓએ તમોને ત્વરિત બોલાવી લાવવાની આજ્ઞા કરેલી હતી અને હું તમારી પાસે આવવાની તયારીમાજ હતો, પરંતુ એટલામાં એક એવા સ્નેહીનું તેઓને આમંત્રણ આવી ગયુ કે જયા જવા સિવાય ચાલે તેમ નહોતું એટલે ત્યા ગયા છે પણ જતા જતા કહી ગયા છે કે સુર્યોદય પહેલાં ચંપાને લાવવાની સઘળી તૈયારી કરી રાખજો, હમણા હુ એજ કાર્યમાં મશગુલ હતો. તમારે રહેવાનો ઓરડો નોકરો દ્વારા શણગારતો હતો. ચપા, હવે તમે રાણી થશો. પણ જોજો આ ગરીબને ભુલી ન જતા!"

ભલી હો, યા બુરી પણ આશાની સફળતા થવા પછી મનુષ્યને અપરિસીમ આનંદ થાય છે. ચંપાને પોતાની આશા સફળ થયેલી જોઇ જે આનંદ થયો તેનુ વર્ણન કરવાની શકિત આલેખિનીમા નથી. તેના મનમા ચિરાભ્યસ્તરૂપ ગૌરવનો ઉદય થયો. તે મનમાજ બબડી હાય મેં બહુ ખોટું કર્યું. કાળીદાસ જેવા એક સાધારણ મનુષ્યના હાથે મારા સૌંદર્ય પુષ્પને ધુળમાં રગદોળ્યું તેના કરતા આવા રાજા મહારાજાના આશ્રયમાં રહી હોત તો કરોડોની મિલકત મેં મેળવી હોત. ખેર, હજુપણ કાંઇ ગયું નથી. આ રાજાને પુરેપુરો નિચોવ્યા વગર હું છોડવાની નથી. ભલેને રાજાને દશા

રાણીઓ હોય પરંતુ આ ચંપા પોતાની ચપળતાથી મનોરમાની માફક દરેકને એક એક લાત મારીને મહેલથી બહાર કાઢાવશે. આવા મનોમય વિચાર કરતી ચપાને ચુપ ઉભેલી જોઇ સુંદરરાયે કહ્યું. "કેમ ચપા, શું વિચાર કરો છો ? મારી પ્રાર્થનાનો શું જવાબ આપો છો? મોટા દીવાનજી વૃધ્ધ થયેલા હોવાથી પોતાનો હોદ્દો છોડવાના છે એટલે એ જગ્યા તમારા દ્વારા મને મળવાની મેં વકી રાખી છે, અને તમેતો ચુપ ઉભાં છો."

"સુંદરરાય, આપ નિશ્ચિત રહો, એ સ્થાન હું તમોનેજ અપાવીશ," ચપા જાણે અત્યારેજ રાજ્યરાણી બની ગઇ નહોય તેવા ભાવથી બોલી.

ઓ ઉલ્લુ કાળીદાસ; આવ અને જો કે ચંપા આજે કેટલા સૌભાગ્યની અધિકારિણી છે. એ તો તું ભાગ્યશાળી કે આટલા દિવસ એ સ્વર્ગની લક્ષ્મીએ તારીસાથે રહી; તારી સેવા સુશ્રુષા કરી, તોપણ રે મુંઢ ! તેં તો તેના પ્રેમ પર અવિશ્વાસ કરી ચોરની માફક તેના મકાનમાં ચુપચાપ પ્રવેશી તેણીના શીર પર ડંડાનો પ્રહાર કર્યો !

"તમારી એ મહેરબાની માટે હું તમારો આભારી છું. હાં પણ ચપા, એક વાત તો હું તમોને કહેતાંજ ચુકી જાઉં છું." કેટલીકવારે સુંદરરાય ચંપાનો ઉપકાર માનતાં અને એક નવી વાત રજુ કરતાં બોલ્યો.

" શું ?" ચંપાએ પુછ્યું.

"એજ કે, એક અઠવાડીઆ પછી કદાચ તમારે પાછું શાંતિપુર જવું પડશે અને ત્યાં ઘણું કરીને તમો રહેતાં હતાં તેજ કાળીદાસના બંગલામાં રહેવાનું થશે."

"હેં શું ! શાંતિપુરમાં કાળીદાસના બંગલામાં મારે જવું પડશે ? સુંદરરાય આ તમે શું કહો છો. ત્યાં જવા પછી કાળીદાસ મને જીવતી પણ કેમ રહેવા દેશે ? " ચંપાએ ભયભિત થતા કહ્યું.

"પરંતુ, કાળીદાસ શાંતિપુરમા છેજ કયા ? ગોવીંદરામનું ખુન કરી નાશી ગયેલો કાળીદાસ હવે પાછો ફરે એવી આશાજ નથી."

એ કેમ કહી શકાય કદાચ તે પાછો આવે અને મારા કર્મનો શિક્ષા કરે, મારા પર ફોજદારી કરી મને દરબારે દોરે તો મારૂં શું થાય ? સુંદરરાય, "તેના દાગીના રોકડ અને એવોજ બીજો કીંમતી મુદામાલ હજુ મારી પાસેજ પડેલો છે. જો એ પોલીસના હાથમા જાય તો મારી શી દશા થાય ?"

"એટલા માટેજ કહું છું કે એ મુદામાલ સાથે તમારે શાંતિપુરમા તેનાજ બંગલામાં રહેવું, અને તેની સર્વ ચીજો પર તમારે તમારો અધિકાર જમાવી દેવો. બંગલા પર રાજા સાહેબના પહેરેગીરોનો પહેરો રહેશે એટલે અંદર દાખલ થવાની કોઇની પણ હિંમત ચાલી શકસે નહિ. વળી સુરેંદ્રસિંહ મહારાજ સાથે રાજા સાહેબને મૈત્રી હોવાથી કાળીદાસ કે તેના કોઇપણ સ્નેહીનું કાંઇ ચાલી શકશે નહિ "

"ખેર, જો તમારી એવીજ ઇચ્છા છે અને રાજા સાહેબ પણ એમાંજ રાજી છે તો હું જ્યારે આપની આજ્ઞા થશે ત્યારે ત્યાં જઇશ. પરંતુ રાજા સાહેબ તો ત્યાં આવશે ના ?"

"કેમ ન આવે ! હવે તો એ તમારા વગર રહી શકે તેમ નથી. ચંપા તમે તો રાજાની હૃદયેશ્વરી છો. " સુંદરરાયે ચંપાને છાપરા પર ચડાવી દીધી.

સુંદરરાય ચંપાને લઇ અંદર જવાની તૈયારી કરતો હતો એટલામાં એક પહેરેગીરે આવી સુંદરરાયના હાથમાં એક ચીઠી આપી.

સુંદરરાયે તે ખોલી વાંચી અને વાંચ્યા પછી તે ચંપાના હાથમાં આપતો બોલ્યો "લ્યો ચંપા, આ ચીઠી વાંચો. રાજા તમોને મળવા કેટલા ઇન્તેજાર છે એ આ ચીઠી પરથી તમોને સમજાશે." ચંપાએ ચીઠી હાથમા લીધી તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું,

સુંદરરાય—

ચંપાને મળવા હું ઘણોજ ઇન્તેજાર છું. આ ચીઠી મળતાંજ તમો આપણા કાફલા સમેત શાંતિપુર ઉપડી જાઓ અને ચંપા દેવીને પહેરેગીરોદ્વારા સંપુર્ણ સંરક્ષણ સાથે અગાઉથી કાળીદાસના બંગલામાં મોકલી આપો. કારણ કે મહારાજા સુરેંદ્રસિંહના આગ્રહથી મારે હવે થોડો સમય ત્યાંજ રહેવાનું થશે, હું આવતી કાલે સાંજ સુધી રાજનગરથી શાંતિપુર પહોચી જઇશ માટે તે પહેલા ચંપા દેવી ત્યાં પહોચી જાય અને આવતી કાલે રાત્રિનું મારૂં ભોજન પણ ત્યાંજ તૈયાર થાય એવો સર્વ પ્રકારે બંદોબસ્ત કરશો.—અરવિંદરાય

પાઠક શું ધાર્યું ! ચંપાની સ્થીતિ અત્યારે કેવી હશે એ તમો જાણો છો. તેણીનો આનંદ હૃદયમાં સમાતો નહોતો, તેણીને અત્યારે ભાવિ સુખની આશાએ અંધ બનાવી દીધી હતી, સુંદરરાય તેણીની પાસેજ ઉભો હતો તેનું ભાન સરખું પણ તે ભુલી ગઇ હતી. તે મનમાંજ બબડી, ખરેખર મારૂં સૌંદર્ય અલૌકિક છે નહિતો રાજા મને જોતાજ મોહિત કેમ થઇ જાય ! ચીઠી પરથી જણાય છે કે રાજા મારા પ્રેમમાં ગાડા બની ગયા છે. યમુના સાથે ભલે તેને મીઠી મીઠી વાતો કરી પરંતુ વાસ્તવમાં તે મારા પરજ પ્રસન્ન થયા છે. ગોવીંદરામ અને યમુના મારી સાથે નહોત તો અત્યાર સુધી હું કયારની રાણીના પદપર આવી ગઇ હોત. હવે હું કાળીદાસ પાસેથી મેળવેલી સર્વ મિલકત રાજાનાજ હાથમાં સોંપી તેની મહેરબાની

મેળવી લઇશ કારણ કે એ ચીજો તેમની પાસે રાખવાથી પણ તેની હકદારતો હું જ થવાની. આવા વિચારો કરતી ચપા પોતાનું ભાન ભુલવા લાગી. તેણીનો એ ભાવ જોઇ સુંદરરાય બોલ્યો 'કેમ શું વિચાર કરો છો ? હજુ તો રાજાનો સંદેશો મળ્યો એટલામા આટલા બધા ભાન ભુલી ગયા તો પછી રાણી થયા પછી તો મને બિલકુલ ભુલી જશો, "

સુંદરરાયના શબ્દો શ્રવણ પુટપર અથડાતાજ ચપા ભાનમા આવી, તે પોતાને છુપાવતી બોલી "એમ તે કેમ બને સુંદરરાય, આ સર્વ તમારીજ કૃપાનું પરિણામ છે. શું એ ઉપકાને હુ જીદગી ભર ભુલી શકીશ ? નહિ કદી નહિ, પરંતુ શું સુંદરરાય મારે અત્યારેજ શાંતિપુર તરફ જવું પડશે ? સવારે જઇશું તો નહિ ચાલશે ?"

"નહિ, એમ કરવાથી રાજાજી ગુસ્સે થશે તેનો સ્વભાવ હું બરાબર જાણું છું તેમની આજ્ઞાનો તરતજ અમલ નહિ કરનારો મનુષ્ય સદાનો તેનો દુશ્મન બની જાય છે, અને જો તમારા સબંધમાં તેમ બન્યું તો તમને તો કદાચ કાંઇ નુકશાન થવાનુ નથી પરંતુ મારા જેવા ગરીબનો પછી કાંઇ આરો નથી. વળી અન યાસે સાણસામા આવેલા શિકારને છોડી દેવો એ પણ મુર્ખાઇ છે "

"તમારૂં એ કહેવું ખરૂ છે પણ મને આવી ભયંકર રાત્રિએ એ રસ્તે જવામાં ભય લાગે છે."

"એમાં ભય શાનો ? તમારે ત્યાં એકલુ થોડુંજ જવાનું છે ! તમારી સાથે બે હથિઆરબંધ પહેરેગીરો આવશે."

" ખેર, જો તમારી મરજી એનીજ છે તો ચાલો હું તૈયાર છુ. "

સુંદરરાયે જે ધાર્યું હતું તેજ થયું. હવે તે વિલંબ શા માટે કરે. તરતજ તેણે ટેબલ પરની ઘંટીની ચાંપ દાબી, ટનનન કરતા

અવાજની સાથેજ ત્રણ પહેરેગીરોએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. સુંદરરાયે રાજાની ચીઠી અને ચંપાને શાંતિપુર પહોંચાડવાની આજ્ઞા એ સર્વ ટુંકામા પહેરેગીરોને સમજાવી દીધું અને લેંડો ગાડી તૈયાર કરવાનો હુકમ આપ્યો.

કેટલીકવારે તે ચંપાને લઇ બહાર આવ્યો અને ચંપાને ગાડીમાં બેસવાની ઇશારત કરી તેની સાથે બે હથીઆરબધ પોલીસોને જવાની આજ્ઞા કરી, ગાડીમાં ચંપા બેઠી અને ત્વરિત ગતિથી ગાડી ત્યાંથી ચાલતી થોડીજ વારમાં અદ્રશ્ય થઇ ગઇ.

ઘાણીના બેલની માફક ફરીને ચંપા જ્યાંની ત્યાં આવી પહોંચી. પરંતુ આ વખતે ચંપાએ જોયું તો કાળીદાસના બંગલાને ઘણોજ શણગારવામાં આવ્યો હતો, જરૂર પડતી સર્વ ચીજોનો તેમાં સંગ્રહ કરવામાં આવ્યો હતો. આ સર્વ જોઇ ચંપાના હૃદયમા જે આનંદ થયો તેનું વર્ણન થઇ શકે તેમ નથી.

---

# પ્રકરણ ૪૨ મું.

## –રમણી કે રાક્ષસી.–

મધ્ય રાત્રિ વીતી ગઇ હતી. સર્વત્ર અંધકારનો અધિકાર પ્રસરેલો હતો. સર્વ મનુષ્યો નિદ્રા દેવીના ખોળામાં રમતાં હતાં. પશુ પક્ષીઓ પણ પોતાના માળામાં ભરાઇ નિદ્રા લેતાં હતાં, સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થપાયું હતું, ફકત તમારાં અને એવાંજ બીજાં ઝીણાં જંતુઓનો ધીમો અવાજ સંભળાતો હતો. ચોર અને કામી

પુરૂષો લપાના છુપાતા મોટા રસ્તાઓ છોડી ગલીકુચીઓમાં ભરાતા હતા. એવા સમયે એક સ્ત્રી શાંતિપુરના એક મોટા રસ્તા પરથી પસાર થતી હતી. એ કોણ હશે ! આવા ભયંકર સમયે ક્યા જતી હશે ! શું તે કોઇ કુળયુવતી હશે ! નહિ નહિ, કુળવતી સ્ત્રીઓ રાત્રિની બહાર નીકળેજ નહિ. ત્યારે શું એ કોઇ કુલટા હશે ! એ પણ અસંભવ છે. કારણ કે શાંતિપુરમાં ચપા સિવાય બીજી કોઇ વેશ્યાજ નહોતી. તેણી પણ મોહનલાલની મહેરબાનીથી અને ગોવીંદરામના ભયથી એ કાર્ય પોતાની ઇચ્છા વિરૂધ્ધ કરતી હતી પરંતુ તે ખરેખરી વેશ્યા નહોતી. અને તે પણ મહારાજાની ગેરહાજરીનેઃ લાભ લેતી હતી. બાકી સત્યનિષ્ટ સુરેંદ્રસિંહના રાજ્યમા ન્યાય કે નીતિ વિરૂધ્ધ કાર્ય કરવાની કોઇ હિંમત કરી શકતુંજ નથી જ્યારે એ વેશ્યા નથી ત્યારે શું એ કોઇ દુઃખી અબળા હશે, એમ પણ જણાતું નથી. કારણ કે તેના મુખ પર દુઃખની સહજ છાયા પણ દ્રષ્ટિ ગોચર થતી નથી. ખેર ગમે તે હો પરંતુ પ્રિય પાઠક, એ કયાં જાય છે અને શું કરે છે એ આપણે જાણવું જોઇએ, દેખાવમાં તે એટલી તો સુંદર છે કે તેના જેવું સૌંદર્ય ભાગ્યેજ કોઇ સ્ત્રીમાં આપણે જોયું હશે. કાળાનાગ સમાન કેશકલાપ, હરિણ સમાન ચંચળ નેત્રો, હંસ સમાન ગતિ, અને દુગ્ધ સમાન શરીર કાન્તિ, ઇત્યાદિની સાથે મધુર મનોહર આકૃતિ હોવાથી સૌંદર્યમાં આપણે તેને મૃત્યુ લોકની મેનકાના નામથી ઓળખીએ તો તેમાં કાંઇ પણ અતિશયોક્તિ કરી કહેવાશે નહિ. તેણીની ઉમર સોળ વર્ષ કરતાં વધારે નહિજ હોય તેણીના ચંચળ નેત્રોની ગતિને નિહાળતા અને ક્ષણે ક્ષણે આમ તેમ દ્રષ્ટિ ફેરવતી જોતાં તે કોઇની માર્ગપ્રતિક્ષા કરતી હોય અથવા પોતાને જે સ્થાને જવું છે તેનો એજ માર્ગ છે કે નહિ એ નિહા-

ળતી હોય એવું અનુમાન થાય છે. તેણીએ પોતાના આખા કપાળને સીંદુરથી રંગેલું છે, હાથપણ સીંદુરમાં બોળેલા હોય એમ જણાય છે.

ઉપરથી જોવામા જેટલી તે કોમળ અને સુંદરતાથી પરિપુર્ણ તેમજ નિર્મળ છે તેવુંજ જો તેનું શુધ્ધ હૃદય હોય, લજ્જા શીળતા પતિવ્રત આદિ આભુષણોથી તે વિભુષિત થયેલી હોય તો અવશ્ય તે કોઇ અમુલ્ય રત્ન છે. પરંતુ જો તે સર્વ બહારનોજ દેખાવ હોય તો મખમલના મ્યાનમા છુપાએલી કાતીલ કટાર છે. ખેર, એ સમાલોચના સાથે આપણુને કાંઇ પ્રયોજન નથી જે હશે તે આપો આપ સમજાઇ જશે.

ધીમે ધીમે એ સ્ત્રી નગરના દરવાજા પાસે પહોચી જોયું તો દરવાજો બંધ હતો. પહેરાપર રહેલા દરવાને તેને ત્યા અટકાવી અને પુછ્યું "તું કોણુ છે ? આવા કુમમયમા કયા જાય છે ? રાત્રિના અગીયાર વાગા પછી કોઇ પણ મનુષ્યે બહાર ન નીકળવું એવો મહારાજાનો ઢંઢેરો શું તારા ધ્યાનમા નથી ?"

સુજ્ઞ વાચકોને આ સ્થળે જણાવવાની જરૂર છે કે શાંતિપુરમાં જમીનદારો વચ્ચે તકરારો થવા પછી પરસ્પરના દ્વેષભાવને લઇ શાંતિપુરનો ભાયાત વર્ગ પોતાના વિરોધીઓના ઘરમાં લુંટફાટ અને માર ફાડ કરી જતો હતો, અને તેના પરિણામે પ્રજાને પણ ઘણું સોસવું પડતું હતું. એટલુંજ નહિ પરંતુ એ વિદ્રોહીઓ કોઇ વખતે પ્રજાની વહુ દીકરીઓને પણ હેરાન કરતા હતા. આંથી ન્યાયપ્રિય નૃપતિએ શહેરના રક્ષણુ પુરતા પોતાના ખાસ સૈનિકોને મોકલી પ્રજાને એ ભયથી મુક્ત કરી હતી. અદ્યાપિ એ સૈનિકો શાંતિપુરનું રક્ષણુ કરતા ત્યાંજ રહેતા હતા. અમૃતલાલના આદર્શનું આકર્ષણુ એજ સૈનિકો દ્વારા મોહનલાલના અધિકારી વર્ગને પણ થયું હતું અને એથીજ

મોહનલાલને સુરસિંહની સહાયતા લેવી પડી હતી. મહારાજાએ એ રક્ષકોને ત્યાં મોકલવા સાથે શહેરના દરવાજા રાત્રિના અગિયાર વાગે બંધ કરવાનો ઢંઢેરો પિટાવી લોકોને જાહેર કર્યું હતું કે દરવાજા બંધ થવા પછી ખાસ કારણ વગર કોઇ પણ મનુષ્યને અંદર દાખલ કરવામાં કે બહાર જવા દેવામા આવશે નહિ. આ નિયમ અદ્યાપિ ચાલુજ હતો, મોહનલાલ ગમે તેવો નીચ અને પ્રપંચી હોવા છતાં મહારાજાની એ આજ્ઞાનું ઉલંઘન તે કરી શકયો નહોતો. આવનાર સ્ત્રી એ વાત જાણતી હતી કે પહેરાવાળો એ પ્રશ્ન પુછશે અને ખાસ કારણ જણાવ્યા વગર બહાર નહિ જવાદે એ પણ તેણીના ધ્યાનમાંજ હતું. એટલે તેણી સર્વ તૈયારી સાથે જવાબ ગોઠવીનેજ બહાર નીકળી હતી. તે ઘણાજ નમ્ર શબ્દોમા બોલી " જાણ્યું છું. પરંતુ શુ કહું ભાઇ, મારા પતિ મને સદાને માટે છોડી ગયા છે, હું મારા એ પ્રિયતમની પાસેજ જવા ચાહું છું."

"આપના સ્વર્ગવાસી પતિનું નામ શું ?" ઘુમટો તાણી ઉભેલી એ સ્ત્રી કોણ છે એ જાણી લેવાના ઉદ્દેશથી તે પહેરાવાળે પ્રશ્ન કર્યો

"હું હિંદુ સ્ત્રી છું. મારા પતિનું નામ મારાથી કેમ લેવાય?" સ્ત્રી એ પોતાનો બચાવ કરતાં પ્રત્યુતર આપ્યો.

"વારૂ, ત્યારે આપના કોઇ કુટુંબીનું નામ આપી શકશો ? આપનું રહેવાનું સ્થાન જણાવી શકશો ?" આવશ્યક કારણ જણાયા છતાં એ સ્ત્રીને ઓળખ્યા શિવાય જવા દેવી એ પહેરાવાળાને યોગ્ય નહિ જણાયાથી તેણે કહ્યું.

પહેરા વાળાના એ પ્રશ્નથી પ્રથમ તો એ સ્ત્રી ગભરાઇ, પરંતુ પછી કાંઇ યાદ આવતાં તે બોલી "મારૂં આ દુનિયામાં કોઇ નથી જે હતું તે ચાલી ગયું."

"બ્હેન, નિરાશ ન થાઓ, દુનિઆમાં જેનું કોઇ નથી તેનો પરમેશ્વર છે, પ્રભુ તમોને સહાય કરશે." ગળગળિત સ્વરે એ સ્ત્રીના મળેલા જવાબથી પહેરાવાળાનું હૃદય દ્રવિત બની ગયું તેથી તેણે આશ્વાસન સુચક શબ્દોમાં જવાબ આપ્યો

"ભાઇ, પ્રભુની સહાયતાની હવે મને કાંઇ જરૂર નથી. જે પતિની સાથે મેં અનેક સુખો ભોગવ્યાં છે તેજ મારો પ્રભુ છે હું તેનીજ પાસે જઇશ. કૃપાકરી મને જવાદો, મારા પતિના શબની સાથે મને પણ ભસ્મીભુત થવાદો." તે સ્ત્રીએ અત્યંત કલ્પાંત કરતાં કહ્યું.

દયાળુ દરવાનનું હૃદય પીગળી ગયું, તે હાથ જોડતો ઘણાજ નમ્રભાવે તે સ્ત્રીને ઉદ્દેશીને બોલ્યો "માતા માફ કરજો. જ્યાં સુધી મને આપનો પરિચય નહિ મળે ત્યા સુધી હું આપને જવા નહિ દઉં, માલિકનું નિમક ખાઇ લુણ હરામ નહિ થાઉં."

પહેરાવાળાનો દુરાગ્રહ જોઇ તે સ્ત્રીનો ભાવ બદલી ગયો. તે ક્રોધના આવેશમા બોલી ઉઠી "શું બે કલાક પહેલાં અહીંથી લાશ લઇ જનાર માણસને તું ઓળખતો નથી ? સતિના નિયમને તું જાણતો નથી ? અરે ઓ મુર્ખ, પતિની પાછળ સતિ થવા જનાર સ્ત્રીની પાસે તેના કુટુંબની ઓળખાણ માગતાં તું લજાતો નથી ! જો તું મને નહિજ જવાદે તો તારીજ સમક્ષ સતિત્વના પ્રભાવે અગ્નિ પ્રગટ કરી મારા આ નાશવંત દેહનો અંત લાવીશ. પરંતુ એમ કરવાથી અરે અંત સમયે મને મારા પતિના ચરણોથી વંચિત રાખવાથી તારૂં અનિષ્ટ થશે."

બોલતાં બોલતાં તે સ્ત્રીનું આખું શરીર કંપતું હતું. અનિષ્ટની આશંકાથી દરવાન ગભરાયો. બે કલાક પહેલાં લાશ નીકળી હતી પરંતુ તે કોની છે એ પુછવાનું તે સાહસ કરી શકયો નહોતો. તેથી

આ મરનારનીજ પત્નિ છે એમા હવે કાઇ પણ સદેહ નથી એમ સમજી તે કંપિત સ્વરે બોલ્યો "માતા બે કલાક પુર્વે ગયેલી લાશ કોની હતી એ હું જાણતો નથી. તદપિ તમે એજ મરહુમના પત્નિ છો એ જાણી હું ઘણોજ દીલગીર છું. મને ક્ષમા કરો, મારી ભુલ થઇ. જાઓ સુખેથી જાઓ, અને આપના પતિવ્રત ધર્મને નિભાવો. ધન્ય છે, સ્વર્ગીય દેવી તમોને ધન્ય છે." એમ કહેતોજ તે તેના પગમાં ઢળી પડયો અને દરવાજો ખોલી તેણીને જવાનો માર્ગ આપ્યો.

શું ખરેખર, એ સ્રી પોતાના પતિ પાછળ સતી થવાજ જતી હતી! સુજ્ઞ વાચક, અધિરો ન બન આગળ જતાં આપણને સઘળું આપોઆપ સમજાઇ જશે.

દરવાજાથી બહાર નીકળી તે સ્રી ઘણીજ ત્વરાથી આગળ વધી. આ વખતે આકાશ વાદળાંઓથી ઘેરાઇ ગયુ હતુ, વિદ્યુતના ચમકારા થતા હતા, ઘણે દુર પહાડોની ખીણોમાં વનરાજની ગર્જનાના ભેગી મેઘ ગર્જના ભળી જતી હતી. આવા ભયંકર સમયે વિકાળ જણાતા વેરાનમાં જો કોઇ નબળું પોચું માણસ આવી ચડે તો ભયથી મરી ગયા સિવાય રહેજ નહિ પરતુ આ સ્રી નિર્ભય પણે આગળ વધતી કેટલેક દુર આવેલા વૃક્ષોની ઘટામાં અદ્રશ્ય થઇ ગઇ. આવી ભયંકર રાત્રિએ, આવા બિહામણા સ્થાનમાં એક અબળાને આ રીતે નિર્ભય ફરતી જોઇ કોઇને પણ આશ્ચર્ય થાય એ સ્વભાવિક છે.

કેટલીકવારે તેણી એક સ્થાન પાસે ઉભી રહી. તેનું દ્વાર ખોલવાનું તે એકલીથી બની શકે તેમ નહોતું એથી તેણી કોઇની માર્ગ પ્રતિક્ષા કરતી હોય એમ આસપાસ જોવા લાગી. એકાએક એક ઝીણી સીટીનો શબ્દ સંભળાયો, સ્રીના મ્લાન મુખપર આનંદની છાયા છવાઇ ગઇ. તેણીએ પણ સામી સીટી બજાવી. પાંચેક મિનિટ

થઇ નહિ હોય એટલામાંતો એક મનુષ્ય તે સ્ત્રીની સામે આવીને ઉભો રહ્યો.

પ્રિય પાઠક, શું ધાર્યું ? સાધ્વીના સતીત્વને નિહાળ્યું ? પતિની પાછળ સતિ થવાને બહાને પહેરેગીરને ઠગી બહાર નીકળનાર શંખણીનું ચારિત્ર્ય જોયું ? આવો, નિર્ભય રીતે મારી સાથે ચાલો એ આપણને નજોઇ શકે તે રીતે અદ્રશ્ય રહીને એ બંન્ને કોણ છેતે આપણે જાણી લઇએ.

અરે આ શુ ! આતો પેલો નીચ મોહનલાલ અને સતિનો વેશ ધારણ કરનારી કુલટા કમળા છે. સમજાયું, એ નીચ નારકીઓ નિરંતર આજ સ્થળે મળતાં હશે. રામલાલની ગમે તેટલી સાવચેતી છતા તેની આંખમાં ધુળ નાંખતાં હશે. જો કે સમુદ્રકિનારા પર થયેલી મુલાકાત પછી મોહનલાલ અને કમળાને પુનઃ મળેલા આપણે કોઇ વખતે જોયેલા નથી. તોપણ તેઓને આવી રીતે પ્રથક પ્રથક રસ્તેથી સંકેત ધ્વનિ સાથે, આવા ભયંકર સ્થાનમાં આવેલાં જોઇ તેઓ આ સ્થાનનાં પરિચીત હોય એવું અનુમાન થાય છે.

પ્રિય પાઠક, તમારૂં એ અનુમાન ખરૂં છે. કારણ કે કમળાને ફરવાની મનાઇ થવા પછી તેણી કોઇ વખતે રામલાલને આડું અવળું સમજાવી, ત્રીકમદાસને મળવા જવાને બહાને મોહનલાલને આજ સ્થળે મળતી હતી. મોહનલાલને ઘેર અથવા મેદાનમાં માણસોની મેદની વચ્ચે મોહનલાલની મુલાકાત લેતા પકડાઇ જવાના ભયથી તેણીએ આ ભયંકર સ્થાન પસંદ કર્યું હતું. જ્યારે તેણીને અવકાશ મળતો ત્યારે અગાઉથી પોતાની વિશ્વાસુ દાસી મારફત મોહનલાલને ખબર મોકલાવતી. અને આ સ્થળે મળતી. પરંતુ તેણીનું એ કૃત્ય પણ છુપું રહી શક્યું નહિ. એક દિવસે ત્રીકમદાસ અને રામલાલનો મેળાપ

થતાજ ભેદ ખુલી ગયો, અને રામલાલે તેણીના પર સખ્ત જાપતો રાખવા માંડ્યો. અમૃતલાલનો આખો દીવસ બહાર ફરતો હતો પરતુ રામલાલ ઘરમાંજ રહેતો હોવાથી બહાર નીકળી શકાય તેમ નહોતું. આથી કમળા નિરંતર પ્રેમીના વિયોગમાં બળતી હતી. કમળા દ્વારા પોતાનો સ્વાર્થ સાધ્ય કરી લેવાની ઇચ્છા વાળા મોહનલાલની પણ એજ દશા હતી. ઉભયનો પ્રેમ પિશાચી અને સ્વાર્થથી ભરેલો છતાં બન્ને પરસ્પરને પુર્ણ પ્યારથી ચાહતાં હતા. એટલે લાંબા સમયનો વિયોગ બન્નેને અસહ્ય થઇ પડ્યો હતો.

પ્રેમ પિશાચી હો, કે પવિત્ર હો પરતુ તેની તો બલિહારીજ છે. એની ગાથા ગાવાને તો સહસ્ત્ર મુખી શેષ પણ સમર્થ નથી. સાગરનાં પાણી તાપ પડતા સુકાય છે; પણ પ્રેમના ઝરણોના પાણી કદીપણ સુકાતાં નથી. જેમ જેમ તેના પર વિયોગ રૂપી સુર્યનો તાપ પડતો જાય છે, તેમ તેમ તેની વૃધ્ધિ થતી જાય છે. જેમ સરાણે ચડેલો હીરો વધારે તેજને પામે છે. તેમ પ્રેમ રૂપી રત્ન વિયોગના સરાણે ચડતાં અતિ તેજને ગ્રહણ કરે છે. વિયોગાગ્નિમા સળગતી કમળાની સ્થિતિ જેમ દયા જનક હતી; તેમ મોહનલાલની દશા પણ અનુકંપા ઉપજાવે તેવી હતી. અમૃતલાલથી અકળાએલો નિરંતર કમળાનુંજ તે રટણ કર્યા કરતો હતો પરંતુ પુર્ણ પરિશ્રમના પરિણામે પણ તે કમળાને મળવામા નિરાશ થયો હતો. આખરે તેનું મન રૂપી પંખી થાકીને નિશ્વાસ નાંખતું નિવૃતિના માળામાં ભરાઇ બેઠું હતું. તદપિ યોગી અને અમૃતલાલના ભયથી તેનું હ્રદય તેને ડંખતું હતું. જો કે સુરસિંહની સહાનુભુતી પછી યોગીનો ભય કાંઇક ઓછો થયો હતો. પરતુ અમ્રતલાલના ઉપદ્રવથી ઉશ્કેરાએલા અધિકારી વર્ગને ફરીને હાથ કરવો, શાંત પાડવો, એ અમૃતલાલના અસ્તિ-

ત્વ સુધી મુશ્કેલ હતું. અને એ અમૃતલાલ રૂપી કંટક દુર કરવાનું કમળાની મદદ સિવાય બની શકે તેમ નહોતું આથી તે કોઇપણ રીતે કમળાને એક વખત મળવાને ઘણોજ ઇન્તેજાર હતો. અચાનક રામલાલ અને અમૃતલાલ બહાર ગામ જવાના તેને ખબર મળ્યા. એ તકનો લાભ લઇ એક ચીઠી દ્વારા કમળાને એ સ્થળે મળવાને આગ્રહ પુર્વક જણાવ્યુ. કમળા તો એવા સમયની રાહજ જોતી હતી; ચીઠી લાવનાર સાથે તેણે મધ્ય રાત્રિ પછી મળવાનો સંદેશો મોકલાવ્યો. મહારાજાના ઢંઢેરાની વાત તેના ધ્યાનમાજ હતી એટલે પોડાશમાં મૃત્યુ પામેલા એક મનુષ્યની પત્નિ તરીકે તેણી બહાર પડી. અને આપણે જોયું તેમ સતિના સ્વાંગમા, પહેરગીરને ઉડાઉ જવાબ આપી અહીંસુધી આવી પહોચી.

કમળાને આવેલી જોઇ આનંદમાં આવેલો મોહનલાલ બોલ્યો " કમળા, આજે તું આવશે એવો મને બિલકુલ ભરોસો નહોતો. પરંતુ મને અજાયબી લાગે છે કે દરવાને તને શહેરથી બહાર નીકળવા કેમ દીધી ?"

"એ સાભળી તમને હસવું આવ્યા વગર રહેશે નહિ. આજે મેં સતીનો સ્વાંગ ધારણ કરેલો છે એતો તમે જુઓજ છો. એ આડંબરી વેશથી હું મારા પતિની પાછળ સતી થવાની છું એમ જણાવી; તેમની ક્ષમા પ્રાર્થના મેળવી હું બહાર નીકળી આવી."

" શાબાશ કમળા, તું પણ મારાથી ચડે તેવી છો હો."

" તમારા પ્રેમને ખાતર હું મારો પ્રાણ આપવાને પણ તૈયાર છું."

" એ સર્વ કહેવાની વાતો છે, કમળા, હું તો માનું છું કેતું મને ભુલી ગઇ છે."

" તમને ભુલી જાઉં ! કદી નહિ. મોહનલાલ, આ કમળાને એવી કઠોર ન ધારતા. હું તો તમારા પ્રેમમાં અંધ બની છું, તમનેજ મારા પતિ માની બેઠી છું."

" જો એમ છે, તો શા માટે મને વિયોગાગ્નિમાં સળગાવે છે. "

" શું કરૂં, પરાધીનતા મને એમ કરવાની ફરજ પાડે છે."

" તો પછી એ પરાધીનતાની બેડીને તોડી શા માટે નથી નાખતી ? " મોહનલાલે પોતાની મુળ વાત પર આવતાં કહ્યું.

" એ બેડી તોડવાનું સામર્થ્ય મારામાં નથી. " કમળાએ જવાબ આપ્યો.

" ત્યારે એમજ કહેની કે હું તમને ચાહતીજ નથી."

" એ શબ્દ તો સ્મશાનમાં જતાં સુધી પણ મારા મોઢામાંથી નહિ નીકળે. "

" એ સર્વ સમજાવવાની વાતો છે. જો તારો મારા પર પ્રેમ હોય તો તું હવે અહીંજ રહે, મને છોડીને ન જા. તારા આ પ્રેમીના દીલને ન દુખાવ, મારાથી તારો વિયોગ સહન થઇ શકતો નથી."

" પરંતુ મોહન, એ કેમ બની શકે ? જો હું તમારી સાથે રહું તો લોકો મને વ્યભિચારિણી વેશ્યા કહે. ખરૂં પુછો તો છુપી રીતે પણ તમારી પાસે આવવામાં હું મારા કુળને કલંક લગાડું છું."

"કમળા, શાંતિપુરની રાજરાણી થઇ મને નિષ્કંટક બનાવવાનું તે એક વખત આપેલું વચન તને યાદ છે કે ?"

"હા બરાબર યાદ છે. પરંતુ મારા પતિની હયાતી હોવાથી અત્યારે હું તેમ કરવાને અસમર્થ છું."

"તારો પતિજ મારા માર્ગનો કંટક છે. તેને દૂર કરવાથી આપણો પ્રેમ પંથ નિષ્કંટક થશે."

" એટલે શું હુ મારા પતિને છોડી દઉં ?"

" હા છોડી દે, હમેશને માટે તેને આ સંસારમાંથી વિદાય કરી દે." મોહનલાલે પોતાની મનેચ્છાને સાફ સાફ જણાવી દીધી.

મોહનલાલના એ શબ્દોથી આશ્ચર્ય ચકિત થયેલી કમળા ઘડી-ભર તેના સામું જોઇ રહી. તેણીના મનમાં અનેક તર્ક વિતર્કો થવા લાગ્યા. તે મનમાજ બબડી, હું આ શું સાંભળુ છું ! શું હું મારા હાથેજ મારા નિર્દોષ પતિની હત્યા કરૂં ! નહિ નહિ, કદી નહિ. કમળા, કમળા, આવા પિશાચી પ્રેમથી મહા અનર્થ થવા સંભવ છે. હજુ પણ પાછી વળ, મોહન જેવા મર્કટના મોહનો ત્યાગ કર, એ નર પિશાચની સલાહ મુજબ કાર્ય કરવાથી તું મહાન આપતિમાં આવી પડશે. તું તારૂં આલોક, અને પરલોક બન્ને બગાડશે વળી કાંઇ વિચાર આવતા તે મનોગત બોલી, ત્યારે શું મોહનલાલ સાથેનો સબંધ છોડી દઉં ? નહિ એ કલ્પાતે પણ બની શકે તેમ નથી. ત્યારે હવે શુ કરૂં ! આ રીતે કમળાને વિચાર વમળમા અથડાતી જોઇ કેટલીક વારે મોહનલાલ બોલ્યો "કેમ કમળા, શું વિચાર કરે છે ?"

" કાંઇ નહિ. " કમળા માત્ર એટલુંજ બોલી.

"તો શું મારી વાતનો તું સ્વીકાર કરે છે ? કમળા, બોલ આજે તારા પ્રેમની પરિક્ષાનો દિવસ છે."

"નહિ નહિ ઓ મોહનલાલ, એ વાતનું સ્મરણ કરતાંજ મારૂં હૃદય ભરાઇ આવે છે, આ સિવાય મારી કાંઇ બીજી પરિક્ષા કરો પરંતુ મારા નિર્દોષ પતિને મારવાનું મને ન કહો. મોહન, મોહન, એ નિર્દોષે આપણું શું બગાડયું છે ? નહિ, નહિ. એ કઠોર, નિર્દય, કર્મ ભીષણ, હત્યા કાંડ મારાથી નહિ થાય. હું તમોને હાથ જોડું છું, પ્રાર્થના કરૂં છું.. મોહન, એ વિચારને છોડી દો. મારા પતિને એક વિદ્રોહી તરીકે માનવામાં તમારી ભુલ થાય છે.

અત્યાર સુધી હું માનું છું તેમ તેણે તમારૂં કાંઇ પણ અનિષ્ટ કર્યું નથી. લોક સેવા એજ તેનું ધ્યેય છે. તેના જેવો સાધુ પુરૂષ આખા શાન્તિપુરમા નથી. એવા એક પવિત્ર આત્માને પરલોક પહોંચાડવાનો ખ્યાલ મારૂ હૃદય કંપાવી દે છે. દુર્ભાગ્યવશ હું તેને ચહી શકતી નથી, પરંતુ તેના તરફ મારો પુજ્ય ભાવ છે. મોહન. વહાલા મોહન, એક વાર કહો કે હુ એ મહાત્માને મારવા જેવું નિંદ્ય કામ કરવા નથી ચાહતો." કમળાએ અત્યંત આક્રંદ કરતા કહ્યું.

"કમળા અમૃતલાલને ભલે તું મહાત્મા કહે પરંતુ મારી દ્રષ્ટિમાંતો એ યમરાજથી પણ ભયંકર છે."

"એ તમારી દ્રષ્ટિનો દોષ છે."

"એ ગમે તેમ હોય, પરંતુ જ્યા સુધી તું તારા એ પતિરૂપ કંટકને મારા માર્ગમાથી તારા હાથે દુર નહિ કરે, ત્યાં સુધી આપણા આ સુખરૂપ વ્યવહારમા અનેક વિઘ્નો આવી પડવા સંભવ છે, જ્યારે તું તારા પતિનો મોહ છોડી દેશે, ત્યારેજ તું શાંતિપુરની રાજરાણી થવાને લાયક થશે,"

"ત્યારે શુ મારે એ કામ કરવુંજ પડશે ? એ સિવાય બીજો કાંઇ ઉપાયજ નથી,"

"નહિ, તોપણ હું તને દબાણ કરતો નથી. તારી મરજી હોય. તારો મારા પર પ્રેમ હોય, અને મારી સાથે પુનઃર્લગ્ન કરી મને સુખી કરવાની ઇચ્છા હોય, તોજ એ કામ કરજે. આતો સાચા પ્રેમની પરિક્ષા છે, સત્યની કસોટી છે."

"જો એમજ છે, તો ભલે હું મારા પ્રેમની પરિક્ષા આપવાને તૈયાર છું. જો કે હું એ હત્યાકાંડનું દુષ્પરિણામ બરાબર સમજી શકું છુ, તોપણ તમારા પરના મારા સાચા પ્રેમની પરિક્ષા ખાતર

એ પાપ કર્મની આજ્ઞાને પણ માથે ચડાવું છું. પરંતુ જો જો સંભાળજો, સ્વાર્થ સરી જવા પછી મારા હૃદયમાં રોપેલા પ્રેમ બીજને, અધર રસના સીંચનથી નવ પલ્લિવત કરવાને બદલે; નિર્દયતાના નિષ્ઠુર આઘાતથી નિરાશાના ઉંડાગારમાં ન ગબડાવતા. પતિના પરલોક પછી મને ન રઝળાવતા."

"કમળા, એ માટે તું નિશ્ચિત રહે. પહેલાં તું એ કાર્ય કરી મને નિર્ભય બનાવી દે. પછી હું તારો અને તું મારીજ છે. આવ, મારી સાથે આવ, આ કાર્ય કેવી રીતે કરવું તેના સંબંધમા હું તને કેટલુંક સમજાવી દઉં." એમ કહી મોહનલાલ કમળાને સાથે લઇ એક મોટી શિલા પાસે ગયો. ત્યા બંન્ને વચ્ચે કેટલીક વાતો ચાલી. અંતે એ કાર્ય માટેનો એક દિવસ ચોકસ કરી બન્ને પ્રથક પ્રથક પંથેથી પોતપોતાના મકાન પર ગયા.

પ્રિય પાઠક મોહનલાલને તો અમૃતલાલની સાથે કાંઇ સબંધ ન હતો એટલે તે પોતાના માર્ગમાં કંટકરૂપ જણાતા અમૃતલાલનો વિનાશ કરવામાં આવા કાવાદાવા કરે એમા કાંઇ આશ્ચર્ય નહોતું. તોપણ એવાં કરપીણ કૃત્ય કરનાર મનુષ્યોને માટે આપણા મુખમાંથી નરપિશાચ, ખુની, નરાધમ, આદિ અનેક શબ્દો નીકળી જાય છે. ત્યારે આ ઉત્તમ કુળમા જન્મ પામેલી, અને પવિત્ર સાધુ પુરૂષ અમૃતલાલની પિશાચી પ્રેમમાં અંધ બનેલી તેમજ પોતાના એ પિશાચી પ્રેમની પરિક્ષા આપવા માટે પતિનુંજ ખુન કરવા તૈયાર થએલી ધર્મપત્નિ કુલટા કમળાને શું કહેવું "રમણી કે રાક્ષસી."



# પ્રકરણ ૪૩ મું.

## —ગોવીંદરામની નિરાશા.—

ચંપા શાંતિપુરમાં કાળીદાસના મકાનમાં ઘણુંજ આનંદપુર્વક રહેછે. પરંતુ પ્રિય પાઠક અત્યારે કુત્સિત અરસિક કાળીદાસના સ્થાનપર ચંપાનો પ્રણયપાર્થી કોણ છે એ તમો જાણો છો ? અરવિંદરાય. સુંદરપુરૂષ, યુવા, અતુલ ઐશ્વર્યશાલી રાજા અરવિંદરાય, આ વખતે તેના પ્રેમનો ઉમેદવાર છે; પરંતુ રાજા ઉમેદવાર છે કે ચંપા એ આપણા જાણવામાં આવી ગયું છે કારણ કે આપણે હમેશાં રાજા કરતાં ચંપાનેજ વિશેષ વ્યાકુળ જોઇએ છીએ રાજાને પોતાની પ્રપંચ જાળમાં ફસાવવા માટે તે ઘણીજ ઉત્સુક છે એટલે ચંપા અને રાજા એ બન્નેમાં કોણ એક બીજાનાં ઉમેદવાર છે એ અનુમાન કરવું ઘણું કઠીન થઇ પડે તેમ નથી. રાજા આજ દિવસ સુધી એક સમય પણ સશરીર ચંપાની પાસે આવેલા અમે જોયા નથી. રાજગ્રહમાં સુરેંદ્રસિંહ મહારાજાની સાથે તેને અનેક કામો કરવાં પડે છે ઘણા મામલા અને મુકદમામાં તેને સવારથી સાંજ સુધી એક મીનિટની પણ ફુરસદ મળતી નથી. સુરેદ્રસિંહ મહારાજ તેઓને એક ઘડી પણ છુટા મુકતા નથી. પણ સુંદરરાય દિવસમાં બે વખત ચંપા પાસે આવી જાય છે અને રાજાનો પ્રેમ ભર્યો સંદેશો સંભળાવી જાય છે. પરંતુ રાજા પોતે ચંપાના શ્રીમંદિરમાં અત્યાર સુધી પદાર્પણ કરી શક્યા નથી સુંદરરાયનાં વિવિધ વાક્યો સાંભળી ચંપા સમજી ગઇ છે કે રાજા પોતાના પ્રેમમાં અંધ બની ગયો છે અને થોડાજ સમયમાં અહીંનું કામ ખલાસ કરી પોતાની રાજ્યધાનીમાં જશે અને તેણીને પણ

સાથે લેઇ જશે. આવા અનેક વિચારોથી ભાવિ સુખની અભિલાષામા ચંપા અર્ધ ગાંડી જેવી બની ગઇ હતી.

કાળીદાસના ડંડાના પ્રહારથી મરતો બચી ગયેલો, અને ચંપાના કારસ્થાનથી અજાણ્યો ગોવીંદરામ પણ યોગીની કેટલીક ભયસુચક સુચનાઓથી ડરીને પોતાની બહેન યમુના સાથે શાંતિપુરમાં શહેર બહારના એકાંત સ્થાનમા એક નાની ઝુપડામા નિવાસ કરીને રહ્યો છે, ડંડાથી માથા પર થયેલો જખમ હજુ રૂઝાયો નથી તોપણ ચંપા કાળીદાસના મકાનમાં રહેવા ગઇછે એવી ખબર મળતા તે એક દિવસે તેણીના મકાનપર જવા નીકળ્યો. પરંતુ સુંદરરાય વગેરે અરવિંદ-રાયના રસાલાનો પડાવ ત્યાંજ હોવાથી તેઓએ ગોવીંદરામને શહેરમાં જતો અટકાવ્યો, પરંતુ અનુકંપા ઉપજાવે તેવી ભાષામાં પ્રાર્થના કરી જેમ તેમ તે શહેરમાં તો આવ્યો, તદપિ કાળીદાસના મકાન પર ચંપાનું રક્ષણ કરતા પહેરેગીરોએ તેને અંદર દાખલ થવા ન દીધો. આથી વિસ્મીત ચકિત થયેલો ગોવીંદરામ પોતાના આવવાની ખબર ગ્રહસ્વામિનીને આપવાની પ્રાર્થના કરતો બોલ્યો "કૃપા કરી તમો મારા આવવાની ખબરનો પહોંચાડો, મને ખાત્રી છે કે મારૂં નામ સાંભળતાજ ગ્રહસ્વામિની મને મકાનમા પ્રવેશ કરવાની પરવાનગી આપશે" ગોવીંદરામે ચંપા પરના અનહદ વિશ્વાસથી કહ્યું.

પહેરેગીરને તેની કરૂણ પ્રાર્થના પર દયા આવી, તે અંદર ગયો, અને ચંપાને ખબર આપી પરંતુ અફસોસ ચંપાએ તેને સ્પષ્ટ શબ્દોમાં જવાબ આપી દીધો કે એ આવનાર શખ્સને લાત મારી બહાર કાઢો."

દરવાન દ્વારા ચંપાનો સંદેશો મળતાંજ ગોવીંદરામ ઘણોજ દુ:ખિત થયો. પોતાના પ્રતિ ચંપાનું આવું અભાવનિય પરિવર્તન

કેમ થઇ ગયું એ માટે તે કાંઇપણ નિશ્ચય કરી શક્યો નહિ, તે નિરાશ હતાશ બની ગયો. તેનામા ચાલવાની બિલકુલ શક્તિ નહોતી, માથા પર થયેલા પ્રહારથી તેમજ ત્રણ ચાર દિવસના ઉપવાસથી તેનું શરીર અશક્ત અને દુર્બળ બની ગયુ હતું, ચંપા તરફથી આ રીતે અપમાનિત થવુ પડશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હવે શું કરવુ, કોના આશ્રયે જવું, એવા વિચારમા તે થોડો સમય ત્યા ઉભો રહ્યો, એકાએક કાઇ વિચાર આવતા તેણે અત્યંત કરૂણા જનક શબ્દોમાં, ગદગદિત કંઠે ઉચ્ચ સ્વરથી ચંપાના મકાનની બારી સામે દ્રષ્ટિ કરી, અનુનય વિનય કર્યો. પોતાની દુરાવસ્થાની હકીકત સંભળાવી. પરંતુ ચંપાએ બારીમાથી મોઢું સુધ્ધા બહાર કાઢયુ નહિ. આથી ગોવીંદરામે છેવટે માત્ર બેજ રૂપિઆ દાન તરીકે આપવાની પ્રાર્થના કરી, પરંતુ ચંપાએ તેની એ પ્રાર્થના પણ ન સાંભળી. ક્યાથી સાંભળે ! કાળીદાસને કંગાળ બનાવનાર એ વિશ્વાસઘાતીએ અગીઆર હજાર વસુલ કરતી વખતે કાઇ ઓછી નિર્દયતા વાપરી હતી કે તેની ગમે તેવી કરૂણ પ્રાર્થનાની પણ ચંપાને અસર થાય ! એ તો કુદરતનો કાયદોજ છે કે "કર અને જા" કરેલા કર્મનું ફળ કળિયુગમાં તાત્કાલિક મળે છે. કાળીદાસને કંગાળ હાલતે ચંપાના મકાનમાથી બહાર કાઢતી વખતે ગોવીંદરામને જે આનંદ થયો હતો તેવોજ બલ્કે તેથી વિશેષ આનંદ આ એક પિશાચી પુરાણીને, પોતાની પવિત્રતાનું સત્યાનાશ વાળનાર શયતાનને, અપમાનિત કરવામા ચંપાને થયો, તેણી તેના પર દયા લાવવાને બદલે તેને એ રીતે રડતો અને રાડો પાડતો સાંભળી નીચે ઉભેલા દરવાનોને હુકમ આપતી બોલી "શું જોઇ રહ્યા છે ? એ નરપિશાચ; મિત્ર દ્રોહી શયતાનને એકદમ, ધક્કા મારી અહીંથી દુર કરો."

નિન્તાન કાતર અને યત્પરોનાસ્તિ, મર્મપીડીત, નિરાશા સહ બિચારો ગોવીંદરામ પોતાના કર્મોનો પશ્ચાતાપ કરતો ત્યાંથી પાછો ફર્યો. ચંપાએ તેજ દિવસે દરવાનો દ્વારા ગોવીંદરામ આવવાની ખબર રાજા પાસે પહોંચાડી દીધી. રાજાએ આશ્વાસન સુચક શબ્દોમાં કહેવરાવ્યું કે મને કામની જંજાળમાંથી ફુરસદ મળી શકે તેમ નથી, તોપણ દીવાનજી સુંદરરાય આજે ત્યાં આવી સર્વ બંદોબસ્ત કરી આપશે.

સુંદરરાય આવવાના સમાચાર જાણી ચંપા તેને રીઝવવાના પ્રયત્નમા લાગી. ભોજન કાર્યથી પરવારી શૃંગાર સજવા માટે સજ થઇ. ઘણા યત્નથી તેણે માથાની વેણી બાંધી, ગાલો પર પાઉડર લગાવ્યો અને પાનથી ઓષ્ટ લાલ બનાવ્યા. પશ્ચાત એક બનારસી સાડી અને એક સુંદર પોલકું બહાર કાઢ્યું, તે પહેરી અનેક દાગીનાઓથી વિભુષિત થયેલી ચંપા સુંદરરાયની માર્ગ પ્રતિક્ષા કરતી બારી પાસે આવીને બેઠી.

બરાબર સાંજના પાંચ વાગે સુંદરરાયે તેણીના મકાનમા પ્રવેશ કર્યો. તેને જોતાજ ચંપા તેને આદર આપતી બોલી "આવો દીવાનજી કુશળ તો છોના ? કહો શી ખબર છે?"

"ઘણીજ સારી ખબર છે. હમણાંજ રાજાજીએ તમારા માટે વીશ હજારનો હાર તૈયાર કરવાનો ઓરડર આપેલો છે, ચંપા, તમારા પર લક્ષ્મી દેવીની કૃપા છે."

જે વાતનું ચંપા ઘણા દિવસથી અનુમાન કરતી હતી તે સુંદરરાયના શબ્દોથી સ્પષ્ટ અને સત્ય થયેલું જોઇ તેણીએ અભિમાન યુક્ત હાસ્ય કર્યું. અને સુંદરરાય તરફ કટાક્ષ ફેંકતી બોલી "દીવાનજી, હાર કે આભુષણોની મને હવે વિશેષ દરકાર નથી હું તો

રાજાજીના વિરહમાં વ્યાકુળ બની ગઇ છું, તેના દર્શનથીજ મારી તૃપ્તિ થશે."

ચંપા હવે તમે રાણી છો. જેમ તમે રાજાને મળવા ઇન્તેજાર છો, તેમ રાજા પણ તમને મળવાને આતુર છે. શું કહુ ચપા, તમારાજ પ્રેમને ખાતર રાજાએ લગભગ કેટલાક દિવસોથી રાણીની સાથે ભાષણ કરવું પણ છોડી દીધું છે. તેમ નહિ કરવા મે રાજાને બહુ સમજાવ્યા પરંતુ તે એકના બે થતાજ નથી તેઓનો એમજ કહેછે કે ચંપાજ મારી પટરાણી છે, એજ મારી અધિનેશ્વરી છે." સુંદરરાય ચાંપાના પ્રશ્નનો પ્રત્યુતર આપતાં અને પોતાના શબ્દોની તેણીને શી અસર થાય છે તે જાણવા તેણીના તરફ દ્રષ્ટિ કરતાં બોલ્યો.

ચંપાને જે વાતની ચિંતા હતી તે ઇચ્છા સફળ થવાના સ્પષ્ટ ચિન્હો તેની દ્રષ્ટિ સમીપ ખડા થયાં, તોપણ તેણીને કાળીદાસ અને ગોવીંદરામ બન્નેનો ભય હતો તે જ્યાં સુધી દુર નથાય ત્યાં સુધી સંપુર્ણ સફળતા મળવામા તેણીને શંકા હતી. એથી તેણીએ ગોવીંદરામ તેમજ કાળીદાસની કેટલીક વાતો સંભળાવી, તેનાથી નિર્ભય કરવા સુંદરરાયને પ્રાર્થના કરી. સુંદરરાય તેણીને આશ્વાસન આપતો બોલ્યો ' ચંપા, જેની મુઠીમાં એક રાજા છે તેને કાળીદાસ કે ગોવીંદરામ જેવા સેંકડો શત્રુનો પણ શું કરી શકનાર છે? ગભરાઓ નહિ, હું એ માટે સઘળો બંદોબસ્ત કરીશ, પરંતુ ચંપા, મેં તમારા માટે આટલી મહેનત કરી તેના બદલામાં મને શું ઇનામ આપવા નકી કર્યું છે એનો તમે કોઇ દિવસ કહેતાંજ નથી."

ચંપા સમજે છે કે સુંદરરાય વાસ્તવમાં તેનો શુભાકાંક્ષી છે. રૂપ માધુર્ય અલૌકિક હોવા છતાં પણ તેણી સમજેછે કે એક ધનવાન રાજા સાથે પ્રીતિ દ્રઢ કરવા માટે સુંદરરાય જેવા એક ચુસ્ત,-ચાલાક

માણસની અત્યંત આવશ્યકતા છે. વળી સુંદરરાય રાજાનો એક પ્રધાન કર્મચારી છે એટલે તેને હાથમાં રાખવો નિન્તાત આવશ્યક છે. તેણીએ કેટલોક સમય વિચાર કર્યા પછી સુંદરરાયને પોતાનો ચેલો બનાવવાનો એક સર્વ શ્રેષ્ટ ઉપાય સ્થિર કરી લીધો. તેણી છેક સુંદરરાયની નજીક ખસતી અને કટાક્ષ મિશ્રિત હાસ્ય કરતી બોલી ' તમને શું આપું સુંદરરરાય, મારી પાસે એવી કઇ વસ્તુ છે કે જે આપી તમોને સંતોષું ? ખરૂં પુછો તો હુ તમારા પ્રેમમાં અંધ બની છું. રાજાના ભયથી તમારી સાથે અમોદ, પ્રમોદ કરવામાં મને સંકોચ થાય છે. શું કરૂં સુદરરાય મારી ઇચ્છા તૃપ્તિનો કાંઇ ઉપાય બતાવો."

ચપાના અનિષ્ટ અભિનયથી સુંદરરાય વિસ્મિત થયો, તે મનમાંજ હસ્યો. ચંપા તરફથી તેણે એજ જવાબની આશા રાખી હતી.

"તમારી એ કૃપા માટે હું તમારો રૂણી છું સમય આવતા સર્વ સારૂં થશે. પરંતુ ચપા, તમે જાણો છો કે જયા સુધી કાળીદાસ જીવતોછે ત્યાં સુધી આપણે શાંતિથી રહી શકીએ તેમ નથી.' સુંદરરાય ચંપાને કાળીદાસનો ભય બતાવતાં અને વાતનું વળું બદલતાં બોલ્યો,

"શું કાળીદાસ હજુ જીવતો છે ? સુદરરાય જો એમજ હોય તો એ કંટકને બને તેટલી ત્વરાએ દુર કરો. નહિતો મારી સર્વ આશાઓ ધુળમાં મળી જશે." ચંપાએ ભયભિત થતા કહ્યું.

"એ માટે મારો પ્રયાસ ચાલુજ છે બે ત્રણ દિવસ પહેલાં તે મને મળ્યો હતો મને જોતાંજ તે બોલી ઉઠ્યો કે" જે મકાનમાં ચંપા રહે છે તે મકાન હજુ મારી માલિકીનું છે, તેમજ ચંપા પર પણ મારોજ અધિકાર છે એટલે જો તમો એ મકાન અને ચંપાને મારે સ્વાધીન નહિ કરો તો હું તમારા વિરૂધ્ધ પગલાં લઇશ. ચાંડાળિની ચંપાએ મારૂં સર્વ નાશ કર્યું છે, સમય આવતાં હું તેની બરાબર

ખબર લઇશ. તમો સતાધીશ હોવાથી તેમજ તમારા રાજાને સુરેદ્રસિંહ મહારાજ સાથે સ્નેહ હોવાથી હું તમારાથી ડરી જઇશ એમ તમારે સ્વપ્ને પણ ધારવાનું નથી. મારી પાસે પણ ઘણા માણસો છે, મારા સેંકડો શરાબી દોસ્તો પાસે તમારા મુઠી ભર માણસો કાઇ કરી શકે તેમ નથી એટલે જો માનમા મારૂં કહેવું ધ્યાનમા નહિ લો તો લાચારીએ મારે એ રસ્તો લેવો પડશે." સુંદરરાય જવાબ આપતા અને કાળીદાસનો ભય બતાવતાં કહ્યું.

" હે શું કાળીદાસમાં હજુ પણ એટલી હિંમત છે ! અફ- સોસ સુંદરરાય હવે મારે શું કરવુ ? " ચંપાએ નિશ્વાસ નાખતા કહ્યું.

" ચંપા, ગભરાવાનું કાઇ કરણ નથી કાળીદાસ કાઇ પણ પગલા લે તે પહેલાં તમે એક કામ કરી લેશો તો પછી ભયનું કાઇ કારણ રહેશે નહિ.

"મારે શું કરવુ જોઇએ ?"

"એજ કે. કાળીદાસ પાસેથી મેળવેલી સર્વ મિલકત તમારે કોઇ વિશ્વાસુ માણુસને સોંપી દેવી અને તેને તમારો હકદાર વારસ બનાવવો, આટલુ કર્યા પછી આપણે કાયદાની બારીકીમા આવીશું નહિ કારણ કે કાળીદાસે સ્વહસ્તેજ સર્વ મિલકત તમારા સ્વાધીનમાં સોંપી છે એટલે તેનો ગમે તેવો વ્યય કરવાની તમોને સંપુર્ણ સતા છે. પછી જેવી તમારી મરજી."

"તમારૂં કહેવું વાસ્તવિક છે પરંતુ સુંદરરાય, એતો બતાવો કે તમારા સિવાય અત્યારે મારૂં આ દુનિયામાં બીજુ કોણ છે ? રાજાજી મારા પતિ છે હું તેની પત્નિ છું એટલે મારી મિલકતના હકદાર હુ તેમનેજ કરાવું તો શું ન ચાલે ?"

"ચાલો શા માટે નહિ ? પરંતુ રાજાજી કદાચ કબુલ નકરે કારણકે એમ કરવામા તેની બદનામી છે તોપણ હું મારાથી બનતો પ્રયત્ન કરીશ, તેમને સમજાવીશ અને આવતી કાલે જવાબ આપીશ."

આ પ્રમાણે વાતચીત ચાલે છે એટલામા એક નિન્તાંત દરિદ્ર-વેશ ધારી ક્ષીણ કલેવર મનુષ્યે દરવાન સાથે ત્યા આવી સુંદરરાયને પ્રણામ કર્યા. આવનારને સુંદરરાયે ઓળખ્યો છતાં તે અજાણ થતો બોલ્યો "તમે કોણ છો ?"

"સુંદરરાય, શુ તમે મને નથી ઓળખતા ? આ અભાગી ગોવીંદરામને એટલીજ વારમા ભુલી ગયા ?"

"હેં કોણ ગોવીંદરામ ! તમારી આ દશા ?"

"સુંદરરાય, મને વધારે ન શરમાવો. મારી આ દશા કરનાર તમારી સાથે વાત કરનાર પતિવ્રાતિની, પિશાચિણી ચંપાજ છે."

"ચુપ કર લબાડ, જબાનપર લગામ લગાવ. નહિતો ધકા મારી બહાર કાઢવા પડશે. મુઆ મેં તારૂં શું બગાડ્યું છે કે તું મને દોષ આપે છે?" ચંપાએ કંપિત સ્વરે કહ્યું.

ગોવીંદરામ ચંપાના બોલવા પર કાંઇ પણ ધ્યાન ન આપતાં સુંદરરાયને ઉદ્દેશીને બોલ્યો "દીવાન સાહેબ, આ પાપિણી ચંપાનો એક વખત હું પ્રણયી હતો. તેણી મને એક દિવસ પણ જોગ્ય વગર રહી શકતી નહોતી. જેના ઘરમાં તે રહેતી હતી તે કાળીદાસ મુર્ખ અને વિષય લંપટ હતો, તેની આખમાં ધુળ નાંખવી એ કાંઇ મુશ્કેલ ન હતું એ પાપિણીના પ્યારમાં અંધ બની મેંજ એ નિર્દોષ કાળી-દાસને ફસાવ્યો અને આખરે એક કંગાળથી પણ હલકી સ્થીતિમાં તેને ધકા મારી આ પાપિણી દ્વારા બહાર કઢાવ્યો. અત્યારે મને મારા એ કરપીણ કૃત્યનો પસ્તાવો થાય છે પરંતુ એ પસ્તાવો રાંડયા

પછી ડહાપણ કરવા જેવોજ છે એટલે એ સબંધમાં હું વિશેષ કાંઇ પણ કહેતો નથી, જો કે કાળીદાસે ચંપાને તેણીનાં કરતુકોની મજા ચખાડવાનો એક વાર પ્રયત્ન કરી જોયો પરંતુ એક વૃદ્ધ બ્રાહ્મણની ચંપાને મદદ મળી જતા તેમાં તે નિરાશ થયો. દીવાન સાહેબ, કાળીદાસના કોપથી ચંપા ભલે બચી ગઇ છે પરંતુ કુદરતના કોપથી તે કોઇકાળે બચી શકે તેમ નથી. ખેર, એ વાતો સાથે મારે કાંઇ સબંધ નથી તોપણ મને આશ્ચર્ય તો એ લાગે છે કે ચંપા અત્યારે રાજ્ય રાણી હોવાથી ધન અને સતાના મદમા અંધ બની ગઇ છે. હું અત્યારે કફોડી સ્થીતિમાં છું, તેણીની પાસે યાચનાર્થે આવ્યો છું. મારી આવી સ્થિતિમા સહાયતા આપવી એ શુ તેણીનું કર્તવ્ય નથી?"

'કેમ નહિ, જો તમે કહો છો તેમ હોય તો ચંપાએ તમને મદદ કરવીજ જોઇએ," સુંદરરાયે દ્રઢતા પુર્વક કહ્યુ અને ચંપાને ઉદેશીને બોલ્યો "ચંપા, ગોવીંદરામ કહે છે તેવી સ્થીતિમા તમારે તેને સહાયતા આપવીજ જોઇએ"

"દીવાન સાહેબ, ગોવીંદરામ સર્વ જુઠું બોલે છે. હું તેને ઓળખું છું એ વાત ખરી છે પરંતુ તેની સાથે મારો ગુપ્ત સબંધ હોવાની વાત બિલકુલ જુઠીછે. એવા બદમાસોને હું મારા મકાનમાં એક મિનિટ પણ થોભવા દેવા રાજીનથી. કૃપા કરી દરવાનને હુકમ કરો અને એ નીચને ધકા મારી બહાર કાઢો 'ચંપાએ ગભગએલી હાલતે કહ્યું.

ચંપાની ચાલાકી સુંદરરાય જાણી ગયો, છતાં તે દ્વારા હજુ ઘણું કામ લેવાનું હતું આથી તેણે પણ ચાલાકીનોજ ઉપયોગ કર્યો. તે ડોળા ધુરકાવતો ગોવીંદરામ તરફ ફરીને બોલ્યો "ગોવીંદરામ, ચંપાના કહેવા પરથી સાફ સમજાય છે કે તમે તેના પર ખોટું આળ

ચડાવો છો, મભાળજો, ફરીને ચંપાને આ રીતે બદનામ કરવાની કોશીષ કરશો તો તમારા માટે પરિણામ સારૂં નથી."

"સુંદરરાય, શું તમે પણ મને જુઠો માનો છો. ખેર, અત્યારે મારૂં ભાગ્યજ એવું છે એમા તમારો દોષ નથી. મારો પ્રભુ એ પાપિણી પાસેથી બદલો લેશે." એમ કહેતો ગોવીંદરામ નિરાશ વદને ત્યાંથી બહાર નીકળ્યો. તેના જવા પછી સુંદરરાયે દરવાનોને બોલાવી ચંપાની રૂબરૂ ગોવીંદરામ હવે પછી મકાનમાં પ્રવેશ નકરે એવો સર્વ પ્રકારે બંદોબસ્ત કરવાની સુચના કરી. કાળીદાસના આગમન પહેલાં શી શી ગોઠવણ કરવી અને રાજા સાહેબને કેવી રીતે સમજાવવા એ સબંધી કેટલીક વાતચીત કરી સુંદરરાય બહાર નીકળ્યો અને ચંપા નિશ્ચિંત મકાનમાં ફરવા લાગી,

---

# પ્રકરણ ૪૪ મું.

---

## -પાપી જીવનનું પરિણામ.-

ચંપા અને સુંદરરાયથી અપમાનિત થયેલો ગોવીંદરામ, ભુત ભવિષ્યના સબંધમાં અનેક વિચારો કરતો મકાનથી બહાર નીકળ્યો, કયા પાપના પરિણામે પોતાની આવી સ્થીતિ થઇ છે તેનો ખ્યાલ કરતાં પોતાની જીંદગીમાં કાંઇ પણ દુષ્કર્મ કરેલું હોય એમ જણાયું નહિ. તેણે પોતાના જીવનને નિષ્કલંક પાપ રહિત અને પરમ ઉજવળ માની લીધું. અતિત જીવનનું જે કામ તેને અન્યાય પુર્ણ માલુમ પડયું તે બીજાના દોષનું પરિણામ સમજી પોતાને નિષ્કલંક સમજ્યો,

તેની દ્રષ્ટિમા પોતે સાધુતાનો ભંડાર, અને મનુષ્ય સમાજ નિન્તાન્ત અત્યાચારી, અવિચારી, અને પક્ષપાતી હોવાનુંજ દ્રષ્ટિ ગોચર થવા લાગ્યુ. તેને એ પણ સમજાયુ કે સંસારનો મારી સાથે સારો વ્યવહાર નથી, સમસ્ત મનુષ્ય મારા તરફ તિરસ્કારની દ્રષ્ટિએ જુએ છે. અતિત ઘટનાઓની તે જેટલી આલોચના કરતો ગયો તેટલોજ એ સબંધમાં તેનો વિશ્વાસ દ્રઢ થતો ગયો,

પ્રિય પાઠક, ગોવીંદરામ જેવા પતિત મનુષ્યો હમેશાં એવાજ વિચારો કરે છે, પતિત મનુષ્યો પોતાના સબંધમાં સર્વ સારૂજ સમજે છે, પોતાના દોષો તેને જોવામા આવતા નથી, એવા લોકો સંસારના મનુષ્યોની બુધ્ધિ અને વિવેચનાને તુચ્છ સમજે છે, તે પોનાની બુધ્ધિનેજ સર્વોપરી માને છે. તેની નજરમા પોતાના કામો નિર્દોષ અને બીજાઓના નિર્દોષ કામોને પણ તે દોષોથી ભરેલાં જુએ છે. અસ્તુઃ ગોવીંદરામ એ પ્રકારે ચિંતા કરતો સસારથી વિરક્ત બન્યો. તે મનમાજ બબડયો "સુરસિંહ, મહા પાપાત્મા છે. તેણે મારી ભગિનીનું સર્વનાશ કર્યું પણ આપ્યું કાંઇ નહિ મોહનલાલની સાથે તેણીનું પુનઃર્લગ્ન કર્યું હોત તો તે વધારે સુખી થાત. કાળીદાસ મુર્ખ છે. કારણ કે જો તેમ ન હોય તો તે મારા જેવા પાખંડી નો હદ ઉપર વિશ્વાસ કેમ કરે. રાજાઓ મહા પાપી હોય છે કેમકે રાજા અરવિંદે મારી એક માત્ર પ્રેમી ચંપાને મારી પાસેથી છીનવી લીધી છે. ચંપા ઘણી ખરાબ સ્ત્રી છે તે મારા પ્રેમને એકદમ ભુલી ગઇ છે. યમુના બેવકુફ છે કારણ કે જો તેમ નહોત તો રાજાને વશ કરી શકી હોત." એ રીતે અનેક વિચારો કરતો અને સસારના સમસ્ત મનુષ્યોને દોષિત ઠરાવતો પોતાના મકાન તરફ ચાલ્યો જતો હતો.

રાત્રિના દશ વાગી ગયા છે, ચારે તરફ અંધકાર ફેલાએલો છે, પાઠક આવો આપણે સામે દેખાતા મકાનમા પ્રવેશ કરીએ અને જોઇએ કે એ ઘરમા કોણ રહે છે. ઘર સાધારણ કાચી બાંધણીનું છે. જુઓ સામે રોગ શય્યા પર સુતેલી સ્ત્રી યંત્રણા સુચક ધ્વનિ કરી રહી છે, ઓહ આશું ! આખું મકાન ભેજથી ભરેલું છે! સ્ત્રીનાં કપડા ઘણાજ મેલા અને ગદા છે એટલુંજ નહિ પરંતુ જર્જરિત પણ છે. એ કપડાથી તેણીના સમસ્ત શરીરને ઢાકવાનું પણ કઠીન જણાય છે. ઘરમા અન્ય કાંઇ વસ્તુ જોવામા આવતી નથી. પિડાતાની શય્યા પાસે એક માટીના ઘડામાં પાણી ભરેલું છે જેમાંથી સમય પરત્વે તૃષા તૃપ્તિ કરી પાછી તે શય્યા પર પડે છે, સ્ત્રી ગર્ભીણી હોય એમ જણાય છે. પાઠક, તમે એ સ્ત્રીને ઓળખો છો ? એ સ્ત્રી બીજી કોઇ નહિ પરતુ યમુનાજ છે પરંતુ અફસોસ ! તેની રૂપરાશી કયાં ગઇ ! આ વખતે યમુનાની દેહ અસ્થી ચર્માવશેષ બની રહી છે. નિદારૂણ ક્ષય રોગે તેણીને ઘેરી લીધી છે, પથ્ય અને સુશ્રુષાના અભાવથી પીડા પ્રતિદીન વધતી જાય છે. ચારે તરફ મૃત્યુના ભયંકર દુતોને તેણી નિહાળી રહી છે. તેની દુર્દશાની સીમા નથી, ગોવીંદરામ ધંધા વગરનો છે. ચંપા અને કાળીદાસ મારફત મળતી આવક બંધ થયેલી છે એટલુજ નહિ પરંતુ પૈશાચિક કામો પ્રસિધ્ધિમાં આવ્યા પછી કોઇ તેનો વિશ્વાસ પણ કરતું નથી. એટલે તેનો વૈદક કે પુરાણનો ધંધો પણ ચાલતો નથી એથી અન્ન વસ્ત્ર આદિના અભાવથી તે હમેસાં તંગ રહે છે અને એથીજ તે યમુનાની સુશ્રુષા માટે કાંઇ કરી શકતો નથી. ચંપા પાસે ભીખ માગવા છતા પણ તેણીએ કાંઇ આપ્યું નથી. હાય ! એક એવો પણ સમય હતો કે ગોવીંદરામ

પુરાણીને માટે સ્ત્રીઓ પોતાના પ્રાણની કે પતિની જરાપણ દરકાર કરતી નહોતી. અરે! ચંપાએ એ પાખંડી પુરાણીને ખાતર પોતાના પતિને પણ પરલોક પહોંચાડયો હતો. આજે એ સમય છે કે સમસ્ત સમાજ ગોવીંદરામની તરફ ઘૃણાની દ્રષ્ટિથી જુએછે ચંપા જાણે તેને ઓળખતીજ નહોય અને પુર્વે કદી જોયોજ નહોય તેવું વર્તન ચલાવી રહી છે તે બિચારો રાજાની પાસે પણ પ્રાર્થના કરવા ગયો હતો પરંતુ તેની મુલાકાત થઇ નહોતી, દીવાનજી દ્વારા યમુનાએ સુરસિંહના ઘરમાંથી ચોરેલા દાગીના જે ગામ સાહેબને આપેલા હતા તે મેળવવાની પણ કોશીષ કરી જોઇ પરંતુ તેમા પણ તેને નિરાશાજ મળી. આથી હતાશ બનેલા ગોવીંદરામે કોઇનુ ઘર ફાડવાનો નિશ્ચય કર્યો પરંતુ તેમા તે સફળ થાય ને પડેલા આતપય પ્રહારો સહન કરતો મહા મુશ્કેલીએ પોતાનો જાન બચાવી શકયો. ગોવીંદરામે પોતાની તંગ સ્થીતિ સુધારવા આવા નીચ ઉપાયો કરી જોયા પરંતુ કોઇ દિવસ મજુરી કે નોકરી કરવાની ફિકર કરી નહિ. નીચના પૈસાથી પોવાએલું શરીર બીજાની તાબેદારી કરવાનું પસંદ કરે નહી. હરામનું ખાનારથી મહેનત બનેજ કયાથી? પંડિતના સબોધનથી સબોધાએલો ગોવીંદરામ પાંડિત્યનાં વિરોધિ કામો કેમ કરી શકે અને જો તે તેમ ન કરે તો દરિદ્રતા દેવી ઘરનો ત્યાગ પણ કેમ કરી શકે!

યમુનાને અસત્ય પથપર ચલાવી, તે દ્વારા પૈસા પેદા કરવાની લાલચે ગોવીંદરામે તેણીને સાથે લીધી હતી પરંતુ યમુનાનું સ્થાન ચંપાએ લીધુ અને ગોવીંદરામની સર્વ આશાઓ ધુળમાં મળી ગઇ. એટલુંજ નહિ પરંતુ એ ગર્ભીણી બહેનની માવજત કરવાનું, તેમજ તેમને જોઇતી વસ્તુઓ પુરી પાડવાનું જોખમ પણ તેના પર આવી પડયુ. અને એ તો નિર્વિવાદ છે કે જયાં ઉદ્યોગનો અભાવ ત્યાં

વિવાદ હોવો એ અવશ્યમ્ભાવી છે. તદનુસાર કુળધ્વજ ભાઇ અને કુળ પાવિની ભગિની વચ્ચે નિરંતર કલહ ચાલ્યા કરતો હતો. ગોવીંદરામ કહેતો કે જો મને ખબર હોત કે તને સાથે લેવામાં મારે આવું કષ્ટ ભોગવવું પડશે, તો હું કદાપિ તને મારી સાથે ન લેત. ત્યારે યમુના કહેતી કે તારા દુષ્કર્મો મેં નજરે નિહાળ્યાં નહોત, તારી નિર્લજ ચેષ્ટાઓ જોવા છતાં પણ જો મેં માગ મનને કાબુમાં રાખ્યું હોત, તો મારી આ દશા નથાત. અરે! એ દશા થયા પછી પણ જો મેં તારી સલાહથી સુરસિહના ઘરમા ચોરી કરી નહોત તો પણ હુ સુખી હોત. સુરસિહના ઘરમા હું સુખી હતી, ખાવુંપીવું અને નાના પ્રકારના એશ આરામોમા હુ રહેતી હતી પરંતુ જ્યારથી મેં તારી સલાહ મુજબ તેના ઘરમાં ચોરી કરી ત્યારથી મારૂં સર્વનાશ થયુ, દુ:ખ અને દરિદ્રતાની વચ્ચે સદભાવ અને સમ્પ્રીતિ રાખવાથી કષ્ટની કઠોરતા કદી અનુભુત નથી થતી પરતુ આ અભાગીઓને એ સૌભાગ્ય કયાથી પ્રાપ્ત થાય !

જે વખતે યમુના યાતનાઓથી આહ, ઓહ, કરી રહી હતી તે વખતે ગોવીંદરામે મકાનમા પ્રવેશ કર્યો. પિડીતા બીજી તરફ પાસું વાળી પડી હતી.

"ઓહ તું હજી જીવતી છે ! યમરાજના દુતો તને હજુ સુધી લઇ નથી ગયા ! ઓ પાપિણી યમુના તું કયારે મરશે ?" ગોવીંદરામે પ્રવેશ કરતાંજ એ પ્રશ્ન કર્યો.

કેવી મર્મ્માન્તક વાત છે, કેવી નિષ્ઠુર અને અસ્વભાવિક ઉક્તિ છે. બંધુના ઉપરોક્ત શબ્દો શ્રવણ પુટપર અથડાતાંજ યમુનાએ પાસું બદલ્યું અને ગોવીંદરામને ઉદ્દેશીને ઘણીજ કરૂણ ભાષામાં તે બોલી "ભાઇ તમે આવ્યા, કાંઇ ખાવાનું લાવ્યા ?"

"યમુના ખાવાનુ કયાંથી લાવું ? મારી પાસે એક કોડી પણ નથી. શ્રીનગરમાં કાંઇ મદદ મળે એવી આશા પણ નથી. હવે તો હું તારાથી કંટાળ્યો જો મારો ભક્ષ કરવાથી તારી ક્ષુધા તૃપ્ત થતી હોય તો આવ મારા આ સ્થુલનો ભક્ષ કર." ગોવીંદરામ ઘણીજ કઠોરતા પુર્વક બોલ્યો.

"ભાઇ, આ શું બોલે છે ? બળેલાને શા માટે બાળે છે ? શુ હું તારો ભક્ષ કરવાનું કહુ છું ? અરે ઓ પિશાચ હું તારો ભક્ષ કરૂં યા ન કરૂં પરંતુ તેં તો મારો ભક્ષ કર્યો છે મારી ઉપાધિ હવે તારે ઘણો સમય નહિ કરવી પડે પરંતુ ભગવાન જાણે છે કે મારા સર્વ દુખો અને મોતનું કારણ તુંજ છે." યમુનાએ પણ તેવાજ ભાવથી કહ્યું.

"હેં તારાં દુખો અને મોતનું કારણ હું છુ ?"

"હા તુંજ, ઓ શયતાનના પુતળા તુંજ. તારીજ સલાહથી મેં સુરસિંહ સાથે સ્નેહ જોડયો. તારીજ સલાહથી મે સુરસિંહના ઘરમા ચોરી કરી, અરે ! એ ચોરેલી ચીજો તારીજ સલાહથી મેં રાજા સાહેબના હાથમા સોપી. જો આજે એ ચીજો મારી પાસે હોત તો મારે આ દુઃખ યાતના ભોગવવી પડતી નહોત."

'યમુના, આ તું શું બોલે છે ? જો એ ચીજો તેં રાજાને બતાવી ન હોત તો શું રાજા જબરજસ્તી તારી પાસેથી લેત ?"

"નહિ, પરંતુ રાજાને એ ચીજો બતાવ્યા છતાં જો ચંપાની સલાહ મુજબ તે મને એ ચીજો રાજાપાસે રાખવાની ભલામણ કરી નહોત તો હું કદાપિ એ ચીજો તેના સ્વાધિનમાં ન સોંપત. ગોવીંદ રામ, તારા માથામાં ડંડાનો પ્રહાર થવા પછી તારી શી હાલત થયેલી હતી એ તું જાણે છે ? તને આરામ કરવા મેં મારા હાથના કડાં વેહેચીને દવા વગેરેનો બદોબસ્ત કીધો હતો. શા માટે એ તુ જાણે છે ? એટલાજ માટે કે મારો પહેલવાન ભાઇ આરામ થવા પછી મહેનત મજુરી કરી બન્નેનું પોષણ કરશે પરંતુ અહીંતો હું ઉલટુજ જોઉં છું."

"યમુના, જ્યારે તું એમ જાણુતી હતી ત્યારે મારા માટે તેં એવું ખર્ચ શા માટે કર્યું ? વળી એવું તે તેં શું ખર્ચ કરી નાંખ્યું છે કે જે માટે તું હમેશા મને ટોંક મારે છે ? શું બે ચાર શીશી દવા મંગાવવામા તું કંગાળ બની ગઇ ?"

"કેવળ બે ચાર શીશી દવાજ નહિ પરંતુ એ સિવાય શું શુ ખર્ચ થયું એ તું કયાથી જાણે, ખેર મેં ધાર્યું હતું કે ભાઇ સારા થશે તો બે પૈસા કમાઇ લાવશે, ચંપા કે જેણીને તું સર્વસ્વ માનતો હતો તેણીએ તારી બેઇજતી કરાવી. પોતે રાજરાણી બની અને તને રસ્તાના રખડતા ભિખારીથી પણ કંગાળ સ્થિતિમાં રખડતો મુકયો. અરે ! આવી અસહ્ય યાતાના તેણી જાણતી છતાં એક દમડી પણ આપવાની ઉદારતા ન બતાવી શકી ! એજ કુલટાના કહેવા પર તેં મારા સર્વ દાગીનાઓ રાજાની પાસે રાખવાની ભલામણ કરી ! અરેરે હવે આ દુખો મારાથી સહન નથી થતાં. ગોવીંદરામ જા, એ રાજા પાસેથી મારા દાગીના પાછા લઇઆવ—."

"દાગીના લઇ આવું ?" યમુનાને બોલતી અટકાવી ગોવીંદરામ વચ્ચેજ બોલી ઉઠયો.

"હા, કેમ શું તું ડરે છે ? સમજી, તું ધારતો હશે કે દાગીના લેવા જતાં રાજા તને પકડાવી દેશે પરંતુ ભાઇ એ દાગીના કાંઇ ગજાના નથી તેની પાસે તો અનામત મુકેલા છે. જાઓ, તે ન આપે તો તેની સામે પગલાં લો બસ. કોઇપણ રીતે મને મારા દાગીના પાછા મેળવી આપો. યમુનાને જાણે ઉન્માદ થયો હોય તેમ તેણી ફાવે તેમ બકવા લાગી,

"પણ યમુના, તું સમજે છે કે એ દાગીના સુરસિંહના છે. તેના ઘરમાં તેં ચોરી કરી છે. રાજા અરવિંદ એ સુરસિંહના દાગીના પાછા કેમ આપશે ?"

"શું એ દાગીના પાછા નહિ મળશે ? અફસોસ ! લોભવશ બની મેં મારૂ સતીત્વ નષ્ટ કર્યું, આશા ભિખારીણીએ મારૂં સર્વ નાશ કર્યું, આભુષણોની આશામા મે મારૂં સર્વસ્વ ગુમાવ્યુ, એક બ્રાહ્મણ બાળિકાએ વૈધવ્ય ધર્મને ધુળમા રોળ્યો. ગોવીંદરામ, મારા સર્વ દુઃખોનુ-પાપોનુ કારણ તુંજ છે. હવે હું વધારે વાર જીવવાની નથી, મારો અંતિમ સમય છે, આ વખતે તારી સાથે હું કોઇપણ પ્રકારનો કલેશ કરવા માગતી નથી. મારો આત્મા કષ્ટિત હોવા છતા હુ તને શ્રાપ આપતી નથી. ઇશ્વરજ તારો ન્યાય કરશે." યમુના બોલતાં બોલતા થાકી ગઇ તેને કંઠ રૂંધાઇ ગયો, શ્વાસોશ્વાસ જોરથી ચાલવા લાગ્યો અને આહ, ઉંહ, કરતી આમ તેમ પછાડા મારવા લાગી. ગોવીંદરામથી તેણીનું એ કષ્ટ જોઇ શકાયું નહિ, યમુનાના છેલ્લા શબ્દોએ તેનું હૃદય વીંધી નાખ્યું હતુ. "ખરૂં છે બહેન યમુના, હુજ તારા દુખનું કારણ છું." એ ઉદગારો તેના મુખમાથી નીકળી પડયા, આખી જીંદગીમા પહેલીજ વાર પોતાની ભુલ જણાઇ, તે કંઇક બબડયો અને ત્વરિત ગતિથી બહાર નીકળ્યો. યમુના અતિશય કષ્ટ ભોગવતી શય્યામાં આમ તેમ આળોટતી અવાક્ હાનતે ત્યા પડી રહી.

ગોવીંદરામ ઘેરથી નીકળી પરબારો રાજાના બંગલા પર ગયો, ઘણી મુશ્કેલીએ તેણે પોતાના આવવાની ખબર અંદર પહોચાડી, કેટલીક વારે દીવાન સુંદરરાયે આવી પુછ્યુ "કેમ ગોવીંદરામ, અત્યારે શા માટે આવવું પડયું છે ?"

"દીવાન સાહેબ, મારી કંગાળ સ્થીતિનો પરિચય આપને ચંપાના મકાન પર થઇ ગયો છે એટલે વિશેષ શુ કહું ! અત્યારે મારી પાસે એક પાઇ પણ નથી, મારી બહેન મરણના બિછાના પર

છે, તેણીએ આજે ચાર દિવસથી ખાધુ નથી, આવી દુઃખદ સ્થીતિમા હોવાથી રાજાજી પાસે રાખેલા દાગીના હું પાછા લેવા આવ્યો છું."

"તમારા દાગીના જેવીને તેવી હાલતમા રાજા પાસે પડેલા છે, તેમાથી એક પણ ચીજ ખોવાઈ કે વપરાઇ નથી, પણ ગોવીંદરામ જે દાગીનાની તમે વાત કરો છો એ કાંઇ તમારા નથી. તમારી બહેન સુરસિંહના ઘરમાંથી ચોરી લાવી છે એટલે એ ચીજો પર તમારો કે તમારી બહેનનો સહજ પણ અધિકાર નથી."

"એમ કેમ મહાશય, એ દાગીના તો મારી બહેને રાજાજી પાસે અનામત રાખ્યા છે એ તો તમારે અમોને આપવાજ જોઇએ. વળી મારી કંગાળ હાલત છે, મારી પાસે એવું બીજું કાંઇપણ સાધન નથી કે જે વડે હું મારૂં પોષણ ચલાવી શકું."

"એ માટે ચિંતા નકરો, હું હમણાજ માણસો મોકલી તમારા મકાન પર સર્વ ખાદ્ય વસ્તુઓ અને તમારે જરૂરીઆતની ચીજો મોકલાવું છુ, એ સિવાય તમોને ખર્ચ માટે કાંઇ રોકડા રૂપિઆ જોઇએ તો તે પણ આપું છું. બાકી એ દાગીના તો સુરસિંહનેજ મોકલવામાં આવશે."

ગોવીંદરામથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ, નિરાશ વદને દીવાનજી પાસેથી કાંઇપણ લીધા વગર તે પાછો ફર્યો રસ્તામાં ગોવીંદરામે જોયું કે ચંપાના દરવાજા પર કેટલાક મજુરો ઉભા છે અને મકાનમાંથી ટેબલ, ખુરશી, કબાટ, પલંગ આદિ સામાન કાઢી રહ્યા છે. સુંદરરાયનીજ સલાહથી ચંપા પોતાના ઘરની સંપતિ રાજભુવનમાં મોકલાવી રહી છે. ગોવીંદરામ એ વાત જાણતો નહોવાથી તે વિસ્મય પામ્યો, તે મનમાંજ બબડયો શું ચંપા આ મકાન છોડી કોઇ અન્ય સ્થળે જવાની હશે ! કયાં જતી હશે પરતુ એ માટે કાંઇ

નિશ્ચય કરી શક્યો નહિ. ત્યાં ઉભેલા મજુરો પૈકી એકને પુછતા તેને જણાવ્યું કે બંગલાની સર્વ વસ્તુઓ રાજા સાહેબના શહેર બહારના ભુત મહેલમાં મોકલવાની છે અને ચંપા પણ ત્યાંજ જવાની છે. આ ખબર સાંભળી ગોવીંદરામનું માથું ફરવા લાગ્યુ ને ત્યાં વિશેષ નહિ થોભતાં ત્વરિત ગતિથી પોતાના મકાન તરફ વળ્યો.

ઘરમાં આવી જોયું કે આપતિ તેની સામેજ ઉભી છે. યમુનાને આઠમે માસેજ એક પુત્ર રત્નનો પ્રસવ થયો છે અને પોતે મરણાપન્ન બની રહી છે, ગોવીંદરામ યમુનાની પાસે ગયો અને તેણીને જોરથી બુમો પાડી બોલાવવા લાગ્યો પરંતુ યમુના બેહોશ હતી એટલે કાંઇ જવાબ મળ્યો નહિ. ગોવીંદરામ ગભરાઇ ગયો. "હાય હવે શું કરૂં કેવી રીતે આ નિર્દોષ બાળકની રક્ષા કરૂં, ઓ પ્રભુ હવે તુંજ મારો બેલી છે." બોલતાં બોલતાં ગોવીંદરામની આંખો અશ્રુથી ભરાઇ ગઇ તેનો કંઠ રૂંધાઇ ગયો. એકાએક જમીનપર રડતા તરતના જન્મેલા બાળક પર તેની દ્રષ્ટિ પડી. બાળક, એ અજ્ઞાન બાળક, પોતાના હાથનો અંગુઠો મોઢામા નાંખી ચુસી રહ્યો હતો, ગોવીંદરામ કેટલીક વાર નિશ્ચેષ્ટ ભાવથી એ સુકુમાર, બાળકની તરફ જોઇ રહ્યો." ઓહ ભગવાન, હું અને મારી બહેન પાપી છીએ પરંતુ આ નિર્દોષ સુકુમાર બચ્ચાંએ તારૂં શું બગાડયું છે ? પ્રભુ શા માટે એ બાળકને કષ્ટ આપે છે?' ગોવીંદરામ થથરતે અવાજે અશ્રુ વરસાવતો બબડયો.

સ્નેહહીન, હૃદયહીન, બર્બરના હૃદયકોણમા પણ જે થોડી ઘણી કોમળ પ્રવૃતિ છુપી હતી તે આ વખતે અત્યંત પ્રખર બની. જે અસંભવ હતું તે સંભવ થયું. ગોવીંદરામની આંખમાં આંસુ આવી ગયાં

કેટલીકવાર યમુના હોશમાં આવી અને પોતાના ભાઇને સામે ઉભેલો જોઇ ને બોલી " ભાઇ, તમે આવી ગયા ? સારૂં થયું મારો અંતિમ સમય છે, હવે હું જાઉં છું. મેં તમોને બહુ કષ્ટ દીધું છે, ઘણાં કટુ વચનો કહ્યા છે, પાપ મેં કર્યું અને દોષ તમારા પર ઢોળવાનો પ્રયત્ન કર્યો છે. ભાઇ, સર્વ પ્રકારે હું તારી ગુન્હેગાર છું. જો કે આ બાળકનો જન્મ એ મારા પાપ કર્મનું પરિણામ છે તદપિ એ નિર્દોષ છે. ભાઇ, વહાલા ભાઇ, એ નિર્દોષ બાળક પર રહેમ કરજે. જોજે લોક લજ્જાના ભયથી આ બાળકનો ઘાત કરી, પાપ છુપાવવાનો એ મિથ્યા પ્રયત્ન કરતો મારા સર્વ અપરાધો ભુલી જઇ આ નિર્દોષનું તુ રક્ષણ કરજે ભાઇ, કહે કહે, તું આ દુઃખી બહેનની છેલ્લી વિનતિ ધ્યાનમાં લેશે કે નહિ ? આ બાળકનું રક્ષણ કરશે કે નહિ ? બોલ બોલ ભાઇ ચુપ શા માટે ઉભો છે ? જો મારા પર તને કાંઇ રોષ હોય તો લે હુ તને પગે પડું છું, મારા બોલોની માફી માગું છું. ભાઇ, હું પાપિણી છુ, મારો આ પુત્ર પાપના ફળથી ઉત્પન્ન થયો છે પરંતુ એ નિર્દોષ બાળકનુ રક્ષણ કરવાનું મને વચન આપ ?"

"ગભરા નહિ બહેન, હું ગમે તેવો પાપી છતાં તારા પુત્રનુ ઘણાજ યત્નથી પાલન કરીશ. અત્યાર સુધી મેં કરેલાં પાપોનું એ બાળકની સેવા દ્વારા પ્રાયશ્ચિત કરીશ. પરંતુ યમુના, શું તું મને છોડીને ચાલી જશે ? નહિ નહિ બહેન, માફ કર, હવે હું તારી સાથે કોઇ દિવસ ઝગડો નહિ કરૂં." ગોવીંદરામ એક બાળકની માફક હૃદય ફાટ રડતાં રડતાં બોલ્યો.

"ભાઇ શાંત થા, આ સ્થીતિમાં મારૂં જીવવું અસંભવ છે. હું પાપિણી છું, મારા પાપી જીવનનો આ રીતેજ અંત આવવો

જોઇએ ઇશ્વરના દરબારમાં મારા ભિષણ પાપોની કોણ જાણે કેવી સજા મળશે પરંતુ ભાઇ, તું મારા અપરાધોને ભુલીજજે, મને ક્ષમા કરજે અને માતાની સંભાળ રાખજે. તેને કોઇ પણ પ્રકારે દુઃખ ન થાય એમ કરજે. મારાં ભાભીને મારી છેલા સમયની આશીષ કહેજે. હું જાઉં છું, મારા બાળક...ની...સં....ભા... આ...ળ...ક...રજે. હવે એ...બા...ળક...તારોજ છે...પ્રભુ...ને...ખા...ત... ર...ર.ર. ર......."

યમુના વિશેષ બોલી શકી નહિ. તેણીનો ચહેરો બદલાઇ ગયો અને જોતજોતામા તેનો પ્રાણ પક્ષી શુન્યમા ઉડી ગયો. અસમય-માંજ યમુના ઘણું કષ્ટ ભોગવતી કાળનો ગ્રાસ બની ગઇ

ગોવીંદરામ સ્થિર ભાવે યમુનાની મૃત્યુ યંત્રણા નિહાળી રહ્યો. સહોદરાની શેષ અવસ્થા, કિંકર્તવ્ય, વિમુઢની માફક સ્થિર દ્રષ્ટિએ જોતાં તેને યમુનાના શેષ જીવનની સમસ્ત કષ્ટ કથાઓ એક પછી એક યાદ આવવા લાગી. પોતે યમુનાને ઘૃણિત અને કુત્સિત ગાળો તેમજ દુર્વાકય કહ્યા હતાં એ સવં યાદ આવવા લાગ્યાં. તે આંખોમાં આંસુ વરસાવતો બોલ્યો "ચંપા તારેજ લીધે મારી બહેને પ્રાણ ગુમા-વ્યા છે. તારીજ સલાહથી હું તેણીને મારી સાથે ઘસડી લાવ્યો હતો, તારીજ સલાહથી યમુનાએ સુરસિંહના ચોરેલા દાગીના મે રાજાને સોંપ્યા હતા, તારીજ વાકય જાળમાં ફસી મેં કાળીદાસનો માર ખાધો હતો, મારી પાસે જે કાઇ મિલકત હતી તે મેં તારાજ પ્યારમાં ગુમા-વી હતી, તારી પાસે પેટ પોષણુ ખાતર ભીખ માગી તે પણ તેં ન આપી, હાય ચંપા તારીજ સોબતથી મારૂં સર્વ નાશ થયું, ઓ પ્રભુ, હવે શું કરૂં ! કયાં જાઉં ! આ બાળકનુ કેવી રીતે રક્ષણ કરૂં બહેન મરી ગઇ, તેની ક્રિયા કરવા માટે મારી પાસે એક પાઇ પણ

નથી. આ જમીન પર પડેલો બાળક રડીને અર્ધ મુવાં જેવો થઇ ગયો છે તેને દુધ પાવાનુ સાધન ક્યાથી લાવું ! હાય હવે શું થશે ! પ્રભુ શું તું મારી વિનંતિ નહિ સાંભળશે !"

"સાંભળશે, અવસ્ય સાભળશે. એ કરૂણાનો સાગર ગરીબોની દાદ જરૂર સાંભળશે." ગોવીંદરામનુ બોલવું પુરૂં થાય તે પહેલાં ઉપરોક્ત શબ્દોના ઉચ્ચાર સાથે એક ત્રીશુલ ધારિણી સ્ત્રીએ પાંચ સાત મનુષ્યો અને એક સ્ત્રી સાથે પ્રવેશ કર્યો. ગોવીંદરામ દયાર્દ્ર દ્રષ્ટિએ તેઓના તરફ જોઇ રહ્યો.

પ્રથમાગતા રમણીની રૂપરાશીથી ઘરમાં પ્રકાશ ફેલાઇ ગયો. તેણીએ એક સુંદર કિનારની સાડી પહેરેલી હતી, હાથમાં ચુડીઓ અને કપાળ સિંદુરથી ભરેલું હતુ. પાઠક, આ દેવીને આપણે એક વાર જોઇ ચુક્યા છીએ. હરિદાસના મકાનમાં જે દેવીએ તેના મૃત્યુ શય્યાશાયી પુત્રની સેવા સુશ્રુષા કરી હતી એજ એ દેવી છે. વિગત પરિચ્છેદમા એ દેવીને આપણે માલક્ષ્મીના નામથી સબોધી છે એટલે જ્યાંસુધી તેમનો પ્રકૃત પરિચય આપણને નમળે ત્યા સુધી તેમને મા લક્ષ્મીના નામથીજ સંબોધવું ઠીકછે. માલક્ષ્મીની સાથે એકધાત્ર પણછે. એ ધાત્રના હાથમા એક પોટલી છે.

ગોવીંદરામ એ રૂપરાશી સમ્પન્ના દેવીને જોઇ અવાક બની ગયો કેટલીક વારે તે ગદગદિત સ્વરે બોલ્યો "મા, મને આ દારૂણ વિપતીમાં શાંત્વના પ્રદાન કરનારી માતા તમે કોણ છો દેવી યા માનવી."

"ભાઇ જેવા તમે છો તેવીજ હું છું. ગભરાઓ નિહ, વિપદ આપદ સંસારમાં પ્રત્યેક મનુષ્યપર આવે છે તેના માટે શોચ કરવો વૃથા છે. લાવો એ નિર્દોષ બાળકને મારીપાસે લાવો, તમે પુરૂષ છો બાળકનું લાલન પાલન કરવાનું કામ પુરૂષોનું નથી." એમ કહેતાંજ

મા લક્ષ્મીએ જમીન પર રડતા બાળકને પોતાની ગોદમા લઇ લીધુ. ધાવે પોતાના હાથમાં પકડેલી પોટલી ખોલી અને તેમાથી યત્રાદિ બહાર કાઢી તે વડે નાળ કાપી નાખી અને બચ્ચાને ગરમ કપડામા લપેટી લીધુ, એ સિવાય જે જે ક્રિયાઓ તરતના જન્મેલા બાળકને માટે કરવી જોઇએ તે સર્વ કરવામાં આવી અને પછી દેવી ગોવીંદરામ ને ઉદ્દેશીને બોલી "ગોવીંદરામ હુ આ તમારા ભાણેજને મારી સાથે લઇ જાઉ છું હું તેનુ ખુબ યત્નથી પાલન કરીશ. તમારી ઇચ્છા થાય ત્યારે તમો તેને મારા મકાન પર જોઇ જજો"

"માતા, તમે દયાની પ્રત્યક્ષ મુર્તી છો. હું આ બાળકના પાલનની ચિંતામા અર્ધ ગાંડા જેવો થઇ ગયો હતો માતા, શુ આ મારો ભાણેજ બચી જશે ? એ ઘણાજ કુ મમયમા પેદા થયા છે"

'કેમ નહિ બચે ! ઇશ્વરજ તેનુ રક્ષણ કરશે. ગોવીંદરામ, એ નિયતાની પ્રાર્થના કરો એજ તમારા ભાણેજને બચાવી લેશે." લક્ષ્મીએ શાંત્વના આપતા કહ્યું,

ગોવીંદરામે ભક્તિ ભાવથી ભગવાન પાસે ભાગિનેયના સ્વાસ્થ્ય માટે અને દીર્ઘાયુ આપવા માટે એક નિષ્ટાથી પ્રાર્થના કરી તેણે પોતાના જીવનમા પહેલીજ વાર પ્રભુ પ્રાર્થના કરી, પ્રાર્થનાથી તેના હૃદયને શાંતિ મળી. જાણે તેના પરનો બોજો ઓછો થઇ ગયો હોય એમ તેને લાગ્યું. ને માલક્ષ્મીના ચરણોમાં ઢળી પડયો મા લક્ષ્મી તેને શાંત્વના આપતા બોલી "ઉઠો ગોવીંદરામ, આ સંસાર પંચ ભુતથી બનેલો છે. તેમા વિચરનારો જીવ પંચ ભુતાત્મક છે. જે વસ્તુઓનું આ સંસારમાં નિર્માણ થાય છે, તે વસ્તુઓનો એક દિવસ નાશ પણ થાય છે એટલે તમારી બહેન મરી ગઇ તેનો શોચ કરવો વ્યર્થ છે. હવે તો તેના આત્માને શાંતિ મળે એમ કરવાની તમારી

ફરજ છે. ઉઠો ભાઇ, તેની અંત્યેષ્ટિ ક્રિયાનો બંદોબસ્ત કરો. આ મારી સાથે આવેલા માણસો તમને તેમા મહાયતા કરશે. જાઓ તમારી બ્હેનનો અગ્નિ સંસ્કાર કરો."

"માતા, હું ઘણો ગરીબ છું મારી પાસે એક પાઇ પણ નથી, માતા હું મારી બ્હેનનો અગ્નિ સંસ્કાર કેવી રીતે કરૂં ?"

"એ માટે આપ ચિંતા ન કરો" એમ કહી તેણીએ પોતાની સાથે આવેલા માણસો પૈકી એકને ઉદ્દેશીને કહ્યું "ભાઇ, ગોવીંદરામને જોઇએ તેટલા રૂપિઆ અને વસ્તુઓ આપો અને તમો સર્વ તેની સાથે જઇ યમુનાનો અગ્નિસંસ્કાર કરવામાં મદદ કરો. વિલંબ કરવો વ્યાજબી નથી કારણ કે આવા કેસોમાં વિપતિ ઉપસ્થિત થવા સંભવ છે."

માલક્ષ્મીની આજ્ઞા મળતાંજ એક માણસે કેટલાક રૂપિઆ ગોવીંદરામના હાથમા મુકયા. તેમાંથી જોઇતો સામાન મંગાવવામાં આવ્યો અને યમુનાના શબને દેવીની સાથે આવેલા માણસોની સહાયતાથી શ્મસાનમા લઇ જવામા આવ્યું.

શ્મસાનમાં ચિતાની અગ્નિ પર યમુનાની પાપ કાયા ભસ્મિભુત થઇ ગઇ. તેણીની સમસ્ત ભાવનાઓ સમસ્ત દુષ્પ્રવૃતિઓ સદાને માટે સમાપ્ત થઇ ગઇ. જ્યારે યમુનાનો દેહ ભસ્મમા પરણિત થઇ ગયો ત્યારે ગોવીંદરામ દીર્ઘ નિશ્વાસ નાંખતો બોલ્યો "હાય યમુના ગઇ સદાને માટે ચાલી ગઇ. જેને લીધે, જેની કુપરામર્શથી અને જેની નિષ્ઠુરતાથી મારી આ સહોદરાએ પ્રાણ ગુમાવ્યાં છે તેનું ફળ એ પાપિણીએ અવશ્ય ભોગવવુંજ પડશે. પ્રભુ તુંજ ન્યાયનો બેલી છે તુંજ એ કુલટાનો ન્યાય કરજે."

ચિતા બુઝાઇ ગઇ, જે લોકો શબ લાવવામાં સામિલ હતા તે સર્વ ચાલ્યા ગયા માત્ર એકજ મનુષ્ય ગોવીંદરામની સાથે રહ્યો તે

લોકાચારને અનુસરી ગોવીંદરામને ઉદ્દેશીને બોલ્યો "ગોવીંદરામ, હવે તમે ક્યાં જશો ? તમારી કંગાળ માતા અને દુ:ખી જીંદગી ભોગવતી સ્ત્રી તેમજ બાળકોને મળવાની તમોને ઇચ્છા નથી થતી ?"

'થાય છે, એ નિર્દોષોને મળવાની ઇચ્છા થાય છે. મારાંજ દુષ્ટ કર્મોથી એ બિચારાઓ મહાન દુ:ખ ભોગવી રહ્યા છે, હુંજ તેઓના દુ:ખનું કારણ છું પરંતુ ભાઇ એ ધર્માત્માઓને મારૂં કાળુ મુખ બતાવતાં હવે હું લજાઉં છું. જ્યાસુધી હુ મારી પુર્વ સ્થીતિને પ્રાપ્ત ન થાઉં, મારા પાપોને પ્રાયશ્ચિતના અશ્રુથી સાફ કરી ન શકું, ત્યા સુધી જંગલ અને મેદાનમાં રખડી રવડી મારી જીંદગી પુરી કરીશ. હા એવી સ્થીતિમાં પણ મારા ભાણેજને મળવાની મને વારંવાર ઇચ્છા થયા કરશે જો કૃપા કરી મને માલક્ષ્મીનું મકાન બતાવી આપશો તો મોટો ઉપકાર થશે."

ભાઇ. માલક્ષ્મીનો પતો તો એક નાના બાળકને પુછવાથી પણ મળી શકશે પરંતુ ગોવીંદરામ તમોને કાંઇ વધારે પૈસાની જરૂર છે."

"નહિ, મારી પાસે દોઢ રૂપિઓ બચ્યો છે એ મારા માટે પુરતો છે. હું ભીખ માગીને મારૂં પોષણ કરીશ, હવે મને કોઇ પણ ચીજની સ્પૃહા નથી. ખર્ચીની પણ મને કાઇ જરૂર નથી. જો જીવતો રહ્યો તો એક વખત માલક્ષ્મીના ચરણોમાં અવશ્ય આવી જઇશ આજથી હું તેમનો દાસ છું." એમ કહી ગોવીંદરામ પ્રત્યુતરની કાંઇ પણ પરવા ન કરતાં ત્યાંથી ચાલ્યો ગયો, આંગતુક પણ અનેક તર્ક વિર્તક કરતો પોતાના મકાન પર ગયો.



# પ્રકરણ ૪૫ મું.

## –સુરસિંહનું પરિવર્તન.–

ગોવીંદરામના કુટુંબને અમારા પ્રિય વાચકો ભુલીતો નહિંજ ગયા હોય. જે મકાનમાં આપણે તેને પહેલાં જોયાં હતાં તેજ મકાનમાં તેઓ રહે છે. મકાનની અંદર ગોવીંદરામની પત્નિ રસોઇના કામકાજમાં લાગેલી છે, વૃદ્ધા પુજા પાઠમાં બેઠેલી છે અને બાળકો એક બાજુ રમી રહ્યાં છે એટલામા એકાએક બહારથી કોઇએ પુછ્યું "ગોવીંદરામની માતા વગેરે અહીંજ રહે છે કે ?"

અવાજ સાંભળતાંજ સર્વની નિશ્ચિંતતા અને શાંતિનો ભંગ થઇ ગયો. કોણ જાણે શાથી એ સ્વર એ લોકોને ઘણો તિવ્ર અને ભયાનક જણાયો, બાળકો રમત છોડી ભયભિત સ્થીતિએ માતાની ગોદમાં ભરાયાં, માતા રસોઇનું કામ છોડી બાળકોને સાથે લઇ વૃદ્ધ માતા જે સ્થળે પુજા કરતા હતાં તે સ્થળે આવી. ફરીને પણ અવાજ આવ્યો " કેમ જવાબ મળતો નથી. ઘરમાં કોઇ છે કે નહિ ?"

"અરે! આતો એજ જણાય છે કે જેણે અમારી આ કંગાળ હાલત કરી છે માતા, હવે શું થશે ? " સુશીલાએ કહ્યું.

"બેટા ગભરાઓ નહિ પ્રભુ આપણો રક્ષક છે." એમ કહેતી વૃદ્ધા દ્વાર પાસે આવી અને અંદર રહીનેજ જવાબ આપ્યો "હા, ગોવીંદરામનું મકાન આજ છે પરંતુ આપ કોણ છે ? તેમની સાથે તમારે શું કામ છે?"

"હું તમારો એક વખતનો દુશ્મન સુરસિંહ છું પરંતુ અત્યારે તમારો હિતેષી છું. માતા મેં તમારૂં ઘણુંજ અનિષ્ટ કર્યું છે, હું

તમારી માફી માગવા અહીં આવ્યો છું. ભયભિત થવાનું કાંઇ કારણ નથી મારે તમારી સાથે માત્ર બે ચાર વાતોજ કરવાની છે મારી વાતોનો સંતોષકારક જવાબ મળશે તો હું આપનો ઉપકારી થઇશ." સુરસિંહે શાંત ભાવે જવાબ આપ્યો.

"વારૂં, શુ પુછવું છે ?" વૃધ્ધાએ અંદરથીજ જવાબ આપ્યો.

"શુ આપજ ગોવીંદરામની માતા છો ?"

"હા."

"ત્યારે તો દેવી હું મારા અપરાધોની આપની પાસે ક્ષમા માગું છું અને આ પૈસા જે હું મારી સાથે લાવ્યો છું તે આપના ખર્ચ માટે અર્પણ કરૂં છું. કૃપા કરી તેનો સ્વીકાર કરો."

"નહિ ભાઇ, અમોને તમારી એ મદદની કાંઇ પણ જરૂર નથી અમારૂં પોષણ એક પરોપકારી મનુષ્ય દ્વારા ઘણીજ સારી રીતે ચાલે છે. આપ એ રકમનો ઉપયોગ કોઇ અન્ય અભ્યાગતના ઉદર પોષણમાં કરો, જેમાં તમારૂં કલ્યાણ થાય." વૃદ્ધાએ જવાબ આપ્યો.

"ખેર જો આપની એવીજ ઇચ્છા છે તો હું એમજ કરીશ, જે આપની સહાયતા કરે છે તે ખરેખર ઇશ્વર છે હું એનેજ શોધું છું, ઘણી મુશ્કેલીએ હું આપના મકાનનો પતો મેળવી શક્યો છું. માતા, મારાજ અત્યાચારથી તમારી આ દશા થઇ છે. દેવી હવે હું મારા એ કાર્ય માટે પસ્તાઉં છું. શું તમો મને માફ નહિ કરી શકો?" સુરસિંહ અત્યંત અનુકંપા ઉપજાવે તેવા ભાવથી બોલ્યો.

"સુરસિંહ, તમારા અત્યાચારની વાત અમારા સ્મરણમાં રહી નથી અને માફી તો અમે જે દિવસે તમે અત્યાચાર કર્યો તેજ દિવસે આપી દીધી છે."

"આપના એ ઉપકાર માટે હું આપનો રૂણી છું. કૃપા કરી મને કહી શકશો કે હાલ યમુના ક્યાં છે."

યમુનાનું નામ સાંભળી વૃધ્ધાનું હૃદય દ્રવી ગયું તે નિશ્વાસ નાખતાં ગળગળિત સ્વરે બોલી "મેં સાંભળ્યું છે કે તે મરી ગઇ, સ્વધામ પહોચી ગઇ."

"હેં! શું યમુના મરી ગઇ! માતા શું આપ આ ખરૂં કહો છો! શું યમુના આ સંસારમા નથી!" સુરસિંહ યમુનાના મૃત્યુ સમાચાર સાંભળી અત્યંત દુઃખીત હૃદયે બોલ્યો.

"હા ભાઇ એ ખરૂં છે. મેં જેની પાસેથી એ સાંભળ્યું છે ને કોઇ દિવસ જુઠું બોલેજ નહિ." વૃદ્ધાએ કહ્યું.

એ સાંભળી સુરસિંહ નીચે ગયો. તેનો કંઠ રૂંધાઇ ગયો. પોતાના પાપના પરિણામેજ યમુનાની એ દશા થઇ હતી એ યાદ કરી તે બાળકની માફક રડવા લાગ્યો. અંદર ઉભેલી વૃદ્ધાએ સુરસિંહનું આ ચારિત્ર્ય જોઇ દ્વાર ખોલી નાંખ્યા. સુરસિંહની દશા જોઇ તેણીની આખમાં પણ આંસુ આવી ગયાં. "સુરસિંહ, આ શું તમે તો એ અભાગિણીને માટે રડો છો. એ કુલટાએ જે પાપ કર્યું હતું ને જાણનાર માણસેતો તેના મૃત્યુ માટે દુઃખી ન થવું જોઇએ. શાન્ત થાઓ, લ્યો આ જળથી હાથ મોઢુ સાફ કરો."

"નહિ દેવી યમુનાએ પાપ નથી કર્યું પરંતુ મેંજ તેણીને પાપનો પંથ દેખાડયો હતો તેના પાપોનો જવાબદાર હુંજ છું. ઓ પ્રભુ, તેં મને મારાં પાપોને માટે તેણીના પગ પકડી ક્ષમા માગવાની પણ તક ન આપી. માતા યમુનાનું મૃત્યુ કેવી રીતે થયું? તેણી કયા રોગની ભોગ થઇ પડી?"

" શ્રીનગરમાં ભુખ અને તરસથી તરફડીને તેણીએ પોતાનો પ્રાણ ગુમાવ્યો. " વૃધ્ધાએ નિશ્વાસ નાખતાં કહ્યું.

વૃધ્ધાના એ શબ્દોથી જાણે સુરસિંહના શરીર પર વજ્રઘાત થયો હોય એમ તેને લાગ્યું. તે કંપિત સ્વરે બોલ્યો "એ ગર્ભવતી હતી. શું એજ અવસ્થામાં તેણી મૃત્યુ વશ બની ?"

" નહિ, તેણી એક બાળકને જન્મ આપ્યા પછી મરણ પામી. "

" તો શું એ બાળક પણ મરી ગયો ?"

" નહિ, મેં સાંભળ્યું છે કે તેણીનો બાળક જીવતો છે."

" ત્યારે તો કૃપા કરી મને કહેશો એ બાળક ક્યાં છે ?" સુરસિંહે ઉત્સુકતા પુર્વક પ્રશ્ન કર્યો.

"જો કે મને બરાબર ખબર નથી તોપણ સાંભળ્યુ છે કે તે શ્રીનગરમાં કોઇ બ્રાહ્મણ ને ત્યાં છે."

"ઠીક છે, હું આજનીજ ગાડીમાં શ્રીનગર જઇશ અને કોઇ પણ પ્રકારે એ બાળકનો પતો મેળવીશ, એ બાળકને જોયા સિવાય હવે મને શાંતિ મળવાની નથી પરંતુ માતા જો કૃપા કરી આ થોડા પૈસા લઇ મને કૃતાર્થ કર્યો હોત તો મને ઘણો આનંદ થાત. મેં આપનું ઘણું બુરૂં કર્યું છે, અતિશય દુઃખ આપ્યું છે મારાથી જો આપની કાંઇ ભલાઇ થતી હોય તો તે કરવાને હું સર્વદા તૈયાર છું. હું તમારો બાળક છું દેવી કૃપા કરો, મારા અપરાધની મને ક્ષમા આપો આ સેવકની તુચ્છ ભેટને સ્વીકારો." સુરસિંહે ઘણાજ નમ્ર ભાવે પ્રાર્થના કરતા કહ્યું.

સુરસિંહના મોઢામાંથી આવી કોમળ વાણી નીકળતી સાંભળી વૃધ્ધાની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણીને સંન્યાસી સાથે સુર-

સિંહની મુલાકાત થવાની વાત યાદ આવી. તે સમજી ગઇ કે મહાત્માના સત્સંગથી મહાન પતિતમા પતિત મનુષ્યોની પણ બુધ્ધિ ઠેકાણે આવી જાય છે. કેટલીકવારે તેણી સુરસિંહને ઉદ્દેશીને બોલી "આપ કૃપા કરી થોડા સમય આરામ કરો. ગરીબની ઝુંપડીને પાવન કરી છે તો થોડું જળપાન પણ કરો, પશ્ચાત આપની આજ્ઞાનુસાર કરવાને હું તૈયાર છું"

સુરસિંહ કાંઇ પણ જવાબ આપે તે પહેલા થોડે દુરથી અવાજ આવ્યો "મા કયાં છો ? વૃધ્ધ માતા ઘરમા છે કે ? મારો નાનો ભાઇ અને બહેન શુ કરે છે ?"

સુરસિંહને જોઇ ભયભિત થયેલાં બાળકો કે જે પોતાની માતાની ગોદમા ભરાઇ બેઠા હતા, તે ઉપરોકત શબ્દો શ્રવણ પુટ પર અથડાતાજ નિર્ભયતાથી ઉઠયા અને ત્વરિત ગતિથી દોડતા બહાર આવ્યાં. વૃધ્ધા અને સુરસિંહે પણ એ કંઠસ્વર જે તરફથી આવતો હતો તે તરફ જોયું,

આવનાર બીજો કોઇ નહી પરતુ આપણો પુર્વ પરિચિત અમૃતલાલજ હતો. તેના હાથમાં એક પોટલી હતી, તેના પગમાં જોડા કે શરીર પર કપડાનો પતો નહોતો, તેણે પોતાના શરીરને ઢાંકવા માત્ર એક ચાદરજ ઓઢેલી હતી, બાળકો અત્યંત આનંદના આવેશથી દોડતાં તેના શરીરને વિટળાઇ ગયાં. અમૃતલાલે ઘણાજ પ્યારથી બન્નેને ગોદમાં ઉપાડી લીધાં અને ધીમે પગલે બાળકોની સાથે ગેલ કરતો જે સ્થળે સુરસિંહ અને વૃદ્ધા બેઠાં હતા ત્યા આવી પહોચ્યો. તેને, જોઇ સુરસિંહ આસન પરથી ઉભો થયો અને અમૃતલાલના ચરણોમાં સાષ્ટાંગ દંડવત કરતો ધરણી પર ઢળી પડયો. વૃધ્ધાએ જોયું તો સુરસિંહના ચહેરા પર શાંતિ પથરાએલી છે. તેની આંખો આંસુથી ભરેલી

છે. કેટલીકવારે તે અમ્રતલાલને ઉદ્દેશીને બોલ્યો "જે દિવસે એ દયાળુ મહાત્માનાં મને દર્શન થયાં હતાં તેને બીજેજ દિવસે મેં આપને રાજનગરમાં જોયા હતા આપ મહાત્મા છો. આજે ઘણે દિવસે આપનાં દર્શન થવાથી હું કૃતાર્થ થયો. પ્રભુ મેં સાંભળ્યું છે કે યમુનાથી ઉત્પન્ન થયેલો મારો પુત્ર જીવતો છે શું આપ કહી શકશો કે હાલમાં તે કયાં અને કોના આશ્રયમાં છે ?"

"હા, તે હું સારી રીતે જાણું છું સુરસિંહ તમારો બાળક જયા છે ત્યાં સુખી છે, ત્યાં તેનું ઘણાજ યત્ન પુર્વક પાલન થાય છે એ માટે આપ ચિંતા ન કરો. હું આપને હમણાંજ મારી સાથે ત્યાં તેડી જઇશ. હા, પણ સુરસિંહ, આ શું તમે રડો છો શા માટે? ભાઇ ભુતકાળની વાતોને ભૂલી જાઓ, વર્તમાન સમયનો સારાં કામોમાં વ્યય કરવાથી મનુષ્યના મઘળા પાપોનો નાશ થઇ શકે છે, બાર્થ શોચ ન કરો."

"અમૃતલાલ, તમે તમારા જીવનને ઉંચ આદર્શોથી પરિપુર્ણ બનાવ્યું છે. શાંતિપુરના એક ધનાઢયના પુત્ર હોવા છતાં મોહનલાલ જેવા શયતાન દ્વારા વારંવાર આઘાતો સહન કરીને પણ ગરીબોને સહાયતા આપવામાં તમે જે ઉદારતા બતાવી છે તે અવર્ણનિય છે. તમારા જેવા સુજ્ઞ પુરૂષોથીજ શાતિપુરનું ગૌરવ અદ્યાપિ ટકી રહ્યું છે. અમૃતલાલ શું કહું, મહારાજાએ સોંપેલી સતાનો મેં દુરૂપયોગ કર્યો છે! હાય મારા પાપોનો કાંઇ સુમારજ નથી! અરેરે મારા પાપનાં પરિણામે આ બિચારાં નિર્દોષ—"

"બસ સુરસિંહ, ગત વસ્તુનો શોચ કરી હૃદયને અશાંત બનાવવાથી શરીરની ક્ષીણુતા વધે છે. ડાહ્યા પુરૂષોનું કર્તવ્ય છે કે "ગતં-નશોચયામી" માતા, સુરસિંહને માટે થોડું પાણી આપો. વિનય

બિછાવવા માટે અંદરથી કાંઇ સાધન તો લઇ આવ!'' અમ્રતલાલે સુરસિંહને બોલતો અટકાવી બીજી દિશા તરફ દોરવાના ઇરાદાથી વાતનું વળું બદલતાં બોલ્યો.

વૃદ્ધા જળનો લોટો લાવી, બાળક વિનયે એક સાદરી અંદરથી લાવી બીછાવી દીધી. થોડી વાર શાંતિ પ્રસરી રહી.

" આપ રાજાછો, જ્યારે આ ગરીબની ઝુંપડીને પાવન કરવાની આપે કૃપા કરી છે ત્યારે માત્ર હાથ મોઢું ધોઇ સ્વસ્થ બેસી રહેવુ એ આપને કોઇપણ પ્રકારે શોભાસ્પદ નથી, પ્રાણ રક્ષાને માટે કૃપા કરી આ થોડી મિઠાઇ ખાઇ અમો સર્વને કૃતાર્થ કરો. '' અમ્રતલાલે કેટલીકવારે શાંતિનો ભંગ કરતા કહ્યું.

''આપ દેવતાના સહચર છો, આપની આજ્ઞાનું પાલન કરવું એ હું મારૂં પરમ કર્તવ્ય સમજું છું." સુરસિંહે ઘણાજ નમ્ર ભાવે પ્રત્યુત્તર આપતાં કહ્યું.

સુરસિંહના શબ્દોથી સંતોષિત થયેલા અમ્રતલાલે પોતાની પોટલી છોડી અને તેમાંથી મિઠાઇ બહાર કાઢી ઘણાજ વિનય સહ એક વાસણમાં સુરસિંહની સામે મુકી. અને બચેલી મિઠાઇમાંથી હમેશના નિયમ મુજબ વૃદ્ધ માતા અને ગોવીંદરામની સ્ત્રીનો હિસ્સો કાઢી બાકીનો હિસ્સો લઇ પોતે બાળકોની સાથે ખાવા બેઠો.

કેટલીકવારે ભોજન ક્રિયા સમાપ્ત થયા પછી અમૃતલાલ સુરસિંહને ઉદ્દેશીને બોલ્યો " આપને થોડા સમય એકલા છોડી જવાને માટે હું આપની ક્ષમા ચાહું છું. આપ આરામ કરો એટલા સમયમાં હું અંદર મારી માતાને મળીને ત્વરિત પાછો આવું છું." એમ કહી પુર્વવત્ બાળકોને ગોદમાં ઉપાડી તે અંદર ગોવીંદરામની સ્ત્રી પાસે ચાલ્યો ગયો. સુરસિંહ ચુપ ચાપ વૃધ્ધાની પાસે બેસી રહ્યો.

કેટલીકવારે અમૃતલાલ બહાર આવ્યો અને વૃધ્ધાની રજા લઇ સુરસિંહની સાથે પંથે પડયો. થોડીજ વારમા બન્ને આપણા પુર્વ પરિચિત યોગીની પર્ણકુટી પાસે આવી પહોંચ્યા. આ વખતે યોગી પોતાના નિત્યકર્મથી પરવારી રાજા અરવિંદરાયના દિવાન સુંદરરાય સાથે કાંઇ ખાનગી મસલત કરી રહ્યો હતો. અમૃતલાલ અને સુરસિંહને આવતા જોઇ યોગીએ સુંદરરાયને સોંપેલુ કાર્ય સાવધાનીથી, શાંતિ જાળવીને કરી લાવવાની સુચના કરી વિદાય કર્યો સુદરરાયના જવા પછી કેટલીકવારે અમ્રતલાલ અને સુરસિંહ ત્યાં આવી પહોચ્યા. સુરસિંહે પોતાને ઉપદેશ આપનાર યોગીને ઓળખ્યે તેણે નમીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં યોગીએ તેને આદરસહ ઉઠાડી પોતાની બાજુમા આસન આપ્યું. સુરસિંહ ઘડીભર યોગીની સામે એકી ટસે જોઇ રહ્યો. યોગીના શરીરનુ બારિક નિરક્ષણ કરતાં તેને જણાયુ કે યોગીની દાઢી અને માથાના તમામ વાળ સફેદ થઇ ગયા છે એટલું છતાં તેના મોઢા પર વૃધ્ધાવસ્થાનુ એક પણ ચિન્હ જણાતુ નથી. તેનું શરીર ત્રીશ વર્ષના યુવાનની માફક ભરેલું અને કાંતિવાન હતું. તેનો ભવ્ય ભાલપ્રદેશ અને સુંદર ચંદ્રમુખ તેની પવિત્રતાની પ્રતિતિ આપતાં હતા એ બળિષ્ટ કાય યોગીના પ્રતિ સુરસિંહને પુજ્ય ભાવ ઉત્પન્ન થયો એટલુંજ નહિ પરતુ તેને પુર્વની એક વાતનુ સ્મરણ થઇ આવ્યું. તે કાંઇ બોલવા જતો હતો એટલામાં જાણે યોગી તેનો મનોભાવ જાણી ગયો હોય તેમ બોલ્યો "સુરસિંહ શાંતિ પુરના જમીનદાર.........."

"પ્રભુ, અંતરયામી, આપ સાક્ષાત ઇશ્વર છો, મારા હ્રદયમા અત્યારે એજ વિચારો ઘોળાયા કરે છે, આપનો ભવ્ય ભાલ પ્રદેશ મને શાંતિલાલનુ સ્મરણ કરાવે છે. પ્રભુ જો આપના સુંદર મોઢાપર

આ સફેદ દાઢી અને જટા નહોય તો તમારો ચહેરો શંતિપુરના મરહુમ જમીનદાર શાતિલાલને બરાબર મળતો આવે છે." યોગી કાંઇ પણ આગળ બોલે તે પહેલા યોગીની નિરક્ષણુ શકિતથી અજબ થયેલો સુરસિંહ વચ્ચેજ બોલી ઉઠયો.

"સુરસિંહ, મરજનહારની સૃષ્ટિમા શાતિલાલના ચહેરાને મળતાં અનેક મનુષ્યો દ્રષ્ટિ ગોચર થાય એમા કાંઇ આશ્ચર્ય નથી. એ નિયંતાની કૃતિજ કાંઇક વિચિત્ર છે. થોડા સમય પુર્વે એક મનુષ્ય મારા આશ્રમમાં આવ્યો હતો તે દેખાવમાં જો કે કંગાલ હતો તદપિ તેનો ચહેરો, તેનું વાકય ચાતુર્ય, તેનો સ્વભાવ. આદિ સર્વ શાતિલાલને બિલકુલ મળતાંજ હતા. મને શક જતા તેનો પરિચય મેળવવા મેં પ્રયત્ન કર્યો પરંતુ તે પોતાનો પરિચય-આપવાને બદલે મારી પાસેથી પલાયન કરી ગયો. આ પરથી મને લાગેછે કે એજ શાંતિલાલ હતો. આ શરીર બાલ્યકાળમા શાતિલાલના સમાગમમાં આવલુ છે, અમો બન્ને વચ્ચે ગાઢો સ્નેહ હતો. જ્યારે શાતિલાલનાં લગ્ન થયાં ત્યારે શારદા સાથે લીધેલો ફોટોશાતિલાલે મને ભેટ આપેલો હતો જે અદ્યાપિ મેં મારી પાસે સંભાળથી રાખેલોછે." એમ કહી યોગીએ પોતાની ઝોળીમાંથી એક સુંદર ફ્રેમમાં મઢેલો ફોટો બહાર કાઢયો અને સુરસિંહના હાથમાં આપ્યો. "સુરસિંહ. શું કહું ! હું સંસાર ત્યાગી થયા પછી મારી અખુટ સંપતિ, વૈભવ એ સર્વને ભુલી શકયો છું તદપિ શાતિલાલને અદ્યાપિ ભુલી શકયો નથી. મને વિશ્વાસછે કે શાતિલાલ હજુ જીવતોછે હું તેને શોધી કાઢવાના પ્રયત્નમાં છું. જો ઇશ્વર કરશે તો થોડાજ સમયમાં મહારાજાની સમક્ષ શાંતિલાલને હાજર કરીશ પરંતુ સુરસિંહ, શાંતિલાલની વિરૂધ્ધ કાર્ય કરતા મોહનલાલને મદદ કરવામાં તમોએ ગંભિર ભુલ કરેલી છે, શાંતિલાલની ધર્મપત્નિ શારદા પર એ પિશાચે કેવો

અત્યાચાર કરેલો છે એ કદાચ તમારા ધ્યાનમાં નહિ હોય પરંતુ ત્રં મદાસ શેઠના ખુની તરીકે........"

"ક્ષમા કરો, પ્રભુ મારી એ સર્વ ભુલોનું પરિણામ હું ભોગ રહ્યો છું અત્યાર સુધી મેં અનેક પાપો કરેલા છે જેમાંના એક મહ પાપનો પુરાવો તો તમારી પાસે મોજુદ છે. હવે હું મારા પાપે પ્રાયશ્ચિત કરવા ઇચ્છું છું કૃપા કરી એ યમુનાથી ઉત્પન્ન થયે બાળક મને આપો. હું તેનું લાલન પાલન કરીશ, મારી સંપતિ તેને માલિક બનાવીશ. પ્રભુ યમુનાને મેં ઘણોજ અન્યાય આપ્યો મારાજ પાપથી તેણીએ પ્રાણ ગુમાવ્યો છે. એ નિર્દોષ બાળાની શ અર્થે મે આપના આશ્રમમાં વીશહજાર રૂપિઆની રકમ આપવ નિશ્ચય કર્યો છે. હું અધમ છું પાપી છું, આજ સુધી મેં એક દિ પણ પ્રભુનું નામ લીધું નથી અરે! કોઇ અભ્યાગતને અન્નનો ટુક સરખો પણ આપ્યો નથી. નિરંતર રાજ્ય મેળવવાની લાલચમા અનેક કાવાદાવા કર્યા છે, મને સલામ નહિ ભરનારના ચાબુકના પ્ર રથી બુરાહાલ કર્યા છે. આ મારાં સર્વ પાપો આપ જાણો છો એ મારા જેવા પતિતના દ્રવ્યથી આપના પવિત્ર આશ્રમને અપવિત્ર કર આપની ઇચ્છા ન હોય એ સ્વભાવિકછે પરંતુ દેવ અત્યારે હું કોઇ સ્પૃહાથી રહિત છું. દુષ્ટ વાસનાઓથી દુર છું. રાજ્ય તૃષ્ણાને તિ જલી આપી ચુકયોછું. કૃપા કરી મારી આ માગણીનો અસ્વીકાર મને નિરાશ ન કરતા "બોલતાં બોલતાં સુરસિંહનાં ચક્ષુ અશ્રુ ભરાઇ ગયાં તેનો કંઠ રૂંધાઇ ગયો.

"શાંત સુરસિંહ, તારા વિચારોમાં આટલું બધું પરિવર્તન મને ઘણોજ આનંદ થાય છે. ઇશ્વર તને દીર્ઘાયુ કરે. મારા આ મને તેં આપવા ધારેલી રકમ હું ખુશીથી સ્વીકારીશ પરંતુ હાલ ત

તો એ રકમ તું તારી પાસેજ રહેવા દે, જ્યારે જરૂર પડશે ત્યારે હું તારી પાસેથી મગાવી લઇશ,', એમ કહેતાજ યોગીએ અમૃતલાલની સામે જોયુ અમૃતલાલ યોગીનો ભાવ સમજી ગયો, તે અંદર ગયો અને થોડીજ વારમા યમુનાના બાળકને લઇ બહાર આવ્યો અને યોગીની આજ્ઞાથી તે સુરસિંહને સ્વાધીન કર્યો. બાળકને હૃદય સરસો ચાંપતો અને યમુનાને યાદ કરતો સુરસિંહ ખુબ રડયો. યોગીએ તેને આશ્વાસન આપી સુરાહ પર ચાલવાના ઉપદેશ સાથે વિદાય કર્યો અમૃલાલ પણ તેની સાથેજ ગયો.

---

# પ્રકરણ ૪૬ મું.

## -મોહનલાલની નિરાશા.-

યોગીની સાથે છુપા વેશમા રહીને મહારાજા સુરેંદ્રસિંહે જે કાંઇ જોયું જે કાંઇ અનુભવ્યું, તે પરથી તેની ખાત્રી થઇ ગઇ કે રાજ્યમાં યોગી કહે છે તેવીજ બલ્કે તેથી પણ વિશેષ અંધાધુંધી ચાલી રહી છે અને તેને શાંત કરવા યાગીએ બતાવેલી યુકિત સિવાય બીજો કાંઇ રસ્તોજ નથી, આથી તેઓ પોતાની સાથેના વિશ્વાસુ માણસોને યોગીની આજ્ઞા મુજબ કાર્ય કરવાની સુચના કરી પોતે પાંચસાત માણસો સાથે રાજનગર ગયા. સુરસિંહ સુરાહ પર આવી ગયો હતો એટલે રાજનગરની સ્થીતિમા પ્રતિદીન સુધારો થતો જતો હતો રાજનગરની પ્રજા હવે સુરસિંહને ચાહતા શીખી હતી, સુરસિંહને માનની નજરે જોતી હતી એટલુંજ નહિ પરંતુ સુરસિંહ પણ પ્રજાની

ઇચ્છાને આધિન રહેતો હતો. અત્યારે રાજનગરમા ગમ રાજ્ય હત
મહારાજાએ છુપાવેશમાં નગર ચર્ચા દ્વારા જાણી લીધુ કે શયતા
સુરસિંહની શુધ્ધિ યોગીએજ ઠેકાણે આણી છે, યોગીનીજ કૃપાથી
પોતાનો રાજ્યધર્મ સમજવા લાગ્યો છે એટલુંજ નહિ પરંતુ પો
કરેલા પાપોનો પશ્ચાતાપ કરતો જે જે મનુષ્યોને પોતે અન્યાય આપે
છે તે તે મનુષ્યોની પાસે પોતાના અપરાધની ક્ષમા પ્રાર્થના પણ કર
ચુકયો છે. હવે તે ન્યાયને પથે વળ્યો છે અને પ્રજા તેનાથી ઘણી
સંતુષ્ટ છે. પોતે વિદ્વાન હોવાનો દાવો યોગીની મુલાકાત પછી કો
દીવસ પણ કર્યો નથી, વિજ્ઞાનની વાતો તો તે બિલકુલ વિસરીજ ગયો
સ્ત્રી અને પુત્રના સબંધમા પણ તેના વિચારોમા અસાધારણ પરિ
ર્તન થઇ ગયું છે. સ્ત્રીને પરાધીન સમજનારો સુરસિંહ આજે સ્ત્રીને આધિ
બની ગયો છે, ગરીબો તરફનો તિરસ્કાર આજે દયાના રૂપમા બદલા
ગયો છે. આજે અનેક કંગાળો તેના ઘરના ભીક્ષાર્થી છે, પોતા
સલામ નહિ કરનાર પર ચાબુકનો પ્રહાર કરનાર સુરસિંહ આ
પ્રજાના એક નાના બાળકને પણ નમીને સલામ કરે છે તાત્પર્ય ક
કે મહારાજા સુરેદ્રસિંહે વિલાયત જતી વખતે સમજાવેલા રાજ
ધર્મનો સંપુર્ણપણે સુરસિંહમાં આવર્ભાવ થયો છે. પ્રભુતા કરત
લઘુતાનેજ મહત્વ આપવામા તે માન સમજે છે. સુરસિંહના સબ
ધમા આટલી હકીકત જાણી લીધા પછી મહારાજા સુરેંદ્રસિંહે શાંતિ
પુરની હાલત પણ તપાસવાનો નિશ્ચય કર્યો. શાંતિપુરમા શુ શુ
બનાવો બનેલા છે અને તેનુ પરિણામ શુ આવશે તેનો કેટલોક ખ્યા
યોગીએ મહારાજાને અગાઉથીજ આપેલો હોવાથી, એક દિવસે મહા
રાજા સુરેદ્રસિંહે પોલીસ ઇન્સ્પેકટરને પોતાની પાસે બોલાવી તેને કેટ
લીક બાબતો સમજાવી શાંતિપુર જવાની સુચના કરી. યોગી એ

મહાન પુરૂષ છે, અને તે રાજ્યનો હિતચિંતક છે એટલે તેના પર કોઇ પણ જાતની આપતિ ન આવે તેની સંભાળ રાખવાની ભલામણ સાથે ત્યા કેવી રીતે કામ લેવુ, શાતિપુરના પોલીસ સુપ્રીટેન્ડેન્ટ ભુલનો ભોગ ન થાય અને મોહનલાલની વાક્જાળમા ફસાઇ ખોટે રસ્તે દોરવાઇ ન જાય એ માટે અગાઉથી તેને સાવચેત કરવાની પણ સુચના કરી અને પોતે પણ સુપ્રીટેન્ડેન્ટ જોગ પોતાની સહી સીકાવાળી એક ભલામણ ચીઠી પોલીસ ઇન્સ્પેકટર દ્વારા મોકલાવી. અને પોતે પણ બે ચાર દિવસમા ત્યાં આવી પહોંચશે એમ જણાવ્યું ઇન્સ્પેકટર મહારાજાની આજ્ઞા મળતાં ત્યાથી ચાલ્યો ગયો. તેમના જવા પછી કેટલોક પુખ્ત વિચાર કરી મહારાજાએ પણ પોતાના કેટલાક વિશ્વાસુ માણસો સાથે શાતિપુર તરફ પ્રયાણ કર્યું.

સુરસિંહે પોતાના કેટલાક વિશ્વાસુ પોલીસ કર્મચારીઓ મોહનલાલને મદદ માટે સોપેલા હતા એ આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ. તેમાં એક જમાદાર અને ફોજદાર પણ હતા. ફોજદાર સાહેબે યોગીની ખાનગી તપાસ કરવાનું કામ જમાદાર સાહેબને સોપેલું હતું જો કે અદ્યાપિ એ સબંધમાં તે વિશેષ કાંઇ પણ મેળવી શકયો નહનો. જે કાંઇ મેળવ્યું હતુ તે એ કે રાજા અરવિંદરાય કે જેઓનું નિવાસ સ્થાન હાલમા કેટલોક સમય થયાં શાતિપુરમાં હતું તેના દિવાન સુંદરરાયને એ યોગી સાથે ઘણોજ ગાઢો સબંધછે. અને તે ખાનગી રીતે યોગીને વારંવાર મળે છે. પરંતુ યોગીનુ નિવાસસ્થાન કયાં છે એ તે મેળવી શકયો નહનો સુરેંદ્રસિંહ મહારાજા સાથે રાજા અરવિંદરાયને સારી મૈત્રી છે, તેઓ વિલાયતમાં સાથેજ રહેતા હતા. એમ એ જમાદારે અન્ય દ્વારા સાંભળેલું હતુ. વળી અધિકારી વર્ગ પણ રાજા અરવિંદરાયનું ઘણુંજ સારી રીતે માન જાળવતા હતા

એટલે સુંદરરાયને રાજા સાહેબના બંગલામાં મળીને એ યોગીના સબંધમાં કાંઇ પણ પુછવાનુ તે સાહસ કરી શકયો નહતો તોપણ તેણે સુંદરરાયનો પીછો છોડયો નહનો. એક દિવસે સુંદરરાયને સાદાં કપડા પહેરી, માથા પર ગાંધી કેપ નાખી, લપાતો છુપાતો એક મોટા રસ્તા પરથી પસાર થતો આપણા એ જમાદાર સાહેબે જોયો. તે યોગી પાસજ જતો હશે એમ ધારી પોતાના એક માણસને સાથે લઇ તે પણ છુપી રીતે તેની પાછળ ગયો. અને સુદરરાય એક નાની ગલીમા પ્રવેશ કરે તે પહેલાં જમાદારે દોડતા જઇ સુંદરરાયના બન્ને હાથોને પાછળથી પકડી લીધા. અચાનક થયેલા હુમલાથી ગભરાએલા સુંદરરાયે આશ્ચર્ય ચકિત ભાવે પાછુ વાળી જોયું. મોહનલાલના વિશ્વાસુ પોલીસ કર્મચારીઓને જોતાંજ તે તેની મતલબ સમજી ગયો અને સહજ સ્મિત કરતો બોલ્યો "કેમ મને શા માટે પકડો છો ?"

"માફ કરજો સુંદરરાય, તમે ત્રીકમદાસના ખુનીના મદદગાર છો એમ મે મારી કેટલીક તપાસ પછી જાણી લીધુ છે અને... ..."

"ત્રીકમદાસનો ખુની કોણ છે ?" જમાદારનું બોલવું પુરૂં થાય તે પહેલાં સુંદરરાય વચ્ચેજ બોલી ઉઠયો.

'પેલો જટાધારી જેને તમો વારંવાર છુપી રીતે મળો છો તે. એજ જટાધારીએ ત્રીકમદાસને ચાની અંદર વિષ પાયું છે, એજ ત્રીકમદાસનો ખુની છે,"

" પરંતુ ત્રીકમદાસનું ખુન થયેલું તે સાચું છે કે ખોટું ?"

" સાચું, કેવી રીતે સાબીત થઇ શકે ? ખુની જો મોટો પુરૂષ હોય તો શું સહેલાઇથી ખુન સાબીત કરાવી શકાય ખરૂં કે? ગરીબ માણુસ હોય તો બીક બતાવી કે તુરત બિચારો કબુલ કરી દે



સુંદરરાય એક નાની ગલીમાં પ્રવેશ કરે તે પહેલા જમાદારે દોડતા જઇ, સુંદરરાયના બન્ને હાથોને પાછળથી પકડી લીધા અચાનક થયેલા હુમલાથી ગભરાએલા સુંદરરાયે આશ્ચર્ય ચકિતભાવે પાછું વળી જોયું

પૃ ૪૬૦

ખુનીએ ખુન કબુલ કર્યું અને પોલીસે રીપોર્ટ લખી તથા જુબાનીઓ લઇ તેને કેદ કર્યો એટલે પોલીસનું કાર્ય પુરૂં થયું. "

"જમાદાર સાહેબ, હવે એવો જમાનો નથી કે માત્ર ખુન કબુલ કરવાથીજ આસામી પર ખુનનો કેસ સાબીત થઇ જાય."

"કેમ નહિ ? ખુનના કેસમાં પોતાના મોઢેથી ખુન કબુલ કરનાર અપરાધીને માજીસ્ટ્રેટ સાહેબ કદાપિ છોડી શકેજ નહિ."

સુંદરરાયે જોયું કે જમાદાર વિશેષ ભણ્યા ગણ્યા નથી, એટલુજ નહિ પરંતુ તેમને તથા અકકલને બાર ગાઉનું છેટું છે. વળી સમય પણ ભરાઇ ગયો છે એટલે યોગીની મુલાકાત કરાવવામાં પણ કાંઇ વાંધો નથી આથી તે કેટલોક સમય વિચાર કરી બોલ્યો "ખેર, જો તમારી એવીજ ઇચ્છા છે તો ચાલો હું તમોને એ જટાધારીની મુલાકાત કરાવી આપું. પરંતુ જમાદાર સાહેબ, ઉતાવળે સહાસ કરવાનું પરિણામ સારૂં નહિ આવે પાછળથી તમોને પસ્તાવું પડશે"

"ભુલો છો સુદરરાય, જટાધારીને કેદ કરવાથી તો ઉલટું અમોને મારૂ ઇનામ મળશે."

"એમ છે, તો ચાલો હું તમારી સાથે આવવાને તૈયાર છું." એમ કહેતોજ જટાધારી અચાનક એક મકાનમાંથી બહાર નીકળી જમાદારની સામે આવીને ઉભો રહ્યો અને પોતાના બન્ને હાથો જમાદાર તરફ લંબાવ્યા. આનંદના આવેશમાં આવેલા જમાદારે યોગીના બન્ને હાથમાં હાથકડી નાંખી દીધી. આટલું છતાં એ જટાધારીના મુખ ઉપર ચિંતાનું એક પણ ચિન્હ જણાયું નહિ. ભયથી તેનું પ્રસન્ન ચિત તથા શાંત મુખ સહજ પણ મ્લાન થયું નહિ. આથી જમાદાર આશ્ચર્ય પામ્યો સુંદરરાયના શબ્દો તેને સત્ય લાગ્યા, આ સાહસ છે એમ પણ તેને સમજાયું. તદપિ તે

ફોજદારને આધિન હતો એટલે યોગીને એવી સ્થિતિમાં તેની પાસે લઇ જવા સિવાય છુટકોજ નહોતો આથી તે યોગીને ઉદ્દેશીને બોલ્યો "ચાલો મહારાજ આગળ થાઓ."

" ચાલો મને કશો ભય નથી. પાપી મનુષ્યોજ ધર્મનો ત્યાગ કરી, ભય ભાવનાથી ધ્રુજે છે તથા રૂદન કરે છે. પાપ કર્યા સિવાય અંતઃકરણમાં ભયને સ્થાન આપવાનુ કાંઇ કારણ નથી. " એમ કહી તે યોગી સુંદરરાયની પાસે ગયો અને તેને એક બાજુએ લઇ જઇ તેના કાનમાં કાંઇ કહ્યું. સુંદરરાય ચાલ્યો ગયો યોગી જમાદારની સાથે પોલીસ ચોકી પર ગયો.

આ વખતે ફોજદાર એ યોગીને ખુની ઠરાવવાના પોતે મેળવેલાં સાધનો અને પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબને પોતે મોકલાવેલા યોગીની વિરૂદ્ધના રિપોર્ટો, મોહનલાલને સંભળાવી રહ્યો હતો. મોહનલાલ તરફથી તેને સારી રકમ મળેલી હતી અને યોગીને ખુની તરીકે પુરવાર કર્યા પછી એક સારી રકમ આપવાની મોહનલાલે લાલચ આપી હતી એટલે તેણે ખોટા સાક્ષીઓ ઉભા કરી, એવી ચાલાકીથી યોગીને ખુની ઠરાવવાનો પ્રયત્નો કર્યો હતો કે પોલીસ સુપ્રીટેન્ડેન્ટને એ સંબંધમાં કશો પણ સંદેહ રહ્યો નહોતો. જ્યારથી તે શાંતિપુરમા આવ્યો હતો ત્યારથી તે એ કેસની સાચી ખોટી તપાસણીની સવિસ્તર હકીકત ડાયરીમાં લખી હમેશાં ડાયરી પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબને મોકલી આપતો હતો. ડાયરીની ભાષા ઘણીજ સુંદર, સ્વચ્છ અને એટલીતો વિશ્વાસપાત્ર જણાતી હતી કે જે વાંચી જોતા સુપ્રીટેન્ડેન્ટ સાહેબના મનમાં બિલકુલ સંદેહ ઉપસ્થિત થતો નહિ. ફોજદારે તેમની પાસે રજુ કરેલી સાબીતીઓ અને કેટલાક બનાવટી સજડ પુરાવાઓ જે નિરંતર પોતાની નોંધપોથી દ્વારા સાહેબને મોકલતો હતો તે પરથી સાહેબને નિશ્ચય

થઇ ગયો હતો કે જટાધારીએજ ત્રીકમદાસને ચાની અંદર વિષ પાયું છે અને એ વિષ પ્રયોગથીજ ત્રીકમદાસનું મૃત્યુ થયુ છે.

આ ફોજદાર પશ્ચિમ તરફનો રહેવાસી હતો, તેનું શરીર કૃષ હતુ, છતા તેની બુધ્ધિ ઘણી તીક્ષણ હતી. પ્રથમ તે કોઇ પોલીસ કામદારને ત્યા નોકર રહીને પોલીસ કામમાં હુશિયાર થયો હતો, છવટે પોતાનામાં કાઇક હિંમત અને હોશીયારી આવેલી જોઇ તેણે પોલીસ ખાતામા નોકરી મેળવી. કોન્સ્ટેબલમાંથી જમાદાર થયો અને અત્યારે તે પોતાના બુધ્ધિ બળથી ફોજદારના હોદ્દા પર આવ્યોં છે. પોતાના ઉપરી અધિકારીને ખુશી કેમ રાખવા તે સારી રીતે જાણતો હતો. હમણાં તે પોતાના ગામમાં એક પાકું મકાન તૈયાર કરાવતો હતો. ફોજદારી કરતા કરતા તેણે પુષ્કળ પૈસા પ્રાપ્ત કર્યા છે. ગ્રહિણીને અલંકારોની પણ ખોટ નથી, ઘેર કોથળીને કોથળી ભરીને રૂપિઆ આવે છે બાલ બચ્ચા પણ રોજ નવાં નવાં સુંદર કપડા પહેરી અમીરોનાં બાળકોને લજાવે છે, તેમનો માસિક પગાર માત્ર રૂપિઆ ત્રીશ છે છતાં તેના ઘરમાં નોકર ચાકર, રસોઇઓ, વગેરે ઉપરાંત એક ઉમદા ઘોડો પણ છે. કેમ ન હોય ? પોલીસ ફોજદાર થવા છતાં પણ જો એટલી સાહેબી નમળે તોપછી પોલીસ ખાતામાં નોકરી કરવાનું મહત્વ શુ !

જે વખતે યોગીને હાથ કડી નાંખી જમાદાર ફોજદારની પાસે લાવ્યો, તે વખતે રાજનગરથી રાજાજ્ઞાનું પાલન કરવા નીકળેલા પોલીસ ઇન્સ્પેક્ટરની સ્વારી પણ ત્યાં આવી પહોચી.

ઇન્સ્પેકટર એક શિક્ષિત યુવાન પુરૂષ છે, કોલેજમાથી તેણે શીક્ષણ સંપાદન કર્યું છે, ઉતમ કુળમાં તેનો જન્મ થયો છે, ધર્માધર્મનું તેને સારૂં જ્ઞાન છે, રાજનગર અને શાંતિપુરનાં સર્વ મનુષ્યો

તેના પ્રત્યે પ્રેમ દ્રષ્ટિથી જુએ છે, તેની સલાહથી વાદી પ્રતિવાદીઓના કલહનો અંત આવી જાય છે, તે કોઇનો પણ પક્ષપાત કરતો નથી, આથી સર્વ મનુષ્યોને ઇન્સ્પેકટરનો ઇન્સાફ પસંદ પડે છે. તેણે પોલીસ ચોકીમા પ્રવેશ કરતાજ જોયું કે ફોજદાર આરામ ખુરશી પર બેઠો બેઠો ધુમ્રપાન કરી રહ્યો છે અને જમાદાર તેમજ પોલીસોથી ઘેરાએલો જટાધારી પ્રસન્ન વદને તેની સામે ઉભો છે. તેના હાથમાં હાથકડી નાખેલી છે.

આ દ્રસ્યથી ઇન્સ્પેકટરનું અંગ પ્રત્યંગ ક્રોધાગ્નિથી સળગી ઉઠયું. તેણે ફોજદારના મુખ ઉપર બુટ મારવાનો વિચાર કર્યો પરંતુ પોતાની એ ઇચ્છાને મહાન મુશીબતે રોકી રાખી તેણે ક્રોધ પુર્ણ સ્વરે પુછયું " આ શું? "

ફોજદારે ઉભા થઇ અસ્પષ્ટ સ્વરે કહ્યું "ખુનના કેસમા હું અપરાધીની તપાસ ચલાવતો હતો, ઠીક થયું કે આપ હજુરની સ્વારી આવી પહોચી, હવે હું આપની આજ્ઞા હશે તે પ્રમાણે કરીશ. "

" શું આ જટાધારી પર ખુનનો આરોપ સાબીત કરવામાં આવ્યો છે ? શું તમારી તપાસમા પણ તમોને એમ માલુમ પડયું છે ? "

ઇન્સ્પેકટરના એ પ્રશ્નનો ફોજદાર સ્પષ્ટ ઉતર આપી શકયો નહિ. આથી ઇન્સ્પેકટરે જાતેજ જટાધારીની હાથ કડીઓ કાઢી નાખી કહ્યું, " મહાશય, ક્ષમા કરજો. આપના ઉપર વિના કારણે આજે અત્યાચાર કરવામાં આવ્યો છે એ માટે હું આપના ઉદાર-હૃદય પાસે ક્ષમા માગું છું. "

ઇન્સ્પેકટરના આવા વર્તન તરફ મોહનલાલને ક્રોધનો ચડયો પરંતુ મહારાજા સુરેંદ્રસિંહના માનીતા એ ઇન્સ્પેકરની સામે એક

શબ્દ પણ બોલવાની તેની હિંમત ચાલી નહિ. તે ચુપ ચુપ ઇન્સ્પેક્ટરના કાર્યને નિહાળતો તેની સામે જોઇ રહ્યો.

" ક્ષમા, યાચનાની જરૂર નથી. ફોજદાર સાહેબે પોતાનું કર્તવ્ય બજાવ્યું છે. " મુક્તિ મેળવ્યા પછી જટાધારી ઇન્સ્પેક્ટરને ઉદ્દેશીને બોલ્યો.

" નહિ એમ ન કહો. દેશના જેટલા ચોર, બદમાસ, જુઠા ધુર્ત લોકો છે તેઓએ આજકાલ કર્તવ્ય માધન શબ્દ શીખી લીધો છે. કર્તવ્ય પાલન કરવાનું બહાનું કાઢી તેઓ સ્વદેશનું સત્યાનાશ વાળવા બેઠા છે. કોઇ પણ પોતાના સત્ય કર્તવ્યનું પાલન કરતા નથી. તેઓ તો હમેશા ઢોંગ કરી સ્વાર્થ સાધવાનુંજ ઇચ્છે છે. આવા સ્વાથી લોકોએ દેશની દુર્દશા કરી નાખી છે. ઠીક છે, આપ જામીન આપીને સ્વસ્થાન પધારો. ગુન્હો સાબીત થયા સિવાય આરોપીને કેદમા રાખવો એ અન્યાય ભરેલુ છે.

ઇન્સ્પેક્ટરનો આ ઇન્સાફ મોહનલાલથી સહન થઇ શકયો નહિ, તેનાથી હવે બોલ્યા સિવાય રહી શકાયું નહિ. તે બોલ્યો " શું ખુની આરોપીને જામીનપર છોડવાનો હુકમ ? ઇન્સ્પેક્ટર સાહેબ આપ મહાન ભુલ કરો છો. એક મહાન પુરૂષનુ ખુન કરનાર ખુનીની રક્ષા કરવાનો યત્ન કરો છો. "

" નહિ મોહનલાલ, એમ કહો કે એક નિર્દોષને બચાવવાનો, તેને ગેરઇન્સાફ થતો અટકાવવાનો હું પ્રયત્ન કરૂં છું.

" એટલે ? ફોજદાર સાહેબે આટલી બધી સાબીતીઓ એકત્ર કરવા છતાં આપ આ ખુની જટાધારીને નિર્દોષ માનો છો ? "

" હા, એ નિર્દોષ છે, ત્રીકમદાસનું ખુન કરનાર વ્યક્તિ તો મહારાજા સુરેંદ્રસિંહના સ્વાધીનમા છે."

" હેં શું મહારાજા પોતે જાતેજ આ ખુનના સબંધમા તપાસ કરે છે ! "

" હા, તેઓ વિલાયતથી આવ્યા પછી નિરંતર રાત્રીના નગર ચર્ચા જોવા ફરે છે અને તે દ્વારા શાતિપુર તેમજ રાજનગરમા બનતા અને બની ગયેલા બનાવોની નોંધ પોતાની ડાયરીમા કરે છે. થોડાજ સમયમા તેઓ શાંતિપુરમા આવી પહોચશે અને આ કેસ સબંધમા પોતે મેળવેલી બાબતો શાતિપુરની પ્રજા સમક્ષ રજુ કરશે. મોહનલાલ, તે વખતે ત્રીકમદાસના ખરા ખુનીનો પતો તમોને આપો આપ મળી જશે. " ઇન્સ્પેકટરે ભય મિશ્રિત શબ્દોમાં મોહનલાલના પ્રશ્નનો જવાબ આપતા કહ્યુ.

ઇન્સ્પેકટરના એ શબ્દો સાંભળી મોહનલાલની જે સ્થીતિ થઇ તેનું વર્ણન કરવાને આ લેખિની અશકત છે

" ત્યારે શું આપ આ જટાધારીને જામીનપર છોડવાજ માગો છો ; "કેટલીકવારે ભવભિત થયેલા મોહનલાલે ફરીને એનો એજ પ્રશ્ન કર્યો.

" હા, નિર્દોષને નાહક રીબાવવો એ અન્યાય છે. "

" પરંતુ પોલીસ સુપ્રીટેન્ડેન્ટની આજ્ઞા વગર આ ખુનીને છોડી મુકવામાં સાહસ થાય છે. " મોહનલાલે વાંધો રજુ કર્યો.

" મોહનલાલ, આ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબની આજ્ઞાનોજ અમલ થાય છે. "

" હે ! શુ પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબે હુકમ કરેલો છે! આશ્ચર્ય ! "

" મોહનલાલ, એમાં આશ્ચર્ય જેવું કાઇ નથી. કારણ કે વિષ પ્રયોગમાં જે શાક્ષીઓ ફોજદારે મોકલાવી છે તે બધી ખોટી

છે અને આ તરકટ કોઇ શયતાને ઉપસ્થિત કર્યું છે, એવા કેટલાક સબળ પુરાવાઓ સાહેબની પાસે રજુ થયા છે અને એથીજ તેમના વિચાર બદલાઇ ગયા છે. પોલીસ સુપ્રીટેન્ડેન્ટ સાહેબના હુકમથીજ આ મહાત્માને જામીનપર છોડવાની આજ્ઞા કરૂં છું. "

" પરંતુ આ શાંતિપુરમાં એ અજ્ઞાત યોગીનો જામીન કોણ થશે? "

" જામીન હું થઇશ, એટલુજ નહિ પરંતુ કોર્ટમાં હું તેમને નિર્દોષ પુરવાર કરીશ." મોહનલાલનું બોલવું પુરૂં થાય તે પહેલાં અમૃતલાલે સુંદરરાય સાથે ત્યાં પ્રવેશ કરી ઉપરોક્ત શબ્દ ઉચાર્યા.

મોહનલાલ દીગમુંઢ જેવો અમૃતલાલની સામે એકીટસે જોઇ રહ્યો. એક અપરિચિત યોગીની જામીનગીરી અમૃતલાલને આપતો જોઇ ને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. એક પછી એક. અનેક વિચારો તેના હૃદમાંથી પસાર થઇ ગયા. કેટલીકવારે કાંઇ વિચાર આવતાં તે અમૃતલાલને ઉદ્દેશીને બોલ્યો " તમો રાજદ્રોહી છો, તમારી જામીનગીરી કામ નહિ આવી શકે ? "

" બસ કરો મોહનલાલ, અમૃતલાલ જેવા એક રાજ્ય ભક્ત પર તમે આ ખોટું કલંક લગાડો છો. યોગી જેવા એક આદર્શ પુરૂષનું અપમાન કરો છો. આપણા ન્યાય પ્રિય નૃપતિની દ્રષ્ટિમાં આ બન્ને મહાપુરૂષો દેશભકત અને રાજ્યના હિતચિંતક તરીકે પુરવાર થયા છે એટલે જો તમારા આ ઉચ્છિષ્ટ શબ્દો મહારાજાને કાને પહોંચશે તો તમારી આ ઉચ્છંખળતાનું પરિણામ ઘણુંજ ભયંકર આવશે. "

પોલીસ ઇન્સ્પેક્ટર સાહેબના ઉપરોક્ત માર્મીક શબ્દો સાંભળી મોહનલાલ ચુપ થઇ ગયો, તે ભાવિભયની આશંકાથી ભયભિત

બની ગયો. પોલીસ ઇન્સપેકટરે અમૃતલાલની જામીનગીરી પર યોગીને છુટો કર્યો યોગી અમૃતલાલ અને સુંદરરાયની સાથે બહાર નીકળ્યો. મોહનલાલની નિરાશાનો પાર રહ્યો નહિ, તે હવે છેલામાં છેલો ઉપાય અજમાવવાના નિશ્ચયપર આવ્યો. કેટલીક વારે સર્વની સાથે મોહનલાલ પણ બહાર નીકળ્યો અને કુક્તિ પ્રયુક્તિઓ ગોઠવતો પોતાના મકાન પર જઇ પહોચ્યો.

# પ્રકરણ ૪૭ મું.

## -હીરાલાલની આશકિત.-

ડોકટર હીરાલાલ પોતાના કાર્યથી પરવારી નિરંતર રાત્રિએ અમૃતલાલને ત્યાં જતો હતો અને ત્યાં છેક મોડી રાત્રિ સુધી બન્ને વચ્ચે સેવા ધર્મને લગતી અનેક વાતો ચાલતી હતી. આજે પણ એજ વિષયમાં બન્ને મિત્રો વચ્ચે વિવાદ ચાલી રહ્યો હતો. અમૃતલાલ વાતોની ધુનમા મસ્ત હતો પરંતુ હીરાલાલની દ્રષ્ટિ ચારે દિશામા ફરતી હતી. રાત્રિના બાર વાગવાનો સમય હતો, રામલાલ બાજુના રૂમમાં નિદ્રાનું સેવન કરી રહ્યા હતા, એકાએક કોઇનો ધીમો પગરવ હીરાલાલના શ્રવણ પુટપર અથડાયો. તેને દુર દ્રષ્ટિ કરીજોયું તો એક આકૃતિ અમૃતલાલના શયનગાર વાળા ઓરડામાંથી બહાર નીકળી અને ત્વરિત ગતિથી બહાર ચાલી ગઇ. અમૃતલાલનું ધ્યાન વાતોમાંજ હતું એટલે તે જોઇ શકયો નહિ પરંતુ હીરાલાલે તે બરાબર જોયું. એ કોણ છે, એ જાણવાની જિજ્ઞાસાથી હીરાલાલ નિદ્રા આવવાનું બહાનું કરી ઉઠયો, કોઇ દિવસ નહિ અને આજેજ હીરાલાલને પોતાની વાતોથી

કંટાળો આવેલો જોઇ અમૃતલાલને આશ્ચર્ય તો થયું પરંતુ તે કશું બોલ્યો નહિ. હસ્તે ચહેરે તેણે મિત્રને વિદાય આપી અને પોતે પણ શયન માટે અંદર ચાલ્યો ગયો.

હીરાલાલે બહાર નીકળી જોયું તો, એક નવયૌવના સુંદરી એક વૃક્ષની નીચે ઉભેલા કોઇ પુરૂષની સાથે વાત કરી રહી છે. તેઓ વચ્ચે શું વાતચીત ચાલેછે, અને એ નવયૌવના કોણ છે, એ જાણવું અતિ આવશ્યક જણાતાં હીરાલાલ તે બન્નેની નજર ચુકાવી એક બાજુ અંધકારમા ઉભો રહ્યો પરંતુ એ બન્ને વચ્ચે ચાલતી વાત સાંભળવી તો બાજુ પર રહી, તદપિ એ નવયૌવનાને પણ ઓળખી શક્યો નહિ. કારણ કે તેણીએ મોઢાપર કાળી મચ્છરદાનીનો બુરખો નાખેલો હતો. કેટલીકવારે તે પુરૂષ ચાલ્યો ગયો અને નવયૌવના પુનઃ અમૃતલાલના ઘર તરફ વળી હીરાલાલે પણ તેનું અનુકરણ કર્યું. આ વખતે એ યુવતીના હાથમાં એક ચળકતી કટાર હતી કેટલેક દુર જવા પછી તે બોલી, "બસ, પ્રેમની સન્મુખ પતિની જીવન યાત્રા સમાપ્ત કરવાનો સમય આવી પહોંચ્યો, નિશ્ચિંતપણે પ્રેમ પથપર વિચરવાનો એ સિવાય એક પણ રસ્તો નથી. બસ જાઉં, પ્યારા મોહનલાલે બતાવેલી યુકિત કામમાં લઉં."

સુજ્ઞ વાચકો સમજી ગયા હશે કે એ પિશાચિણી કમળાજ હતી અને બહાર ઉભેલો પુરૂષ તે મોહનલાલજ હતો . મોહનલાલના પ્રેમમાં અંધ બનેલી કમળા પતિનું ખુન કરવા જતી હતી. પરંતુ એ નિષ્પાપનું ખુન કરવા જતાં કમળાનું હૃદય કંપતુ હતું આવેશમાં પ્રથમ તો તેણી ઉપરોકત શબ્દો બોલી ગઇ પરંતુ ફરીને કાંઇ વિચાર આવતાં તે બબડી, "અરે ! પણ હું કયાં જાઉં છું? પતિની હત્યા કરવા ? શાંતિપુરના એક સાધુ પુરૂષને હણવા ? નહિ. નહિ, મારાથી

એ ભિષણ હત્યાકાંડ નહિ થાય ? દુરથા, દુરથા, મારા નિર્દોષ પતિના રક્તથી મારી પ્યાસ બુઝાવવા તૈયાર થએલી ડાકિની દુર થા. ! ઓહ ! કેવો નીચ વિચાર ! ધિકકાર ! ધિકકાર ! ઓ પાપિણી કમળા તારાપર હજારો ફિટકાર ! વળી કાઇ વિચાર આવતાં તે બોલી, "ત્યારે શું આવા પતિ સાથે મારે આ રીતે દુ:ખમાંજ સડવુ, સંસાર સુખની અભિલાષાનો ત્યાગ કરવો, ખીલતા યૌવન પુષ્પને એમજ સુકાવી નાંખવુ, પ્યારા મોહનલાલનો ત્યાગ કરવો, તેને આપેલા વચનનો ભંગ કરવો, નહિ એ પણ બનવું અસંભવ છે. તેનો નિસ્વાર્થ પ્રેમ, તેનો વિનોદી સ્વભાવ, આનંદી હસતુ મુખ, હવે મારાથી નહિ તજાય ! નહિ છોડાય ! બસ હવે તો એજ નિશ્ચય ! હું મારા એ પ્રેમીને ખાતર પતિની પણ હત્યા કરીશ—તેની સાથે પુનર્લગ્ન કરી મારૂં ભાવિ જીવન આનંદમાં વીતાવીશ." એમ કહેતીજ તે ધીમે પગલે આગળ ચાલી.

હીરાલાલે તેણીના છેલ્લા શબ્દો સાંભળ્યા એટલુંજ નહિ પરંતુ પોતાના મિત્રની પત્નિને તેણે ઓળખી લીધી. કમળાની કુટીલતા જોઇ તે કંપ્યો, ચમક્યો, ઘડીભર તે જતી હતી તે તરફ જોઇ રહ્યો. કેટલીક વારે ભાન આવતા તે બોલ્યો, "હે ! આ શું કોમળાગી કમળાના હાથમાં કટાર ? ત્રીકમદાસ જેવા સાધુ પુરૂષની પુત્રીના આ વિચાર ? બસ હવે કોઇ પણ રીતે મિત્રનાં પ્રાણ બચાવવા જોઇએ !" એમ કહેતાંજ તે ત્વરિત ગતિથી તેની પાછળ ગયો. અંદર જઇ જોયું તો કમળા હજુ બારણામાંજ ઉભેલી છે તે ચકમતી કટારને પોતાની સમક્ષ રાખી બોલી રહી છે કે " શું તું મને હમેશાંને માટે નિષ્કંટક કરી શકીશ, મારા માટે સુખનો ભંડાર ભરી આપીશ, આવુ છું, પ્યારા મોહન મારા પતિને યમદ્વાર પહોંચાડી મારા ખરા પ્રેમની

ખાત્રી આપવા હમણાંજ આવું છું. " એમ કહેતી કમળા અંદર પ્રવેશ કરે તે પહેલા હીરાલાલે આવી તેણીનો હાથ પકડી લીધો અને બોલ્યો, " કયા જાય છે, અરે એ હત્યારી ? આવો અનર્થ નકર, ઇશ્વરથી ડર, કમળા, કમળા, પતિની હત્યા કરવાનું મહા પાપ શા માટે વહોરી લે છે ! ભુલી જા, ભુલી જા, તારા પતિના કટા દુશ્મન એ મહાપાપી પિશાચ મોહનને ભુલી જા અને આ તારા નિર્દોષ પતિના પ્રેમને મેળવવાના ઉદ્યોગમાં લાગીજા. શાંતિપુરનો એ મહા પુરૂષ છે ભવિષ્યનો તારો ખરો સંગી છે. ખરૂં સુખ તને એનાથીજ મળશે. "

કમળા હીરાલાલને પોતાના સન્મુખ ઉભેલો જોઇ થરથર કંપવા લાગી તેના હાથમાંથી કટાર પડી ગઇ, તેનો ખનનન કરતો અવાજ થયો પરંતુ સારાં ભાગ્યે તરતમાંજ નિદ્રાધીન થઇ ગએલા અમૃતલાલ ના કાનો પર તે ન અથડાયો નહિતો કાંઇ અનર્થ થઇ જતે. હવે શું કરવું, હીરાલાલને શું જવાબ આપવો, તેના વિચારમાં કમળા ઘડીભર ચુપ રહી પરંતુ કેટલીકવારે " હીરાલાલ હવે હુ એના કામની રહી નથી. " એટલુંજ તે માત્ર બોલી.

" એટલે શું તું મોહનથી ભ્રષ્ટ થઇ ચુકી છે? અફસોસ ! કમળા એ પાપી તારૂં સર્વ નાશ કરશે આખરે તને પણ ઠોકરે મારશે. જેણે તને પતિહત્યા કરવાની આજ્ઞા કરી છે તે સમય આવતાં તારી પણ હત્યા કરશે. પરંતુ આ તારો જીવન સંગી તારા સઘળા ગુન્હાઓ માફ કરી તને અપુર્વ સુખ આપી શકશે.

પાપનું પરિણામ તે આનુંજ નામ. હવે શું કરૂં ? કમળા મનોગત બોલી.

કેટલીક વારે કાંઇ વિચાર આવતાં તે હીરાલાલને ઉદ્દેશીને બોલી, 'હીરાલાલ, તમારા મિત્રની સાધુતા હું જાણું છું એ પવિત્ર પુરૂષ છે,

પરંતુ એ સાધુથી મને શું સુખ મળવાનું હતું ? અરેરે ! જો એનાથી મને સુખ મળ્યું હોત તો મારી આ દશા ન થાત ! મારું યૌવન કરમાઇ નજાત—પરપુરૂષના પ્રેમનો ભોગ નથાત " કમળાનો કંઠ રૂંધાઇ ગયો તેની આંખમાંથી અશ્રુપ્રવાહ ચાલુ થયો.

" કમળા સ્ત્રી સ્વભાવમાં સુખની લાલસા હોય એ સ્વભાવીક છે. પરંતુ પ્રેમતો સ્થાનેજ શોભે. કદાચ તું તારા ઉચ્છળતા લોહીની ઉષ્ણતાને સહન ન કરી શકી તો તેને શાંતિ જળનું સિંચન કરવા માટે કોઇ સુજ્ઞ પુરૂષની સાથે સ્નેહ બાંધવો હતો આવા નીચ નર પિશાચના પંજામા સપડાઇ એથીજ તું પતિના રકતની પીયાસી બની ગઇ. કમળા, વિચાર કર, હજુ પણ તારા દુષ્ટ વિચારોને દુર કર, જો તું માને અને મોહનને ત્યાગે તો હું તને મારી હૃદયેશ્વરી બનાવવાને તૈયાર છું. "

હીરાલાલના એ શબ્દો સાંભળી કમળા ઘડીભર તેના સામે જોઇ રહી. પોતાનો સ્વાર્થ સાધ્ય કરવાની આ અમુલ્ય તક હાથ આવેલી જોઇ તેણી ઘણીજ ખુશી થઇ, હીરાલાલને પોતાની કપટ જાળમાં ફસાવી તે દ્વારા પતિનો ઘાત કરાવવાનું કમળાને યોગ્ય લાગ્યું, તે હીરાલાલ તરફ કટાક્ષ ફેંકતી બોલી, " હીરાલાલ શું તમે ખરૂંજ કહો છો. "

" હા જો તારી ઇચ્છા હોય તો હુ તૈયાર છું "

" પરંતુ તમે જાણો છો કે આ પ્રેમપંથ ઘણો વિકટ છે."

" તારા સંસર્ગથી એ મને ઘણોજ સુગમ થઇ પડશે. "

" આ પિશાચી પ્રેમ છે, તેનાથી આત્મા અને વિચાર ભ્રષ્ટ થઇ જાય છે. "

" પરવા નહિ, હું તારા પ્રેમને ખાતર નર્કમાં પણ જવાને તૈયાર છુ. "

" હું સ્વતંત્રતા ચાહું છું. "

" હું સ્વતંત્ર હોઇનેજ તારી સાથે પ્રેમ બાંધું છું."

" વિશ્વાસઘાતતો નહિ કરો ? "

" નહિ આ જીવનમાં તો એવું નહિ બને."

" એનું કાંઇ પ્રમાણ ? "

" પરિક્ષા વગર પ્રમાણ મળવું મુશ્કેલ છે ? "

" પરંતુ મારા પ્રેમની પરિક્ષા ઘણીજ ભયંકર છે ? "

" ગમે તેવી ભયંકર પરિક્ષામાંથી પણ હું પસાર થઇશ. "

" જો જો પછી ફરી ન જતા ? "

" મરદનો બોલ એકજ હોય છે ?"

" વાહ જો એમજ છે તો આ કટાર લ્યો, અને આપણા પ્રેમની વચ્ચે આવતા કંટકને દુર કરી તેના રક્તથી આ કટારની પ્યાસ બુઝવી સદાને માટે સ્વતત્ર બની જાઓ."

" કોના રક્તથી પેલા મોહનલાલના ? "

" નહિ, ભર નિદ્રામાં સુતેલા તમારા મિત્રના ?"

" શું મિત્ર મિત્રનો વધ કરે ?"

" હા, પિશાચી પ્રેમનો એવોજ નિયમ હોય છે અને એથીજ સમજુ પુરૂષો એવા પ્રેમને ધિક્કારે છે. એટલુંજ નહિ પરંતુ એવા વિષયમાં વચન આપવા પહેલાં કાંઇક વિચારે છે. "

" હા, ખરૂં છે કમળા, મેં વિચાર કર્યા વગર તને વચન આપવામાં ભયંકર ભુલ કરી છે."

" ફિકર નહિ હજુ પણ હું તમોને આપેલા વચનમાંથી મુકત કરૂં છું. કારણ કે તમારા જેવા નામર્દોની સાથે પ્રિતી બાંધવી એ દીવો લઇને કુવામાં ઉતરવા જેવું છે. હું તો પ્રથમથીજ જાણુતી હતી કે તમારામાં મારા જેવી ગુલાબ કળીને ખીલવવાનું સામર્થ્ય નથી કારણ કે જો એટલું બળ, એટલી ધીરજ, મેં તમારામાં પ્રથમથીજ જોઇ હોત તો મોહનલાલ જેવા એક નીચનો આશ્રય હું ન લેત ખેર, મારી કટાર મને પાછી આપો અને આ વિષયને અહીંજ પુરો કરો." કમળાએ પોતાની મતલબ પારપાડવા હીરાલાલને વધારે આવેશમાં લાવવાનો યત્ન કરવા માંડયો.

હીરાલાલ તેણીના દોરંગી દોરપર કાંઇ પણ આધાર વગર ચડયો શું જવાબ આપવો, સત્ય શું છે, એ કાંઇ સમજાયું નહિ. કમળાના કડક શબ્દોથી તેના હૃદયની વ્યથા વધી એક નિર્માલ્ય નારી પોતાને નબળો માને એ તેનાથી સહન થઇ શકયું નહિ. મિત્રના પર તેનો અપુર્વ ભાવ હતો, અમૃતલાલને માટે તે પ્રાણ આપવાને પણ તૈયાર હતો, એટલુંજ નહિ પરંતુ મિત્રને વફાદાર રહેવાનું વચન પણ તે આપી ચુકયો હતો. પરંતુ એ પ્રેમ, એ ભાવ, એ વચન, એ સર્વ કમળા તરફથી થએલા અપમાનની ભડકતી આગમાં ભસ્મીભુત થઇ ગયાં. મિત્રને આપેલા વચન કરતાં નિર્માલ્ય નારીને આપેલા વચનનું મુલ્ય વિશેષ જણાયું. હૃદયમાં છુપાએલો મિત્રનો પવિત્ર પ્રેમ પ્રપંચી પ્રેમના પ્રબળ વેગથી કોણ જાણે કયાં ઘસડાઇ ગયો. પોતાને ખરો મર્દ અને બળવાન બતાવવાને ખાતર તે એક નિર્માલ્ય નારીના ફંદામાં ફસી ગયો. એક કસાઇ ન કરે તેવું નીચ કર્મ કરવાને તે તૈયાર થયો.

" કેમ હીરાલાલ, શું વિચાર કર્યો ?" હીરાલાલને ચુપ ઉભેલો જોઇ કેટલીક વારે કમળાએ પ્રશ્ન કર્યો.

" તૈયાર છું. કમળા તારે ખાતર એ પિશાચી કર્મ કરવાને હું તૈયાર છું. લાવ, એ કટાર મારા હાથમાં લાવ અને તું થોડો સમય બાજુના રૂમમાં અથવા બહાર મેદાનમાં ઉભી રહે, હું હમણાંજ કાર્ય સમાપ્ત કરી તને મળું છું." એમ કહેતો હીરાલાલ અમૃતલાલ જે ઓરડામાં સુતો હતો તે તરફ વળ્યો કમળા પણ થોડે સુધી તેની પાછળ ગઇ. જે વખતે આ બન્ને આગળ ચાલ્યાં જતાં હતાં તે વખતે એક મનુષ્ય તેની પાછળ ધીમે પગલે જતો હતો તેણે એ બન્ને વચ્ચે થયેલી વાતચીત બરાબર સાંભળી હોય એમ તેના હાવ ભાવ પરથી જણાતું હતું. જેવો તે બન્નેએ ઓરડામાં પ્રવેશ કર્યો, અને બતીના ઝાંખા પ્રકાશમાં એ સ્ત્રીના ચહેરા પર એ અપરિચિત પુરૂષની નજર પડી, તેવોજ તે ચમકયો, "ઓહ ! આ શું ! આ તો કમળા ! શું કમળા વ્યભિચારિણી ! પ્રભુ આ હું શું જોઉં છું ! પિશાચિણી પોતાના યાર સાથે પતિનીજ હત્યા કરવા જતી હોય એમ જણાય છે ! બસ, કોઇ પણ રીતે એ નિર્દોષની રક્ષા કરવી જોઇએ, પહેલાં એ કાર્ય કર્યા પછી કમળાની ખબર લઇશ. " એમ કહેતાંજ તે ત્યાંથી અદ્રશ્ય થઇ ગયો.

" કમળા હવે તું બહાર ચાલીજા તારાથી આ ભયંકર હત્યાકાંડ નહિ જોઇ શકાય. હું તને પેલા વૃક્ષની નીચે જ્યાં તું પ્રથમ ઉભી હતી ત્યાં મળું છું જા, ચાલી જા. " હીરાલાલે ઓરડામાં દાખલ થવા પછી ઘણાજ ધીમા અવાજે કમળાને ઉદ્દેશીને કહ્યું.

કમળાને તો એટલુંજ જોઇતું હતું તેણી તો એજ તકની રાહ જોતી હતી. હીરાલાલના હાથે એ હત્યાકાંડ કરાવી તેનો આરોપ તેના પર ઢોળી પાડી મોહનલાલના શરણમાં જવાનો તેણીએ કયારનો સંકલ્પ કરી લીધો હતો. હીરાલાલની આજ્ઞા મળતાં તેણી બહાર નીકળી અને થોડીજ વારમાં ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ.

હીરાલાલ આગળ વધ્યો અને અમૃતલાલના પલંગ પાસે પહો-ચ્યો ઘડીભર તે મિત્રના મુખ સામે જોઇ રહ્યો. અહા ! જે મિત્રની સાથે આજ પર્યંત આનંદમાં દિવસો ગાળ્યા છે, જે મિત્રના આદર્શથી આકર્ષાઇ તેના જીવન ભરના ૠણી રહેવાનો જેને સંકલ્પ કર્યો છે, અરે ! પોતાની આવકમાથી માત્ર ખોરાક પુરતું રાખી બાકીનુ સર્વ મિત્રના ચરણોમા સમર્પણ કરવાની જેણે પ્રતિજ્ઞા કરી છે, તેજ મિત્રની જીવન યાત્રા સમાપ્ત કરવાનુ કાર્ય તેનો એક કૃતઘ્ની મિત્ર કરી રહ્યો છે ! કમળાના કૃતિમ પ્રેમમાં ફસી આજે તે વિશ્વાસઘાતી થયો છે ! અમૃતલાલ ? અમૃતલાલ ? તું કયાંથી જાણે કે, જેને તું શાંતિપુરના એક આદર્શ ડોક્ટર તરીકે ઓળખે છે, ભવિષ્યમાં તેના હાથે કેટલાંક ભલા કામો થવાની આશા રાખે છે, અને જેનાપર તારો સંપુર્ણ વિશ્વાસ છે, તેજ તારો સ્નેહી મિત્ર તારીજ પત્નિના પ્રેમમાં અંધ બની તારા શીર પર કાળરૂપ ધારણ કરી ઉભો છે. આજે તારૂં જીવન હીરાલાલના હાથમાં છે, જો તે બચાવે તોજ તું બચી શકે તેમ છે. અરે ! પણ આ શું ! હીરાલાલ તો કટાર ઉંચી કરી તારા હૃદયમા ભોંકવાની તૈયારી કરી રહ્યો છે ? શું ખરેખર એ તારો ઘાત કરશે ! નહિ તેના વિચાર કાંઇ બદલતા હોય એમ જણાય છે, તે કાંઇ બબડે છે, " નહિ, નહિ, મારાથી આ ઘોર અત્યાચાર નહિ થાય ઓહ ? મિત્રનો—અરે ! એક આદર્શ પુરૂષનો વધ, અને તે પણ મારે હાથે ! નહિ, નહિ, મારાથી એ દુષ્કૃત્ય નહિ થાય ! દુર થા ! દુરથા ! ઓ મિત્રના રક્તનું પાન કરવા તૈયાર થએલી કાળ પ્રતિમા મારા હાથમાંથી દુરથા ! હીરાલાલ, આ શું કરે છે ? વળી પાછા વિચાર કેમ બદલે છે ? એક નિર્માલ્ય નારીની આગળ નબળો રહેવાનો પ્રયત્ન આદરે છે ? નહિ નહિ અમૃતલાલ આજે તું મારા

હાથથી નહિ બચી શકે ! તૈયાર થા ! " એમ કહેતાંજ તેણે પોતાનો હાથ ઉંચો કર્યો પરંતુ તે પોતાનું કાર્ય પુરૂં કરે, તે પહેલાં " ખબરદાર, એ પિશાચ એ નિર્દોષને ન માર ! " એવા ભય સુચક શબ્દો સંભળાયા હીરાલાલે પાછું વાળી જોયું તો એ પોલીસના માણસો તેના તરફ આવતા જણાયા હીરાલાલે પાછલે બારણેથી નાસવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમા તે નિષ્ફળ થયો કારણ કે એ તરફ અમૃતલાલનો પિતા રામલાલ અને કાલીદાસ ઉભા હતા, લાચાર હીરાલાલને પોલીસને તાબે થવું પડયું.

---

## પ્રકરણ ૪૮ મું.

### -યોગી અને અપરિચિત સ્ત્રી.-

યોગીના આશ્રમમાંથી યમુનાના બાળકને લઇ જે વખતે સુરસિંહ અમૃતલાલની સાથે બહાર નીકળ્યો, તે વખતે જેને લોકો મા લક્ષ્મી કહે છે, જે સદા લક્ષ્મીની માફક આનંદ અને સંતોષ વિતરણ કરતી વિપદમાં પડેલાં મનુષ્યોને સહાયતા કર્યા કરે છે, તે માલક્ષ્મી ત્યાં આવી પહોચી. યમુનાના બાળક પર તેને ઘણો પ્રેમ હતો તે પોતાના બાળકની માફક તેનું પાલન કરતી હતી એટલુંજ નહિ પરંતુ એ બાળકને કોઇને પણ નહિ સોંપવાનો તેણીએ નિશ્ચય કર્યો હતો. આજે એ બાળકને સુરસિંહના હાથમા સોંપાએલો જોઇ તેણીના ચહેરાનો રંગ બદલાઇ ગયો, એકવાર એ બાળકને સુરસિંહના હાથમાંથી પાછો ઝુંટાવી લેવાની તેને પ્રચ્છા થઇ પરંતુ બીજીજ પળે તે બદલાઇ ગઇ. અમૃતલાલ અને સુરસિંહના ચાલી જવા પછી કેટલીકવારે તેણી

ગમગીન ચહેરે યોગી પાસે આવી અને ઘણાજ ધીમા સ્વરે બોલી, "મહાત્મન, શું યમુનાના બાળકને સુરસિંહ લઇ ગયો ?"

" હા દેવી અમૃતલાલના આગ્રહથી... ............"

" પરંતુ સુરસિંહને બાળક સોંપી દેવામાં ભુલતો નથી થઇ?" યોગી કાંઇ પણ આગળ બોલે તે પહેલાં માલક્ષ્મી વચ્ચેજ બોલી ઉઠી.

' નહિ, સુરસિંહની સ્ત્રી ઘણીજ ઉદાર દીલની છે વળી તેણીને કાઇ સંતાન નથી એટલે તેણી ઘણાજ પ્રેમ પુર્વક બાળકનું લાલન પાલન કરશે. "

" પણ ગોવીંદરામ પોતાના ભાણેજને જોવા આવશે ત્યારે આપણે તેને શું જવાબ આપીશું."

" તેને પણ સુરસિંહને ઘેર મોકલીશું. દેવી, હવે ગોવીંદરામ અને સુરસિંહ બન્નેનાં દીલ સાફ થઇ ગયાં છે એટલે બન્ને વચ્ચે કોઇ પણ પ્રકારનું વૈમનસ્ય થવાનો હવે સંભવજ નથી. મને તો ખાત્રી છે કે આ વ્યવસ્થા ગોવીંદરામને પણ પસંદ આવશે."

"પરંતુ એ બાળક માટે મારૂં મન તો અતિશય વ્યાકુળ રહ્યા કરે છે."

"ત્યારે એમજ કહોને કે, બાળકની મમતા તમે છોડી શકયાં નથી. દેવી, મોહમાયાનો ત્યાગ એજ મનુષ્યની મહતા છે. પુત્ર ચાહે પોતાનો હોય, યા બીજાનો, પરંતુ કોઇને માટે અનાવશ્યક મોહ માયામાં લિપ્ત થવું ઠીક નથી જેટલી જોઇએ, જેટલા સિવાય કામ ચાલી ન શકે, જેટલી કર્તવ્ય પાલન માટે આવશ્યક હોય, એટલેથી વિશેષ માયા આ જગતમાં કોઇના પ્રતિ રાખવી અનાવશ્યક છે.

માલક્ષ્મી નિરૂતર રહી, તેણીએ નિરાશા સુચક એક નિશ્વાસ નાંખ્યો. યોગી તેણીનો ભાવ સમજી ગયો તે આશ્વાસન આપતો

બોલ્યો. "દેવી, ભલે તમે ન કહો પરંતુ હું તમારા મનનો ભાવ જાણું છું. તમે એમ કહેવા માગો છો કે અનેક સ્થાનોમાં ધર્મ સાધનાર્થ ધર્મની વાત છે પણ માયાનું પ્રયોજન હોયછે. દેવતાઓની પ્રતિ મમતા થવી એ પરમ પરંતુ દેવી, આ સંસારમાં કર્તવ્યોને સમાનતાથી જોવાથીજ પુર્ણતા પ્રાપ્ત થાય છે,"

" પરંતુ હું તો સમજુ છું કે એ ધર્મ, નીતિ, સ્ત્રીઓને માટે નથી. નારીનું પ્રધાન કર્તવ્ય અને સર્વ શ્રેષ્ટ ધર્મ પતિપરાયણતાજ છે, સ્ત્રી એ ધર્મનું પાલન ન કરતાં અન્ય સેંકડો કર્તવ્યોનું પાલન કરે પરંતુ તેને પુર્ણતા પ્રાપ્ત થતીજ નથી, જુઓને લલિતા ધર્મશીલા અને સતી હતી તોપણ તે પતિ તરફના દ્વેષને લઇ નર્કની અગ્નિમા બળી રહી હતી."

" હા તમારીજ કૃપાથી તેણીને શાંતિ મળી છે, એ લલિતા તમારાજ ઉપદેશથી પતિ પરાયણ બની છે."

" નહિ, એ સર્વ આપનીજ કૃપાનું પરિણામ છે. ગમે તેમ હો, પરંતુ સ્વામીના રૂપમાં ભગવાનની આરાધના કરતાં કરતાં હવે તે સ્વામીને ભગવાન સમજવા લાગી છે. એથીજ કહું છું કે નારીને માટે કોઇ ધર્મ યા કર્તવ્ય પતિપરાયણતાથી વિશેષ નથીજ."

"ખરૂં છે, એમાં જરા પણ સંદેહ નથી. પરંતુ જો એ ધર્મનું પાલન યથોચિત ન બની શકે તો નારી મનોગત એ ધર્મનું પાલન કરી પુર્ણ આનંદની અધિકારિણી બની શકે છે, અને તે સાથે પતિનો પણ ઉધ્ધાર કરે છે. આદિતરામ જેવા પતિતના સ્વભાવમાં પણ કેવું પરિવર્તન થઇ ગયું છે ? અત્યારે તે પોતે કરેલાં દુષ્કર્મોનું પ્રાયશ્ચિત કરવાને તૈયાર થયો છે, લલિતા જેવી સાધવી સતીના સંસર્ગથી તે સાધુ બની ગયો છે, ખરૂં છે, જેની પત્નિનો સ્વભાવ દેવીઓના જેવો હોય તેના સંગનો પ્રભાવ વિચિત્ર અને મંત્રૌષધિની અપેક્ષા બળવાન

હોય એમા કાંઇ આશ્ચર્ય નથી. લક્ષ્મી, એ આદિતરામે આપણા સેવા-શ્રમને પોતે ઘણા પરિશ્રમથી મેળવેલી કમાઇમાંથી વીસહજાર જેટલી મોટી રકમ આપવાની ઉદારતા બતાવી છે એટલુજ નહિ પરંતુ હરિદાસ પાસેથી વસુલ કરેલી રકમ તેણે પાછી મોકલાવી છે, એ વાતનો તમારા જાણવામા હશે ?"

" હા, અને સુરસિંહ પણ મારી જેવી રકમ આપવા કબુલ થયો છે એ પણ હું જાણું છું. પરંતુ એ રકમનું તમે શું કરવા ધાર્યું છે ? "

"ગરીબ અનાથો માટે એક અનાથાશ્રમ ખોલી તેમાં લુલાં લગડા અને અશકતોને પોષણ આપવું, વિદ્યાના ઉત્સુક વિદ્યાર્થીઓને વિદ્યાને લગતાં સાધનો પુરાં પાડવાં, વિધવાઓને માટે એક વિદ્યાલય અને તેમનું ભરણ પોષણ થાય એવું એક સાધન ઉભું કરવુ. તેમજ ભીખમાગી હૃષ્ટ પુષ્ટ બનેલા આળસુ અને પ્રમાદી ભિખારીઓને ધંધે લગાડી તે દ્વારા ભારત વર્ષમાં ઉતમ ખેતીને ખીલાવવા પ્રયત્ન કરવો અને તેમાજ એ દ્રવ્યનો વ્યય કરવો, એજ મારો નિશ્ચય છે. પરંતુ એ સર્વ કામોમાં મને તમારી મદદની જરૂર પડશે."

" હું હમેશા આપના એ સેવાવ્રતમાં સ્નેહ પુર્વક મારો હિસ્સો અર્પણ કરીશ. પરંતુ........."

" સમજ્યો દેવી, ઇશ્વર કૃપાથી તમારી ઇચ્છિત વસ્તુ તમોને થોડા સમયમાંજ પ્રાપ્ત થઇ જશે, એટલુંજ નહિ પરંતુ અત્યાર સુધી તમે ઉઠાવેલા પરિશ્રમનું પરિણામ તમારા સ્નેહીઓના લાભમાંજ આવશે."

" એટલે શું મને મારાં આપ્ત જનોનો મેળાપ થશે ? હકદારોને તેનો હક મળશે ?"

" હા, અવશ્ય મળશે. લક્ષ્મી, તમારી સર્વ આશાઓ ફળશે. પરોપકારનું ફળ નિષ્ફળ જતુંજ નથી. "

" દેવ મારા માટે આટલી બધી ચિંતા કરનાર આપ કોણ છો? "

" એ સમય આવતાં તમોને આપોઆપ સમજાઇ જશે, હમણાં તો જાઓ રસોઇની તૈયારી કરો અભ્યાગતો હમણાજ આવી પહોંચશે "

માલક્ષ્મીથી ના કહેવાઇ નહિ ને ત્યાંથી ઉઠી અને પર્ણકુટીથી થોડે દુર બરૂથી બાંધેલા રસોડા તરફ વળી. હજુ તો તે દશ કદમ આગળ ગઇ નહિ હોય એટલામાં એક બુરખા વાળી સ્ત્રી સામેથી આવતી જણાઇ. આ સ્ત્રી નિરંતર યોગીની પાસે આવતી હતી પરંતુ તેણીના આગમન સાથેજ યોગી માલક્ષ્મીને કંઇને કઇ બહાનું કાઢી વિદાય કરી દેતો હતો. આમ વારંવાર બનતું હોવાથી માલક્ષ્મીના હૃદયમાં એ અપરિચિત બુરખાવાળીના સબંધમા અનેક શંકાઓએ સ્થાન લીધું હતું. કોઇ કોઇ વાર એ યોગી અને બુરખાવાળી વચ્ચે શું વાત ચીત થાય છે તે છુપાઇને સાભળવાની માલક્ષ્મીને ઇચ્છા થતી, પરંતુ બે મનુષ્ય વચ્ચે થતી ગુપ્ત વાતો સાંભળવામાં પાપ સમજનારી એ દેવી અદ્યાપિ એ સાહસથી દુરજ હતી. પરંતુ આજે કોણ જાણે શાથી તેનું અંતઃકરણ તેણીને એ બન્ને વચ્ચે ચાલતી વાતચીત સાંભળવા તેને બળાત્કારે ફરજ પાડતું હતું તેની અનેચ્છા છતા તેણીના પગ તેને યોગીની પર્ણકુટી તરફ પાછા ધકેલતા હતા, કોઇ દિવસ નહિ અને આજેજ આવી ભાવના થવાનું કારણ તેસમજી શકી નહિ, યોગી એક આદર્શ પુરૂષ છે, પરોપકાર એજ તેનું પ્રધાન કર્તવ્ય છે, વિષય લાલસાનો અંશ માત્ર પણ તેનામા સંભવતો નથી અદ્યાપિ તેની વાણીમાં પણ વિષયને લગતો એક શબ્દ પણ વપરાયો નથી, એ સર્વ માલક્ષ્મી જાણતી છતાં, એક અપરિચિત સ્ત્રીની સાથે વારંવાર એકાંત

લેતા યોગીને માટે તેણી શક્તિ બની. પોતાને થયેલો શંસય દુર કરવા ગમે તેવું પાપ વહોરી લઇને પણ એ બન્ને વચ્ચે થતી વાતચીત છુપાઇને સાંભળવાને તેણી તૈયાર થઇ. તે ધીમે પગલે પાછી વળી અને પર્ણકુટીની આડમાં ઉભી રહી, એ બન્ને વચ્ચે ચાલતી વાતચીત સાંભળવા લાગી.

" પ્રભુ, હવે કયાં સુધી મને આ રીતે વિરહાગ્નિમા સળગાવશો ? ક્યાં સુધી આ ભેદને છુપાવશો ? ' એ અપરિચિત સ્ત્રીએ આસપાસ દ્રષ્ટિ કરી કોઇ ન જણાતાં ઘણીજ કરૂણ ભાષામાં એ પ્રશ્ન કર્યો.

માલક્ષ્મી તેણીના એ શબ્દો સાંભળી વિશેષ શકિત બની. કામીનિ અને કાંચનના સંસર્ગથી દુર રહેવાનો ઉપદેશ દેનાર એ યોગીને તેણીએ પરોપકારને બહાને પાપાચાર કરનાર પાખંડીજ માની લીધો. એ સ્ત્રી કોણ છે એ જાણવાનો તેણીનો પ્રયત્ન વ્યર્થ ગયો. કારણ કે તેના મોઢાપર બુરખો હતો. તોપણ એ બન્ને દુશ્ચરિત્રવાન ચપતાનો સાધુના વેશમા પોતાનો કાંઇ સ્વાર્થ સાધ્ય કરવાના હેતુથી અત્રે આવેલા છે એમ તેણીએ માની લીધું. યોગીના પર તેણીને ઘણોજ તિરસ્કાર ઉપજ્યો, પરંતુ પુરી વાતો સાંભળ્યા પહેલા કાંઇપણ સાહસ કરવું એ તેણીને યોગ્ય લાગ્યું નહિ. શાતચિતે એ બન્નેની વાતો તે સાંભળવા લાગી

"દેવી, જ્યાં સુધી સફળતાના સીમાડા પર ન પહોંચીએ ત્યાં સુધી તો એ ભેદ છુપોજ રાખવો પડશે ? " કેટલીકવારે યોગીએ અપરિચિત સ્ત્રીના પ્રશ્નનો પ્રત્યુતર આપતાં કહ્યું.

" ત્યાં સુધી મદનનો માર મારાથી કેમ સહન થશે ?"

" દેવી, આ તારૂં કેવું અજ્ઞાન છે, કેવી મુર્ખતા છે, જ્યાં સુધી મારો મેળાપ નહિ થયો હતો ત્યાં સુધી તો તું તારા ધર્મનુ યથાર્થ પાલન કરતી હતી અને આજે આટલી બધી વ્યાકુળ કેમ બની જાય છે ? "

" શું કરૂ આપના મિલનથી મારૂં મન ચચળ બની ગયું છે, આપના સ્મર ધનુષ્યમાથી છુટેલા તીરે હૃદયને ઘાયલ કીધું છે? "

" જે મદનના શરથી તું ઘાયલ થઇ છે, તે મદનને વશ કરવાની મનુષ્યની શું તાકાત છે ? પરંતુ જેની ભક્તિથી યોગીએ આરામ મેળવે છે, તેવા ત્રિતાપને હરવા વાળા શીવની માળા તુ તારા કંઠમા ધારણ કરી લે, જેના લોચનમાંથી નીકળતા અગ્નિથી કામદેવ પણ વ્યાકુળ અને ભયભિત બની નાશી જાય છે, એવા મદન રીપુ મહાદેવની મુર્તી તારા હૃદયમાં ધારણ કરી લે "

'પ્રભુ, મારૂં ચિત ઠેકાણે નથી. હું કોની સાથે વાત કરૂ છું, ઘટીત કે અઘટિત વાત કરૂં છુ, તેનુ મને બિલકુલ ભાન નથી સંસાર એ શું છે ? એ હુ બિલકુલ સમજી શકતી નથી. મનમાં અનેક પ્રકારના તર્ક વીતર્ક થયા કરે છે, મનને મનાવવા હું ઘણુંએ કરૂં છું— મદન રીપુ મહાદેવની નિરંતર ઉપાસના કરૂં છું, પરતુ સર્વ સ્થળે મને આપનીજ મુર્તી દ્રશ્યમાન થાય છે."

"થાયજ. કારણ કે હુ જોઉં છું તેમ તું મારા મેળાપ પછી ધ્યાન ધારણા સંયમ સર્વ ભુલી ગઇ છે, માત્ર મારામાંજ તારી ચિત વૃતિ ચોંટી ગઇ છે, સમસ્ત વિશ્વને તું મારા રૂપજ જોઇ રહી છે, એટલે તને સર્વ સ્થળે મારી મુર્તી જણાય એમા કાંઇ આશ્ચર્ય નથી? વળી સ્ત્રીનો એ સ્વભાવિક ધર્મ હોવાથી, એ માટે હું તને દોષ પણ આપતો નથી. તદપિ દેવી, તારા જેવી એક વિદુષી સ્ત્રી આટલી બધી

માયામાં લુબ્ધ બની જાય, પોતાનું ભાન ભુલી જાય, એ ઘણાજ ખેદની વાત છે. માલક્ષ્મી પણ તારા જેવીજ વિયોગીની છે છતા કેટલો સયમ પાળે છે.—"

' એ દેવી છે, હું માનવી છું"

" છતાં પણ તું મનુષ્યત્વને બરાબર સમજી શકે છે તુ જાણે છે કે, ચોરાસી લક્ષ યોની ભટકયા પછી પુર્વના પુણ્યથી આવો ઉત્તમ મનુષ્યાવતાર મળે છે, તેજ અવતારમા મનુષ્યે પોતાનું સાર્થક કરી લેવાનું છે. સુખમય દેખાવા છતાં સંસારની કોઇપણ સ્થીતિ સુખપ્રદ નથી, હજારો યોગીઓ–ઋષિઓ જેની સ્તુતિ કરી રહ્યા છે, લક્ષ્મી સહિત અષ્ટમાસિદ્ધિ જેનુ દાસત્વ સ્વીકારી રહી છે, જે ચિંતામણી છે, કલ્પતરૂ છે, કામધેનું છે, અમૃત છે, સહસ્ત્ર મુખી શેષ વેદ શાસ્ત્ર કે પુરાણ જેનું વર્ણન કરવા અશકત છે, એવા પરમ પુરૂષની પ્રાપ્તિ માટેજ આ મનુષ્યદેહ છે. એ માયામયની અગમ્ય માયાના આવરણમા આખું જગત ફસાઇ રહેલું છે. દેહ સુખની વાસના, ઇંદ્રિયોના ક્ષણિક સુખમાં પ્રેમ, અને આનંદ એ સર્વ તેની માયાનોજ પ્રભાવ છે. આ માયાના અધિપતિને શોધવા દુર જવું પડે તેમ નથી, તે હમેશાં સર્વના હૃદયમાજ છે. શીવ જીવમાં કાંઇ ભેદ નથી. એકે શાવધ રહી પોતાનું સર્વ સાક્ષીપણું જાળવી રાખ્યું, જ્યારે બીજો વિષયફળના સેવનથી ભ્રમિત થઇ ગયો. પોતાનુ પોતાપણું ભુલી ગયેલો જીવ દેહનેજ, ઇદ્રિયોને શાંત કરનાર, સુખ સૌંદર્ય વિલાસનું મંદિર સમજી બેઠો. હું કોણ? આ બાબતનો ખુલાસો મેળવવા, પુર્વ સ્થીતિનું ભાન થવા જેટલી શકિત જ્યારે તારામાં આવશે ત્યારે આ ખુલાસો આપો આપજ થશે."

" પ્રભુ, તમારો આ ઉપદેશ ગમે તેટલો ઉપયોગી છતાં મારા માટે નકામો છે. સ્ત્રીઓ અલ્પજ્ઞ હોવાથી તેમને અનંત અપાર ઇશ્

રનું જ્ઞાન હોતું નથી, એથી પતિ એજ તેમને મન સર્વસ્વ છે ? પતિ એજ ઇશ્વર છે ? ક્ષુદ્ર બુધ્ધિની રમણી અનંત ઇશ્વરને શોધી શકતી નથી, તેથીજ તે પતિ સેવા દ્વારા પાર્થીવ ઇશ્વરને શોધી લે છે ; તેમા પુર્ણ પણે આત્મ સમર્પણ કરે છે ?..........."

" પરંતુ દેવી, જાણો છો કે. સંસારની દ્રષ્ટિમાં તમે વિધવા છો. એટલે તમારો ધર્મ એક યોગીને અનુસરતો હોવો જોઇએ . " આખરે એ અપરિચિત રમણીથી હારી જઇ યોગીએ કહ્યું.

" એ સર્વ હું જાણુંછું. પરંતુ હવે હું વિધવા નથી, જગનિયંતાએ મને મારૂં સૌભાગ્ય પાછું આપ્યું છે. "

" એ વાત ખરી છે, તોપણ એ ભેદ મારા અને તારા સિવાય બીજું કોઇ જાણતું નથી. માલક્ષ્મી જેવી એક પવિત્ર સ્વરૂપા દેવી પણ તારા અત્રેના આગમનથી અને મારી સાથેના એકાંત સહવાસથી શંકિત બની ગઇ છે, તો સંસારના અન્ય માયાવશ મનુષ્યોનું તો પુછવુંજ શું ?"

" મહાત્મા અમૃતલાલ અને મારા પિતા, અરે ! મહારાજા પોતે પણ આપણો ભેદ જાણે છે એટલે સંસારના અન્ય મનુષ્યોની મને કશી દરકાર નથી ? "

અપરિચિત સ્ત્રીના એ જવાબથી યોગી ચુપથઇ ગયો. છુપાઇને એ બન્નેની વાતો સાભળતી માલક્ષ્મી આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. તેણીને પુર્વની એક વાતનું સ્મરણ થઇ આવ્યું એટલુંજ નહિ પરંતુ એ યોગી અને અપરિચિત સ્ત્રીની તેણીને સહજ ઓળખાણ પણ થઇ. તે મનમાંજ બબડી, "આ હું શું સાંભળું છું ? કોને માટે શંકા કરૂં છું ? અફસોસ ? હું એક દાંપત્ય ધર્મને જાણનાર દંપતિઓના પર ખોટો દોષારોપણ કરૂં છું ? સાત્વિક વૃતિની સાધુ વ્યક્તિઓને શય-

તાનનો ઇલકાબ આપુ છું ? હાય ? હત ભાગિની ! આવા શુધ્ધ-પવિત્ર આત્માઓની નિંદા કરવાથી તું નર્કની અધિકારિણી થઇશ ? જો તારૂં અનુમાન ખરૂં હોય, તો આ પુણ્યાત્માઓએ કેવળ તારાજ સુખને ખાતર પોતાના વેશને છુપાવી અનેક સંકટો સહન કર્યાં છે, અનેકનાં અપમાનો સહ્યાં છે, અને સહે છે. એટલું છતા ઓ ! અભાગિની ? તું એ પવિત્ર આત્માઓને માટે કેવા અનુમાનો કરે છે? જા, જા, એકદમ એ આદર્શ દંપતિના ચરણોમાં પડી અત્યાર સુધી થએલા અપરાધની ક્ષમા માગી લે ? " આવા અનેક વિચાર તરંગોમાં અથડાતી મા લક્ષ્મી જે સ્થળે ઉભી હતી ત્યાંથી જરા આગળ વધી, પરંતુ વળી કાંઇ વિચાર આવતાં તે પાછી ફરી અને "સબુર હજુ થોડી વિશેષ ખાત્રી કરી લેવા દે, એ બન્નેને સંપુર્ણ રૂપમાં આળખી લેવા દે. " એમ બબડતી પોતાના મુળ સ્થાનપર આવીને ઉભી રહી.

કેટલીકવારે યોગી બુરખા વાળી સ્ત્રીને ઉદેશીને બોલ્યો, 'દેવી જો કે તમારૂં કહેવું વ્યાજબી છે, તમારા પિતા અને મહારાજા સુધ્ધાં આપણો ભેદ જાણેછે, તોપણ જ્યાં સુધી એ રહસ્ય મા લક્ષ્મીના જાણવામા ન આવે ત્યાં સુધી કોઇ પણ જાતનું પગલું ભરવું એ સાહસ છે. એવંદનિય દેવી આપણને દુરાચારી સમજી આ સ્થાનનો ત્યાગ કરી જાય તો અત્યાર સુધી ઉઠાવેલા પરિશ્રમ પર પાણી ફરી જાય."

"તો પછી શા માટે એ દેવીથી છુપાવો છો ? શા માટે મને એ દયામયીથી દુર રાખો છો ? પ્રભુ હવે મારી ધીરજ રહેતી નથી ? હવે તો મને એ પવિત્ર દેવીની ચરણ ધુળ લેવા દો ? એ માયામયી માતાના શરીર સ્પર્શથી આ સંતપ્ત હૃદયને શાંત કરવા દો ? એ દેવીના મારા પર મહદ ઉપકારો છે, મારી માતાના મૃત્યુ પછી એ દેવીએ મારૂં માતૃવત્ પાલન કરેલું છે. આપણુ ઉભયના પરિચયથી એ દેવીને ઘણોજ આનંદ થશે."

"અવશ્ય એમાં કાંઇ પણ શ સય નથી. તમારા પર એ દેવી ની મહદ કૃપા છે, એ મમતામયી માલક્ષ્મીના પુણ્ય પ્રભાવેજ તમારૂં શ્રેય થયું છે, દેવી જો ખરૂં પુછો તો તમારા પિતાની લક્ષ્મી પણ એ દેવીના આગમન પછીજ સ્થિર રહી શકી છે—બચી ગઇ છે. નહિ તો તમારો સ્ત્રીઘાતી કુળાગાર ભાઇ અને કરપીરણ કૃત્ય કરનારી પતિઘાતિની કુલટા બહેન............

" બસ, પ્રભુ એ વાતને તાજી કરી મારા હૃદયને આઘાત ન કરો. એ નરાધમ અને રાક્ષસીનાં નામ મારી પાસે ન લો. પ્રભુ શું કહું, જ્યારે એ બન્નેના નીચ કર્મોનો ખ્યાલ કરૂં છું ત્યારે મને પંડિત પ્રભાશંકર કાલીદાસની ભવિષ્યવાણી અને મારાં સુશીલ ભાભીના શબ્દો યાદ આવે છે. પિતૃગ્રહે પ્રયાણ કરતી વખતે તેના મુખમાંથી જે શબ્દો નીકળ્યા હતા, જે અનુમાન એ દેવીએ કર્યું હતું, તેજ મુજબ સર્વ બન્યુ. મારાપિતાના ઘરની એ લક્ષ્મીના જવાની સાથે અમારો સર્વ સુખ વૈભવ પણ ચાલ્યો ગયો. જો યથા સમય અમોને તમારી સહાય મળી ન હોત તો કોણ જાણે અમારી શું એ દશા થાત". બોલતાં બોલતાં તેણીનો કંઠ રૂંધાઇ ગયો.

અપરિચિત સ્ત્રીના મુખમાથી નીકળેલા ઉદ્દગારો સાંભળ્યા પછી એ બન્ને કોણ છે, તેઓનો શું સબંધ છે, એ વગેરે બાબતમાં વિશેષ ખાત્રી કરવા જેવું મા લક્ષ્મીને માટે હવે કાંઇ રહ્યુંજ નહિ, તેણીની આંખોમાંથી ચોધાર આંસુઓ સરવા માંડયાં તે એકદમ દોડતી જઇ, અપરિચિત સ્ત્રીના ઘુમટાને દુર કરી તેને વળગી પડી હૃદયફાટ રડવા લાગી. અપરિચિતા પણ પોતાના અશ્રુપ્રવાહને રોકી ન શકી. યોગીના ચક્ષુ પણ હર્ષાશ્રુથી ભરાઇ આવ્યાં. ત્રીપુટીએ રૂદન દ્વારા પોતાનો હૃદય બોજ ઓછો કર્યો.

કેટલીકવારે સર્વ શાંત થયાં અને મા લક્ષ્મી યોગીને ઉદ્દેશીને બોલી, "દેવ, મારા જેવી એક અજ્ઞાન બાળાને અંધારામા રાખી આ દેવીની સેવાથી તમો વંચિત કરી છે, શા માટે.........

"દેવી, ક્ષમા કરો, અત્યાર સુધી તમારાથી આ સઘળું છુપું રાખવામાં અને આ દેવીને તમારાથી અલગ કરવામા મારો હેતુ શું હતો એ જો દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરશો તો તમોને આપોઆપ સમજાઇ જશે. દુશ્મનોના દળમાંથી, દુ:ખના દાવાનળમાંથી બચવા માટેજ મારે આ રસ્તો લેવા પડયો હતો. હજુ પણ કોણ જાણે કયા સુધી આવા છુપા વેશમાં રહેવું પડશે એ કાંઇ કહી શકાતુ નથી." યોગીએ પોતાનાં આંસુ લુછતા મા લક્ષ્મીને બોલતી અટકાવતા વચ્ચેજ કહ્યું.

"સમજાય છે, પ્રભુ તમારા મારાપર અનેક ઉપકારો છે, મારે ખાતર તમારે ઘણું સહન કરવું પડયુ છે, પરંતુ જયારે આજે એ ભેદ ખુલી ગયો છે ત્યારે હવે કૃપા કરી આ દેવીના પિતાનાં દર્શન કરાવી કૃતાર્થ કરો, આપે અત્યાર સુધી મારા પર કરેલા ઉપકારમાં એટલો ઉમેરો કરો."

યોગી માલક્ષ્મીને કાંઇ પણ જવાબ આપે, તે પહેલાં " માલક્ષ્મીનો જય. દેવી અન્નપુર્ણાનો જય, યોગી મહારાજનો જય " એવો ધ્વનિ સંભળાયો અને અભ્યાગતોનું એક ટોળુ એ પુણ્યાત્માઓની તરફ આવતું જણાયું. યોગીએ લક્ષ્મીની સામે જોયું, માલક્ષ્મીએ કૃતજ્ઞતા પુર્વક પોતાનું મુખ નીચે નમાવ્યું. અભ્યાગતોનો સત્કાર કરવાની સામગ્રી તૈયાર કરવાની યોગીએ કરેલી આજ્ઞા તેણીને યાદ આવી તેણી શરમાઇ ગઇ.

માલક્ષ્મીના મનોભાવને જાણી ગયેલો યોગી તેણીને આશ્વાસન આપતો બોલ્યો, "ગભરાઓ નહિ દેવી, માયાનુ આવરણ એવુંજ

હોય છે, માયા વશ મનુષ્યો પોતાના કર્તવ્યાકર્તવ્યનું ભાન ભુલી જાય છે, તમારી શુધ્ધ ભાવના છે, એટલે આ અભ્યાગતો આપણે ત્યાંથી ભુખ્યા તો નહિજ જશે ? તોપણ આવશ્યક કર્તવ્યો પર પ્રથમ ધ્યાન નહિ આપવાનું પરિણામ કોઇ વખતે ભયંકર આવે છે, એ સિધ્ધાંતને ભવિષ્યમા ભુલી નજતા ? આજે એ અભ્યાગતો માટે પરમાત્માએ પોષણ મોકલી આપ્યું છે એટલે નિરાશ થવાનું કાંઇ કારણ નથી. આવો, મારી સાથે આવો. પ્રથમ એ અભ્યાગતોનો સત્કાર કરી, તેમને સંતોષી, પછી હું તમોને આ દેવીના વડીલ પાસે લઇ જઇશ." એમ કહી યોગી ઉઠયો, અભ્યાગતો પણ ત્યાં આવી પહોંચ્યા તેઓને સાથે લઇ માલક્ષ્મી અને પેલી સ્ત્રી આગળ ચાલ્યાં અને થોડીજ વારમા ત્યાંથી અદ્રશ્ય થઇ ગયાં.

---

# પ્રકરણ ૪૯ મું.

## –વ્યભિચારનું પરિણામ.–

હીરાલાલને પોલીસો ચોકી પર લઇ ગયા ત્યારબાદ રામલાલ કાળીદાસને ઉદ્દેશીને બોલ્યો "કાળીદાસ, આજે તમે કેવળ અમૃતલાલનીજ નહિ પરંતુ મારા સર્વસ્વની રક્ષા કરી છે. કાળીદાસ તમોને કયા શબ્દોમાં ધન્યવાદ આપું ?"

" આપ મને વધારે ન શરમાવો, ઉપકાર માનો એ પરમાત્માનો કે જેણે અમૃતલાલનું રક્ષણ કર્યું છે હું તો માત્ર નિમીતજ બન્યો છું "

" ગમે તેમ, પરંતુ કાળીદાસ, આજનો તમારો ઉપકાર મારા જીવનની રક્ષાનું કારણ બન્યો છે. તમારા પિતાના અચાનક મૃત્યુનો અસહનિય શોક હૃદય વેધન કરી રહ્યો છે એટલામા આ બનાવ બન્યો. જો તમે બરાબર સમય પર ન આવ્યા હોત તો કોણ જાણે કેવો અનર્થ થઇ જાત પરંતુ કાળીદાસ, હીરાલાલ અમૃતલાલનો પરમ સ્નેહી છતા આટલો બધો ફેરફાર થવાનું કારણ શું એ કાંઇ સમજાતું નથી. જો તમે કાંઇ જાણતા હો તો કૃપા કરી જણાવો."

રામલાલના આ પ્રશ્નથી કાળીદાસ મુંઝાયો, શુ જવાબ આપવો તેના વિચારમાં ઘડીભર ચુપ રહ્યો. હવે શુ કરૂં ! શું જવાબ આપું! શું નિર્લજ કમળાની સત્ય હકીકત જણાવી તેણીને સદાને માટે કલંકિત કરૂં ? નહિ, કોઇપણ પ્રકારે કમળાની લાજ બચાવવી જોઇએ. આવા અનેક વિચાર તરંગોમાં અથડાતો કાળીદાસ કાંઇ પણ જવાબ આપવાને બદલે નીચું જોઇ રહ્યો.

" કેમ કાળીદાસ, શું વિચાર કરો છો ? " કાળીદાસને ચુપ ઉભેલો જોઇ રામલાલે કહ્યુ.

" શું કહુ, એકતો પિતાના મૃત્યુનુ દુઃખ બીજું દુ ખમય ઘટના આ બન્ને કારણોથી હું તો પાગલ બની ગયો છું, મારી બુધ્ધિ બહેર મારી ગઇ છે. "

"તોપણ એ દુષ્ટ હીરાલાલ મારા અમૃતલાલનો ઘોર દુશ્મન બની ગયો એ જો તમારા જાણવામાં આવ્યું હોય તો કૃપા કરી મને સવિસ્તર સમજાવો."

" હું આજે મારા કર્મનું ફળ મેળવી, મારા પાપનું પરિણામ કમળાને જણાવવા તમારે ત્યાં આવતો હતો એટલામાં બાજુના ઓરડામાં હીરાલાલને હાથમાં કટાર લઇ ઉભેલો મેં જોયો. તેના હૃદયોદ્-

ગારથી મેં જાણી લીધુ કેતે કંઇક બુરી નેમથી અહી આવેલોછે. આ દ્રશ્ય જોઇ સીઘ્રતાથી હુ બહાર નીકળ્યો અને બેચાર શહેર રક્ષકો સાથે મેં પુનઃ એ ઓરડામા પ્રવેશ કર્યો. આ વખતે હીરાલાલ કમળાને પોતાના કપટ પ્રેમમા ફસાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો પરંતુ કમળા જ્યારે તેના દાવમાં ન આવી ત્યારે તેણીને ભય બતાવી અમૃતલાલની હત્યા કરવાને તૈયાર થયો કમળા કંપિત સ્વરે ઝીણી ચીચીયારી પાડી બાજુના ઓરડામાં ચાલી ગઇ અને હું હીરાલાલ પોતાનું કામ પુરૂં કરે તે પહેલાં તમોને તેમજ પોલીસોને લઇઆવી પહોંચ્યો અને પછીનો બનાવ તો તમારા ધ્યાનમાંજ છે. "

"સમજ્યો. હવે એ દુષ્ટ હીરાલાલને તેના કૃત્યનો પુરેપુરો બદલો આપીશ. હા પણ પ્રથમ કમળા કયાં છે તેની તપાસ કરવી જોઇએ "

"હું ધારૂં છું કે ભયથી એ બિચારી કોઇ પાડોશના ઘરમાં ભરાઇ ગઇ હશે. આજ્ઞા હોયતો હું જાઉં અને કમળાને શોધી તેની પાસેથી ખરી હકીકત શું છે તે જાણી લઉં."

"ભલે તમે કમળા દ્વારા એ ભેદ જાણવાનો પ્રયત્ન કરો એટલામાં હુ ન્યાયાલયમાં જઇ મહારાજાને આ હકીકતથી વાકેફ કરૂં છું."

બન્ને છુટા પડયા. રામલાલ કપડાં પહેરી મહારાજ પાસે અને કાળીદાસ કમળાની શોધમાં બહાર નીકળ્યો જતા જતાં કાળીદાસ બબડ્યો, હું છું આ સર્વ પાપોનુ કારણ હું છું. મારાજ વ્યભિચારની પ્રચંડ અગ્નિ વિકરાલ રૂપ ધારણ કરી મારૂં અને મારા સબંધીઓનું ભક્ષણ કરી રહી છે. હાય જો હું મારા ઘરમાં એ વિષયની ચર્ચા ન ચલાવત, દિનરાત કલેહ ન કરત; તો કમળાને એક વ્યભિચારિણી થએલી ન જોત ! કમળા. કમળા, હું નહિ જાણતો હતો કે તું પણ

મારી માફક વ્યભિચારિણી બની જશે ! મારી માફક તું પણ કુળને કલંક લગાડશે ! હા હવે કેવીરીતે તને નિર્દોષ જાહેર કરૂં ! શું એ નિર્દોષ હીરાલાલ કે જેને તેં દુષ્ટ મોહનલાલને ખાતર કપટ પ્રેમમા ફસાવ્યો તેને પ્રાણ દંડ અપાવુ ! નહિ, ખરેખર દોષિત નો તુંજ છે. પણ શું કરૂ તું મારી બ્હેન થઇ એટલે મારે તારો પક્ષ કરવો પડશે, એ પાપી મોહનલાલના પંજામાંથી તને છોડાવવી પડશે, આવા અનેક વિચારો કરતો કાળીદાસ આગળ ચાલ્યો જતો હતો એટલામાં એક જગ્યામાથી નીચે પ્રમાણેના શબ્દો તેના શ્રવણ પુટપર અથડાયા "કમળા, શું તું મેં કહેલું કાર્ય કરી આવી ?" કાળીદાસ સમજ્યો કે મોહનલાલ અને કમળા આજ મકાનમાં છે તેથી તેણે ધીમે પગલે ઘોર અંધારી રાત્રિના અંધકારમા પણ એ મકાનમા પ્રવેશ કર્યો અને બાજુમાં છુપાઇ એ બન્ને વચ્ચે ચાલતી વાતચીત સાભળવા લાગ્યો.

"કેમ કમળા, મેં કહેલું કામ તું કરી આવી."

"હા મોહનલાલ, એ હકીકત તમે જ્યારે સાભળશો ત્યારે મારી ચતુરાઇની પ્રશંસા કરશો."

"હેં શું, તેં તારા નિર્દોષ પતિનો ઘાત કર્યો !"

"હા, મે આપણા પ્રેમ માર્ગની વચ્ચે આવતા કંટકને દુર કર્યો."

"કમળા, કમળા, આ તેં શું કર્યું ! પતિ હત્યા કરતાં તને જરા પણ શરમ ન આવી ? અરે ઓ નિષ્ઠુર નારી તેં તારા જીવન સગીનો તારા હાથેજ વધ કર્યો ? અફસોસ !"

"મોહનલાલ આ તમે શું બોલો છો ? શું તેમ કરવાની તમેજ મને આજ્ઞા નહોતી કરી ?"

" એટલે શું મેં તને તારા નિર્દોષ પતિનો વધ કરવાનું કહ્યું હતુ ? કમળા તું તો મનેજ દોષિત ઠરાવવાની કોશીષ કરતી જણાય છે. શું તારી એવીજ ઇચ્છા છે કે તારા આ હત્યાકાંડની ખબર મહારાજા સુધી પહોચે તે પહેલાં હું પણ તારી સાથે ગુન્હેગાર તરીકે ઠેરાઉં ? કમળા તારી એ ચાલાકી મારી પાસે કાંઇ કામ નહિ કરી શકે. "

" મોહન, મોહન, આ તમારો કેવો વ્યવહાર ! "

" કમળા, તું ખરેખર દિવાની થઇ ગઇ છે."

" હા દિવાની થઇ છું મોહનલાલ, તમારા પ્રેમમાં અંધ બનેલી છું ઉન્માદિની છું. બહુ થયું પરિક્ષાની પણ હદ હોય છે–"

" બસ કર કમળા એકદમ અહીંથી ચાલી જા. તારા જેવી ભયંકર સ્ત્રીનો સંગ કરવા હું ઇચ્છતોજ નથી." મોહનલાલે પોતાનો સ્વાર્થ સાધ્ય થયેલો જાણી, કમળાને મદદ કરવાના અપરાધમાંથી મુકત થવાનો છેલામાં છેલો માર્ગ લઇ લીધો.

" ત્યારે શું મને સદાને માટે આવી ગંભિર સ્થિતિમાં રાખવા ઇચ્છો છો ? બોલો, બોલો, મોહનલાલ કયા મુખે કહ્યું હતું કે હું તારો સાથ નહિ છોડું અરે ઓ નિષ્ઠુર હૃદયના નરપિશાચ ! મારા હાથે પતિનો ઘાત કરાવી મને સદાની સંગી બનાવવાનું વચન તમેજ મને નહિ આપ્યું હતું કે ? " આવેશમાં આવેલી કમળા મોહનલાલને ભય બતાવતાં બોલી.

" નહિ એવું કરપીણુ કામ કરવાનુ મેં તને કહ્યુંજ નથી. " મોહનલાલે ઠંડે કલેજે જવાબ આપ્યો.

" ઓહ ! આ હું શું સાંભળું છું ! મોહનલાલ આ મશ્કરીનો સમય નથી. મને જલદી છુપાવો, જો દુષ્ટ હીરાલાલ અહીં આવી પહોંચશે તો મારી સર્વ આશાઓ ધુળમાં મળી જશે."

"હીરાલાલ, કયો હીરાલાલ શું પેલા તારા પતિના મિત્ર ડોકટર હીરાલાલને માટેજ તું કહે છે,"

" હા એજ તેણે મારા અને તમારા વચ્ચેના ગુપ્ત પ્રેમની વાત જાણી છે પરંતુ એટલું ઠીક થયુ કે તે મારા પર આશકત થયો અને મેં તેને મારા કપટ પ્રેમમાં ફસાવ્યો. અરે કહેવાદોને કે તેનાજ હાથે મારા પતિનો ઘાટ ઘડાવ્યો. તે હમણાંજ મારી તપાસ કરતો અહિં આવી પહોચશે માટે મને છુપાવો, એ હીરાલાલથી બચાવો."

"કમળા, કમળા, આ તો તે ઘણુંજ ભયંકર કાર્ય કર્યું દુર થા દુષ્ટા, મારી સામેથી દુરથા. હવે હું તને કોઇપણ રીતે સ્થાન આપી શકું તેમ નથી,"

" મોહનલાલ, આનું પરિણામ બુરૂં આવશે"

" ચિંતા નહિ પરંતુ તું અહીંથી એકદમ ચાલી જા, નહિતો હમણાજ મહારાજા પાસે જઇ તારા આ દુષ્કૃત્યને જાહેર કરી દઇશ."

" ઓહ, એમ છે !"

" હા, હા, દુષ્ટા એમ છે."

" તો જો, ઓ વિશ્વાસઘાતી મોહનલાલ હું તારા આ કર્મનું ફળ હમણાજ તને બતાવું છું. મહારાજ પાસે જઇ મારાથી થયેલી હત્યાનો સત્ય હેવાલ જણાવી મારી સાથે તને પણ ન્યાયાલયમાં દોરાવું છું,"

"પરંતુ તે પહેલા હું તને પરલોક પહોચાડું છું." એમ કહેતાજ મોહનલાલ કમળાના પર તુટી પડયો અને જેવી તેની ગરદન દબાવી માંરવાની કોશીશ કરે તે પહેલાં કાળીદાસે તેનો હાથ પકડી લીધો.

"કોણ કાળીદાસ !" કમળાને છોડી દઇ દુર ઉભો રહી મોહનલાલે આશ્ચર્યતાથી પુછ્યું.

"હા ઓ પાપી, દુરાચારી, પિશાચ, શું તું નથી જાણતો કે નિરાધારનો સહાયક સદા નિર્દોષીઓની સાથેજ ફરે છે. ચાંડાળ, તારૂં આ કુકર્મ મારા જાણવામાં આવી ગયું છે. દુષ્ટ, ખાનદાન કુટુંબની સ્ત્રીઓને વ્યભિચારના માર્ગ પર ચડાવી, તેની પાસેથી ધન કઢાવી, ભોળી ભલી કન્યાઓને કપટ પ્રેમમાં ફસાવી, તેનાજ હાથે આવાં ભયંકર કૃત્યો કરાવે છે. ધિક્કાર છે ! ફિટકાર છે ! પાપી હવે તારા પાપનો ઘડો પુરો ભરાઇ ગયો છે, હવે તું આ દુનિયાનો માત્ર થોડા દિવસનોજ મિજમાન છે. નિર્લજ, વિશ્વાસઘાતી, મારી દોસ્તી કરવામાં મને પૈસાની લાલચ આપવામા તારો શું ઉદ્દેશ હતો એ હું આજે બરાબર સમજી ગયો છું, તારાં આવાં નિંદ્ય કર્મોથીજ શાંતિપુરની પ્રજાએ તારો ત્યાગ કરવાનો, તને જમીનદારીથી પદચ્યુત કરવાનો સંકલ્પ કર્યો છે."

" બસ કર કાળીદાસ તારી જબાન બંધ કર. બીજાને કહેવા પહેલાં તું તારીજ સ્થીતિનો ખ્યાલ કર. તારી બહેનનેજ પુછ કે તે મારી પાસે શા માટે આવી હતી ? જો તેણીજ લાજ મુકી મારી પાસે આવે તો તેમા મારો શું દોષ ?"

" ઓ નારકી, ધોળે દિવસે આંખોમાં ધુળ નાંખે છે. તું એમ ના સમજતો કે હું તારી દુષ્ટતાથી અજાણ છું. પાપીઆ, હમણાંજ ન્યાયાલયમાં જઇ તને તારા આ પાપનું ફળ ચખાડું છું. બચવાનો તું ગમે તેટલો પ્રયત્ન કરે પરંતુ આ હત્યાકાંડના અપરાધમાંથી તું કોઇપણ રીતે છુટી શકે તેમ નથી. "

" જા, જા, તારી એ ધમકીથી મોહનલાલ ડરી જાય તેમ નથી. જા તારાથી થાય તે કરીલે. " એમ કહેતાંજ મોહનલાલ કમળા તરફ એક તિરસ્કાર ભરી દ્રષ્ટિ ફેંકતો ત્યાંથી પસાર થઇ ગયો. તેને

પકડવાનો કાળીદાસને એક વખત વિચાર આવ્યો પરંતુ બીજીજ પળે તે બદલાઇ ગયો. તે કમળા તરફ ફર્યો અને બોલ્યો " કમળા, હત્યારી કમળા, તેં આ શું કર્યું ! હું નહિ જાણતો હતો કે તું વ્યભિચારિણી છે. અરે ઓ પાપિણી, તારો સંસારદીપ બુઝાવવાનું તને કોણે શીખવ્યું ! "

" ક્ષમા કર ભાઇ. મને ક્ષમા કર. હું અવશ્ય પાપિણી છું પિશાચિની છું, હત્યારી છું, કલંકિની છું, પરંતુ અત્યારે તારા શરણમાં છું. બચાવ ભાઇ, મને આ આફતમાંથી બચાવ "

" કુળ કલંકિની, તું ક્ષમાને યોગ્યજ નથી. આજે તું એવો અનર્થ કરવા ચાહતી હતી કે જેનાથી નરકાગ્નિ પણ શીતળ બની જાય. જો તે વખતે હું ત્યાં જઇ પહોંચ્યો નહોત તો તારો પતિ અરે શાંતિપુરનો એક મહાત્મા, પ્રજાનો વિશ્રામ, આજે પરલોક પહોંચી ગયો હોત."

" શું ખરૂં કહો છો ભાઇ, એની રક્ષા થઇ ? એ બચી ગયા ? ઓ પ્રભુ તારો કેટલો ઉપકાર. ભાઇ, તમેજ મારા સૌભાગ્યનું રક્ષણ કર્યું છે, હવે મારી લજ્જા જીવન સર્વ તમારે હાથ છે. હું આ દુષ્ટ, વિશ્વાસઘાતીના કપટ પ્રેમમાં ફસી ભયંકર હત્યાકાંડ કરવાને તૈયાર થઇ હતી પરંતુ પરમાત્માએ મારી લાજ તમારા દ્વારા બચાવી લીધી. "

ઓ હત્યારી, આવું નિંદ્ય કામ કરતાં તને જરાપણ શરમ ન આવી ? અભાગણી, તને આ માર્ગ પર કોણે ચડાવી ?"

" તેંજ, તેંજ, ઓ વ્યભિચારી ભાઇ તેંજ મને એ માર્ગ પર ચડાવી, વ્યભિચારમાં તેં તારૂં સર્વસ્વ લુંટાવ્યું એ મેં મારી નજરે નિહાળ્યું. અરે ! એક વખત પતિવ્રતા પત્નિની હત્યા કરવા

તૈયાર થનાર ભાઇ તેંજ બહેનને પતિ હત્યા કરવાનું શીખાવ્યું. જો તું પ્રથમથીજ સીધા માર્ગ પર ચાલ્યો હોત તો........"

"બસ કર કમળા, હવે વધારે બોલી આ સંતપ્ત હૃદયને વધારે ન તપાવ. તારૂં કહેવું અક્ષરશઃ સત્ય છે. સર્વ ગુન્હો મારોજ છે. વ્યભિચારમા પડી મેં મારૂં સર્વ નાશ કર્યું છે. કુળને કલંક લગાડ્યું છે." બોલતા બોલતા કાળીદાસનો કંઠ રૂંધાઇ ગયો તેની આંખ માંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો.

"ભાઇ, રડો નહિ. બનવાનું બની ગયું હવે તો જે કરવાનું છે તેજ કરો, મારાપર આવેલી આફતમાંથી મને બચાવો, મારૂ રક્ષણ કરો."

"બચાવીશ, કમળા હું અવશ્ય તારૂં રક્ષણ કરીશ પરંતુ તે પહેલા તું મને તારી સત્ય હકીકત સમજાવીદે હવે એક શબ્દ પણ ન છુપાવતી. બની શકશે તો હું સઘળો દોષ એ ચંડાળ હીરાલાલ અને મોહનલાલ પર ઢોળી પાડી તને બચાવીશ."

"ભાઇ, હવે હું આપને સર્વ હકીકત સત્યજ કહીશ પરંતુ અહી રસ્તામાં એ વાતોને સ્પષ્ટ કરવામાં સાર નથી માટે ચાલો ઘેર જઇ હું તમોને સવીસ્તર સમજાવું."

"હા ચાલો, પરંતુ કમળા તેં એવું મહાપાપ કરેલું છે કે જેનુ કોઇ પ્રાયશ્ચિતજ નથી. કદાચ હું તને આ હત્યાકાંડમાથી નિર્દોષ ઠરાવી બચાવી લઇશ પરંતુ મન વચન અને કર્મદ્વારા કરેલાં પાપનો તારે એકવાર ઇશ્વરી દંડ અવશ્ય ભોગવવો પડશે"

"હા ખરૂં છે ભાઇ, હવે મને નર્કમાં પણ સ્થાન નહિ મળશે. મારે મારા પાપોનું અવશ્ય પ્રતિફળ ભોગવવું પડશે પરંતુ ભાઇ જો હું આમાંથી એક વખત બચી જાઉં તો ........"

" ગભરા નહિ, એ માટે હું મારાથી બનતો પ્રયત્ન કરીશ." કમળાને બોલતી અટકાવી તેણીને આશ્વાસન આપતો કાળીદાસ બોલ્યો અને કમળાને સાથે લઇ આગળ ચાલ્યો. થોડીજવારમાં તેઓ ત્યાંથી અદ્રશ્ય થઇ ગયા.

---

# પ્રકરણ ૫૦ મું.

## -પશ્ચાતાપ.-

કાળીદાસના મકાનમાંથી ભુતમહાલયમાં જવાના આનંદ જનક સમાચારથી ચંપાને જે આનંદ થયો હતો, તે આનંદ ભુતમહાલયમાં પ્રવેશ કર્યા પછી ભયના રૂપમાં બદલાઇ ગયો. કારણ કે એ મહાલય નતો કોઇ ફરનીચરોથી શણુગારવામાં આવ્યો હતો, કે નકોઇ મનુષ્યનો તેમાં નિવાસ હતો. શૃંગારિક સુંદર ચિત્રોને બદલે ભયંકર ભુત પ્રેતોનાં દ્રશ્યો દિવાલ પર સુદર પિછીથી ચિતરેલાં હતાં. પતિત મનુષ્યોને પોતાના પાપની કેવી ભયંકર સજા ભોગવવી પડે છે તેનો ખ્યાલ આપનારાં કેટલાક ભયભિત બનાવી મુકે તેવાં પીકચરો પણ તેવીજ કારીગીરથી તૈયાર કરવામાં આવ્યાં હતાં. આશ્ચર્ય જેવું તો એ હતું કે એ પિશાચિણી ચંપાના જીવનમા બનેલા બનાવોનું આદ્ય અંત ચિત્રોદ્વારા દીગદર્શન કરાવવામાં આવ્યું હતું. ગોવીંદરામ પુરાણીનો મંદિરમાં પ્રથમ પરિચય, મંદિરમા તેઓની પ્રણયલીલા, પતિનું ખુન કરી પલાયન કરતી વખતનો અભિનય, વૈશ્યા વૃતિથી શાંતિપુરમાં વિતાડેલું જીવન, આદિ અનેક દ્રશ્યો સાથે એ દરેકનું પરિણામ સુચવતાં નર્કાલયના ચિત્રોપણ તેની બાજુ બાજુમાંજ આળેખેલાં હતાં. ચંપા આ

સર્વ દશ્યોથી ભયભિત બની ગઇ. અત્યારે તેણી એકલીજ એ ભુત મહાલયમા હતી પહેરેગીરો કે દાસ દાસીઓ કોઇપણ ત્યાં જણાતું નહોતું. આવી સ્થિતિમા અહીં એકલી મોકલવામાં રાજા અરવિંદરાયનો શું ઉદ્દેશ હશે એ ચંપા સમજી શકી નહિ. તોપણ તેણીને એટલું તો ભાન અવશ્ય થયું કે અરવિંદરાય તેણીના જીવનના બનાવોથી સંપુર્ણ પરિચિત છે અને એથીજ આ સ્થાન આવા દશ્યો સહ તેણીના માટે તૈયાર કરાવેલું છે. રાણી બનાવવાનો લોભ બતાવવામા રાજા અરવિંદનો શુ હેતુ હતો એ તેણીને હવે સમજાયું. એટલુંજ નહિ પરંતુ સુંદરરાયના સબંધમાં પણ તેણીનું હૃદય શંકાશીલ બન્યું. એક પછી એક પોતાનાં પાપો તેણીને યાદ આવવા લાગ્યાં, તેનું પરિણામ સુચવતા દીવાલપર આળેખેલાં નર્કાલયના ચિત્રોએ તેણીને ભયભિત બનાવી દીધી જનશુન્ય સ્થાનમાં પશ્ચાતાપના પારાવાર સમુદ્રમા ડુબેલી ચંપા જાણે એ અસહ્ય યાતનાના માર્ગમાં ઘસડાતી જતી હોય, તેણીને બળાત્કારે કોઇ એ તરફ લઇ જાતું હોય, એવો તેણીને ભાસ થયો. તે ભયભિત દ્રષ્ટિએ એ ભયંકર ચિત્રો તરફ જોઇ રહી, ચિત્રોના દરેક અવયવો જાણે ચાલતાં હોય, અને તેઓ એકી સાથે ચંપાનાપર હુમલો કરવાને તૈયાર થયેલાં હોય એમ તેણીને લાગ્યું. તેનાથી એક ભયની ચીસ પડાઇ ગઇ પરંતુ એ ભુત મહાલયમા તેણીને ધીરજ આપે અથવા આશ્વાસન શબ્દોથી તેણીનો ભય દુર કરે એવું કોઇ નહોતું આથી ભયથી વ્યાકુળ બનેલી ચંપા પોતાના પાપોનો પશ્ચાતાપ કરતી અને બે હાથ જોડી પ્રભુ પ્રાર્થના કરતી રડતી રડતી બોલી "બચાવો, પ્રભુ મને ભયમાંથી બચાવો. હું પાપિણી છું પતિઘાતિની છું, મારાં પાપોની કોઇ સીમાજ નથી. બિચારી નિર્દોષ મનોરમાના પર ખોટો દોષારોપણ કરી મેં તેણીને પતિચરણોથી વંચિત કરી,

મારા સાધુ પતિને મારા પર સંપુર્ણ પ્રેમ છતાં ગોવીંદરામ જેવા પાખડી પુરાણીના પિશાચી પ્રેમમાં અંધ બની પતિનું ખુન કર્યું, અરે જેણે મને પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું, જેણે મારેજ ખાતર પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હતું, તે કાળીદાસને પણ મેં રસ્તાનો એક કંગાળ બનાવ્યો. બિચારી યમુનાએ લાલચવશ સુરસિંહના ઘરમાંથી ચોરી કરી, એ મિલકત પણ મે પાપિણીએ પોતાની ગણી રાજા અરવિંદરાયને સ્વાધિન કરી, એટલુંજ નહિ પરંતુ અરવિંદરાયની રાજ્ય સમૃધ્ધિ પણ મેં મારા સ્વાધીનમા લેવાના પાપી વિચારો કર્યા. પરતુ આખરે બીજાને ફસાવવા જતા હુંજ ફસાઇ પડી, મારા ખોદેલા ખાડામાં હુજ પડી, પ્રભુ મારાં એ મહાન પાપોની યાદ મને ભયભિત બનાવી દે છે. દયા કરો, દયાધ્રન મારાં પાપોની મને ક્ષમા આપો, હવે હુ કદી પણ એવું પાપ નહિ કરૂં બચાવો. આ ભયંકર દ્રશ્યોના ભયથી મને બચાવો. નાથ, પ્રાણાધાર પતિ, પ્રભુ, મારા અપરાધની ક્ષમા કરો, મારો ઉધ્ધાર કરો આપની દયા વગર હવે મારી કોઇ ગતિ નથી, પતિજ સ્ત્રીનો પ્રભુ છે, એ હું પતિત પહેલા સમજી શકી નહોતી પરંતુ અત્યારે મારી દ્રષ્ટિ સમીપ ખડાં થયેલાં મારાં પાપો મને એ સિધ્ધાંત સત્ય હોવાની પ્રતિતિ આપી રહ્યાં છે. પ્રાણાધાર પતિ, આવો આ તમારી અધમ અબળાની સ્થિતિ નિહાળો અને આપ જ્યાં હો ત્યાં મને લઇ જાઓ. હું આપની અનન્ય ભાવે સેવા કરી આપના ચરણોમાંજ મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ ......હાય...અહીં તો કોઇ જણાતું નથી......ઓહ હવે હું શું કરૂં કયાં જાઉં......"

" યમદ્વારમાં. કુલટા, પતિનું ખુન કરનાર પાપિણી, તારૂં કાળું મુખ હવે આર્ય મહિલાઓને નહિ બતાવ. પિશાચી કૃત્ય કરનારી

પાપિણી, પિશાચી લોકમાં ચાલ. " ચંપાના અધુરા રહેલા શબ્દોની પાદપુર્તી કરતી એક ભયંકર પિશાચ પ્રતિમા તેણીની સામે આવીને ઉભી રહી. ભયભિત થએલી ચંપા ભયની ધુનમાં બકતી એ પિશાચ પ્રતિમાની સામે ઉન્માદિનીની માફક એકી દ્રષ્ટિએ જોઇ રહી અને પાછી બકવા લાગી " હાય હું અહીં કયાં આવી ભરાણી ! મને અહીં કોણે બોલાવી ! હા સમજી, એ નીચ પુગાણીએજ મને ભમાવી, મારા પતિનું ખુન કરી હું મારી મેળેજ અહીં આવી ......હા...એજ... એજ...આ રહ્યો મારો પતિ......હાય હવે હું કયાં જાઉં...શું કરૂં, ક્યા છુપાઉં. " ઉન્માદ અવસ્થામાં ચંપા આમ તેમ ફરવા લાગી. તેણીને અત્યારે પોતાના શરીરનું પણ ભાન નહોતું, પોતે કયાં છે અને શું કરે છે તેનું તેણીને જ્ઞાન નહોતું. કેટલીકવારે તે જમીનપર પછડાઇ પડી અને " હાશ ગયો " એવા ઉદગારો તેણીના મુખમાંથી નીકળી ગયા પરંતુ તે ફરીને ઉભી થઇ ગઇ " નહિ, નહિ, તે આ રહ્યો. ઓહ મને કાંઇ મને થાય છે.........મારો જીવ જાયછે...... બચાવો...... .."

" દુષ્ટા, બચવાની આશા છોડી દે. પાપિણી, તારો જીવ લેવાજ આ તારો પતિ પિશાચ વેશમાં તારી પાછળ ભમે છે."

" નાથ ક્ષમા કરો, હવે હું એવું કર્મ નહિ કરૂં. હાય ! આ યમદુત મારો જીવ લેવા આવ્યો......નાથ બચાવો." ચંપા જેમ તેમ બકવા લાગી.

"પાપિણી, તારો બચાવ ! અહીંતો શું પરંતુ નર્કમાં પણ થવાનો નથી, વ્યભિચારિણી, કુલટા, પતિનું ખુન કરી યારની સાથે અહીં આવી તું સુખમાં રહેવા માગે છે ! પરંતુ વ્યભિચારી સ્ત્રીની શું દશા થાય છે એ તું જાણે છે ?"

"હા નાથ હવે મને સમજાય છે, પસ્તાવો થાય છે, બચાવો નાથ, મને બચાવો,"

"તને બચાવું ! અરે ઓ નીચ, તારાજ પાપ કર્મના પરિણામે મારી આ દશા થયેલી છે. હવે હું તને કેમ બચવા દઇશ ! હવે તો હું તને રીબાવી રીબાવીને મારીશ અને તારા જેવું કર્મ કરનાર સ્ત્રીની શું દશા થાય છે તે જગતને બતાવીશ."

"નાથ. શું આ મારી અત્યારની અધમ દશા એ જગતને દાખલા રૂપ નથી ?"

"નહિ, તારા જેવી કુલટાને અસહ્ય યાતનાઓથી નરીબાય ત્યા સુધી પુરતું નગણાય, "

"ખરૂં છે. મારા જેવી નીચ અધમ નારની એજ દશા થવી જોઇએ, ઓહ મને કાંઇ થાય છે, આસપાસ ભયંકર નાદો સંભળાય છે. આ ભુત મહાલયની સર્વ વસ્તુઓ આ દિવાલ પરના ભયંકર ચિત્રો મને ખાવા ધાય છે. મારૂં મૃત્યુ નજીક હોય એમ જણાય છે......

"હા એમજ છે. પાપિણિ તારા પાપનુ પ્રાયશ્ચિત કરવા તૈયાર થા જે કટારથી તેં તારા પતિનું ખુન કર્યું હતુ તેજ કટારીને ભેટવાને ઉભી થા." એમ કહેતાંજ એ ભયંકર પિશાચ પતિમાએ ચારપાંચ ઘા તેણીના શરીર પર કર્યા. ચંપા બેશુધ્ધ જમીનપર ઢળી પડી. હજુ પણ જાણે તેને શાંતિ થઇ નહોય તેમ એ પિશાચ મુર્તીએ બીજો ઘા કરવાને પોતાનો હાથ ઉંચો કર્યો પરંતુ એટલામાં કોઇનો પગરવ સંભળાયો. પિશાચ વેશધારી ચમકયો, કંપ્યો, ભયભિત થયો, તે નાસવાની કાંઇ પણ કોશીષ કરે તે પહેલાં એક મનુષ્યે એ ભુત મહાલયમાં પ્રવેશ કર્યો. પિશાચ મુર્તી તેને જોતાંજ વિકટ હાસ્ય કરતી બાજુના રૂમમાં ચાલી ગઇ

પ્રિય પાઠક, આવનાર બીજો કોઇ નહિ પરંતુ ગોવીંદરામજ હતો. ચંપાએ તેને અપમાનિત કર્યા પછી અને યમુનાના અવસાન પછી ગોવીંદરામે કોઇપણ રીતે ચંપાનો ઘાત કરી વૈરની વસુલાત કરવાનો નિશ્ચય કર્યો હતો. યમુનાના મૃત્યુ પછી ચંપા કાળીદાસના મકાનમાંથી કયાં રહેવા ગઇ છે તેની ગોવીંદરામે તપાસ કરવા માંડી હતી. આખરે તેણીનું સ્થાન શોધવામાં આજે તે સફળ થયો હતો અને ચંપાને પરલોક પહોંચાડવાના નિશ્ચયથીજ તે અહીં આવ્યો હતો, પરંતુ ચંપાની સ્થિતી જોતાંજ તે ચમકયો, કંપ્યો, ભયભિત થયો. " હેં આ શું ! ચંપાની આ સ્થિતી કોણે કરી ? " ગોવીંદરામના મુખમાથી એકાએક એ ઉદ્દગારો નીકળી ગયા.

" કોણે ! આ તારી સામે ઉભેલી પિશાચ વેશધારી પ્રતિમાએ." બાજુના રૂમમા છુપાએલી પ્રેત મુર્તીએ બહાર આવી કહ્યું.

ગોવીંદરામ તેને જોતાંજ ભયભિત બની ગયો, એ પ્રેત મુર્તીને તેણે એ ભુતમહાલયનો પિશાચજ માની લીધો. તે બબડયો " હાય ! હું કયાંથી આવ્યો ! કોણ જાણે આ પિશાચ હવે મારી શું દશા કરશે ! "

" તારી શું દશા કરશે, એ તને હમણાંજ સમજાશે. પાપી, ચંપાના પતિની તેં જે દશા કરી હતી તેજ દશા તારી થશે, તારે રૌ રૌ નર્કમાં સડવું પડશે. અરે આ બ્રાહ્મણ જેવી ઉતમ યોનીમાં જન્મ લઇ. ચાંડાળ કરતાં પણ નીચ કર્મ કરનાર અધમ તારે માટે તો નર્કમાં પણ સ્થાન નહિ રહેશે. ઓ નીચ કર્મ કરનાર નારકી, નેતાનો વેશ ધારણ કરી, ધર્મને બહાને બિચારી અબળાઓને અવળે માર્ગે દોરી, વિધવાને વિદુષી ધર્મ તજાવ્યો. સધવાઓનો પતિધર્મ મુકાવ્યો, અનેકના સંસારને પાયમાલ કર્યા, તોપણ હજુ તને તારા

દશાનો ખ્યાલ ન આવ્યો. બ્રાહ્મણનું જીવન જગતના કલ્યાણ માટેજ છે. તો કહે, કહે, ઓ બ્રાહ્મણ કુળમાં જન્મેલા કુળાગાર કહે, તેં તારા બ્રાહ્મણ જન્મનું સાર્થક શું કર્યું ? ”

“ કાંઇજ નહિ.” ગોવીંદરામે કંપિત સ્વરે થથરતાં થથરતાં જવાબ આપ્યો.

“ ત્યારે હવે તુંજ કહે કે મનુષ્ય દેહ અને તેમા પણ ઉતમ બ્રાહ્મણયોની પ્રાપ્ત કર્યા છતાં જીવનનું સાર્થક ન કરી શકે અને પોતાનાં તેમજ બીજાનાં જીવનને કલંકિત કરે તેની શું દશા થાય ?”

“ તેવો જીવ કલ્પ પર્યંત રૌ રૌ નર્કનો અધિકારી થાય. એટલુંજ નહિ પરંતુ ચોરાસીલક્ષ યોનીમાં ફરી ફરીને પાછો નર્કમાંજ જાય.”

“એ સર્વ શાસ્ત્રની વાતો જાણવા છતાં પાખંડના પડદાથી અંધ બનેલા નીચ બ્રાહ્મણ, તેં તારા માટે કાંઇ નકર્યું. જો, જો, આ દીવાલ પર આળેખેલાં તારાજ જીવનમા બનેલા બનાવોનું દીગદર્શન કરાવનારાં ચિત્રો તરફ જો. તેં જે જે સ્ત્રીઓને તારી વાકજાળમા ફસાવી છે, તેને અને તારે માટે જે નર્ક યાતના નિર્માણ થવાની છે, તે એ ચિત્રોપરથી તને સાફ સમજાશે.”

ગોવીંદરામે દીવાલ તરફ દ્રષ્ટિ કરી તો જણાયું કે પોતે જે જે સ્ત્રીઓને ફસાવી હતી, તેની આબેહુબ પ્રતિમાઓ નર્કાલયમાં અસહ્યયાતના ભોગવતા પાપી જીવોના દ્રશ્યની સાથેજ આળેખેલી હતી. આ દ્રશ્ય એટલું તો આકર્ષક હતું, એટલું તો ભયંકર હતું, કે એ જોતાંજ ગોવીંદરામનું સર્વાંગ કંપી ઉઠયું. તેણે પોતાના આખા જીવનમા કરેલાં પાપો એક પછી એક યાદ આવવા લાગ્યાં. તે ભયભિત દ્રષ્ટિએ પિશાચ વેશધારીની સામે જોઇ રહ્યો.

" જોયું, ઓ નીચ જોયું. તારા અધમ ઉપદેશથી અવળે માર્ગે દોરાએલી બિચારી અબળાઓ માટે નિર્માણ થએલું નર્ક જોયું ? તારા જેવા નીચ પાખંડીઓની પણ કેવી બુરી દશા થાય છે એપણ આ ચિત્રો તરફ દીર્ઘ દ્રષ્ટિથી જોતાં તને આપોઆપ સમજાઇ જશે. જો કે તું વિદ્વાન છે, ધર્મના સિદ્ધાંતોને સંપુર્ણ પણે જાણે છે, તોપણ દ્રવ્ય લોભમાં પડી તેં એ તરફ બીલકુલ લક્ષ રાખ્યુંજ નથી. તેં તારૂ આખું જીવન પાખંડ કરવામા, કોમળ હૃદયની સ્ત્રીઓને ફસાવવામાં, અને બીજાના ખુન કરવામાજ ગુમાવ્યું છે. તારા જેવા પાખંડી ધર્મ નેતાઓને આખરે યમ દુતોની અસહ્ય યાતનાના ભોગ થવું પડે છે."

ગોવીંદરામ ગળગળો બની ગયો. માલક્ષ્મીના સમાગમ પછી જો કે તેના પાપી વિચારોમાં અપરિસિમ પરિવર્તન થઇ ગયું હતું તો પણ ચપા પ્રતિનો તેનો દ્વેષ હજુ દુર થયો નહોતો. પિશાચ વેશ-ધારી-ના ઉપદેશથી એ પાપી વિચારનો પણ અંત આવી ગયો. તે પારાવાર પશ્ચાતાપ કરતો, અશ્રુપુર્ણ નેત્રે, પિશાચ વેશ ધારીને ઉદ્દેશીને બોલ્યો "ભાઇ, આ જન્મમાં મે અનેક પાપો કર્યાં છે. હવે હું એ પાપોનું પ્રાયશ્ચિત કરવા માગું છું. મને ક્ષમા કર, દયાકર, મને અહીંથી જવા દે હવેથી હુ આવું નિંદ્ય કર્મ નહિ કરૂં."

"તને ક્ષમા કરૂં ! તારાપર દયા કરૂં ! નહિ, પાપી તારો તો હમણાંજ પ્રાણ હરૂં. બસ સાવધાન " એટલું બોલતાંજ તે ગોવીંદરામના પર તુટી પડ્યો પરંતુ તે પોતાના કાર્યમાં સફળ થાય તે પહેલાં "માલક્ષ્મીનો જય, દેવી દયામયીનો જય, મહાત્મા અમૃતલાલનો જય, " આદિ શબ્દોનો ધ્વનિ સંભળાયો એ ધ્વનિ પિશાચ વેશ ધારીના શ્રવણ પુટપર અથડાતાંજ તે ગોવીંદરામને છોડી એક બાજુ

પોતાનું મસ્તક નમાવી જાણે એ દેવીનુ ધ્યાન ધરતો હોય તેમ ઘડી ભર ચુપ ઉભો રહ્યો, પછી તે ગોવીંદરામને ઉદેશીને બોલ્યો "શું કરૂં પવિત્ર સાધુ પુરૂષ અને મહાન પતિવ્રતા સતી દેવીનાં પવિત્ર પગલાં આ ભુતાલયમાં થયાં છે એથી તું આજે બચી જાય છે. કારણ કે એ વંદનિય દેવી આજે ગરીબોના પર મહાન ઉપકાર કરી રહી છે, હું પણ તેના આભાર તળે દબાએલો છું, એટલે એ પવિત્ર આત્માઓના આગમનથી આજે તું મારા હાથથી બચી જાય છે પરંતુ સમય આવતાં હું તને તારા કર્મનું ફળ અવશ્ય ચખાડીશ. તારા જેવા કર્મ ચાડાળોનું અસ્તિત્વ ભુ માતાને ભાર રૂપ છે."

"ખરૂં છે ભાઇ, તું ગમે તે હો પરંતુ મારો ગુરૂ છે. આજે તેં મને મારો માર્ગ સમજાવ્યો છે. અત્યાર સુધી હું પોતાને બ્રાહ્મણ કહેવડાવવાની ભ્રમણામાં ભુલતો હતો. બ્રાહ્મયોનીમા મારો જન્મ થયો છે એ વાત ખરી છે પરંતુ હું બ્રાહ્મણજ નથી, મારામાં બ્રાહ્મણ પણાના ગુણો નથી, બ્રહ્મત્વને હું જાણતો નથી, મારા કર્મ બ્રાહ્મણોના જેવા નથી, બ્રાહ્મણ વેશમાં હું ચાંડાળ છું. અરે ચાંડાળથી પણ નીચ છું. ચાડાળ જેવો અધમ પણ પોતાની પુત્રી અથવા બહેનના શીયળ ધનનું રક્ષણ કરવામા પોતાના પ્રાણની પણ પરવા કરતો નથી જ્યારે મેં અરે મેંતો ........હાય, હું મારા કેટલાક પાપોને યાદ કરૂં ! અત્યારે મારા અધમ નીચ ચારિત્ર્યનાં ચિત્રો ભયંકર રૂપ લઇ બદલો લેવા મારી સામે ઉભેલા હું જોઉં છું. મારા જેવો કુકર્મી આ દુનિયામાં બીજો કોઇ નહિ હોય. બસ, હવે આવી સ્થીતિમાં ફરવું તેના કરતા આપઘાત કરી મરવું લાખ દરજ્જે બહેતર છે. યમુના ગઇ તેજ માર્ગ મારા માટે શ્રેયસ્કર છે." એમ કહેતાંજ પિશાચ વેશધારીના હાથમાંથી પડી ગયેલી કટાર ઉપાડી લઇ તે પો-

તાના કલેજામા ભોંકવાને હાથ ઉંચો કર્યો પરંતુ એટલામાં કોઇએ પાછળથી તેનો હાથ પકડી લીધો. ગોવીંદરામે પાછુ વાળી જોયું તો માલક્ષ્મી ઉભેલાં જણાયા. તેની બાજુમા પેલો પિશાચ વેશધારી અને અમૃતલાલ પણ ઉભેલા હતા.

"દેવી, શામાટે મને અટકાવો છો ? મરવા દો, આ પાપી જીવનનો અંત લાવવા દો." ગોવીંદરામે ખરને આંસુએ પ્રાર્થના કરતાં કહ્યું.

"નહિ ગોવીંદરામ, આપઘાત કરવાના પાપી વિચારને છોડી દો. તમારે ખાતર નહિ તો તમારા નિર્દોષ બચ્ચાંઓને ખાતર અરે! સાધ્વી સુશીલા અને વૃદ્ધ માતાને ખાતર એ પાપી વિચારને તજીદો યમુનાને અંત સમયે તેના બાળકનું રક્ષણ કરવાનું આપેલું વચન યાદ કરો અને આ વિચારોને પરહરો" માલક્ષ્મીએ ગોવીંદરામના હાથમાથી ઝુંટવી લીધેલી કટાર અમૃતલાલના હાથમાં આપતાં ગોવીં-દરામને ઉદ્દેશીને કહ્યું.

ગોવીંદરામ યમુનાને આપેલા વચનની યાદ કરી નીચું જોઇ ઉભો રહ્યો. એટલામાં" પાણી......પાણી......પાણી " એવા અસ્ફુટ સ્વરો માલક્ષ્મીના કાને અથડાયા. એ પરોપકારની દેવીએ આસ-પાસ દ્રષ્ટિ કરી, ચંપાને જોતાંજ તે બોલી ઉઠી " હૈં આશુ ! ચંપાની આ દશા કોણે કરી ! ગોવીંદરામ, આ નીચ કૃત્ય તમે તો નથી કર્યું ના ? "

" ના દેવી, એ નીચ કૃત્ય મેં નથી કર્યું પરંતુ હું એ નીચ નારીનું ખુન કરવા અહીં આવ્યો હતો એ વાત કબુલ કરૂં છું. "

" ગોવીંદરામ, હજુ પણ તમારી એ વૈર લેવાની વૃતિઓ વીરમી નથી કે ? "

"દેવી ક્ષમા કરો, આજથી હું આપનો શિષ્ય છું. આપની સેવા દ્વારાજ હું મારા પાપોનું પ્રાયશ્ચિત કરીશ. અત્યાર સુધી થયેલા મારા અપરાધોની મને ક્ષમા આપો. મને આપના ચરણોમાં સ્થાન આપો." ગોવિંદરામની આખો આસુઓથી ભરાઇ ગઇ તે દેવીના ચરણોમાં ઢળી પડયો, માલક્ષ્મીએ તેને હાથ પકડી ઉઠાડયો. પછી તે પિશાચરૂપ ધારી તરફ ફરીને બોલી "સમજી સમજી, પિશાચ રૂપમાં છુપાએલા આ શયતાનનુંજ એ કાર્ય હોવું જોઇએ. અમૃતલાલ એ પિશાચના પોશાકને દુર કરો અને જુઓ કે એ કોણ છે ?"

અમૃતલાલ એ પિશાચ રૂપધારીના બુરખાને દુર કરે તે પહેલાજ યોગીએ ત્યા પ્રવેશ કર્યો અને કહ્યું "સબુર દેવી એ વેશધારીના પર બળાત્કાર ન કરો. અરવિંદરાયના દીવાન સુંદરરાયને વધારે ન શરમાવો."

"હેં શું આ દીવાન સુંદરરાય છે ! ત્યારે શુ મારૂં અને ચંપાનું અનુમાન ખરૂં હતુ ! એ ચપાના પતિ પરશોતમદાસજ છે." ગોવીંદરામ આશ્ચર્ય ચકિત ભાવે બોલ્યો.

"હા પંડીતરાજ હું પોતેજ પરશોતમદાસ છું. તમારા અને ચપાના પિશાચી કૃત્યના પરિણામે હું પરલોક પહોચી ગયો હોત પરંતુ ઇશ્વરની કૃપાથી મને પુનઃ જીવન પ્રાપ્ત થયું. અને હું તમને શોધતો શાતિપુરમાં આવી પહોચ્યો. કેટલીક આપતિમાંથી પસાર થયા પછી હું તમારા વેરનો બદલો લેવા રાજા અરવિંદરાયના ત્યારેજ તે શરણમા ગયો, આ યોગી એજ રાજા અરવિંદરાય છે. જરૂર પડે યોગીનો વેશ ધારણ કરે છે, તેમના જીવનમાં અનેક રહસ્યો છુપાએલાં છે એ તમોને ધીમે ધીમે માલુમ પડશે. સમય આવતાં એ યોગી મહારાજ પોતેજ સર્વ ભેદ ખુલો કરશે. હું તેમના ઉપદેશથી, અરે! કહો કે ભયથી અત્યાર સુધી મારા વૈરનો બદલો લઇ શકયો

નહોતો પરંતુ જ્યારે ચંપાને આ એકાંત નિર્જન સ્થાનમાં મોકલવામાં આવી ત્યારે હું મારા આવેગને રોકી ન શક્યો, મારા હૃદયમાં પંદરવર્ષથી સળગતો વૈરનો અગ્નિ પ્રજ્વલિત થયો, કોઇપણ રીતે એ પિશાચીણીને પરલોક પહોંચાડવાની મને ઇચ્છા થઇ. મારી એ પ્રતિહિંસાને, મારા એ દ્વેષ ભાવને, જાણી ગયેલા યોગીરાજે મને મહાન પાપમાંથી બચાવવા ચંપાની મુલાકાતથી વંચિત કર્યો પરતુ મારા હૃદયમાં સળગી ઉઠેલા વૈરનો અગ્નિ શાંત ન થયો. ગઇ કાલે મિષ્ટ શબ્દોથી ચંપાને ઉપદેશના બે શબ્દો કહેવાની સરતે તેણીની એક વખત મુલાકાત લેવાની મેં મંજુરી મેળવી. યોગીરાજે ચંપાને પોતાના પાપોનો પશ્ચાતાપ થાય તેવી સર્વ રચના ભુતમહાલયમાં અગાઉથી કરેલી હોવાથી પિશાચ વેશમાં ચંપાને ઉપદેશ આપવાની મારી દલીલ તેમને વ્યાજબી લાગી અને મને કોઇપણ જાતનું સાહસ ન કરવાની ભલામણ સાથે રજા આપી. અને આ તમારી સામે ઉભેલો સુંદરરાય અરે! નહી પરશોતમદાસ તમોને તમારા કર્મનું ફળ ચખાડવા પિશાચ વેશમાં તમારી પાસે આવ્યો ચપાને તો તેના કર્મનું ફળ મળી ગયું પરંતુ આ દેવીના આગમનથી. તેમની કૃપાથી તમે બચી ગયા." સુંદરરાયે પોતાનો પોશાક દુર કરતાં અને ગોવીંદરામને પોતાનો પરીચય આપતાં કહ્યું

સુંદરરાયનો પુર્વ વૃતાંત સાંભળી મા લક્ષ્મી અને અમૃતલાલ દીગમુંઢ હાલતે સુંદરરાયની તરફ એકી ટસે જોઇ રહ્યાં. ગોવીંદરામ ભયથી કાંપતો ઘડીમા ચંપા તરફ તો ઘડીમાં સુંદરરાય તરફ નિહાળતો યોગીના પાસામાં ભરાઇ ગયો.

" ગભરાઓ નહિ ગોવીંદરામ, હવે તમે નિર્ભય છો સ્ત્રી હત્યા કરી હું મહાન પાપનો ભાગી થયો છું હવે બ્રહ્મહત્યા કરી હું મારા

પરલોકને નહિ બગાડું." પછી તે યોગી તરફ ફરીને બોલ્યો " પ્રભુ; મે તમારાથી વિશ્વાસઘાત કરેલો છે, દ્વેષ બુધ્ધિવશ બનેલા આ પામરે આપના ઉતમ ઉપદેશનો અનાદર કરેલો છે, એક પાપી સ્ત્રીના અપવિત્ર લોહીથી ખરડાએલા હાથ આપના પવિત્ર ચરણોને સ્પર્શ કરવાને લાયક રહ્યા નથી. હું આપનો શિષ્ય હતો, આપના પવિત્ર ઉદેશોને જાણતો હતો, ઉપદેશો સાંભળતો હતો, પરંતુ હૃદય હળાહળ વિષથી ભરેલું હતુ. આ પાપિણીના લોહીનુ તરસ્યું હતુ. આખરે હું પતિત થયો, આપના ચરણોથી વિમુખ થયો, દેવ મારા અપરાધોની ક્ષમા કરો, મને વિદાય આપો. હવે હુ આવી દશામા આપના પવિત્ર આશ્રમને અપવિત્ર કરવા માગતો નથી. મારી પ્રતિહિંસા પુર્ણ થઇ છે હવે મને મારા પાપનું પ્રાયશ્ચિત કરવા જવા દો, મારા કર્મનું ફળ ભોગવવા દો." બોલતાં બોલતા સુંદરરાયનો કંઠ રૂંધાઇ ગયો તે બહાર જવાનુ કરતો હતો પરંતુ એટલામા " ન જાઓ, પ્રભુને ખા......ત ..... ર......થો......ભો......મારૂં......અવ......શાન ......સુ... ..... ધારો." એવા, ચંપાના અસ્ફુટ શબ્દો સુંદરરાયના શ્રવણપુટ પર અથડાયા. સુંદરરાય અટકી ગયો, તેના હૃદયમાં દયાનો આવીર્ભાવ થયો, તે યોગી તરફ દયાર્દ ભાવે એકીટસે જોઇ રહ્યો.

" સાભળ્યું સુંદરરાય, ચંપા તમોને ઓળખી ગઇ છે. તેણીની એ અંતિમ ઇચ્છા પુર્ણ કરવી એ તમારો ધર્મ છે, અને દેવી, ચંપા તમારી ગમે તેટલી દુશ્મન છતાં અત્યારે તેણીને મદદ કરવી એ તમારો ધર્મ છે." યોગીએ સુંદરરાયને જતો અટકાવતા અને માલક્ષ્મીને તેનો ધર્મ સમજાવતાં કહ્યું.

માલક્ષ્મી કાંઇપણ જવાબ આપે તે પહેલાં બુરખાવાળીએ ત્યાં પ્રવેશ કર્યો અને યોગીને એક બાજુ બોલાવી તેના કાનમાં કાંઇક

કહ્યું. તેણીની વાત સાંભળી " હે શું ખરૂં કહે છે ! એટલી બધી ભયંકર માંદગી છે!" અચાનક એવા ઉદ્‌ગારો યોગીના મુખમાંથી નીકળી ગયા.

" કેમ શું છે ?" માલક્ષ્મીએ કાંઇક શંકાશીલ થતાં પુછ્યું.

" દેવી; એક દરદી ભયંકર માંદગીના બિછાનાપર છે, તેને માવજતની ઘણીજ જરૂર છે. તમારી માવજત વગર એ દરદીને આરામ થાય એવો સંભવ નથી એમ આ દેવીનું કહેવું છે, માટે તમે આ દેવીની સાથે ત્યાં જાઓ, ચંપાની સારવાર અમો કરીએ છીએ."

કોઇપણ માણસને દુઃખી અથવા બિમાર જોતાં કે સાંભળતાં માલક્ષ્મીનું હૃદય દ્રવીત બની જતું. તે સમય કે સ્થીતિનો વિચાર કર્યા વગર ખુલ્લે પગે ચાલી જતી અને બિમારોની સારવાર કરતી. તેણીની માવજતથી બિમારોને આરામ મળતો અને માલક્ષ્મી તેમાં આનંદ માનતી. એ દર્દી કોણ છે, તેને શું બીમારી છે, એ વગેરે પુછપરછ કરવાની માલક્ષ્મીને આવશ્યકતા નહોતી. તે યોગીની આજ્ઞા મળતાંજ બુરખાવાળી સાથે બહાર નીકળી, યોગીની આજ્ઞાથી અમૃતલાલ પણ તેની સાથેજ ગયો, અને યોગી તેમજ સુંદરરાય ચંપાની સારવાર કરવામાં રોકાયા.

---

# પ્રકરણ ૫૧ મું.

## -માલક્ષ્મીનો પરિચય.-

એક તુટાફુટા મકાનમાં મામુલી બિછાના પર એક રોગી અતિશય પિડા ભોગવતો આમતેમ બિછાનામાં પાસા બદલી રહ્યો છે, તેના ઓશીકા પાસે એક પીતળના ગ્લાસમાં પાણી ભરી મુકેલું છે, તે વચ્ચે

વચ્ચે તૃષાની તૃપ્તિ અર્થે હાથ લંબાવી તેમાથી પાણી પીએ છે, તેની પાસે કોઇ માણસ નથી. સુજ્ઞ વાચક, આ રોગી બીજો કોઇ નહિ પરંતુ આપણો પુર્વ પરિચિત કાળીદાસજ છે.

કાળીદાસ આજે કેટલાક દીવસથી અનેક રોગોનો શિકાર બની રહ્યો છે, તેના શરીરમાં થોડો થોડો તાવ રહે છે, ભૂખ બિલકુલ લાગતી નથી, તે ઘણોજ દુર્બળ અને અશકત બની ગયો છે. જો તેને કોઇ સારા ચિકિત્સકની મદદ મળી હોત, સારીમારી ઔષધીઓનું પાન કર્યું હોત, તો જરૂર તેને આરામ થઇ જાત પરંતુ એ સાધનો તે કયાંથી મેળવે ! આજે તેની પાસે નતો કાંઇ પૈસા છે, કે ન કોઇ મદદગાર છે.. આવા કંગાળ બનેલા મનુષ્યની કોણ સંભાળલે ? કોણ તેની ચિકિત્સા કરે ? એથીતો તેની બિમારી પ્રતિદીન વધતી જાયછે એક એવો પણ સમય હતો કે જે વખતે તેની પાસે અખુટ ધન હતું, દોસ્ત મિત્રો તેની ખીજમતમાં હાજર રહેતા, અને અનેક મનુષ્યો તેની તાબેદારી ઉઠાવતા હતા. આજે એપણ સમય છે કે તેની ભયંકર માંદગીના વખતમાં તેની પાસે એકપણ મનુષ્ય હાજર નથી એક દયાળુ ગ્રહસ્થે તેને દીન સમજી પોતાના સામર્થ્ય અનુસાર આર્થીક સહાયતા આપી હતી પરંતુ હમણા કેટલાંક કારણોથી તે પણ મળતી અટકી ગઇ છે.

કાળીદાસની દુર્દશાની કોઇ સીમા નથી. તે બિછાનામાં પડયો પડયો અનેક વિચારોમાં લિન્ન થયેલો છે. " હવે હું નહિ બચી શકું, જીવવાથી પણ શું લાભ છે, મારી દુર્દશાની સીમા નથી, આવી અવસ્થામાં તો મરવુજ સારૂ છે, મારી પાસે કોઇ વસ્તુની કમી નહતી, ઘરબાર રૂપિઆ પૈસા માલ સર્વ હતું પરંતુ અફસોસ ! મેં એ સર્વ મારા દુષ્કર્મોમાં ગુમાવ્યું. મારા દુષ્કર્મોનું ફળ મારે ભોગવવું પડે

તેમાં આશ્ચર્ય પણ શું છે, હાય ! એક કુલટા; અવિશ્વાસીની, વેશ્યાના ફંદામા ફસી સાધવી મનોરમાને ખાવાનું તો બાજુપર રહ્યું પરંતુ રહેવાને સ્થાન પણ ન આપ્યું ! અરે બિચારી નિર્દોષને લાત મારી ઘરથી બહાર કાઢી મુકી ! હરિદાસ જેવા સુહૃદય સેવકના પર ખોટું આળ ચડાવ્યું તેને સાધન હીન બનાવી દીધો ! અરે પ્રહારોથી તેના આખા શરીરને લોહી લુહાણુ કરી મુકયું ! હરિદાસે બાલ્યાવસ્થામા લીધેલી મારી સંભાળનું મેં તેને અત્યંત કષ્ટ આપવામા સુખ માન્યું તેનાં નિર્દોષ બચ્ચાઓને રસ્તાના એક રખડતાં ભિખારીથી પણ કંગાલ હાલતમા મુકી દીધા. વેશ્યાના જુઠા પ્યારથી પાછો વળવા એ ઉદાર ચિત હરિદાસે મને બહુ સમજાવ્યો પરંતુ હું ન માન્યો. આખરે એ કુલટા મારૂં ઘરબાર લુટી મને આવી દશામાં છોડી ચાલી ગઇ, આ સર્વ હુ સહન કરી રહ્યો પરંતુ મારી સાધ્વી પતિનને મારી ચરણ-રજ ન આપી શકયો, અરે પ્યારભરી દ્રષ્ટિએ એક દિવસ પણ નજોઇ શકયો. હાય ! અભાગી કાળીદાસ, એ સતીની એવી દશા કર્યા પછી તારી દુર્દશા કેમ નથાય ! અફસોસ ! આજે જો તે અહીં હોત તો ભીખ માગીને પણ મારી સેવા સુશ્રુષા કરત. હાય કાળીદાસ, તું અત્યાર સુધી અજ્ઞાનાધકારમાં અથડાયો છે એથીજ આ દશાને પ્રાપ્ત થયો છે તારાંજ કનિષ્ટ કર્મો નજરે નિહાળી કમળા કુલટા બની છે, પતિઘાતિની બની આજે તે અપરાધિની ઠરી છે, હાય કાળીદાસ તેં પૈસાની, શરીરની, બરબાદી સાથે પિતાની ઉજ્વળ કીર્તીને પણ કલંકિત કરી છે. અફસોસ ! કોર્ટમાં કમળાનો કેસ મારાથી કેમ સાંભળી શકાશે ! શાંતિપુરના સમસ્ત શહેરીઓ સમક્ષ હીરાલાલ કે મોહનલાલના મુખમાંથી બિભિત્સ શબ્દો નીકળશે તો તે મારાથી કેમ સંભળાશે!

બોલતાં બોલતાં કાળીદાસની આંખમાં આંસુ ભરાઇ આવ્યા હાય કાળીદાસ તારાં કર્મનું ફળ તને યોગ્યજ મળ્યું છે, તારા કનિષ્ટ કર્મોના પરિણામેજ આજે તારા પેટમાં અન્ન નથી, પાસે પૈસા નથી, માવજત કરનાર કોઇ મનુષ્ય નથી. ખરેખર આ સંસારમાં જેને સ્ત્રી નથી તેનુ જીવન વૃથા છે. મારે લક્ષ્મી જેવી સ્ત્રી હતી પરંતુ હાય હું મારે હાથે જ તેને ખોઇ બેઠો.

એકાએક ઘરનુ દ્વાર ખુલી ગયું અને એક સ્ત્રી તથા પુરૂષે તેમા પ્રવેશ કર્યો પ્રવેશ કરતાજ સ્ત્રી બોલી "નહિ, નિરાશ ન થાઓ હજુ આપનું કાંઇ ગયું નથી."

અહા! કેવો મધુર સ્વર ! એ સ્ત્રીના પ્રવેશ સાથેજ જાણે આખા મકાનમાં જ્યોતિ ફેલાઇ હોય તેવા ભાસ થયો. રોગીનું મન આશા અને ઉત્સાહથી ભરાઇ ગયું. સ્ત્રીના હાથમા એક નાની પોટલી હતી તેને બિછાના પાસે રાખી તે રોગીના ચહેરા સામે એકીટસે જોવા લાગી. તેની સાથે આવેલા અમૃતલાલે રોગીને કહ્યું "કાળીદાસ મને ઓળખો છો ?"

"હા, હુ તમને બરાબર ઓળખુ છું પરતુ આ તમારી સાથે કોણ છે ?" કાળીદાસે લથડતે અવાજે માલક્ષ્મી તરફ આંગળી બતાવતા પુછ્યું.

"શું આપ તેને નથી ઓળખતા? તેમનું નામ માલક્ષ્મી છે." અમૃતલાલે પ્રત્યુતર આપતા કહ્યુ.

"બસ વિશેષ પરિચયની કાંઇ જરૂર નથી, એ દયાની દેવીને નઓળખતું હોય એવું કોઇ મનુષ્ય નથી. પણ ભાઇ મારા જેવા પાપી નરાધમ પર એ દેવીએ શા માટે દયા કરી ! મારા જેવા અપવિત્ર શરીરને અડકવાથી એ દેવીને પ્રાયશ્ચિત કરવું પડશે." કાળીદાસે આંખમાં આંસુ લાવતાં કહ્યું.

" નમોલો કાળીદાસ, એવું નમોલો, માલક્ષ્મી સંસારનાં સર્વ મનુષ્યોને સમાન ભાવથી જુએ છે. તેમની સર્વના પર દયા છે. અરે એક ચાંડાલની પણ સેવા કરતાં ચુકયા નથી તો તમે તો ઉતમ વૈશ્યજાતિના છો."

'હા ભાઈ, હુ વૈશ્યજાતિનોજ છું પરંતુ કહેવાનો વૈશ્યયોનીમાં જન્મ લેવાથીજ માત્ર વૈશ્ય કહેવાઉં છું પરંતુ મારાં કર્મો તો ચાંડાલથી પણ નીચ છે. એટલું છતા જો મને એ દેવીના ચર્ણ સ્પર્શ કરવાનો અધિકાર હોય તો ભાઇ કૃપા કરી મને જરા બેઠો કરો, એ દેવીના ચરણોમા મને મારૂં મસ્તક નમાવવા દો."

" નહિ દેવ, હું ઉમરમાં તમારાથી નાનીછું. તમે મારા ગુરૂ તુલ્ય છો, હુંજ આપને પ્રણામ કરવા યોગ્ય છું. કૃપા કરો, મને આપની ચરણધુળી લેવા દો. આ અપવિત્ર શરીરને આપની ચરણરજથી પવિત્ર કરવાદો. " એમ કહેતાંજ માલક્ષ્મીએ કાળીદાસના ચરણોમા પોતાનું શીર ઝુકાવ્યું અને તેની ચરણધુળી પોતાના શીર પર ચડાવી.

કેટલીકવારે અમૃતલાલે પોટલી છોડી અને તેમાંથી થોડી દ્રાક્ષ અને થોડો સુકો મેવો બહાર કાઢીને કાળીદાસને ખાવા આપ્યાં. કાળીદાસે તે ખાધું અને જળપાન કર્યું. થોડી દ્રાક્ષ પેટમા જવાથી કાળીદાસને કાંઇક શાન્તિ વળી તે કૃતજ્ઞતા દર્શાવતા બોલ્યો " દેવી, આ અભાગીના ઉપર આપે આજે બહુજ દયા કરી છે. તમે સાક્ષાત સ્વર્ગની દેવી છો, મારૂં આ દુનિયામાં કોઇ નથી. જે હતું તે મેં મારા હાથેજ ગુમાવ્યું છે. શું મને આરામ થતાં સુધી આપ અહીં નહિ રહો ? "

" રહીશ. પ્રભુ હવે હું હમેશાં તમારી પાસેજ રહીશ. તમારી સેવા સુશ્રૂષા કરીશ. આપ આરામ કરો એટલામાં હું ઘર સાફસુફ -

કરી નાંખુ." પછી તે અમૃતલાલને ઉદ્દેશીને બોલી "ભાઇ તમે જાઓ અને જોઇતી વસ્તુઓ લઇ આવો." અમૃતલાલ ચાલ્યો ગયો અને માલક્ષ્મી ઘરની સફાઇ કરવા લાગી. થોડીજવારમાં અમૃતલાલ બે ચાર મજુરો સાથે ત્યા આવ્યો તેની સાથે પલંગ, બિછાનુ ખુરશી અને એ સિવાય ઘરની શોભા વધારનારા સાધનો સાથે ખોરાક આદિ વસ્તુઓ પણ હતી. માલક્ષ્મીએ ઘર સાફ કર્યું એટલામાં અમૃતલાલે સર્વ ચીજો મજુરો મારફત યથાસ્થાને ગોઠવી દીધી. આખું મકાન શુશોભિત સામગ્રીથી શોભી રહ્યુ

માલક્ષ્મીએ પલંગ ઉપર બિછાનું નાખ્યું અને બરાબર સાફ કરી કાળીદાસને તે પર સુવાડયો. કાળીદાસે સુવાને બદલે બેસવાની ઇચ્છા જણાવી. લક્ષ્મીએ તરતજ બાજુમાં બે તકીયા મુકી દીધા અને તેના આધાર પર કાળીદાસ બેઠો. અમૃતલાલે એક સીગારેટની બોકસ કાળીદાસની સામે રાખી દીધી. કાળીદાસ તો આ સર્વ પરિવર્ત નથી આશ્ચર્યમા ગરકાવ થઇ ગયો. ઘડીમાં તે લક્ષ્મી તરફ, ને ઘડીમાં અમૃતલાલ તરફ નિહાળતો સીગારેટને ઇન્સાફ આપવા લાગ્યો

માલક્ષ્મી રસોડામાં ગઇ અને થોડીજવારમા એક પ્યાલામા ગરમ દુધ લઇ આવી અને કાળીદાસને પીવા માટે સામે ધર્યું. કાળીદાસે ઘણાજ પ્રેમસહ તેનું પાન કર્યું. પયપાનથી તેના શરીરમા શક્તિ નો સચાર થયો. કેટલીકવારે અમૃતલાલ સુંદર કપડાં સાથે ત્યાં હાજર થયો. લક્ષ્મીએ ઘણીજ સંભાળ પુર્વક તે કાળીદાસને પરિધાન કરાવ્યાં. કાળીદાસ તો આ સઘળું અવાક દ્રષ્ટિએ જોઇ રહ્યો તે મનમાંજ બબડયો " અહા સાધુ પુરૂષો નો સમાગમ કેટલો બધો આનંદ જનક છે ! જે મકાનનું દ્રશ્ય થોડા સમય પુર્વે ઘણીજ ઘૃણા, વ્યંજક અને વિષાદ પુર્ણ હતું તે આ સાધુ પુરૂષના આગમનથી પ્રીતિ અને આનંદથી પરિપુર્ણ થઇ ગયું છે. "

કેટલીકવારે તે કૃતજ્ઞતા દર્શાવતો બોલ્યો "દેવી, હું મહાપાપી છું. તમે મારા માટે જે પરિશ્રમ ઉઠાવ્યો, મારા માટે જે ખર્ચ કર્યું, તે વ્યર્થ અને અસ્થાને છે. મારા જેવા પતિતની તો દુર્ગતીજ થવી યોગ્ય છે."

"આપ આશું બોલો છો? તમને પાપી કોણ કહે છે ? મારી દ્રષ્ટિમાંતો તમારા જેવો પુણ્યાત્મા આ સૃષ્ટિમાં બીજો કોઇ નથી, તમારી સેવા સુશ્રુષા કરવામાં કદી આ અભાગિણીનાં પ્રાણ જાય તો પણ પરવા નથી, હવે હુ હમેશાં તમારી પાસેજ રહીશ, તમે કોઇપણ પ્રકારની ચિંતા ન કરો."

"નહિ દેવી હવે વૃથા શ્રમ લેવાની કાંઇ જરૂર નથી. મારી તબીયત સારી છે, સાંજ પડવા આવી છે, હવે તમે જાઓ, વળી આવતી કાલે બની શકે તો એક વખત આ અભાગીની સંભાળ લઇ જજો. "

"નહિ, જ્યા સુધી તમોને સંપુર્ણ આરામ નથાય ત્યાં સુધી અમો જવાનાં નથી." માલક્ષ્મી કાંઇ પણ જવાબ આપે તે પહેલાં જ અમ્રતલાલે કહ્યું.

અમૃતલાલે અને માલક્ષ્મીએ રાત્રિ ત્યાંજ વીતાવી. સવાર થતાંજ એક હજામને બોલવી કાળીદાસની હજામત બનાવી, પશ્ચાત ઔષધ અને પથ્યની વ્યવસ્થા કરવા અમૃતલાલ બહાર ગયો અને લક્ષ્મી ભોજન કાર્યમાં પ્રવૃત થઇ.

આ રીતે સતત ચાલુ રહેલા શ્રમના પરિણામે પંદર દિવસમાંજ કાળીદાસની તબીયત સુધરી ગઇ. સોળમે દિવમે કાળીદાસને ભોજન કરાવી પોતે પણ ભોજનથી પરવારી માલક્ષ્મી કાળીદાસ પાસે આવી અને બોલી "કેમ હવે તો તબીયત બરાબર છે ના ?"

'હા દેવી, આપનીજ કૃપાથી, આપનીજ સતત ચાલુ રહેલી સેવાથી, મારાં પ્રાણુ બચી ગયાં છે. હું આપનો જન્મ ભરનો રૂણી છું પરંતુ અફસોસ આ મારૂં જીવન અતિ દુષ્કર થઇ પડયું છે, મને આ સંસાર અસાર જણાય છે, એક દયાની દેવીની ગેરહાજરીમાં મને સર્વ સ્થળે અંધકારનોજ આભાસ થાય છે. હાય ! મેં મારા હાથેથીજ સુખનું સત્યાનાશ વાળ્યું છે !" બોલતા બોલતાં કાળીદાસની આંખમાંથી આંસુઓ સરવા માંડયા,

" એ દયાની દેવી કોણ હતી ?"

"એ દેવી મારા સુખ દુઃખની સંગિની હતી. દેવી શું કહુ મેં એક કુલટા વેશ્યાના પ્યારમાં ફસી મારી વિવાહિતા પત્નિનો ત્યાગ કર્યો, એ ધર્મ શીલા સાધ્વીને મેં લાત મારી ઘરથી બહાર કાઢી મુકી, અત્યારે હું મારા એજ દુષ્કર્મનું ફળ ભોગવી રહ્યો છું." કાળીદાસ આસુ વરસાવતો બોલ્યો,

"આપની એ સ્ત્રી પાછી કયાં ગઇ ?"

"એ કયાં ગઇ અને કેવી હાલતમા ફરે છે તેની મે અભાગિએ આજ સુધી દરકાર કીધી નહોતી પરતુ અફસોસ થોડા સમય પુર્વે મેં સાંભળ્યું છે કે તેણીએ જળ સમાધિ લઇ અત્યંત દુઃખી હાલતે પોતાના દેહનો ત્યાગ કર્યો છે."

"જો એ હકીકત ખરી હોય, તો તેણીને માટે વૃથા શોચ કરવો શા કામનો ? શાંત થાઓ વિધિનુ વિધાન એવુંજ હશે."

" નહિ દેવી; હવે આ જીવનમાં શાંતિ મળવાની નથી, એ સાધ્વીની સ્મૃતિ આ હૃદયમાંથી ખસવાની નથી. હું જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી એ ધર્મશીલાની માળાનો જાપ જપ્યા કરીશ. મેં દુનિયા જોઇ લીધી દુનીયાની સર્વ વસ્તુઓ અસાર છે, સર્વ

ચીજો ચાર દિવસની ચાંદની છે, સર્વ મનુષ્યો સ્વાર્થી છે, પ્યાર કરવા યોગ્ય સામગ્રી કેવળ પોતાની ધર્મપત્નિજ છે. હવેતો એજ સાધ્વીના પવિત્ર નામનું નિરંતર ઉચ્ચારણ કરી મારા દેહનું સાર્થક કરીશ, કરેલા પાપોનું પ્રાયશ્ચિત કરીશ. હાય ! એક વેશ્યાના બ્હેકાવવાથી મારી ચરણ ધુળી લેવા આવેલી એ પતિપ્રાણા સતીનું મેં મહાન અપમાન કર્યું હતું . દેવી એ વખતનો તેણીનો કરૂણભાવ, તેણીનો નિર્દોષ ચહેરો અને તેણીની અનુકંપા ઉપજાવે તેવી સ્થીતિનો ખ્યાલ કરૂં છું ત્યારે મારૂં હૃદય ફાટી જાય છે. હાય, હવે એ આ દુનિયામા મને પાછી મળી શકે તેમ નથી. " કાળીદાસ ગદ્દગદિત સ્વરે બોલ્યો.

" એ વાત ખરી છે, તોપણ નિરાશ થવાનું કાંઇ કારણ નથી શુદ્ધ પ્રેમનો પ્રભાવજ એવો છે કે મૃત પ્રેમીઓનો પણ પુનઃમેળાપ થાય છે." લક્ષ્મીએ આશ્વાસન આપતાં કહ્યું.

"દેવી, તમારા એ લુખ્ખા આશ્વાસનથી મને સંતોષ મળવાનો નથી. આજ સુધી મૃત પ્રેમીઓના મેળાપ થવાનું એક પણ દ્રષ્ટાંત ઇતિહાસના પૃષ્ટ પર નથી." કાળીદાસે નિશ્વાસ નાંખતાં નિરાશા સુચક ભાવમાં કહ્યું.

"ભુલો છો, રૂતુધ્વજ અને મદાલસા, માલતી અને માધવ, જેવાં પ્રેમીઓનાં દ્રષ્ટાંતો ઇતિહાસના પૃષ્ટ પર મોજુદ છે." લક્ષ્મીએ શાંતિસુચક શબ્દોમા કહ્યું.

"પરંતુ એ દૈવી જીવનો હતા હું એક નરાધમ, રાક્ષસ છુ. મારા સબંધમાં એ આશા રાખવી વ્યર્થ છે. દેવી શું કહું, વિવાહ થયા પછી અમો એક દિવસ પણ એકાંતમાં મળ્યાં નથી, મેં તેણીને કોઇ દિવસ પ્રેમથી બોલાવી નથી, હાય ! એટલું છતા એ બિચારી મને ઇશ્વર તુલ્ય માનતી હતી. તેના પિતાની માંદગી સમયે તેને

મળવા જતી એ સાધ્વીને મેં ફરીને મુખ નહિ બતાવવાની પત્રદ્વારા આજ્ઞા કરી હતી, એ આજ્ઞાનો પણ એ સાધ્વીએ યથાર્થ અમલ કર્યો હતો એટલુંજ નહિ પરંતુ મારા પિતા સુધ્ધાંને પણ ખબર પડવા દીધી નહોતી. હાય ! જ્યારે તેણી પિતૃગ્રહેથી અત્યંત કગાલ હાલતે આવી ત્યારે પણ મે તેણીનો સત્કાર કર્યો નહોતો, અરે ! પારાવાર દુઃખના સમુદ્રમાં હું તેણીને વારવાર ગોથાં ખવડાવતો હતો. આટલું છતા- અરે! એક વેશ્યાનાં વાક્ય પ્રહારોથી વ્યથિત રહેતી છતા તેણી નિરંતર પ્રાતઃકાળે મારાજ મંગળની યાચના કરતી હતી. અફસોસ ! મેં અભાગીઆએ રત્નને પથ્થર સમજી ફેંકી દીધું, પારસ તજી પથ્થરનો સગ કીધો, શું કહુ કહેવાનું સાહસ થતું નથી પરંતુ જ્યારથી મેં તમોને જોયા છે ત્યારથી મારી એ સાધ્વીની સુંદર છબી મારી આંખોની સામેજ ઉભેલી હું જોઉં છું. તેણીનો કંઠસ્વર બીલકુલ તમારા મધુર સ્વરને મળતોજ હતો, તમારીજ માફક તેણીના દેહનો રંગ ઉજ્વળ અને જ્યોતિર્મય હતો, આંખોમાં દયા અને કોમળતા ભરેલાં હતાં, ફેર માત્ર એટલોજ કે એ માનવી હતી તમે દેવી છો. તોપણ તેણીનાં કાર્યો અને વ્યવહાર પર વિચાર કરૂ છું તો માલુમ પડે છે કે તેમાં પણ દેવતત્વ ભરેલું હતું. હાય હવે એ મને કયાં મળશે !" બોલતાં બોલતા કાળીદાસનો કંઠ રૂંધાઇ ગયો તે હૃદય ફાટ રડવા લાગ્યો, માલક્ષ્મીની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં તે કાળીદાસની છેક નજીક બેસી તેના માથાપર પ્રેમ ભર્યો હાથ ફેરવતી બોલી " જો કદાચ તેણીનો પતો મળી જાય અને ફરીને તમારી પાસે આવે તો શું તમો તેણીને તમારા ચરણમા સ્થાન આપશો?'

" બસ એજ એજ, મારી મધુરીનો મધુર સ્વર એવોજ હતો, મારી મનોરમાના સ્વરમાં પણ આવીજ મધુરતા હતી. દેવી ચરણોમાં

સ્થાન આપવાનું તો શું પરંતુ હું તેમની ચરણધુળી શીરપર ચડાવી પોતાને ધન્ય માનીશ હાય ! પણ એ ક્યાંથી મળે ! " કાળીદાસ આંસુ વરસાવતો બોલ્યો. માલક્ષ્મી પણ હવે પોતાનો વેગ રોકી શકી નહિ તે મોટેથી રડતા રડતાં બોલી " નાથ, પ્રાણેશ્વર, હુંજ આપની દાસી, અભાગિની, મનોરમા છું. શું મને આપના ચરણોમા સ્થાન મળશે ! પ્રભુ હું તમારે પગે પડુ છું, મને તમારી સાથે રાખો. " એમ કહેતાજ તેણી કાળીદાસને ભેટી પડી અને અશ્રુજળથી કાળીદાસના ખંભાને ભીંજવવા લાગી, કાળીદાસને માલક્ષ્મી એજ મનોરમાછે એ સાંભળી જે આનંદ થયો તેનું વર્ણન કરવાને આ લેખિની અશક્ત છે, કાળીદાસે પણ પોતાની પત્નિને આપેલા અન્યાય માટે પશ્ચાતાપ કરતાં અને રડતા પોતાના હૃદયનો બોજો ઓછો કરવા માંડયો,

પ્રિય પાઠક, એ કરૂણા જનક દ્રશ્યથી આપણે થોડો સમય દુર થઇએ અને આકસ્મિક થયેલા પ્રેમીઓના મેળાપથી બન્નેના હૃદયનો બોજ ખાલી થવા દઇએ. એ બન્ને શાંત થાય ત્યા સુધીમાં આવો આપણે રાજનગરમા સુરસિંહના મહાલયમાં પ્રવેશ કરીએ અને યમુનાના બાળકને તે કેવી રીતે સંભાળે છે તે નિહાળીએ.

---

# પ્રકરણ ૫૨ મું.

## –સુરસિંહની સહધર્મિણી.–

રાજનગરના રાજ્ય મહાલયમાં એક સુંદરી દોઢ વરસના સુંદર બાળકને ગોદમાં લઇ રમાડી રહી છે. એ સુંદરી બીજી કોઇ નહિ પરંતુ સુરસિંહની સહધર્મિણી રાજબાળા છે અને એ બાળક સુર-

સિંહની પાપવૃતિનો પરિચય આપતું, યમુનાની સાથેના તેના અનુચિત પ્રેમનું જીવતું જાગતું પરિણામ છે. બાળક ઘણોજ સુંદર, હૃષ્ટપુષ્ટ અને સર્વાંગે સુંદર છે. રાજબાળા એ બાળકને પોતાનોજ સમજે છે અને તેને જોઇ પરમ આનંદિત રહે છે. એ બાળકનું નામ અમે જાણતા નથી તોપણ રાજબાળા તેને સ્વર્ણચંદ્ર એ ઉપનામથી સંબોધે છે. રાજબાળાનો આખો દિવસ એ બાળકને સંભાળવામાંજ વીતી જાય છે, ઘરનું કામકાજ તેણીએ દાસ દાસીઓને સોંપી દીધું છે.

ત્રીજા પ્રહરનો સમય છે રાજબાળા બાળકને લઇ મહેલમા આમતેમ ફરી રહી છે, ઘડીમા મુખ ચુમે છે, તો ઘડીમા હૃદય સરસો ચાંપે છે. સારાંશ એ કે તેણી બાળકને પ્યાર કરવામાં એવી તો લિન્ન થઇ ગઇ છે, કે તેની બાજુમાજ સુરસિંહ ઉભેલો છે તેનું પણ તેણીને ભાન નથી. કેટલોક સમય એવીજ સ્થીતિમાં પસાર થઇ ગયો સુરસિંહ ચુપ ચુપ ત્યાંજ ઉભો રહ્યો રાજબાળાનો બાળક પર આવો અપ્રતિમ પ્રેમ જોઇ તે મનમાંજ ખુશી થયો, રાજબાળાની તે મનમાંજ પ્રશંસા કરવા લાગ્યો. અહા જે અતુલનિયા સુંદરીની સાથે સુરસિંહનું મન પણ મળતું નહોતું, જે તેણીને ફુટી આંખે પણ જોતો નહિ એટલુંજ નહિ પરંતુ એ ગુણમયી, લાવણ્યમયી, સ્વર્ણ પ્રતિમાની સાથે આજ સુધી જેણે પ્રેમ ભરી વાત પણ કરી નથી તે સુંદરીને આજે એજ સુરસિંહ અનિમેષ નયને, અત્યંત પ્રેમ દ્રષ્ટિથી નિહાળી રહ્યો છે. આજ સુધી આવી સાધવી; સરલ હૃદયાને તેણે ગેર ઇન્સાફ આપ્યો તેને માટે મનોગત પશ્ચાતાપ કરી રહ્યો છે. વળી રાજબાળાના હાથમાં જે બાળક હતો તે તેણીને માટે ઘૃણાનું પાત્ર હતો કારણ કે પોતાનો પ્રેમ છીનવી લેનાર એક વિધવાનો તે પુત્ર હતો. એ યમુનાના આગમનથીજ સુરસિંહની તેણીના પર ઇતરાજી થઇ હતી તોપણ

તેણી આજે એ બાળકને નિષ્કપટ સ્નેહથી પોતાના પુત્રની માફક પ્યાર કરી રહી છે. માતૃહીન શીશુ પણ સ્નેહ મયી, અપર માતાની ગોદમા આનંદથી બેઠી રહ્યો છે. આજે એજ રાજબાળાની કૃપાથી એ પિતૃપરિત્યક્ત પુત્ર પિતાના આશ્રયનો અધિકારી થયો છે. પાપથી પેદા થયેલો, પરિચયહીન શીશુ સર્વની સામે પિતાના દ્વારમા આવીને રહ્યો છે આ સર્વ એ ઉદ્દાર દીલની રાજબાળાની સહૃદયતાનુજ પરિણામ છે. રાજબાળાના આ વર્તનથી સુરસિંહને પોતાના પુર્વ કૃત્યોની યાદ આવતાં જે લજ્જાનો અવિર્ભાવ થયો તેનું વર્ણન કરવું અતિ કઠીન છે. જે સુરસિંહ હમેશાં છાતી કાઢીને ચાલતો, મનુષ્ય સમાજના મસ્તક પર પોતે મેળવેલી અર્ધદગ્ધ વિદ્યાના સંનિપાતથી પદાઘાત કરતો, પત્નિ ઉપદેશ આપવાનો સહજ પણ પ્રયત્ન કરતી તો પ્રહારથી લોહી લુહાણ કરતો, એજ સુરસિંહ આજે પોતાની સરલ હૃદયા સહધર્મીણીના સદવર્તનથી મહાત થયો. તેના હૃદયમાં એક વિચિત્ર, આશ્ચર્ય જનક પરિવર્તન થઇ ગયું

કેટલીક વારે રાજબાળાએ મ્હોં ફેરવ્યું. સુરસિંહને પોતાની સામેજ ઉભેલો જોઇ તે હસતી હસતી બોલી " કેમ, દુર કેમ ઉભાછો? મુંગા મુંગા શું જોઇ રહ્યા છો ? શું નજીક આવતા કે બોલતાં કાંઇ શરમ આવે છે. "

" હા રાજબાળા, હું તારો અપરાધી છું એથી મને તારી નજીક આવતાં અને બોલતાં શરમ આવે છે. "

" કેમ, હું કાંઇ વાઘ કે વિષધર છું કે બચકું ભરીશ ? આવો નજીક આવો, નાથ આ તમારા બાળકનો હાથ ઝાલી ઉચ્છંગમાં લો, તેનાથી પ્યાર કરો, પુરાણી વાતોને ભૂલી જાઓ. પ્રભુ એમાં તમારો કાંઇ અપરાધ નથી." રાજબાળાએ બાળકને સુરસિંહની આગળ ધરતાં કહ્યું.

" નહિ રાજબાળા, મારા અપરાધો અગણિત છે તેમાંના એક અપરાધનો નમુનો તારી ગોદમાંજ છે. "

" નાથ, અપરાધ કરીને જો આવો સોના જેવો ચંદ્ર મળે તો તે અપરાધ નહિ પરંતુ પુણ્ય છે. "

" ગમે તેમ હો; પરંતુ જે પ્રકારે આ રત્ન પ્રાપ્ત થયું છે તેને પુણ્ય કહી શકાયજ નહિ. પુત્ર પ્રાપ્તિ માટે મનુષ્ય જપ, તપ, યજ્ઞ, આદિ પુણ્ય કર્મો કરે છે પરંતુ મેં તો—"

" પ્રભુ, આપ આ શું કહો છો ? પરમાત્માએ પુરૂષને કેટલીક બાબતમાં સ્વાધીનતા આપી છે એ સ્વાધીનતાનો જો પુરૂષ વ્યવહાર કરે તો તેમાં કાંઇ અપરાધ નથી. આપે એજ સ્વાધીનતા દ્વારા આ રત્ન પ્રાપ્ત કર્યું છે તેમાં વળી અપરાધ શાનો ! " રાજબાળાએ સુરસિંહને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું

રાજબાળા હવે મને વધારે ન શરમાવ. ભલે તું વાતો ને મશ્કરીમાં ઉડાવ, મારી પુરાણી વાતોનું વિસ્મરણ કરાવવા ભલે તું પ્રયત્ન કરે, પરંતુ દેવી મારૂં અંતઃકરણ તને દુઃખી કરવા માટે મને બહુ ડંખે છે. અરેરે ! આજ સુધી મે તારી સામે ઝાંખી નજરે પણ જોયું નથી, તારી સ્વર્ણ પ્રતિમાને ચિંતાની અગ્નિમાં ભસ્મીભૂત થતી જોયા છતાં મેં કાંઇ દરકાર કરી નથી. હાય ! હું મારા કેટલાક અપરાધો ને યાદ કરૂં ! " સુરસિંહની આંખમાં અશ્રુ ભરાઇ આવ્યાં, તેનો કંઠ રૂંધાઇ ગયો.

" નાથ, તમારો કાંઇ અપરાધ નથી. પતિ સ્ત્રીના તરફ જૂએ યા ન જુએ પરંતુ પતિની ભક્તિ કરવી, પતિના ચરણોનુંજ ચિતમાં ચિંતવન કરવું, અને નિરંતર તેમની પુજા કરવી, એજ સ્ત્રીઓનું પરમ કર્તવ્ય છે. સ્વામીની સાથે રહેવું એજ નારીના પરમ સુખનો

વિષય છે. એ સુખથી તો આપે મને કોઇ દિવસ વંચિત નથી રાખી પછી અનાદર કે અપરાધ જેવી વાતજ ક્યાં રહી ? હાં પણ ગોવીંદરામ આજે અહીં શા માટે આવ્યો છે ?" રાજબાળાએ સુરસિંહના વિચારો ફેરવવા વાતનું વળું બદલ્યું.

" એ પોતાના ભાણેજને જોવા આવ્યો છે. એ બાળકને મારી ગોદમા આપો તો હું તેની પાસે લઇ જાઉં."

સુરસિંહના એ શબ્દો સાંભળી રાજબાળા ભિતભાવથી બાળકને હૃદય મરમો ચાંપતા બોલી " નાથ, આ બાળક ભલે ગોવીંદરામની બહેનથી ઉત્પન્ન થયેલો છતાં તે તમારો બાળક છે અને હું આપની અર્ધાંગિની છું એટલે એ બાળક પર મારો પણ અધિકાર છે. ખાસ કરીને તેની માતા મરી ગઇ છે ત્યારે તે મારોજ પુત્ર છે. હું મારા પુત્રને બીજા કોઇના હાથમાં નહિ સોંપું."

" ગાંડી એ કાંઇ તારા પુત્રને લઇ જવા નથી આવ્યો. માત્ર જોવાજ આવ્યો છે." સુરસિંહે હસતાં હસતાં કહ્યું.

" ઠીક છે, જો એમ હોય તો ભલે ખુશીથી લઇ જાઓ પરંતુ સબુર હું તેને દાગીના પહેરાવી લઉં, વાળ બરાબર સાફ કરી દઉં." એમ કહી તેણીએ એક દાસીને બોલાવી અને તે દ્વારા કપડાં દાગીના વગેરે મંગાવ્યાં દાસી ચાલી ગઇ,

દાસીના જવા પછી રાજબાળાએ સુરસિંહને પુછ્યું " ગોવીંદરામ હમણાં શું ધંધો કરે છે ?"

" કાંઇજ નહિ યમુનાના મૃત્યુ પછી તે હમેશાં ઉદાસ રહે છે, તેને બહુ સમજાવ્યા છતાં તે કાંઇ પણ ધંધો કરવાનો ઇન્કાર કરેછે."

" જે બનવાનું હતું તે બની ગયું. હવે તે પોતાની મા, સ્ત્રી અને બાળબચ્ચાંની સાથે અહીં આવીને રહે તેવો બંદોબસ્ત કરી

આપો. તે ગરીબના ઝુંપડાંને તમે આગ લગાડી હતી એથીજ એ સ્થાન ભ્રષ્ટ થયા છે. તો તેમને માટે એક મકાન બંધાવી આપો અને પૈસા વગેરેની મદદ આપી તમારા કોઇપણ ખાતામાં તેને નોકરી આપી તે સુખી થાય એવો સર્વ પ્રકારે બંદોબસ્ત કરી આપો."

"દેવી તમારા કહેવા અગાઉજ મેં તેમની પાસે એ પ્રસ્તાવ રજુ કર્યો હતો પરંતુ તે કહે છે કે હવે માગથી આ ગામના લોકોને મોઢું દેખાડી શકાય તેમ નથી એટલુંજ નહિ પરતુ હવે તેને માતા અને પતિ સમીપ જતાં ઘણોજ સંકોચ થાય છે, તોપણ હું તેમની માતા અને પતિને માટે યથોચિત બંદોબસ્ત કરી આપીશ. મેં તેના પર ચલાવેલા અનુચિત વ્યવહારનો વ્યાજબીજ બદલો આપીશ."

"મને લાગે છે કે ગોવીંદરામ પોતાના પુર્વ કર્મોને સંભાળી મોહનલાલના પાપ કર્મમાં પોતે ભાગીદાર હોઇ તે મોહનલાલથી ડર તો હશે."

"નહિ, હવે મોહનલાલનો ભય ગખવાનું કાંઇ પણ કારણ નથી કારણ કે થોડાજ સમયમાં તે પોતાની કરણીનું ફળ ભોગવવા જેલ જાત્રાએ ચાલી જશે, અને શાંતિપુરની જમીનદારી તેના ખરા હક્કદારને મળશે."

" શુ શાતિલાલનો કાંઇ પતો લાગ્યો છે !"

" જો કે પતો તો મળ્યો નથી પરંતુ તે જીવિત હોવાના પાકા ખબર મળ્યા છે અને એથી તો મોહનલાલ પોતાના પાપને છુપાવવાનો પ્રયત્ન કરી રહ્યો છે."

" જો જો નાથ, વળી એ મોહનલાલની પ્રપંચ જાળમાં રખે ફસાઇ જતા, એ પાપના પુતળાને રખે કાંઇ સહાય કરતા."

"નહિ દેવી, જ્યારથી પેલા સન્યાસી મહારાજ તેમજ માલક્ષ્મી નો મને સમાગમ થયો છે ત્યારથી મેં મોહનલાલ સાથે વાતચીત

કરવાનું તો શું પરંતુ પત્ર વ્યવહાર પણ બંધ કર્યો છે. શાંતિલાલ જીવિત હોવાના ખબર પણ મને એજ સન્યાસી મહારાજે આપ્યા હતા મહારાજા શાંતિપુરમાં છે. અને સન્યાસી મહારાજ પણ શાંતિલાલ સાથે શાંતિપુર આવશે એવા ખબર મળ્યા છે અને એમ પણ સાંભળ્યું છે કે શારદા અને મનોરમા તેમજ ત્રીકમદાસ પણ હજુ હયાત છે, ”

"હેં શું, આ સર્વ ખરૂં કહો છો ? ”

"હા, અમૃતલાલ દ્વારા મળેલા ખબરોમાં કોઇ દિવસ અસત્યનો ભાસ હોતોજ નથી. એ સત્યનિષ્ટ પુરૂષ કદી જુઠું બોલતોજ નથી. ”

અમૃતલાલનું નામ સાંભળતાજ રાજબાળાને કમળાની વાત યાદ આવી, તે બોલી "હા નાથ, પછી કમળાનું શું થયું ?"

"તેણી હાલતો કાળીદાસની સાથેજ છે, સન્યા આવ્યા પછી કેસના પરિણામે જે થાય તે ખરૂં."

"પરંતુ નાથ એ કેસમાં ગોવીંદરામને કાંઇ પણ આંચ ન આવે એવો પ્રયત્ન કરજો, બની શકે તો તેના બચાવ માટે અમૃતલાલને સમજાવજો"

"અમૃતલાલના ઉપદેશથીજ ગોવીંદરામ સુધર્યો છે હવે તો કોઇ પણ રીતે ગોવીંદરામને દુઃખ થાય એમ કરવા અમૃતલાલ ખુશીજ નથી."

"બસ એટલુ થશે તો મારા આત્માને શાંતિ મળશે મને ગોવીંદરામના બાળબચ્ચાંની બહુ દયા આવે છે. ગોવીંદરામ ગમે તેવો પાપી છતાં તેનાં નિર્દોષ બાળકો બિચારાં દયાને પાત્ર છે"

'મારાથી બનશે તેટલું કરીશ, ગોવીંદરામનું કુટુંબ સુખી થાય એવો હું સર્વ પ્રકારે બંદોબસ્ત કરીશ."

"બસ એટલું કરશો તો મને ઘણોજ આનંદ થશે, એ નિરાધારોનાં અંતઃકરણ આપને આશીરવાદ આપશે."

"દેવી, સર્વ તારી ઇચ્છા મુજબજ થશે પરંતુ હા એક વાતતો હું તને કહેતાંજ ભુલી જાઉં છું. યમુના જે મારી ચીજો ચોરી ગઇ છે તે સર્વ જેવીને તેવી દશામાં પાછી આવીછે તેમાંની એક ચીજનો પણ ગોવીંદરામે ઉપયોગ કર્યો નથી."

" એ સર્વ ચીજો આશરે કેટલી કીંમતની હશે ?" રાજબાળાએ પ્રશ્ન કર્યો,

"સુમારે વીશ હજાર." સુરસિંહે જવાબ આપ્યો.

"તો એ ચીજોનો મારી ઇચ્છા મુજબ ઉપયોગ થશે ખરો ?"

"અવશ્ય, રાજબાળાના એક એક બોલોને હવે હું અમુલ્ય સમજું છું. તારી દરેક ઇચ્છાઓ પુર્ણ કરવાને હું તૈયાર છું. બોલ, બોલ, એ ચીજોને કયા કામમા લાવવાનો તારો વિચાર છે ?" સુરસિંહે ઉત્સુકતા પુર્વક પુછ્યું.

"નાથ, મારો વિચાર એ સર્વ ચીજો ગોવીંદરામને પાછી આપવાનો છે. તેનાં નિર્દોષ બાળકો, વૃધ્ધ માતા તેમજ સાધવી પિત્નના ઉપયોગમાં આવે તેમ કરવાનો છે"

"તારો વિચાર ઘણોજ ઉત્તમ અને પવિત્ર છે પરંતુ ગોવીંદરામ તે લેવાની ના પાડે છે એટલુંજ નહિ પરતુ પોતાનાં બાળકોને પણ આપવાની સખ્ત મનાઇ કરે છે,"

"ખેર, એ ચોરેલી વસ્તુઓથી પાપ લાગે એમ ધારી તે લેવા નાપાડતા હોયતો એ સર્વ ચીજો મને સોંપી દો હું કોઇ અન્ય પ્રકારે તેની સાધવી પત્નિને એ સર્વ ચીજો અર્પણ કરીશ,"

" એ કેમ બનશે ? ગોવીંદરામની અવજ્ઞા એ સાધ્વી કેમ કરશે ? "

" એ માટે મેં નિશ્ચય કરી લીધો છે, હાલતો સર્વ ચીજો તેમની પાસેથી લઇ તમારે સ્વાધીન કરીલો સમય આવતાં સર્વ થઇ રહેશે."

" રાજબાળા, જો એ ચીજો તું કોઇપણ રીતે એ સાધ્વીને સોપે તો......"

" સોપીશ, અવસ્ય સોંપીશ. એ સાધ્વીના ઉપર આપે કરેલા અત્યાચારનો હું તેણીને યોગ્ય બદલો આપીશ. " રાજબાળાએ સુરસિંહને બોલતો અટકાવી વચ્ચેજ કહ્યું અને વધારામાં ઉમેર્યું કે " નાથ, એ સર્વ તો હું કરીશ પરંતુ જે સંન્યાસીએ આપના આચાર વિચારમાં આટલું બધુ પરિવર્તન કરી દીધું છે તે મહાત્માનાં દર્શન શું મને નહિ કરાવો ? મેં સાંભળ્યું છે કે એ મહાત્માના આશ્રમમાંજ માલક્ષ્મી રહે છે- એ દેવીના દર્શનથી મનુષ્યનાં પાપ–તાપ દુર થઇ જાય છે. શું એક વખત એ દેવીનાં મને દર્શન નહિ કરાવો ? "

" કરાવીશ, આવતી કાલેજ આપણે ત્યાં જઇશું. મેં તેમના સેવાશ્રમમાં સારી જેવી રકમ આપવાનો નિશ્ચય કર્યો છે. એ રકમ હું તારા હાથેજ એ મહાત્માને અપાવીશ પણ દેવી હવે વિલંબ ન કરો એ બાળકને મારી ગોદમાં દો. બિચારો ગોવિંદરામ બેઠકમાં કયારનો બાળકને જોવાની આતુરતાથી બેઠો છે.

આ પ્રમાણે વાતચીત ચાલે છે એટલામાં દાસી કપડા, ઘરેણાં, વગેરે લઇ આવી. રાજબાળા બાળકને ગોદમાં લઇ આભુષણો પરિધાન કરાવવા લાગી, બાળક તે પહેરવામાં આનાકાની કરવા લાગ્યો, હર્ષ ઘેલી રાજબાળા બાળકની એ ચેષ્ટાથી આનંદિત થતી આંખ-

માંથી આંસુ વરસાવતી બોલી " કેમરે બદમાશ, શુ હુ તરી માતા નથી ? શું તું મને ઓળખતો નથી ? શુ મેં તને નવ માસ ઉદરમાં ધારણ નથી કર્યો એથી તું મને કોઇ બીજી સમજે છે? બાપુ, ઉદરમાં ન રાખ્યો તો શું થયું? તારૂં પાલન હું તારી જન્મદાતા કરતાં પણ વિશેષ લાડથી કરીશ. ડાહ્યોથા અને આ કપડાં દાગીના જલદી પહેરીલે, મામા તારી રાહ જોઇ રહ્યા છે. " રાજબાળાની એ ધમકીથી નિર્દોષ બાળક શાંત થવાને બદલે અભિમાનના આવેશમાં આવી ગયો હોય તેવો ભાવ કરતો વિશેષ રડવા લાગ્યો. બાળકને એ મુજબ લાડ કરતો જોઇ સાધવી રાજબાળા આનંદની અવધિએ પહોંચી તેણી બાળકને છાતી સરસો ચાંપી પ્રેમ પુર્વક પંપાળતાં છાનો રાખવા લાગી. કેટલીકવારે બાળક શાંત થયો અને રાજબાળા વસ્ત્રાભુષણોથી શણગારી તેને સુરસિંહના હાથમાં સોપતાં બોલી " લો આ મારા લાડકવાયા પુત્રને તેના મામા પાસે લઇ જાઓ. પણ જો જો હો વધારે વખત ખોટી ન થતા, હું એ બાળક વગર ઘડીપણ રહી શકવાની નથી."

" વારૂ હું અર્ધા કલાકમાંજ પાછો આવું છું અને તારો બાળક તને પાછો સોપું છું." સુરસિંહે સ્મિત કરતાં કહ્યું અને બાળકને લેવા પોતાનો હાથ લંબાવ્યો. પરંતુ બાળક જાણે સુરસિંહ પાસે જવામાં નારાજ હોય તેમ તેણે રાજબાળાનું ગળું પકડી લીધું. રાજબાળાએ તેને છાતી સરસો ચાંપ્યો અને તેના ગુલાબી ગાલો પર બે ચાર ચુંબનો લઇ લીધાં અને પછી સુરસિંહના હાથમાં સોંપ્યો. સુરસિંહ બાળકને ગોદમાં લઇ ચાલ્યો ગયો.

રાજબાળા જ્યાં સુધી સુરસિંહ દેખાયો ત્યાં સુધી તે તરફ એકી ટશે જોતી ઉભી રહી. સુરસિંહ જ્યારે દેખાતો બંધ થયો ત્યારે તે મનમાજ બબડી " નાથ, આપતો કરેલ અપરાધ માટે પશ્ચાતાપ

કરોછો પરંતુ હું આપના એ અપરાધથી મળેલા આ સ્વર્ણચંદ્રને મેળવી પોતાને ભાગ્યશાળી માનું છું. આપનું ઉદાર હૃદય આપની નિખાલસતા અને મારા પરની અપુર્વ મમતાએ સર્વનો જ્યારે હું ખ્યાલ કરૂં છું ત્યારે આપના જેવા સાધુ પુરૂષની કેવી રીતે સેવા કરવી તેની મને કાંઇ સમજ પડતી નથી. હું તો આપની આશ્રિતા, દાસી માત્ર છું. હા આટલા દિવસ આપ મને નહિ બોલાવતા હતા, મારી પાસે નહિ આવતા હતા એટલે આપની ચરણરજ લેવાનું સૌભાગ્ય મને મળી શકયું નહોતું પરંતુ આજે એ અધિકાર મેળવી હું મહાન ભાગ્યશાળી થઇ છું. નાથ, પ્રભુ, હવે મને આપની ચરણ રજથી વંચિત નહિ રાખશો, આ કિંકરીને હવે ન વિસારશો." બોલતાં બોલતાં રાજબાળાની આંખમાં આંસુઓ ભરાઇ આવ્યાં તેથી અંદર ચાલી ગઇ.

સુજ્ઞ વાચક, સુરસિંહ બાળકને લઇ પાછો આવે ત્યાં સુધી આવો આપણે ભુતાલયમાં પ્રવેશ કરીએ અને ચંપાની કેવી હાલત છે તે જરા તપાસીએ.

---

# પ્રકરણ ૫૩ મું.

## -કર્મ ફળ.-

યોગી અમૃતલાલની જામીનગીરી પર છુટો થયો, એ મોહનલાલને કોઇપણ પ્રકારે રૂચ્યું નહિ. એક ખુનીને આ રીતે છુટો મુકવો એ ગુન્હેગારોને પુષ્ટિ આપવા જેવું છે. એમ જણાવી તેણે પોલીસ ખાતાના અધિકારીઓને ઉશ્કેરવા માંડયા. પોલીસ કમીશનર સાહેબને

પણ એ બંન્નેની વિરૂધ્ધ કેટલીક જુઠી વાતો સંભળાવી ભંભેરવાનો પ્રયત્ન કરી જોયો. ખુદ મહારાજાને પણ મરી મસાલા યુકત વાતોથી તેની ન્યાય પ્રિયતાની યાદ આપી એ અનર્થ થતો અટકાવવાની પ્રાર્થના કરી પરંતુ સર્વ સ્થળે તેને નિરાશાજ મળી. આથી હતાશ બનેલા મોહનલાલે કમળાદ્વારા અમ્રતલાલનો ઘાત કરાવવાનો છેલ્લો રસ્તો લીધો પરંતુ આપણે આગળ વાંચી ગયા તેમ તેમા પણ તે નિરાશજ થયો એટલુંજ નહિ પરંતુ કાળીદાસ એ વાત જાણી ગયેલો હોવાથી તે ભયભિત થયો, બીજાને અપરાધી ઠરાવવા જતા પોતેજ અપરાધી બની ગયો, હવે તેના ત્રણ દુશ્મન થયા, કોર્ટમાં કેસ ચાલે તે પહેલાં એ ત્રણેને કોઇપણ રીતે ઠેકાણે પાડી દેવા સિવાય પોતાના બચાવ માટે એક પણ રસ્તો નથી એમ તેને લાગ્યું પરતુ એ કાર્ય તેનાથી બની શકે તેમ નહેતું. કારણ કે શાંતિપુરમાં અત્યારે એવો એક પણ માણસ નહોતો કે જે મોહનલાલની તરફ માનની નજરે જોતો હોય સુરસિંહ તરફથી મળેલાં માણસો પણ મહારાજા સુરેંદ્રસિંહની શાંતિપુરમા હાજરી હોવાથી બહુ ડરીને મોહનલાલનું કામ કરતા હતાં, તોપણ મોહનલાલે તેઓને દ્રવ્ય લોભમાં એવાં તો જકડાવી દીધાં હતાં કે તેઓ મોહનલાલને ગમે તેવું કઠિન કાર્ય કરવાની ના પાડી શકતાં. નહોતાં. યોગી, અમ્રતલાલ તેમજ કાળીદાસને કોઇપણ રીતે ફરેબમાં લેવાનો તેનો પ્રયત્ન ચાલુજ હતો પરંતુ અદ્યાપિ તેઓને સફળતા મળી નહોતી. પોતાના પૈસાની બરબાદી થયા છતાં મોહનલાલ પોતાના દુશ્મનોને દબાવી ન શકયો, પકડાવી ન શકયો એથી તે ભાવિભયની ચિંતાથી અર્ધ ગાંડા જેવો બની ગયો. આવી સ્થીતિમાં તેણે એક દિવસ આપઘાત કરવાનો નિશ્ચય કીધો. અપરાધી થઇ જેલમાં જવું કે ફાંસીએ લટકવું તેના કરતાં આપઘાત કરી મરવું એ માર્ગ તેને શ્રેયઃસ્કર

જણાયો, પરંતુ દૈવ તેનાથી પ્રતિકુળ હતો, વિધિએ તેના કર્મનું ફળ આ જન્મમાંજ ભોગવવાનું નિર્માણ કરેલું હતું, એટલે એ વિધાતાના વિધાનને ફેરવવાનું સામર્થ્ય એ બિચારા મોહનલાલમાં ક્યાંથી હોય?

મોહનલાલ આપઘાત દ્વારા પોતાના જીવનનો અંત લાવવામાં સફળ થાય તે પહેલાં એક દિવસે તેને એવા ખબર મળ્યા કે કોઇ ત્રણ બદમાસોએ ચંપાના ઘરમા રાત્રે ઘુસી જઇ તેણીને છરીથી ઘાયલ કીધી છે. ચંપા એ ત્રણે બદમાસોને ઓળખે છે પરંતુ તેનાં નામો આપવાની તેણી ઇન્કાર કરે છે. આ ખબરથી મોહનલાલને જે આનંદ થયો તેનું વર્ણન કરવાને અમારી પાસે શબ્દો નથી. તે ધારતો હતો કે ચંપા પોતાને ચાહતી હોવાથી, તેમજ દ્રવ્યની લાલચુ હોવાથી, જેમ તે કહેશે તેમ કરવાને તેણી તૈયાર થશે. યોગી, અમ્રતલાલ અને કાળીદાસને ખુની તરીકે જાહેર કરવાની અનાયાસે મળેલી આ ઉમદા તક એ મોહનલાલને માટે કાંઇ ઓછા આનંદની વાત નહોતી. તે બહાર નીકળ્યો અને પોતાના સોબતીઓને સાથે લઇ થોડીજ વારમાં ભુતમહાલયમાં આવી પહોંચ્યો. આ વખતે ચંપા એકલીજ હતી, તેણી મરવાની અણીપર હોય એમ લાગતું હતું. આથી ઉતાવળે મોહનલાલ તેણીની પાસે ગયો અને પોતાના દુઃખની વાત જણાવી એટલુંજ નહિ પરંતુ દ્રવ્યના લોભ સાથે તેમાં સહાયતા કરવા, અને પોતાના પર આવેલી આફતમાંથી બચાવવા આજીજી પુર્વક પ્રાર્થના કરી. અને તે સાથે અમ્રતલાલ, યોગી કે કાળીદાસ પૈકી કોઇ અહીં આવ્યું હતું કે નહિ એ પણ પુછ્યું. ચંપાએ જવાબમાં ધીમા સ્વરે તુટક શબ્દોમાં, જે કાંઇ કહ્યું તે પરથી મોહનલાલ તેમજ સાથે આવેલા માણસોને ખાત્રી થઇ ગઇ કે ચંપાને કાંતો કાળીદાસે લુંટી છે અથવા તો અમ્રતલાલ કે અરવિંદરાયે કાળીદાસની મિલકત પાછી મેળવવા મારી છે. સંભવ

છે કે એ ત્રણેએ મળી આ કામ કર્યું હોય અથવા એ ત્રણમાંથી કોઇ એકે આ કામ કર્યું છે એમાં તો કાંઇ સંદેહ નથી. અત્યારે ચંપાની જુબાની લખી લેવી આવશ્યક સમજી મોહનલાલે બહારના બે મનુષ્યો બોલાવી લાવવાને પોતાની સાથે આવેલા માણસો પૈકી એકને સંકેત કર્યો માણસ ચાલ્યો ગયો અને થોડીજવારમાં બે જાણીતા શહેરીઓને સાથે લઇ ત્યાં દાખલ થયો. મોહનલાલે અમ્રતલાલ, યોગી અને કાળીદાસ એ ત્રણેએ ચંપાનું ખુન કરવા પ્રયત્ન કર્યો હતો એવું ચંપાના મુખેજ પ્રસિદ્ધ થાય એવા યુકિતયુકત શબ્દોથી ચંપાની જુબાની લેવાનો આરંભ કર્યો. પરંતુ ચંપાએ એ ત્રણ પૈકી કોઇપણ અહીં આવવાનો ઇન્કાર કર્યો, એટલુંજ નહિ પરંતુ તેણીએ કહ્યું કે " જેને મારી આ દશા કરી છે તેને તેમ કરવાનો હક હતો. મેંજ તેને મારૂં ખુન કરવાની ફરજ પાડી હતી અને જો ખુલ્લા શબ્દોમાં કહુ તો હુંજ મારી ખુની છું. મેં જેવું કર્યું તેવુંજ ફળ મને મળ્યું છે આમાં કોઇનો દોષ નથી. વળી હું ખાત્રી પુર્વક કહું છું કે કાળીદાસ, અમ્રતલાલ કે યોગી એ ત્રણે પૈકી આમાં કોઇનો હાથ નથી." તદપિ મોહનલાલે એમ કહીને એ વાતને ઉડાવી દીધી કે " ભલે, એ બદમાસોની સાથે એ નહિ હોય પરંતુ એ ત્રણમાંથી એકે આ કામ બદમાસો દ્વારા કરાવ્યું છે એ વાત નિર્વિવાદ છે.

ચંપાના શરીર પર ઘણા ઘા લાગેલા છે, તેના હાથ અને આખા શરીર પર છરીના મોટા ઉંડા જખમો થયેલા છે, તેમાંથી રકત પ્રવાહ ચાલુ છે, યોગીએ અત્યાર સુધી કરેલો પ્રયત્ન વ્યર્થ ગયો છે, પેટપર થયેલા જખમ પર ઘણીજ પીડા થાય છે, રાતના તો તે બેશુદ્ધ બની ગઇ હતી પણ અત્યારે પીડા કાંઇક ઓછી થવાથી તે વાત કરવા જેટલી શકિત મેળવી શકી છે. તોપણ તેણીનું શરીર

એટલું બધું અશક્ત જણાય છે કે જાણે તે ઘણા લાંબા સમયથી બીમારી ભોગવતી હોય અને તે બીમારી વધીને પરાકાષ્ટાએ પહોંચી હોય એમ અનુમાન થાય છે. આવી સ્થીતિમાં પણ મોહનલાલને એ સાધુ વ્યક્તિઓ પર ખોટો આરોપ મુકતો જોઇ તે લાલપીળી થતી બોલી "ખબરદાર, મોહનલાલ એ સાધુઓને તમારા સ્વાર્થને ખાતર અપરાધી ન બનાવો. જાઓ, મારી પાસેથી તેઓના બચાવ સિવાય બીજું વધારે કાંઇ નહિ મેળવી શકો. હું તમારો મતલબ સમજી ગઇ છું પરંતુ મોહનલાલ, હવે હું આગળની ચંપા રહી નથી. સાધુ સંગતિથી મારી વૃતિઓમાં અસાધારણ ફેરફાર થઇ ગયો છે જાઓ, ચાલ્યા જાઓ. નહિ તો આ ગૃહસ્થો સમક્ષ મારે તમારાં પાપોનું પુરાણ ખોલવું પડશે......" બોલતાં બોલતાં ચંપા થાકી ગઇ, તેણી નો કંઠ રૂંધાઇ ગયો, આંખે અંધારા આવવા લાગ્યાં, શક્તિ હીન તેણી બીછાનામાં પછડાઇ પડી. મોહનલાલે એ તકનો લાભ લીધો અને પોતે તૈયાર કરેલી બનાવટી જુબાની પર ચંપાનો હાથ પકડી બળાત્કારે તેમાં સહી કરાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ તેમાં તે સફળ થાય તે પહેલાં દરવાજાનાં દ્વાર ખુલી ગયા અને પોલીસ ઇન્સ્પેક્ટરે ચાર પોલીસો સાથે ત્યા દાખલ થઇ "સબુર"ના પોકાર સાથે તેને તેમ કરતો અટકાવી દીધો. મોહનલાલ ભયભિત દ્રષ્ટિએ પોલીસ ઇન્સ્પેક્ટરના સામે જોઇ રહ્યો, તેનું આખું શરીર ભયથી કાંપતું હતું

પોતાને મોહનલાલના બળાત્કારથી બચાવનારને જોવા ચંપાએ પોતાનાં નેત્રો ખોલ્યાં. પોલીસ ઇન્સ્પેક્ટરને જોતાંજ તેણી હિંમતમા આવી ગઇ, તેનામાં બોલવાની શક્તિ ન હોવા છતાં બળાત્કારે બળ એકઠું કરીને તે ઘણાજ ધીમા સ્વરે પોલીસ ઇન્સ્પેક્ટરને ઉદ્દેશીને બોલી " સાહેબ, મોહનલાલ જે આસામીઓને અપરાધી માને છે તે

વાસ્તવમાં નિર્દોષ છે. મેં તો તેઓને ઘણા સમજાવ્યા પરંતુ તેઓ બળાત્કારે તેમના પર દોષારોપણ કરે છે કૃપા.........."

" શાંત ચંપા, તારે જે કહેવું છે તે સર્વ હું જાણું છું. તું આરામ કર, નાહક તકલીફ લઇ શરીરને કષ્ટ ન આપ " ચંપાને બોલતી અટકાવી ઇન્સ્પેકટરે વચ્ચેજ કહ્યુ.

ચંપા બીછાનામાં પડી. કેટલીકવારે ઇન્સ્પેકટર મોહનલાલ તરફ ફરીને બોલ્યો "કેમ મોહનલાલ, તમો અહીં શા માટે આવ્યા હતા? આ શહેરીઓને શા માટે બોલાવ્યા હતા ? "

" એ મને પુછનાર તું કોણ છે ? " મોહનલાલે તોછડાઇથી જવાબ આપ્યો.

" હું કોણ છું ? એ તમોને હમણાંજ જણાશે. મોહનલાલ તમે શાંતિપુરના જમીનદાર હોવાથી તેમજ મહારાજાની મહેરબાનીથી તમારા ગમે તેવા અપરાધો છતા આજસુધી છુટા રહી શકયા છો પરંતુ આજના તમારા માફ નહિ થઇ શકે તેવા ગુન્હાથી મારે તમોને પકડવા........"

" બસકરો આ એક જમીનદારનુ અપમાન થાય છે. ભવિષ્યનો વિચાર કર્યા વગર આપખુદી ચલાવાય છે. " ઇન્સ્પેકટરને બોલતો અટકાવી આવેશમાં આવેલો મોહનલાલ વચ્ચેજ બોલી ઉઠયો.

" ભુલ થાય છે ! ઓ નીચ, એક બિમાર ઔરત પર, અરે! મરણ શય્યા પર છેલ્લો શ્વાસ ખેંચતી નિરાધાર અબળા પર અત્યાચાર કરનાર પાપી, તારી ભુલ થાય છે! જો જો આ આપખુદી નહિ પરંતુ આપણા ન્યાય પ્રિય મહારાજાનો હુકમ બજાવાય છે, તેઓએ આપેલી આજ્ઞાનો અમલ થાય છે, " ઇન્સ્પેકટરની સાથે આવેલી અને બારણાંની આડમા છુપાઇને ઉભેલી કમળા ઉપરોક્ત શબ્દોનો ઉચ્ચાર કરતી

બહાર આવી અને મોહનલાલને પકડવાને મહારાજા તરફથી મળેલો વોરંટ તેની સામે ધર્યો.

કમળાને જોતાજ મોહનલાલ નિરાશ હતાશ બની ગયો. તે સમજી ગયો કે ગત રાત્રે બનેલો બનાવ મહારાજાના કાન સુધી પહોંચી ગયો છે, પોતાના દોષો બીજાના પર ઢોળવા જતાં પોતેજ સપડાઇ ગયો છે. બચાવનો હવે એક પણ રસ્તો રહ્યો નથી. તે પોતાના કર્મોનો પશ્ચાતાપ કરતો અને તેને માટે નિર્માણ થનારી સજાનો હિસાબ કરતો, નિશ્વાસ નાખતો ઘડીભર નીચું જોઇ રહ્યો. કેટલીકવારે કાંઇ વિચાર આવતા તે એકદમ આવેશમાં આવી ગયો અને કમળાને ઉદ્દેશીને બોલ્યો "કોણ કમળા, તું પણ તેમની સાથેજ આવી છે કે ?"

"હા, હું પણ તેની સાથેજ આવી છું અને તારા મોતનો પેગામ લાવી છું. મોહનલાલ, તારા સઘળા પાપો પ્રકાશમાં આવી ગયાં છે, આવતી કાલેજ તારે જલ્લાદને હાથે ફાંસીને લાકડે લટકવું પડશે, તારા પાપી જીવનનો અંત આવશે."

મોહનલાલની આંખોમાં ક્રોધનો અગ્નિ પ્રજળતો જણાવા લાગ્યો, તે કેટલીકવાર સુધી કમળાની સામે એકી-દ્રષ્ટિએ જોઇ રહ્યો, તેણે ધીમે રહી પોતાના ખીસા તરફ હાથ લંબાવ્યો. કમળા તેનો હેતુ સમજી ગઇ. કેટલીકવારે તે બોલ્યો " કમળા, મોહનલાલ એવો બાયલો નથી કે બીજાના હાથથી મરે, તારા જેવી એક નીચ નારીથી ડરે. મારાં અત્યંત કનિષ્ટ કર્મો છે અને તે કર્મોનું ફળ પણ ભયંકર છે એ સર્વ હું જાણું છું પરંતુ મારાં કર્મનું ફળ હું ભોગવી લઇશ, આજે હું મરીશ, તદપિ તે પહેલાં તને તારા કર્મનું ફળ ચખાડીશ. કમળા, શું તું એમ સમજે છે કે આ મોહનલાલ એકલોજ મરશે ?

નહિ, ઓ પિશાચિણી તારે પણ મારી સાથેજ ચાલવુ પડશે. પતિ ઘાતિની, તારાં પાપો પણ કાંઇ મારાથી ઓછા નથી સમજી ?" એમ કહેતાંજ મોહનલાલે પોતાના ખીસામાંથી રીવોલ્વર બહાર કાઢી અને કમળાની સામે તાકી, કમળા સાવધ હતી, તેણીએ કુદકો મારી બાજુમાં ઉભેલા પોલીસની કમરે લટકતી પિસ્તોલ ખેંચી લીધી. ભયભીત બનેલા પોલીસો બન્નેને અટકાવવામાં સફળ થાય તે પહેલાં ગુડુમ ગુડુમ કરતા બે અવાજો થયા અને બન્નેના નશ્વર દેહ ઘબ કરતા પૃથ્વી પર પડયા. પોલીસ ઇન્સ્પેકટરે જોયુ તો બન્નેના પ્રાણ પરલોકે પહોંચી ગયાં હતાં.

આ બનાવથી ચંપાના હૃદયને પણ જબરો આઘાત થયો. તેણી બે શુદ્ધ બની ગઇ, શ્વાસો શ્વાસ ઘણા જોરથી ચાલવા લાગ્યો. તેણીની એવી ભયંકર સ્થીતિ જોઇ પોલીસ ઇન્સ્પેકટર ગભરાઇ ગયો. કમળા અને મોહનલાલના શબની વ્યવસ્થા કરવા પહેલાંજ ચંપાને હોસ્પીટલમાં મોકલી આપવાનું તેણે યોગ્ય વિચાર્યું પરંતુ કેટલીકવારે ચંપા શુદ્ધિમાં આવી અને પોલીસ ઇન્સ્પેકટરને ઉદ્દેશીને બોલી " તમે મારી ભયંકર સ્થીતિ જોઇ મારા ભલામાટે હોસ્પીટલમાં મોકલવા માગો છો પરંતુ હવે હું થોડી ઘડીની મહેમાન છું. જો તમે આવી સ્થીતિમાં મને હોસ્પીટલમાં મોકલશો તો કાતો હું ઘરની બહાર નીકળતાંજ મરી જઇશ અથવા રસ્તામાંજ મારો શ્વાસ ઉડી જશે. એટલે કૃપાકરી મને અહીંયાંજ રહેવાદો. જો કે હું આ કમળા અને મોહનલાલથી વિશેષ પાપી છું, મારાં કર્મો કાળને પણ કંપાવે તેવાં કરૂણાજનક છે, હું મારાં કર્મોનુંજ ફળ ભોગવી રહી છું. તોપણ મરતાં પહેલાં એકવાર રાજા અરવિંદરાય, સુંદરરાય અને કાળીદાસને મારે મળવું છે. બની શકે તો એ ત્રણેને મારી પાસે બોલાવી દો. ભાઇ બનનાર

બની ગયુ, કમળા અને મોહનલાલને તેના કર્મનું ફળ મળી ગયું, હવે તો માત્ર તેઓના નશ્વર દેહનો સંસ્કાર કરવાનુંજ બાકી રહ્યુંછે. તે કદાચ કલાક પછી કરવામાં આવશે તો હરકત જેવું નથી, વળી અહીં બેઠેલાઓ એ બીનાથી વાકેફ છે એટલે મહારાજાને સમજાવવાનુ પણ વિશેષ મુશ્કેલ નથી પરંતુ જો હું એ ત્રણેને મળ્યા વગર મરી જઇશ તો મારી સર્વ વાતો મનની મનમાંજ રહી જશે અને બિચારા નિર્દોષોને ગેરઇન્સાફ મળી જશે માટે કૃપાકરી એ ત્રણેને મારી પાસે બોલાવી દો "

ઇન્સ્પેકટર ચંપાને કાંઇ પણ જવાબ આપે તે પહેલાં એકાએક ચાર પુરૂષો અને એક સ્ત્રીએ એ મકાનમા પ્રવેશ કર્યો. ચંપા એ ચાર પુરૂષોને ઓળખી લીધા. પુરૂષો પૈકી એકતો રાજા અરવિંદરાય, બીજો કાળીદાસ, ત્રીજો સુદરરાય અને ચોથો ગોવીંદરામ હતો પરંતુ એ સ્ત્રી કોણ છે એ ચંપા સમજી શકી નહિ. પાઠક, તમો તો એ સ્ત્રીને ઓળખો છો એ બીજી કોઇ નહિ પરંતુ આનંદની પ્રતિમા મા લક્ષ્મી છે.

તેઓના દાખલ થવા પછી ઇન્સ્પેકટરે ચપાને ઉદ્દેશીને કહ્યું. "લ્યો, જેને તમો યાદ કરો છો, મોહનલાલ જેને અપરાધી માનતો હતો, જેને તમારા ખુની તરીકે ઓળખાવવા તેની ઇચ્છા હતી, એ સર્વ અહીં આવી પહોંચ્યા." એમ કહેતાંજ તે બિછાના પાસેથી ઉઠયો અને જરા દુરખસી આવનારાઓને આદરસહ રસ્તો આપ્યો. રાજા અરવિંદે તેનો હાથ પકડી પોતાની બાજુમાં સ્થાન આપ્યું.

ચંપાની અંતિમ સ્થીતિ હોવાથી, તેમજ તેણીને આવનારાઓ સાથે કેટલીક આવશ્યક વાતો કરવાની હોવાથી, પોલીસ ઇન્સ્પેકટરે મોહનલાલ કે કમળાના સબંધમાં એક શબ્દ પણ એ લોકોને કહ્યો

નહિ. એટલુંજ નહિ પરંતુ શબવત્ પડેલાં કમળા અને મોહનલાલ તેઓની દ્રષ્ટિએ ન પડે એટલા માટે પોતાની સાથે આવેલા માણુસોને એ શબની આડે બેસવાનો ગુપ્ત સંકેત કર્યો. ઇન્સ્પેકટરની આજ્ઞાનો અમલ થયો અને સર્વ મોહનલાલ અને કમળાના શબ તેઓની નજરે ન પડે તેવી રીતે ગોઠવાઇ ગયા

સર્વથી પહેલાં માલક્ષ્મી ચંપાના બિછાના પાસે ગઇ અને ઘણુજ દુ:ખિત હૃદયે, પ્યારથી, ચંપાના માથા પર હાથ ફેરવતા તે બોલી "બહેન, શું તને વધારે જખમ થયો છે ? તું બહુ દુ:ખી જણાય છે ! "

દેવીના કરસ્પર્શ સાથેજ ચંપાને ઘણીજ શાંતિ મળી તે બોલી "હા મને વધારે લાગ્યું છે, પીડા પણ વિશેષ છે પરંતુ દેવી તમારા સ્પર્શ માત્રથી મારો વ્યાધિ દુર થયો છે આપ કોણ હો ? મે આપને કયાંક જોયાં છે પણ ઓળખતી નથી."

"શું ચંપા, તેં માલક્ષ્મીનું નામ નથી સાંભળ્યું ? આજ માલક્ષ્મી છે." ગોવીંદરામે કહ્યું,

"હેં કોણ ! માલક્ષ્મી ! ગરીબોની દેવી ! પતિતોધ્ધારક દીન જનોની દાતા ! દેવી આપના ચરણોમાં મારા પ્રણામ." ચંપાએ પોતાના બન્ને હાથો જોડી માલક્ષ્મીને પ્રણામ કર્યો.

"ચંપા. એ દેવી લક્ષ્મી બીજી કોઇ નહિ પરંતુ તારા ભમાવવાથી મેં જેણીને અપમાન સહ બહાર કાઢી મુકી હતી એજ સાધ્વી મનોરમા, મારી ગ્રહલક્ષ્મી. મારી સહધર્મીણી છે. " કાળીદાસે કંપિત સ્વરે કહ્યું.

ચંપાએ માલક્ષ્મીની સામે જોયું. અત્યારે મનોરમા તેની દ્રષ્ટિમાં દેવી સમાન જણાતી હતી, એક સમય કંટક સમાન ખુંચતી

મનોરમા અત્યારે એક કુમળા કુસુમથી પણ કોમળ જણાતી હતી. કેટલોક સમય તેણીની સામે એકી દ્રષ્ટિએ જોયા પછી ચંપા બોલી "ખરૂં છે કાળીદાસ, મનોરમા એક દેવીજ છે. અહા ! એ દેવી મુર્તિ પર કેવું દેવત્વવસી રહ્યુ છે ! હાય મેં પાપિણીએ ગોવીંદરામના કહેવાથી એ સતીપર જુઠું કલંક લગાડયું ! નાહક માર ખવડાવી ઘરથી બહાર કઢાવી ! સ્વામીના ઘરનાં અન્ન વસ્ત્રનો પણ ત્યાગ કરાવ્યો ! અફ્સોસ એટલું છતાં એ ઉદારતાની દેવીએ મને અંત સમયે દર્શન આપી પોતાના પવિત્ર હાથોના સ્પર્શથી મારા હૃદયમાં પ્રજ્વળતા પાપ અગ્નિને બુઝાવ્યો, મને શાંત કરી. દેવી મનોરમા, મારાં પાપોને, મારા અપરાધોને ભુલી જજો. મને ક્ષમા કરજો. દેવી હું પાપીણી છું. પતિઘાતિની છું, મારાં પાપોનો કાંઇ પારજ નથી, તદપિ દેવી, હવે હું માત્ર થોડી ક્ષણોનીજ મહેમાન છું. મારે તમારી સાથે બે ચાર વાતો કરવાની છે અને તે તમારાજ લાભની છે. તમો સર્વ જરા નજીક આવો અને શાંતચિતે મારી વાતો સાંભળો."

ગોવીંદરામ, કાળીદાસ, અરવિંદરાય અને સુંદરરાય વગેરે ચંપાના બિછાનાની આસપાસ તેણીને ઘેરીને બેઠા. ચંપાએ સુંદરરાયના તરફ જોયું તો સુંદરરાયની આંખો આંસુથી ભરેલી હતી. ઉદારચિત સુંદરરાયના હૃદયને ઓળખી ગયેલી ચંપાથી એ દ્રશ્ય નજોઇ શકાયું તેણીનાથી પણ રડી જવાયું. પતિના પર વાપરેલી ક્રુરતાનું તેણીને સ્મરણ થઇ આવ્યું તે ગદગદિત સ્વરે સુંદરરાયને ઉદ્દેશીને બોલી "પ્રભુ નાથ, આશું ! તમે તો રડો છો. શું આ હતભાગીની, પાપિણીને માટે કલ્પાંત કરો છો ! નાથ, નાથ, મેં આપનું અનિષ્ટ કરવામાં કાંઇ પણ કચાસ રાખી નથી. મેં જેવાં કર્મો કર્યાં છે તેવાંજ ફ્ળો મને મળ્યાં છે. આપના જેવા સાધુ પુરૂષને સતાવવાનું મને

એ.જ્યજ ફગ મળ્યું છે. મારા જેવી પાપિણી માટે વૃથા કલ્પાત શા માટે કરો છો ? નાથ હું આપની પત્નિ હતી. તમે મારા પતિ હતા. આપની સેવા કરવી એ મારો પરમધર્મ હતો પરંતુ હાય મેં અભાગિણીએ આપનું અનિષ્ટજ કર્યું છે ! આ શરીરથી આપનું ના મારાથી કાંઇ ભલુ થઇ શક્યું નથી પરંતુ આપે તો મારો ઉદ્ધાર કર્યો છે, મારો પરલોક સુધાર્યો છે. એટલુંજ નહિ પરંતુ મારા જેવી પાપિણીના હાથમા આવેલી આ પવિત્ર દેવાના મિલકતનો દુર્વ્યય થતો અટકાવ્યો છે. હવે પછી મારા હાથે બીજાં પાપો ન થાય એમ કરવા આપે બહુ પ્રયત્ન કર્યો છે નાથ શું કહું ! પતિ તરીકે આપે તો આપનો ધર્મ સંપુર્ણ બજાવ્યો છે. પરંતુ હાય, મેં પાપિણીએ પતિના ધર્મને ત્યાગ્યો છે. ઉપકારનો બદલો અપકારથી વાળ્યો છે, રમણી છતાં રાક્ષસીનો ધર્મ પાળ્યો છે, નાથ શું મને મારા અપરાધોની ક્ષમા નહિ આપો ? છેલ્લો શ્વાસ ખેંચતી આ તમારી પતિત પત્નિને આશીર્વાદના આશ્વાસનથી શાંત નહિ કરો ? કહો કહો, પ્રભુ માત્ર એકજ વાર કહો કે મેં તારા તમામ અપરાધોની ક્ષમા આપી છે." બોલતાં બોલતાં ચંપા બિછાના પરથી બેઠી થઇ ગઇ અને બાજુમાંજ બેઠેલા સુંદરરાયના ખભા પર માથુ રાખી હૃદયફાટ રડવા લાગી.

" શાંત, ચંપા શાંતથા. તારા દરેક અપરાધોની હું તને ક્ષમા આપું છું અને ઇશ્વર પાસે માગું છું કે તારો પરલોક સુધરે. પરંતુ ચંપા, તારી સ્થીતિ ઘણીજ ખરાબ છે. બહુ ઉતાવળે વાત કરવાની કાંઇ જરૂર નથી. તારે જે કાંઇ કહેવું હોય તે ધીમેથી ટુંકામાંજ કહી દે. " સુંદરરાયે ધીમેથી ચંપાને બિછાના પર સુવાડતાં અને આશ્વાસન આપતાં કહ્યું.

' બસ, હવે મને શાંતિ મળી. નાથ હુ સમજું છું કે મારો અંત સમય નજીક છે પરંતુ મારે જે કાંઇ કહેવું છે તે કહ્યા સિવાય ચાલે તેવું નથી. ગમે તેવુ કષ્ટ સહન કરીને પણ મારે તે કહેવુંજ પડશે. " એમ કહી તેણી અરવિંદરાય તરફ ફરી અને બોલી " રાજા સાહેબ, આપના કારભારી અને કહોને કે મારા પતિના કહેવા મુજબ મેં મારી સર્વ મિલકત તમારે સ્વાધીન કરેલી છે એ સર્વ કાળીદાસ ની છે એટલે......"

" ચંપા, એ માટે તારે કાંઇપણ કહેવાની જરૂર નથી. એ સર્વ હુ પ્રથમથીજ જાણતો હતો અને એથીજ તું કોઇ ફરેબીની જાળમાં ફસી ન જાય અને કાળીદાસની મિલકત નષ્ટ ન થાય એટલા માટે મેં આ સર્વ ગોઠવણ કરી હતી, તારી સુચના થવા અગાઉજ મેં કાળીદાસને એ હકીકતથી વાકેફ કરી દીધા છે એટલુંજ નહિ પરંતુ તેની પાઇએ પાઇની મિલકત તેને સ્વાધીન કરી દીધી છે એ માટે તું નિશ્ચિત રહે અને જો બીજું કાંઇ કહેવું હોય તો કહે. " રાજા અરવિંદે ચંપાનો હેતુ સમજી જઇ વચ્ચેજ કહ્યું.

" યમુના પાસેથી આપે જે દાગીના વગેરે મેળવ્યું હતું તે ગોવીંદરામને સ્વાધીન કરવાની મારી પ્રાર્થના છે " ચંપાએ કહ્યું.

" એ સર્વ ચીજો મેં ગોવીંદરામ દ્વારા સુરસિંહને ત્યાં મોકલાવી દીધી છે. " અરવિંદે ટુંકામાજ જવાબ આપ્યો

" શું કહું, મહારાજ. કુચક્રમાં પડી યમુનાએ અતિ દારૂણ દુઃખ ભોગવ્યું અને કષ્ટ સહન કરતા કરતાં તે મરણને શરણ થઇ. મેં સાંભળ્યું છે કે તેનો બાળક જીવતો છે, એ બાળક અને ગોવીંદરામને માટે કાંઇ સારો પ્રબંધ થઇ જાય તો મારા જીવને સદ્‌ગતિ થાય. "

" એ મ ટે પણ ચિંતા કરવાનું કાંઇ કારણ નથી સુરસિંહે બાળકને પોતાની પાસે રાખી લીધો છે એટલુંજ નહિ પરંતુ મહારાજાએ તેને રાજ્યનો ઉતરાધિકારી બનાવ્યો છે અને ગોવીંદરામને માટે પણ સુરસિંહે ઘણીજ સારી વ્યવસ્થા કરી છે. " અરવિંદે ચંપાને શાંત્વન આપતા કહ્યું.

" બસ, હવે મને શાન્તિ વળી. કાળીદાસ, હું તમારી સાથે ઘણો દગો રમી છું. તમે પોતાનું સર્વસ્વ અર્પણ કરી મને સંતોષવા છતાં પણ મેં પાપિણીએ દરેક વખતે તમને દગોજ દીધો છે. હાય ! કાળીદાસ, મૃત્યુ પછી મારી શી દશા થશે ! મારે મારા કર્મોનું કેવું ફળ ભોગવવું પડશે ! "

"ચંપા શાંત થા, ગભરા નહિ. મરણાવસ્થામાં પાપનો પશ્ચાતાપ કરનાર મનુષ્યોની સદગતિજ થાય છે. હું નિષ્કપટ ચિતથી તારા સર્વ અપરાધોની ક્ષમા આપું છું અને ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે તું પરકાળમાં સુખી રહે." કાળીદાસે ચંપાના અપરાધોની ક્ષમા આપતાં અને ઇશ્વર પાસે પ્રાર્થના કરતાં ગળગળિત સ્વરે કહ્યું.

"ઓહ ! કંઠ રૂંધાય છે. બોલવાનું ઘણું મન થાય છે પરંતુ શબ્દ બહાર આવતો કંઠે અટકી જાય છે. હાય ! ગોવીંદરામ, મેં તમારી બહેન યમુનાનાં પ્રાણ લીધાં. તમારી અત્યંત અનુકંપા ઉપજાવે તેવી સ્થીતિ થવા છતાં મેં તમને બે રૂપિઆ આપવા જેટલી પણ ઉદારતા ન બતાવી, અફસોસ ! મેં તમોને નોકરો પાસે ધક્કા મરાવી બહાર કઢાવ્યા હા પ્રભુ........."

"ચંપા, એમ કરીને તો તેં મારા ઉપર મહદ ઉપકાર કર્યો છે, જો તું એમ ન કરતે, મને ધક્કા મારી બહાર ન કાઢતે, તો હું આ મહાત્માઓને કેવી રીતે મેળવી શકતે. હું એમની સહાયતાથી ઘણો

સુખી છુ ચંપા, હું ખરા અંતઃકરણથી કહું છું કે તેં મારૂં કાંઇ પણ બુરૂં કર્યું નથી બલ્કે ભલુંજ કર્યું છે," ગોવીંદરામે ચંપાને બોલતી અટકાવી વચ્ચેજ કહ્યું.

ચંપા બેચેન બની ગઇ, તેણીનું આખું શરીર કંપવા લાગ્યું, આંખો બંધ થઇ ગઇ. અચાનક આટલું બધું પરિવર્તન થયેલું જોઇ માલક્ષ્મીએ ચંપાનું માથું પોતાના ખોળામાં લીધું અને આંખમાં આંસુ વરસાવતી ચંપાને ઉદ્દેશીને બોલી "બહેન તને શું થાય છે ?"

માલક્ષ્મીના કોમળ કંઠમાંથી નીકળેલો મધુર સ્વર ચંપાના શ્રવણ પુટપર અથડાતાંજ તેના નેત્ર ખુલી ગયા. તેણીએ માક્ષ્મીની સામે જોયુ અને ઘણાજ ધીમા સ્વરે બોલી "બહેન, ઓહ મનોરમા! શું તું મને બહેન કહીને બોલાવે છે ! અરેરે, મેં તને બહુ દુઃખ દીધું છે. હું તારી બહેન થવાને બિલકુલ યોગ્ય નથી. મનોરમા દેવી, મારા જેવી એક વેશ્યાને બહેનના સબોધનથી સંબોધી વિશેષ લજ્જિત ન કર........."

"નહિ, ચંપા તું મારી બહેન છે. તારીજ કૃપાથી મારૂં મંગળ થયું છે. તારીજ દયાથી મારૂં સૌભાગ્ય અખંડ રહ્યું છે. અને તારીજ મહેરબાનીથી મારૂં ગયેલું સર્વ મને પાછું મળ્યું છે. મેં અત્યાર સુધી મારાં પુર્વ કર્મોનાં ફળજ ભોગવ્યાં છે. પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે તારા આત્માને શાંતિ આપે." મનોરમાએ રડતાં રડતાં કહ્યું.

મનોરમાના ખોળામાં ચંપાનું માથું આમથી તેમ ઘુમવા લાગ્યું. સર્વ સમજી ગયાં કે હવે વધારે વિલંબ નથી. માલક્ષ્મીએ

તેણીની એ સ્થીતિ જોઇ ધીમે સ્વરે તેના કાનમા કહ્યું "બહેન, અંત સમયે પ્રભુનું સ્મરણ કરો. આપ્તજનોની મમતા છોડો."

"પ્રભુ, પ્રભુ, આહ કેવું પ્યારૂં નામ છે !"

"હા, એજ પ્રિય નામનો ઉચ્ચાર કરો. મોઢાથી ન નીકળે તો મનમાજ તેનું ધ્યાન ધરો. એજ પરમાત્મા નિશ્ચય તમારૂં મંગળ કરશે."

"રાજા સાહેબ, આપ કોણ છો ? શું ખરેખર આપ રાજા છો કે કોઇ દેવતા છો ?" કેટલીક વારે ચંપાએ તુટક શબ્દોમાં અરવિંદરાયને ઉદ્દેશીને કહ્યું.

"ચંપા, હું રાજા પણ નથી અને દેવતા પણ નથી. હું એક સાધારણ મનુષ્ય છું. જ્યા સુધી બનીશકે ત્યા સુધી મનુંષ્ય સેવા કરવી એજ મારૂં મહાવ્રત છે. અપરાધી મનુષ્યોને રાજ્ય દંડથી બચાવવા, ઉપદેશ દ્વારા તેને તેનાં કર્મોનો પશ્ચાતાપ કરાવી સુરાહપર લાવવા, એજ મારૂં પરમ કર્તવ્ય છે. હું એકલો એ કામ નથી કરતો પરંતુ મારા અનેક સહાયકો છે, ખુદ મહારાજાની પણ મારા કાર્યમાં સંપુર્ણ સહાનુભુતી છે. તેમનીજ કૃપાથી હું અત્યાર સુધી રાજા અરવિંદરાયનું નામ ધારણ કરી શકયો છું. તેમનીજ કૃપાથી રાજ્ય વૈભવને લગતાં સાધનો એકઠાં કરી શકયો છું, વાસ્તવમાં હું એક સાધારણ મનુષ્ય છું કાર્ય સિધ્ધિને માટે હું કોઇ વખતે બ્રાહ્મણ કે વૃધ્ધ સન્યાસી બની જાઉં છું બહુધા હું યોગીના વેશમાંજ રહું છું."

"તો શું તે દિવસે આપેજ મને કાળીદાસના ડંડાના પ્રહારથી બચાવી હતી !" ચંપાએ આશ્ચર્ય ચકિત ભાવે પુછયું.

"હા અને તે દિવસે કાળીદાસની સાથે દુર્ગાદાસ નામ ધારણ કરી હું તારી પાસે આવ્યો હતો, સુરસિંહને ત્યાંથી ચોરી આણેલી

ચીજો હસ્તગત કરતી વખતે મેં રાજાનો સ્વાંગ ધારણ કર્યો હતો, મારો પુર્વ વૃતાંત મે આ સર્વને જણાવ્યો છે અને અત્યારે તને પણ જણાવું છું. એ પરથી જુદા જુદા વેશમાં ફરવાનું મને શું કારણ હતું એ તને સમજાઇ જશે એટલુંજ નહિ પરંતુ તારા હાથે પરોક્ષ કે અપરોક્ષપણે જે જે મનુષ્યોનું અનિષ્ટ થયુ છે. તે સર્વ સુખી અને સલામત છે એ જાણી તને અપુર્વ આનંદ થશે, તારો અંત સમય હોવાથી, તને શાંતિ મળે અને આનંદમય પરલોક પ્રયાણ કરે એવા હેતુથી હું તને મારો સર્વ વૃતાંત ટુંકામાંજ કહું છું અને હું કોણ છું એ પણ તને જણાવું છું." એમ કહી યોગીએ નજીક જઇ ચંપાના કાનમાં કોઇ ન સાંભળે તેવા ધીમા અવાજે સર્વ વૃતાંત સંભળાવ્યો.

ચંપાના ફિકા પડી ગયેલા ચહેરા પર આનંદની છાયા છવાઇ રહી. તેણી ઘણીજ અશકત બની ગઇ હતી, બોલવાની તેણીનામાં શકિત નહોતી તોપણ તે આનંદના આવેગને રોકી શકી નહિ તેણીના મુખમાંથી તુટક ઉદગારો નીકળી ગયા "હેં આ હું શું સાંભળું છું ! પ્રભુ આપના ચરણોમા પ્રણામ કરૂં છું. આપ દેવતા છો......હેં આ શું એકાએક અંધકાર કેમ જણાય છે પ્રભુ દર્શન દો......મનોરમા ચરણધુલી દો,...નાથ, સ્વામી મારા અપરાધોની ક્ષમા કરો. શાંતિ.........દેવ કયાં......ગ.........યા............"

" ચંપા, તું અમારી વાતો એકદમ ભુલીજા, કેવળ પરમાત્માનેજ યાદ કર, " અરવિંદે કહ્યું,

ચંપાનું મો બગડી ગયું; તેનું માથું મનોરમાના ખોળામાં ચૈતન્ય હીન દશામાં પડી રહ્યું, પ્રાણ પક્ષી દેહ પિંજર છોડી ગયું. અરવિંદે કાંઇક ભાવ સુચક દ્રષ્ટિએ પોલીસ ઇન્સ્પેકટરની સામે જોયું. અરવિંદના ભાવને સમજી ગયેલા ઇન્સ્પેકટરે મળેલી તકનો લાભ લીધો.

તેણે પોતાના માણસોની સામે જોયું. પોલીસો બેઠા હતા ત્યાંથી ઉઠયા કમળા અને મોહનલાલના મૃત દેહ પર નજર પડતાંજ અરવિંદરાય આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો પરંતુ ઇન્સ્પેકટરે કરેલા ખુલાસા પછી તે સર્વ ભેદ સમજી ગયો. કમળાના મૃત્યુથી કાળીદાસ અને મનોરમા ને ઘણુંજ લાગી આવ્યું પરંતુ કમળાની હયાતી કલંક રૂપ હતી એવી અરવિંદરાયની કેટલીક દલીલો પછી કાળીદાસ શાંત થયો. અરવિંદરાયની સલાહથી મહારાજાને એ વાતથી વાકેફ કર્યા પછીજ તેઓને અગ્નિ સંસ્કાર કરવાનું પોલીસ ઇન્સ્પેકટરને વ્યાજબી લાગ્યું અને સુંદરરાય, કાળીદાસ, ગોવીંદરામ અને માલક્ષ્મીને એ ત્રણે શબ શરીરોની સંભાળ રાખવાનું સોંપી યોગી અને પોલીસ ઇન્સ્પેકટર મહારાજાના મહાલય તરફ વળ્યા. પોલીસો અને બીજાં માણસો પણ ત્યાંજ રહ્યાં.

---

# પ્રકરણ ૫૪ મું.

## શાંતિલાલની ઓળખાણ

યોગી અને પોલીસ ઇન્સ્પેકટર મહારાજા પાસે પહોંચે તે પહેલાં રસ્તામાં તેને ખબર મળ્યા કે હીરાલાલે પણ જેલમાં આપઘાત કર્યો છે અને મહારાજા ત્યાં ગયા છે. આથી તેઓ ત્યાં ગયા અને ભુતાલયમાં બનેલા બનાવથી મહારાજાને વાકેફ કર્યા. અમ્રતલાલની હત્યા કરવાનો પ્રયત્ન કરનાર પાપાત્માઓનો આ રીતે એકજ સાથે અંત આવેલો સાંભળી મહારાજા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. એ હત્યા કાંડ થવાનું કારણ શું અને તેમાં ખરો ગુન્હેગાર કોણ હતો એ

જાણવું કઠીન થઇ પડયું. તોપણ મોહનલાલજી એ હત્યાકાંડનો કારણભુત હોવાની મહારાજાને ખાત્રી હોવાથી પ્રજા સમક્ષ તેનાં કર પીણુ કામો જાહેર કરી, હત્યાકાંડ થવાનું કારણ સમજાવ્યા પછીજ મ્રતક શરીરોને અગ્નિદાહ કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. યોગી મહારાજાનાં વિચારને સહમત થયો અને એક સભા ભુતાલયમાં બોલાવવાનું નકી થયું.

મહારાજાનો ઢંઢેરો ફેલાતાજ ભુતાલય લોકોની મેદનીથી ચિકાર ભરાઇ ગયો, ગોવીંદરામ, તેની વૃદ્ધ માતા, પત્નિ અને નિર્દોષ બાળકો ત્થા લલિતા, આદિતરામ, હરિદાસ, અમ્રતલાલ, વગેરેને ખાસ નિમંત્રણ આપવામાં આવ્યું હતું. યથા સમયે મહારાજાએ હાજર રહેલા શહેરીઓને યોગીના કાર્યોનો થોડો પરિચય આપી વધારામાં ઉમેર્યું કે "અમ્રતલાલની હત્યા કરવાની કોશીશ કરનારા અપરાધીઓ પોતાનાં કર્મોનાં ફળ ભોગવવા અને કરેલાં પાપોનો જવાબ આપવા પરમાત્માની હજુરમાં પહોંચી ગયા છે. એટલે એ હત્યાકાંડ થવાનુ કારણ શું હતું અને તેમાં ખરો ગુન્હેગાર કોણ હતો એ જાણવું ઘણુંજ મુશ્કેલ છે. તોપણ હું માનું છું ત્યાં સુધી મોહન-લાલજી એ હત્યાકાંડનો કારણ ભુત હોવો જોઇએ. કારણ કે વિલાયત થી પાછો ફર્યા પછી મોહનલાલનાં કેટલાંક કરપીણ કામો મેં નજરે નિહાળ્યાં હતાં, એટલુંજ નહિ પરંતુ યોગી જેવા એક મહા પુરૂષને ત્રીકમદાસના ખુની તરીકે ઓળખાવવાનો તે આટલો બધો પ્રયત્ન શા માટે કરતો હતો એ પણ મેં જાણી લીધું હતું હું શ્રીનગરથી પાછો ફરી રાજનગર તરફ આવતો હતો તે વખતે મને આ યોગીની ભેટ થઇ, આ મહાત્માએ મારા રાજ્યમાં ચાલતી આંધાધુંધીનો મને કેટલીક ખ્યાલ આપ્યો. સુરસિંહ અને મોહનલાલના અત્યાચારો સંબં-

ળાવ્યા. પરંતુ તે મારા ધ્યાનમાં ન આવ્યા. વિશેષ ખાત્રી કરાવવા તેઓ મને પોતાની પર્ણકુટીમા લઇ ગયા ત્યા મેં જે કાંઇ જોયું, જે કાંઇ સાંભળ્યું, તે પરથી મને ખાત્રી થઇ ગઇ કે મારી ગેરહાજરીમાં મારા ન્યાયી અમલમાં થતાં અઘોર પાપો અટકાવવા યોગીએ જે કાંઇ પ્રયત્ન કર્યો છે તે ઘણોજ પ્રશંસનિય છે. અમ્રતલાલ દ્વારા પ્રજાને સુખી અને સંતુસ્ટ રાખવા એક રાજ્ય કર્તાથી પણ તેણે વિશેષ ફરજ બજાવી છે. તેમાં પણ ખાસ કરીને શાંતિપુરની પ્રજાને મોહનલાલના ત્રાસથી બચાવવા તેણે મહાન ભગીરથ પ્રયત્ન કર્યો છે. શાંતિપુરનુંજ રક્ષણ કરીને તેઓ અટકયા નથી. પરંતુ રાજનગરની પ્રજાને પણ સુરસિંહના ત્રાસથી બચાવી છે. સુરસિંહ તેનાજ ઉપદેશથી સુધર્યો છે. મોહનલાલને પણ સુધારવા તેનો પ્રયત્ન ચાલુ હતો પરંતુ એ પાપાચારી કુમાર્ગથી પાછો ફર્યોજ નહિ, પ્રપંચજાળ પાથરતાં અટકયોજ નહિ. પંદર વર્ષ પુર્વે બનેલી ઘટના જટાધારી જાણે છે. શાંતિપુરનો તે પુર્ણ પરિચિત છે. શાંતિલાલનુ મૃત્યુ કેમ અને કેવી રીતે થયું એ સર્વ બીના તે જાણે છે. એવા ખબર ગોવીંદરામ પુરાણી મારફત મળતાં તે યોગીને સપડાવવાના, અરે! કહોને કે પરલોક પહોચાડવાના કાર્યમાં લાગેલો હતો. સુરસિંહ દ્વારા મેળવેલા માણસો મારફત તેણે યોગીનો પત્તો મેળવવા બહુ પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તે નિરાશ થયો. આ વખતે રાજા અરવિંદરાય મહાશયની શાંતિપુરમાં પધરામણી થઇ, તેમના દીવાન સુંદરરાયનો યોગીની સાથે ગાઢ સમંધ છે એવો પોલીસ જમાદારને શક જતાં તેનો તેને પીછો લીધો. આ ખબર મને રાજનગરમાં મળી એથી મેં પોલીસ ઇન્સ્પેકટરને અહીં મોકલ્યા અને હું પણ બીજેજ દિવસે અહીં આવી પહોંચ્યો. ઇન્સ્પેકટરે યોગીપર થતો અત્યાચાર અટકાવ્યો. આ વખતે મોહનલાલના ચહેરા પર ભયનાં

સ્પષ્ટ ચિન્હો જણાયા હતાં એમ હું ઇન્સ્પેકટરના કહેવા પરથી જાણી શકયો. મોહનલાલ દોષિત છે, તેના હાથે એક નહિ પરતુ બબ્બે ખુનો થયાં છે અથવા ખુનો કરાવવામાં તેનો હાથ છે એ હું સંપુર્ણ જાણતો હોવા છતા અદ્યાપી તેને તેના કર્મનું ફળ આપવાનું મલતવી રહ્યું હતું, એ કેવળ આ સદાચારી જટાધારીનેજ આભારી હતું. એ મહાત્માની ઇચ્છા હતી કે મોહનલાલ સુગહપર આવી પોતાનું કર્તવ્ય સમજે, તો તેને કોઇપણ જાતની સજા કરવી યોગ્ય નથી, પાપી મનુષ્યો માટે પશ્ચાતાપ એજ મહાન સજા છે પરંતુ યોગીની એ ઇચ્છા પાર પડવાને બદલે આખરે કુદરતે તેને તેના કર્મનું ફળ આપી દીધું અને તે પોતાના પાપોનો જવાબ આપવા પરમાત્માની હજુરમાં પહોચી ગયો. હીરાલાલ જેવો સાધુ પરૂષ પોતાનાજ મિત્રનો ઘાત કરવા તૈયાર થયો, એ કાંઇક સદેહનો વિષય છે ખરો. પરતુ એ સબંધમાં હવે વિશેષ અજવાળું પડવું મુશ્કેલ છે. ઇશ્વર કૃપાથી અમૃતલાલ બચી ગયા એ આપણા માટે આનંદનો વિષય છે પરંતુ જો કાંઇ અનિષ્ટ થયું હોત તો મને પારાવાર પશ્ચાતાપ થાત. શાતિપુરની પ્રજા અમ્રતલાલ જેવા મહાત્માના સમાગમથી વંચિત થાત, યોગીના હ્રદયને પણ જબરો આંઘાત થાત. પરંતુ એ ન્યાયી નિયંતાએ, સત્યના સહાયક પ્રભુએ, સર્વની લાજ રાખી છે. અમ્રતલાલને જીવન આપવા સાથે પાપીઓનાં પોકળ ખુલાં કરી આપવાની પણ અનુકુળતા કરી આપી છે એ માટે એ સર્વેશ્વરનો હું ઉપકાર માનું છું.

જે વખતે ત્રીકમદાસના ખૂની તરીકે પકડાએલા યોગીને અમ્રતલાલે જામીન પર છોડાવ્યા અને નિર્દોષ હોવાની ખાત્રી આપી ત્યારે મોહનલાલના ચહેરા પર જે ભયનાં ચિન્હો ઉપસ્થિત થયાં હતાં તે પરથી પોલીસ ઇન્સ્પેકટરે અનુમાન કરી લીધું હતું કે અમ્રતલાલ

યોગીને નિર્દોષ પુરવાર કરી શકશે એવી મોહનલાલને ખાત્રી થઇ ગઇ છે ત્રીકમદાસનું ખરેખર ખુન થયું છે કે નહિ એ વાત મોહનલાલ પણ પુરેપુરી જાણતો નહોતો. ત્રીકમદાસના સ્વહસ્તે લખાએલ, મતલબ વગરના, એક પત્રના આધારે શાંતિલાલના મ્રત્યુનું રહસ્ય જાણનાર યોગીને દાબી દેવાજ તેણે આ કાવત્રું રચ્યું હતું કાળીદાસને તેમાં સામેલ રાખ્યો હતો પરંતુ અમ્રતલાલના ઉપદેશથી કાળીદાસે પવિત્ર શારદાને કલંકિત થતી બચાવવા એ કેસને આગળ લંબાવવાનો ઇન્કાર કર્યો. આથી નિરાશ થએલા મોહનલાલે સુરસિંહની સહાયતા લીધી અને હું હમણાં કહી ગયો તેવું પરિણામ લાવવામાં તે ફાવ્યો હતો, ત્રીકમદાસના ખુન કેસનું આ માત્ર અનુસંધાનજ હતું એમ કહેવામાં કાંઇપણ અતિશ્યોક્તિ નથી. એ કેસનું સત્યાસત્ય જ્યારે તમો યોગીરાજના મુખેથી સાંભળશો, ત્યારે આ હત્યાકાંડનું રહસ્ય તમોને આપોઆપ સમજાઇ જશે,

પ્રજાજનો, આ જટાધારી કોણ છે ? એ જ્યારે તમારા જાણવામા આવશે ત્યારે તમોને અનહદ આનંદ થશે. પુષ્પની વર્ષાથી, જયઘોષ સાથે તમો તેને વધાવી લેશો પરંતુ ઓળખાણ આપવાનો અધિકાર એ યોગીએ મને સોપેલો ન હોવાથી, એ મહાત્માના મુખેજ તેમનો પરિચય મળવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં સુધી થોભી જવાની હું પ્રાર્થના કરૂં છું. તોપણુ મારાથી એટલું કહ્યા સિવાય રહેવાતુંજ નથી કે એ મહાત્માએ કેવળ શાંતિપુરની પ્રજાને ખાતર મોહનલાલના ભય થી કદાપિ પોતાના નિયમનું ઉલંઘન કર્યું નથી તેઓએ સ્થીરતા પુર્વક, શાંતિપુરની ઉન્નતિ થાય એવાજ યત્નો આદર્યા છે, અને જો સ્પષ્ટ શબ્દોમાં કહું તો તેઓ પોતાના પવિત્રજીવનના આવાપવિત્ર ઉદ્દેશો પાર પાડ વાના કારણોને લીધેજ આજે મોહનલાલ જેવા દુષ્ટની પ્રપંચ જાળમાંફસાઇ

પડતા બચ્યા તેમના શિરપર અસત્ય કલંક લાગ્યું છે. આવા દેવતુલ્ય મનુષ્યને હત્યાકારી ઠરાવવા માટે ષડયંત્ર રચનાર પુરૂષને કુદરતે જે કાંઇ સજા કરી છે તે યોગ્યજ છે." પછી તે યોગીને ઉદ્દેશીને બોલ્યા "મહાત્મા, આપની જંગલમાં થએલી મુલાકાત વખતે મેં તમોને મારા દેશના દ્રોહી અને મારા અધિકારી વર્ગના દ્વેષી તરીકે અપરાધી માની લીધા હતા પરંતુ દેવ, તમોએ ગુપ્ત રીતે બતાવેલાં કેટલાંક પ્રત્યક્ષ પ્રમાણો પછી મારી ભુલ મને સમજવામાં આવી છે. હવે હું ઘણોજ શરમાઉ છું. તમે નિર્દોષી, પરોપકારી, સચરિત્ર અને ધર્મ પરાયણ છો. તમારા જેવા ઉંચ્ચ વિચારના મનુષ્યો અધિક પ્રમાણમાં હયાત હોત તો આજે ભારતની આવી દુર્દશા થઇ ગઇ નહોત, ભારતને આવો હતભાગી ગણવામાં ન આવત. શાંતિપુરની પ્રજાનું આજ સુધી મોહનલાલના ત્રાસથી તમે જે રીતે રક્ષણ કર્યું છે તેજ રીતે પાપાચારી મોહનલાલનાં પાપોને પ્રગટ કરી પ્રજાને ખાત્રી કરી આપો અથવા મને તેમ કરવાની આજ્ઞા આપો."

"નામવર, આશું ! હું એક ક્ષુલક પ્રાણી છું. આ શરીર આપનાજ અન્નથી પોશાએલું છે એ આ પ્રજાજનો ભલે ન જાણતા હોય પરંતુ મહારાજ આપ એ સર્વ ભેદ જાણવા છતાં મને આટલા બધા અલંકારોથી વિભુષિત કરી શા માટે પાપમાં નાંખો છો ! શા માટે આ સેવકને શરમાવો છો ! જ્યાં સુધી હું આપના મોઢામાંથી મારા માટે તું શબ્દનું સંબોધન થયેલું નહિ સાંભળું ત્યાં સુધી હું એક શબ્દ પણ નહિ બોલું. કહો, કહો, પ્રભુ, મને આ ન્યાયના દરબારમાં તું શબ્દનો સિરપાવ મળી શકશે કે નહિ ?"

મળશે, મળશે, સાત્વિક વૃતિના યોગી તને તારી ઇચ્છા મુજબ સિરપાવો મળશે, પ્રભુતા કરતાં લઘુતામાં મહત્વ સમજનાર સાધુ,

તારી સર્વ ઇચ્છાઓ ફળશે. હવે તું તારૂં વૃતાંત આગળ ચલાવ અને ત્રીકમદાસના મૃત્યુનું રહસ્ય આ પ્રજાજનોને સમજાવ." યોગીના મહાન હૃદયને જાણતા મહારાજાએ અન્તેચ્છાએ પણ યોગીને તું શબ્દના સંબોધનથી સંબોધી તેને પ્રસન્ન કરવા કહ્યું.

યોગી અને મહારાજા વચ્ચે ચાલેલા સંવાદથી સદેહમાં પડી ગયેલા પ્રજાજનો કાંઇક આશ્ચર્ય અને કુતુહલ ભાવે યોગીની સામે એકી દ્રષ્ટિએ જોઇ રહ્યા, અને તે શું કહે છે તે સાભળવા શાતચિતે બેસી રહ્યા. કેટલીકવારે યોગી બોલ્યો " બસ, હવે મને શાંતિ થઇ. દીર્ઘકાળ પછી પણ મહારાજાને મુખે મારા માટેનું યોગ્ય સંબોધન સાભળી મને આનંદ થયો. હવે હુ મારૂં બોલવુ આગળ ચલાવું છુ પ્રજાજનો હું શાંતિપુરનો પરિચિત છું. બિરાજમાન થયેલા સર્વ સદગ્રહસ્થોને હું સપુર્ણ ઓળખું છું એટલુંજ નહિ પરંતુ આપ સર્વ મને ઓળખો છો એ તમોને મારો પરિચય મળ્યા પછી સમજાશે. પ્રથમ ત્રીકમદાસ શેઠના મૃત્યુનું રહસ્ય સમજાવવુ આવશ્યક હોવાથી એજ આપની પાસે રજુ કરૂં છું. કાળીદાસ ત્રીકમદાસ શેઠનો એકનો એક પુત્ર હોવાથી તેણે તેને ઘણાજ લાડમાનમાં ઉછેરેલો હતો પરતુ એ લાડમાનનુ પરિણામ કેવું ભયંકર આવ્યું એ આપ સર્વ જાણો છો. કાળીદાસને અવળે માર્ગે દોરનાર, તેનો શિક્ષાગુરૂ અને ત્રીકમદાસના ઘરમાં માનીતો થઇ પડેલો ગોવીંદરામજ હતો. એ પાખંડી પુરાણી અનેક દેશોમાં ફરતો અને અત્યાચાર કરતો શાંતિપુરમાં આવી વસેલો હતો. તેનાં કારસ્થાનો ત્રીકમદાસ જાણતા ન હોવાથી તેમજ શાંતિપુરના મરહુમ જમીનદાર ભગવાનદાસનો તે આશ્રીત હોવાથી તેનો ઘણાજ માનથી આદર કરતો હતો. ગોવીંદરામ પુરાણીનો ધંધો કરવા ઉપરાંત તેની સાથે એક સ્ત્રી હતી તે દ્વારા પણ કેટલુંક ધન મેળવતો હતો. આ સ્ત્રીને શાંતિપુરની

પ્રજા ચંપાના નામથી ઓળખતી હતી પરંતુ તેણીનું ખરૂં નામ કસ્તુર હતું તેણી પોરબંદરમાં પોતાના પતિનું ખુન કરી ગોવીંદરામ સાથે અત્રે નાસી આવી હતી. તેણીના ધણીનુ નામ પરશોતમદાસ હતું. ત્રીકમદાસની માફક પરશોતમદાસને પણ વિષ આપવામાં આવ્યું હતું. પરંતુ મારનાર કરતા બચાવનાર જબરો છે એ સિદ્ધાંત પરશોતમદાસના સબંધમાં ખરો પડ્યો. ગોવીંદરામ અને ચંપાના ચાલી જવા પછી કેટલીકવારે પરશોતમદાસને બેચાર ઉલટીઓ થઇ અને વિષની અસર થતી અટકી ગઇ. તે સાવધ થયો. દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરતાં પુરાણીનું પોકળ તેને જણાઇ આવ્યું એટલુંજ નહિ પરંતુ લોકલજ્જાના ભયથી તેણે પણ તેજ રાત્રે પોરબંદરનો ત્યાગ કર્યો. કેટલેક દિવસે છુપાવેશમા ફરતો ફરતો તે શાંતિપુરમાં આવી પહોચ્યો અને ચંપાના વેશમાં પણ તે કસ્તુરને ઓળખી ગયો. પરંતુ શાંતિપુરના મરહુમ જમીનદાર તેમજ ત્રીકમદાસ જેવા એક ધનાઢ્યનો ગોવીંદરામ માનીતો હોવાથી તે જાહેરમાં કશું કરી શકયો નહિ. ભગવાનદાસને પણ પોતાના કલંકની કહાણી સંભળાવી શકયો નહિ. તોપણ કોઇની સલાહથી તે ભગવાનલાલના પુત્ર શાતિલાલને એકવાર એકાંતમાં મળ્યો અને પોતાના પર વીતેલી સર્વ હકીકત તેને ખરતે આંસુએ જણાવી. જોકે પતિત થયેલી પત્નિનો સ્વીકાર કરવાને તો તે બિલકુલ રાજી નહોતો, તદપિ તેના હૃદયમાં વૈરનો અગ્નિ સળગતો હતો. કોઇપણ રીતે ચંપાને અહીંથી લઇ જઇ પરલોક પહોંચાડવાની તક શોધતો હતો પરશોતમદાસના આ વિચારો જ્યારે શાંતિલાલના જાણવામાં આવ્યા, ત્યારે તેણે કેટલાક આશ્વાસન સુચક શબ્દોથી તેનું શાંત્વન કર્યું અને તેણીનો બદલો વેરથી નહિ પરંતુ ઉપકારથી લેવાને જણાવ્યું. પરશોતમદાસ સંસ્કારી હોવાથી શાંતિલાલનું કહેવું

તેને વ્યાજબી લાગ્યું અને પોતાના વેરનો બદલો તેણીને સુરાહ પર લાવવાના ઉદ્યોગથીજ લેવાનો નિશ્ચય કરી લીધો આ સમયથી શાંતિલાલ અને પરશોતમદાસ પરસ્પરના મિત્ર બન્યા, પરશોતમદાસ છુપા વેશમાં શહેરથી કેટલેક દુર એકાંત ભાગમાં રહેતો હતો અને શાંતિલાલ પણ તેને ગુપ્ત રીતેજ મળતો હતો. આ વખતે શાંતિપુરના જમીનદારો વચ્ચે કલહ ચાલતો હતો, આ કલહનું મુળ કારણ મોહનલાલજ હતો. ભગવાનદાસના હાથમાથી જમીનદારી છુટાવી લઇ તેને રસ્તાના એક ભિખારી બનાવવા તેણે ભગવાનદાસની વિરૂધ્ધ ભાયાતોને ઉશ્કેર્યા હતા, ત્રીકમદાસની પુત્રી શારદાનાં લગ્ન પ્રથમ મોહનલાલ સાથે થવાનાં હતાં પરંતુ તેના કેટલાંક છિદ્રો ત્રીકમદાસના જાણવામાં આવી જતાં તેણે શારદાનાં લગ્ન શાંતિલાલ વેરે કરી દીધા આજ કારણથી મોહનલાલ ઉશ્કેરાયો હતો અને ભગવાનદાસની વિરૂધ્ધ આ ષડયંત્ર રચ્યું હતું. પરંતુ ભગવાનલાલ પર મહારાજાની મેહેરબાની હોવાથી તેનું પરિણામ તેના લાભમાં આવવાને બદલે ઉલટું જ આવ્યું, આથીતે વધારે ઉશ્કેરાયો અને ભગવાનદાસના પુત્ર શાંતિલાલનું ખુન કરવાને તૈયાર થયો. એક મોટાં ટોળાં સાથે, એક રાત્રે તેણે શાંતિપુર પર આક્રમણ કર્યું. શાંતિલાલ તેનાં કાવત્રાંથી સાવધ થઇ ગયેલો હોવાથી તે તેની સામે થયો પરંતુ તેમા તે ઘાયલ થયો ગોવીંદરામ ભગવાનદાસનો આશ્રિત હતો. શાંતિલાલને બચાવવો એ તેનો મુખ્ય ધર્મ હતો પરંતુ તે સ્વાર્થી હતો, પડતીના સમયમાં પાટુ મારવી એજ તેના જીવનનો મુદ્રાલેખ હોવાથી તે મોહનલાલની સાથે મળી ગયો અને એ ચાલુ લડાઇમાથી લાલચવશ બનેલો ગોવીંદરામ શાંતિલાલને બેશુધ્ધ હાલતમાંજ પોતાના બે વિશ્વાસુ માણસો દ્વારા ઉપાડી ગયો. બીજે દિવસે રાજનગરથી મદદ આવી પહોંચી અને

વિગ્રહ શાંત થયો પરંતુ એ લડાઇમાં શાંતિલાલ માર્યા ગયાની વાત જાહેર થઇ. મહારાજાએ તેના શબની ઘણી તપાસ કરી પરંતુ પતો લાગ્યો નહિ. આથી કોઇએ તેનું ઇર્ષાથી ખુન કરાવ્યું હશે એવો મહારાજાને શક ગયો. તપાસ ચાલુ થઇ પરંતુ નતો શાંતિલાલના શબનો પતો લાગ્યો, કે ન એ ભેદ કોઇના જાણવામાં આવ્યો. આથી વિશેષ તપાસ કરવાનું માંડી વાળી મહારાજા રાજનગર પધાર્યા અને શાંતિલાલના પિતા ભગવાનદાસ પુત્ર શોકથી પરલોક સિધાવ્યા. મોહનલાલ શાંતિપુરનો એકલોજ માલિક થઇ પડ્યો.

શાંતિલાલને બેશુદ્ધ હાલતમાં ઉપાડી ગયેલો ગોવીંદરામ મોહનલાલની સલાહ મુજબ તેને તેવીજ હાલતમાં દાટી દેવાનો કે, બાળી મુકવાનો પોતાના માણસોને હુકમ આપતો હતો, તે વખતે પરશોતમદાસ ત્યાંથી પસાર થતો હતો. પરંતુ ગોવીંદરામનું એ તરફ ધ્યાન નહોતું. આથી તેણે છુપાઇને સર્વ સાંભળ્યું. ગોવીંદરામના જવા પછી તેના નિમકહલાલ નોકરો પોતાના માલિકની આજ્ઞાનો અમલ કરવામાં સફળ થાય તે પહેલાં પરશોતમ ૧મ બે ત્રણ માણસો સાથે ત્યાં પહોંચી ગયો. અને એ શયતાનોના હાથથી શાંતિલાલને બચાવી લીધો પાપ પ્રકાશમાં આવી જવાથી નોકરો ગભરાયા પરંતુ પરશોતમદાસે તેને કેટલોક ઉપદેશ આપી શાંત કર્યા અને પોતાની સાથે રાખ્યા. ગોવીંદરામે એ મનુષ્યોને કેટલુંક દ્રવ્ય આપી, શાંતિલાલને ઠેકાણે પાડયા પછી શાંતિપુરનો ત્યાગ કરી જવાને જણાવેલું હોવાથી તેઓ પરશોતમદાસના શરણમાં રહેવાને કબુલ થયા. તેઓની મદદથી પરશોતમદાસે શાંતિલાલની સારવાર કરવા માંડી. કેટલેક દિવસે શાંતિલાલની તબીયત સુધરી ગઇ પરંતુ અતિત બનાવનો ખ્યાલ કરતાં શાંતિલાલને હવે શાંતિપુરમાં રહેવું ભયપ્રદ જણાયું. પરશોતમદાસની સલાહથી થોડા

સમય માટે તે તેની સાથે પોરબંદર ગયો અને ત્યા પાંચ વરસ જેટલો લાંબો સમય પસાર કરી પુનઃ પરશોતમદાસ સાથે છુપા વેશમાં શાંતિપુરમાં પ્રવેશ કર્યો. આ વખતે શાંતિપુરની પ્રજા મોહનલાલના ત્રાસથી ત્રાહી ત્રાહી પોકારી રહી હતી, ગોવીંદરામ અને ચંપા તેને કેટલાક કાર્યોમાં મદદ કરી રહ્યા હતા. મોહનલાલની પત્નિનો સ્વર્ગવાસ થયેલો હોવાથી વિધવા બનેલી શારદા સાથે પુનઃર્લગ્ન કરવાને મોહનલાલ પ્રેરાયો હતો ગોવીંદરામે તેમાં મદદ કરી પરંતુ ત્રીકમદાસ પાસે તેની ચાલાકી કામ ન આવી આથી નિરાશ થયેલો મોહનલાલ એક રાત્રે શારદાને એકાંતમા મળ્યો અને તેણીના પર બળાત્કાર કરવાને તૈયાર થયો પરતુ એજ સમયે શારદાની સાસુએ ત્યા આવી તેણીના શીયળની રક્ષા કરી. આ બનાવ પછી શારદાની સાસુ પર મોહનલાલે અત્યંત જુલમ કરવા માડયો, ઘરનુ તમામ કામકાજ તેણીની પાસેથી લેવા માડયું. મોહનલાલના ત્રાસથી કટાળી એ વૃદ્ધાએ આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. મારા અનુચરો દ્વારા એ વાત માર જાણવામાં આવતાં હું ગુપ્ત રસ્તેથી મોહનલાલના મહેલમા દાખલ થયો અને એ વૃદ્ધ માતાને સમજાવી મારા આશ્રમમા લઇ ગયો. અદ્યાપિ એ મારા આશ્રમમાં રહેછે. મોહનલાલ એ વાતથી અજ્ઞાત છે. તેતો એમજ સમજે છે કે તેણીએ કોઇ કુવા કે સમુદ્રમાં ડુબી આપઘાત કર્યો છે.

કાળીદાસને કુમાર્ગમાં દોરવા સાથે ગોવીંદરામ; ત્રીકમદાસને પણ મળતો રહેતો હતો. મનોરમાના રૂપ માધુર્યમાં તે મુગ્ધ બન્યો હતો, તેણીને મેળવવાને તેણે બહુ પ્રયત્ન કરી જોયો. અરે એકવાર બળાત્કારે ભ્રષ્ટ કરવાની પણ તેણે કોશીષ કરી પરંતુ શારદા અને ત્રીકમદાસના અચાનક થયેલા આગમનથી તેણીનો બચાવ થયો. ગોવીંદરામ પોતાનું કૃત્ય જાહેર થયેલું જોઇ ત્યાંથી પલાયન કરવા આગળ

વધ્યો પરતુ તેજ વખતે મેં ત્યાં જઇ પહોંચી તેને અટકાવ્યો અને થોડી પુષ્પાંજલી સાથે કેટલીક પુર્વની વાતોની યાદ આપી, સુરાહપર આવવાને સમજાવ્યો પરંતુ એ પાપી સુધરવાને બદલે વધારે ઉશ્કેરાયો. કાળીદાસને આડું અવળું સમજાવી તે દ્વારા ત્રીકમદાસનો અને મોહનલાલ દ્વારા મારો અંત લાવવાની એ પિશાચે એક ભયંકર યંત્રણા રચી. આ અરસામા મનોરમાના પિતાની ભયંકર માંદગીનો ત્રીકમદાસને તાર મળ્યો અને તેણીને ત્યા મોકલવામાં આવી. મનોરમાની ગેરહાજરીનો લાભ લઇ દ્રવ્ય લોભી કાળીદાસ ચંપાને લઇ ત્રીકમદાસની સાથે રહેવા ગયો. પરંતુ એક વેશ્યાની સાથે પોતાના પુત્રને આવેલો જોઇ ત્રીકમદાસ ગુસ્સે થયો અને એકદમ તેને નોકર દ્વારા બહાર કાઢવાને તૈયાર થયો, એટલુંજ નહિ પરંતુ પોતાની સર્વ મિલ્કતથી તેને વંચિત કરી શારદાનેજ સર્વ સંપતિની ભોકતા બનાવવાનો તેને નિશ્ચય કર્યો. શારદાના નામનું વીલ તૈયાર કરે તે પહેલાં ગોવીંદરામની બતાવેલી યુકિત અનુસાર કાળીદાસ પોતાને અત્યંત પશ્ચાતાપ થતો હોય એવા ભાવસહ આંખમાં આંસુ વરસાવતો પિતા પાસે આવ્યો, અને પોતાના અપરાધોની ક્ષમા માગી. એટલુંજ નહિ પરંતુ ચંપાને અપમાનસહ મકાનમાથી બહાર કાઢી. સ્નેહવશ પિતા પુત્રના એ બાહિક આડંબરથી ભોળવાયો અને કેટલાક ઉપદેશમય વચનોસહ આશ્વાસન આપી પોતાના ગુપ્ત ધનભંડારની ચાવી પુત્રના હાથમાં આપી. સ્વાર્થાંધિ કાળીદાસ પોતાને જોઇતી વસ્તુ મળી જવા પછી ઉપર ગયો. આ વખતે હું ત્રીકમદાસના ઘરમાં છુપાઇને સઘળું જોઇ રહયો હતો એટલે કાળીદાસ ઉપર શામાટે જાય છે. એ હું સમજી ગયો. ગોવીંદરામ અને તેની વચ્ચે થયેલી વાતચીત મેં છુપાઇને સાંભળી હતી, એટલુંજ નહિ પરંતુ ગોવીંદરામે એક વિષની પડીકી કાળીદાસને આપેલી હતી

તે મારા ધ્યાનમાં હતું ચા પીવાનો સમય હતો, શારદા ઉપર ચા બનાવી રહી હતી. એટલે એ વિષનો ઉપયોગ ચામાંજ થશે કારણકે કાળીદાસ ઉપર ચા લેવાજ ગયોછે. એવું મેં અનુમાન કરી લીધું. આથી કાળીદાસ આવે તે પહેલાં ત્રીકમદાસને સાવધ કરી દેવાનું મેં યોગ્ય વિચાર્યું. હું બહાર આવ્યો અને ત્રીકમદાસને કાળીદાસના ફરેબથી જાણીતો કીધો પરંતુ મારા જેવા અપરિચિતની વાત પર તેને વિશ્વાસ આવ્યો નહિ. ત્યારે મેં મારો ખરો પરિચય આપી. ચાનો ઉપયોગ કરતી વખતે કેવી રીતે કામ લેવું તે સમજાવી દીધું. કાળીદાસે જે કપમાં વિષનું મિશ્રણ કર્યું હતું તે મેં દુરથી જોયુ હતું એટલે એ કપ જ્યારે કાળીદાસે ટેબલ પર મુકયો ત્યારે તે મેં પડદા પાછળ રહી કાળીદાસ ન જાણે તેવી રીતે બદલી લીધે અને તેવોજ એક બીજો કપ એ જગ્યાએ ગોઠવી દીધો. ચા પીધા પછી ત્રીકમદાસે મારી સુચના અનુસાર નાટક ભજવવાનું શરૂ કર્યું અરે કહેવાદો કે જાણે તેને વિષની અસર થતી હોય તેવા અભિનય સાથે તેઓ જમીનપર ઢળી પડયા. કાળીદાસ શયતાનોને વશ હતો.પિતાના મૃત્યુથી તે દીલગીર થવાને બદલે ખુશી થયો, એટલુંજ નહિ પરંતુ પિતાના શબને અગ્નિ સંસ્કાર કરાવવાની શારદાને સુચના કરી તે ચંપાને ત્યાં ચાલ્યો ગયો, શારદા કલ્પાંત કરવા લાગી. હું તે સાંભળી શકયો નહિ, તેણીને આશ્વાસન આપવાનો મેં નિશ્ચય કર્યો પરંતુ હું તેણીની પાસે જાઉં તે પહેલાં ગોવીંદરામ પુરાણી ત્યાં દાખલ થયો અને શારદાના પર બળાત્કાર કરતો જણાયો. શારદા શીળરક્ષા માટે બુમો ન પાડે એટલા માટે નીચ ગોવીંદરામે તેણીનું મોઢું કપડાના એક કુચાથી બંધ કરી દીધું. આ દ્રશ્યથી મને ઘણોજ ક્રોધ ચડયો. અને મેં બહાર આવી ગોવીંદરામને લાત અને મુષ્ટી પ્રહારથી જમીનદોસ્ત કીધો. અને શારદા તેમજ શબવત પડેલા ત્રીકમદાસને લઇ હું ગુપ્ત

રસ્તેથી બહાર નીકળ્યા આ ગુપ્ત રસ્તો ત્રીકમદાસના મકાનમાંજ છે અને તેમાં ઉભા રહી ઘરમાં શુ થાય છે તે સહેલાઇથી જોઇ શકાય એવું એક નાનું જાળીયું તેમાં રાખેલું છે. તે દ્વારા મેં જોયું તો ગોવીંદરામ શુધ્ધિમાં આવ્યા પછી આસપાસ દ્રષ્ટિ કરતો જણાયો પરંતુ અમને કોઇને ત્યાં નહિ જોતાં નિરાશ હતાશ બની તે બહાર નીકળ્યો. એટલામાં મોહનલાલ તેને સામે મળ્યો તેને લઇ પાછો તે ઓરડામાં આવ્યો. અચાનક ત્રીકમદાસના હસ્તે લખાએલો પેલો પત્ર ટેબલ પર પડેલો હતો, તેનાપર એ બન્નેની નજર પડી. બંન્નેએ વાંચ્યો અને મતલબ વગરના પત્રના આધારે તેઓએ શારદાને ત્રીકમદાસની ખુની અને મને તેના મદદગાર તરીકે પકડાવવાની પ્રપંચ જાળ પાથરી. કાળીદાસને પણ તેમાં સામેલ રાખ્યો પરંતુ શારદા જેવી સાધ્વીનું નામ કલંકિત થાય એ કોઇપણ રીતે વ્યાજબી ન લાગવાથી હું મહાત્મા અમ્રતલાલને મળ્યો અને મારો પરિચય આપી શારદા અને ત્રીકમદાસને કેટલોક સમય ગુપ્ત રાખવા પડશે, એમ જણાવી ખાનદાન કુટુંબની ઉજવળ કીર્તીને કલંક લાગતું અટકાવવા કાળીદાસને સમજાવવા જણાવ્યું. અમ્રતલાલના ઉપદેશથી કાળીદાસ મોહનલાલને મદદ કરતો અટકી ગયો આથીતેણે સુરસિંહની સહાયતા લીધી. હું શારદા તેમજ ત્રીકમદાસને લઇ મારા ગુપ્ત સ્થાનમાં ગયો. આ પછી મેં કાળીદાસને સુરાહપર લાવવા, દુર્ગાદાસના વેશમા બહુ પ્રયત્ન કરી જોયો પરંતુ તેમાં હું નિરાશ થયો, એક દિવસ અચાનક મહા કંગાળ હાલતમાં ફરતી મનોરમાનો મને ભેટો થયો તેણીની સાથે થયેલી વાતચીત પરથી કાળીદાસની ક્રુરતાનો કેટલોક અનુભવ મને થઇ ગયો. મેં તેણીને મારી સાથે રહેવાને કહ્યું પરંતુ તેણી

તેમ કરવા રાજી થઇ નહિ. આથી લાચાર હું તેણીને લઇ કાળીદાસ પાસે ગયો અને કેટલોક ભય બતાવી મનોરમાને તેના આશ્રયમાં મુકી આવ્યો. પરંતુ કેટલાક દિવસ પછી એજ મનોરમાને મેં ગંગામાં આત્મઘાત કરવાની કોશીષ કરતી જોઇ. એથી હું તેણીને બચાવી મારા આશ્રમમાં લઇ ગયો. આ વાત મહાત્મા અમૃતલાલ એકલાજ જાણતા હતા, એક દિવસ અચાનક મહારાજાનો મને જંગલમા ભેટો થઇ ગયો, મેં તેમને મોહનલાલ અને સુરસિંહનાં કેટલાંક કર્મોથી વાકેફ કર્યા અને મારો પરિચય આપ્યો. આથી પ્રસન્ન થયેલા એ ન્યાયપ્રિય નૃપતિએ મને મારા દરેક કાર્યમાં સહાનુભુતી આપવાની ઉદારતા બતાવી. ત્યારથી હું રાજા અરવિંદરાયના નામથી મારૂં કામ ચલાવવા લાગ્યો. આ વખતે કાળીદાસને પાણીચું આપી ચંપા અને ગોવીંદરામ યમુના સાથે શ્રીનગર જતાં હતા, રસ્તામાંજ મને તેનો ભેટો થઇ ગયો. મેં યુક્તિ પ્રયુક્તિથી લાલચમાં નાંખી એ સર્વને મારાં નજર કેદી બનાવ્યાં અને બને તેટલા પ્રયત્ને તેને સુધારવાનો યત્ન કરવા માંડયો. ગોવીંદ-રામ અત્યારે પતિત મટી પવિત્ર થયોછે, શયતાન મટી શુધ્ધ બ્રાહ્મણ બન્યોછે. યમુના પોતાના કર્મનું ફળ ભોગવવા પરલોક પહોંચીગઇછે અને ચંપાનો દેહપણ પોતાના પાપનો પશ્ચાતાપ કરતો પંચત્વને પામ્યો છે. મોહનલાલને સુધારવા મેં ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેમાં હું નિષ્ફળ થયો આ સંસાર એક કર્મક્ષેત્ર છે, સ્વાર્થને દુર કરી પરમાર્થ સંપાદન કરવાનો અભ્યાસ કરવાથીજ સાચી મનુષ્યતા પ્રાપ્ત થાય છે. પરાર્થ સાથે મોહનલાલને પ્રથમથીજ વૈમનસ્ય હતું, સ્વાર્થ એજ તેનો મુળ મંત્ર હતો. સ્વાર્થી મનુષ્યો હમેશાં અંધ હોય છે, તેને સારાસારનું જ્ઞાન હોતું નથી. મારી વિરૂદ્ધનાં તેણે રચેલાં ષડયંત્રો નિષ્ફળ જવાથી તે મરણીયો થયો હતો. તેણે એક વખત મહારાજાની સમક્ષ મારા

